

નેકનામદાર મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજી.

ભાવનગર.

A. P. Press—Bhavnagar.

# વકતવ્ય

મહાનદીઓના ઉદ્‌ભવસ્થાન પાસે જઇને ઉભા રહીએ તો આટલો ક્ષીણ મંદ પ્રવાહ આગળ જતા સીંધુ, યમુના કે ગંગા જેવુ વિશાળ રૂપ શી રીતે પામતો હશે તે એકાએક આપણી બુદ્ધિમા ન ઉતરે માડ માડ માર્ગ કાપતુ એ મંદ ઝરણુ ધીમે ધીમે અન્ય પ્રવાહોના સંગમ અને સહકાર મેળવે છે અને તે પછી નદીનો આકાર પામી, માતાના જેટલા જ વાત્સલ્યથી પ્રાણીમાત્રને પોષે છે સંસ્થાઓના ઉદ્‌ભવ અને વિકાસ પણ લગભગ આવા જ હોય છે પચીસ વરસ ઉપર ૧૯૦૩ ના એપ્રીલ માસની તા ૧૨ મીએ અમદાવાદ મુકામે જન્મેલુ આ "જૈન' પત્ર એ જ પ્રકારના સહજ ઉદ્‌ભવ અને સ્વાભાવિક વિકાસનુ સાક્ષીરૂપ છે જૈન તીર્થની રક્ષા તથા સ્વતંત્રતા માટે એક સાપ્તાહિક પત્રની જરૂર છે એ ભાવનામાથી 'જૈન પત્રનુ બીજ વવાયુ એ વખતે અંગ્રેજ અથવા વિદેશી મુસાફરોને, મંદિરમા પેસતા પહેલા જોડા ઉતારવાનુ કહેતા પણ ભય અને સંકોચ લાગતો પગમા જોડા પહેરી, મ્હોમાથી ચીરુટનો ધુમાડો કાઢતા પાશ્ચાત્ય મુસાફરો, ગોરી ચામડીના જોરે આખ [illegible] જે તીર્થમંદિરોમા ઠેઠ ગર્ભાગાર સુધી જવાને હઠ પકડ[illegible] તીર્થના ચોકીદારોને વ્યવસ્થાપકો પાસે પણ વિનતિ કે પ્રાર્થના કરવા [illegible] કોઈ સબળ ઉપાય ન હતો સંવત્ ૧૯૫૯ ના માગશર મહિનામા [illegible] પાલીતાણા પ્રતિ આવો જ એક પ્રસંગ બન્યો જૈન સમાજમા એ આ[illegible] મચાવ્યો, પ[illegible] એ અસંતોષ કે વ્યથાને વ્યકત કરવા પો[illegible] એક [illegible]ણુ સ્વતંત્ર સાધન ન હતુ સ્વ ભગુભાઇએ એ [illegible] પ્રકટાવવાનો પ્રથમ પ્રયત્ન કર્યો અને જૈનતીર્થોની સ્વતંત્રતા તથા પવિત્રતા પોકારતો નાદ નિર્ભયપણે ગજાવ્યો તીર્થરક્ષાના આશયથી પ્રગટ થતા પત્રને, પછી તો આસપાસના અનેક ઝરણા આવી મળ્યાં મુનિવરોએ પોતાના પ્રવચનો પ્રવર્તાવવા એ જ પત્રના પૃષ્ઠોનો ઉપયોગ કરવા માડયો શાસન–પ્રભાવનાના અને સમાજ–સુધારણાના વિધવિધ વિષયો પણ ધીમે ધીમે એ જ પત્રને વિષે સમાવેશ પામવા લાગ્યા મુનિ વિહાર અને સામાજીક ઉત્સવોના વર્તમાન પણ સગ્રહાવા લાગ્યા એ રીતે એક ન્હાનુશુ ઝરણુ બીજા અસંખ્ય પ્રવાહોના સહકાર તથા સંગમને પામી, ક્રમે ક્રમે આજની સ્થિતિએ પહોચ્યુ પચીસ વરસના ગાળામા "જૈન" પત્રે તીર્થની, સંઘની કે સાહિત્યની કેટકેટલી સેવા સાધી એનુ સિંહાવલોકન અમે પોતે કરીએ, એ કદાચ આત્મશ્લાઘા ગણાય. જૈન અને જૈનેતર આગેવાનો, સાક્ષરો તથા સાહિત્યકોના, રૌપ્ય મહોત્સવ નિમિત્તે મળેલા અભિનંદનો તથા ઉદ્‌ગારો જ એનો કઇક ખ્યાલ આપશે.

"તીર્થભક્તિ" ના બીજમાથી તીર્થના સંરક્ષણ તથા સંશોધનનો ક્રમ વિસ્તાર પામતો ચાલ્યો શ્રી સિદ્ધક્ષેત્રના હક્ક અને હકુમતવાળો વિવાદ, દિગંબર અને શ્વેતાંબરો વચ્ચેની તીર્થ સંબંધી અથડામણી તથા ઉપેક્ષા પામેલા જૈનતીર્થોની દુર્દશા વિગેરે પ્રકારના અંકુરો એ રીતે ફૂટયા અને એ વખતે 'જૈન'પત્રે વસ્તુસ્થિતિ નિરેખવા તથા તેના ઇલાજ સૂચવવા કેટલો ભાગ

ભજવ્યો તે આ પત્રના વાચકોથી અજ્ઞાત નથી. આ વાત ફરીથી અમે એટલા માટે કહીએ છીએ કે પ્રાચીન તીર્થો પ્રત્યેની મમતા અમારી રગેરગમા વ્યાપ્ત છે અને એ પક્ષપાતના પરિણામે જ અમે આ ખાસ અંકમાં પણ તીર્થરક્ષા અને પ્રાચીન તીર્થોના સંશોધન ઉપર જ વધુ ભાર મૂક્યો છે.

પણ તીર્થરક્ષા એ જ કંઇ સામાજીક કે ધાર્મિક જીવનનું એક માત્ર અંગ નથી. સામાજીક સંગઠન અને ધાર્મિક પરંપરાની વિશુદ્ધિ એ પણ જીવનને એટલા જ ઉપયોગી છે. આપણે જેમ જૈન તીર્થો ઉપરના અન્યના આક્રમણ સહન ન કરી શકીએ, તેમ આપણા વિચાર સ્વાતંત્ર્ય અને યુગધર્મ સામેના આપખુદી હૂમલા પણ એક પળવાર ય નભાવી ન શકીએ. 'જૈન' પત્રે આવા રૂઢ, મમત્વ અને આપખુદીના પ્રસંગોમા પણ એટલા જ બળથી પોતાની લડત ચલાવવાની ફરજ અદા કરી છે. એટલું જ નહિ પણ આજે હિંદના રાજદ્વારી ગગનમંડળમા જે જે વિચારક્રાંતિના વાયરા ફુંકાઈ રહ્યા છે તેનો આભાસ-આપવામા, અને તે સાથે જૈનોની ઐતિહાસિક વિશિષ્ટતા તથા હક્ક તેમજ વ્યાપારી પ્રશ્નોના પ્રતિપાદનમા પણ "જૈન" પત્ર હંમેશા મોખરે જ ઉભું રહ્યું છે.

ન્હાની-મ્હોટી કોમો જે વખતે પોતાના સંગઠન યોજવા અને રાજદ્વારી તેમજ આર્થિક હક્ક મેળવવા જોરશોરથી કોશીષ કરી રહી હોય તે વખતે જૈનસંઘ ભૂતકાળના સ્વપ્ન સેવતો જ બેસી રહે એ કેમ બને? 'જૈન' પત્રે વખતોવખત એ પ્રમાદ અને આળસ્ય ઉડાડવા, કેટલાકોને ન રૂચે એવા ઉપાલંભ આપ્યા છે. કેટલીકવાર એ ઉપાલંભમાં કે નિવેદનોમા ડંકારતા કે અસંયમ પણ ભળ્યા હશે, પણ સંઘસેવા સિવાય અમારો બીજો કંઇ જ આશય ન હતો અને નથી, અમારા એ શુભાશયે જ અમને અનેકાનેક વિઘ્નો સામે અડગ ઉભા રહેવાની શક્તિ પ્રેરી છે. એમ આ પ્રસંગે ફરીવાર, નમ્રભાવે મારે કહી દેવું જોઇએ

"જૈન" પત્રે પોતાનું નિયમિતપણું જાળવવા અને પ્રગતિનો પંથ કાપવામા જે કંઇ પણ સફળતા મેળવી હોય તો તેમા સમાજના સદ્દભાવ ઉપરાંત મારા સહકારી ભાઇ ગુલાબચંદ લલ્લુભાઇની ખંતભરી સહાનુભૂતિ પણ એટલી જ ઉપકારક માનું છુ અને ચી. ગુલાબચંદ તથા હરીલાલે વ્યવસ્થા અને યોજના સરકરણનો સાથ પુરતી જાય છે. તે માટે સંતોષ નોંધતા સંચાલન પ્રબંધમા. ઝિણાવટીથી ધાર્યુ પાર ઉતારવાને હમેશા તૈયાર ઉભેલા ઓફીસ તેમ જ પ્રેસ સ્ટાફની લાગણીને પણ હું આ પ્રસંગે કૃતાર્થભાવે યાદ કરું છું.

પ્રસ્તુત રૌપ્ય મહોત્સવ-અંક પણ અમારા પ્રત્યેના વાચકો અને વિદ્વાનોના સદ્દભાવ તથા સહકારનુ જ એક આછું નિદર્શન છે. છેલ્લા પચીસ વરસમા જૈન સમાજમા તીર્થ સંબધી જીજ્ઞાસા-સંશોધનવૃત્તિ કેટલી વિકાસ પામી છે, ઐતિહાસિક ગવેષણાઓ કેટલી ઉંડાઇએ પહોચી છે, વિચાર સ્વાતંત્ર્ય કેટલું જોમદાર બન્યું છે અને સામાજીક પુનર્ઘટના સંબંધી યોજના કેટલી આદરણીય બની છે તે હકીકત આ ખાસ અંકના પૃષ્ટો પોતે જ ઉચ્ચારી રહ્યાં છે. આપણો વિચારવિકાસ માપવામા પણ આ અંક એક ઉપયોગી સાધન થઇ પડશે. કોઇ એક લેખને જૂદો તારવી તેની આલોચના કરવી એ અહીં ઉચિત ન ગણાય. સમુચ્ચયે એટલું કહી શકાય કે ધરતીના ઉંડા પડમાથી વૃક્ષ જેમ પોતાનો રસ ખેંચી શાખા, પત્ર તથા પુષ્પને પ્રાણ પૂરે છે તેમ આ અંકની શોભા અને ગૌરવ પણ સમાજના સાક્ષરો, વિદ્વાનો અને મુનિવરોને જ આભારી છે. એ સર્વ વિદ્વાન્ લેખકોની કૃપા અને સૌજન્ય સંભારતા ઉપકારભારથી મારૂ મસ્તક ઝૂકી પડે છે.

દેવચંદ.

# અં જ લી.



જેના અસંખ્ય ઉપકારની શીળી છાયામાં આ દેહ અને આત્મા સંસ્કાર પામ્યા તે શ્રી પૂજ્ય પિતાજીના ચરણમાં

કિંકર.

દેવચંદ.

## સ્મરણ

શિક્ષણદાનના ઔદાર્યથી અનેક નાગરિકો નિપજાવ્યાં અને સ્ત્રીકેળવણીના બીજ વાવ્યાં.

✣

ધર્મભાવનાના નિયમનથી આત્મહિત સાધવા ઉપરાંત ગઢડા-જેવા સ્વામીનારાયણ ધર્મના ધામમા જિનાલયનું સ્થાપન અને શ્રી સંઘસમુદાયનો ઉદ્ભવ કર્યો.

✣

મહાજન મંડળમાં નગરશેઠની કૌટુંબીક કર્તવ્યનિષ્ઠા જાળવી.

✣

એ અને આવી પૂજ્ય પિતાજી (સ્વ૦ દામજી લવજી શેઠ) ની શાસન ભક્તિ તેમ જ સમાજ સેવાના સંભારણાં એ જ

જીવનવિકાસનો

અ સી ર સ.

# વિષય–સૂચી.



અભિનન્દન અને શુભેચ્છા



“જૈન” રૌપ્ય મહોત્સવ અંક



ભાવનગરમાં પ્રકટ થતા “જૈન” સાપ્તાહિક પત્રનો “રજતોત્સવ-અંક” પ્રકટ થાય છે તે પ્રસંગે તે પત્રને અભિનન્દન અને શુભેચ્છા સર્વ તરફથી ઘટે છે હું તો બન્ને ય આનન્દ તથા ઉત્સાહ સહિત આપું છું

પ્રત્યેક ધર્મપ્રવૃત્તિ એ વસ્તુતઃ તત્ત્વપ્રતિપાદક હોઈ, ધર્મ ધર્મ વચ્ચેના વિગ્રહો અજ્ઞાનમૂલક છે એમ હું માનું છું **ધર્મને વિરોધ હોઈ શકે તો અધર્મ સાથે—ધર્માન્તરો વચ્ચે તો સહકાર જ શોભે** સર્વે ય ધર્મો તત્ત્વના ઉપાસકો હોઈ સહકારી જ હોવા જોઈએ મા વિદ્વિષાવહૈ—પરસ્પર દ્વેષ ન કરીએ

“જૈન” પત્ર પોતાની વિશિષ્ટ પ્રવૃત્તિ એકનિષ્ઠાથી કરે અને ઇતર સત્પ્રવૃત્તિઓનો તેમ કરવાનો અધિકાર સ્વીકારે તો પછી વિશ્વયન્ત્રના એક ઉપયુક્ત ચક્રરૂપે તે સ્થાને અને સમયે જ છે

[illegible]
ભાવનગર, તા. ૧૧-૧-૩૦

પ્રભાશંકર પટ્ટણી

A P Press—Bhavnagar

## શ્રી "જૈન" રૌપ્ય મહોત્સવ કમિટિના માનદ અગ્રગણ્યો.



**શ્રી જીવરાજભાઇ ઓધવજી દોશી**
B A LL B
એડીશનલ સર ન્યાયાધીશ—ભાવનગર સ્ટેટ



**શેઠ ગીરધરભાઇ આણંદજી**
પ્રમુખ ભાવનગર સંઘ



**શ્રી મોતીચંદભાઇ ઝવેરચંદ મહેતા**
માજી હેડ માસ્તર ભાવનગર હાઇસ્કૂલ
ઉપપ્રમુખ ભાવનગર સંઘ.



**શ્રી કુંવરજી આણંદજી દોશી**
પ્રમુખશ્રી જૈનધર્મ પ્રસારક સભા
આદ્યતંત્રી "શ્રી જૈનધર્મ પ્રકાશ"



**દિવાનબહાદુર ત્રિભોવનદાસ કાળીદાસ**
કાઉન્સીલર-ભાવનગર સ્ટેટ કાઉન્સીલ.



**શ્રી વલ્લભદાસ ત્રિભોવનદાસ ગાંધી**
સેક્રેટરી જૈન આત્માનંદ સભા
સહતંત્રી "શ્રી આત્માનંદ પ્રકાશ"



**શ્રી ફતેચંદ ઝવેરભાઇ શાહ**
સંતત્રી શ્રી "આત્માનંદ પ્રકાશ"



**શ્રી ખાન્તિલાલ અમરચંદ વોરા**
કમીશ્નર-ભાવનગર મ્યુનીસીપાલીટી.



**શ્રી ગુલાબચંદ આણંદજી દોશી**
ઓનરરી મેજીસ્ટ્રેટ.

# નિર્દેશ

લગભગ બે વર્ષ અગાઉ (સને ૧૯૨૮ના એપ્રીલ માસની શરૂઆતમાં) 'જૈન' પત્રની ઓફીસમાં, જિન ભગવાનનું સિંહાસન સ્થાપી, પ્રભુજી પધરાવી, પૂજાના સ્તોત્રોનો ગુંજારવ થઈ રહ્યો હતો ત્યારે ભાવનગરમાં રહેલા સાધુ-સાધ્વી તેમ જ શ્રાવક-શ્રાવિકાના બહોળા સમુદાય સાથે અમને પણ આ લાભ લેવાની તક મળી.

આપણા સામાજીક પત્રને અસ્ખલિતપણે પચીશ વર્ષ પસાર કરવાનો સુવર્ણ અવસર પ્રાપ્ત થાય તેમાં 'જૈન' પત્રના સંચાલકોને જ નહિ, પણ સમગ્ર 'જૈન' પ્રજાને અભિમાન લેવા જેવું હતું. આજના માંગલિક પ્રસંગમાં ભાગ લેવાને ભાવનગરના જૈન સમાજ ઉપરાંત જૈનેતરો પણ મોટી સંખ્યામાં આવ્યા હતા એટલું જ નહિ પણ 'જૈન' પત્રના પચીશ વર્ષ પુરા થવાનો શુભ પ્રસંગ આવ્યો છે તે હકીકતના ખબર છેલ્લા એકાદ અઠવાડીયા પૂર્વે જ જનતાની જાણમાં આવેલા હોવા છતાં, બહોળા હિતેચ્છુ સમુદે આ શુભ પ્રસંગમાં બહારગામથી હાજરી આપી હતી તે ઉપરથી 'જૈન' પત્રની સમાજપ્રિયતાનો અસાધારણ ખ્યાલ આવતો હતો.

મૂર્તિની વિધિ પૂર્ણ થવા પછી આનંદ-પ્રેસના વિશાળ હોલમાં 'જૈન' પત્ર અને તેના સંચાલકને અભિનંદન આપવાને દબદબાભર્યું સંમેલન ગોઠવાયું. પ્રમુખસ્થાને ભાવનગર સ્ટેટ કાઉન્સીલના સભ્ય દીવાન બહાદુર ત્રિભુવનદાસભાઈ કાળીદાસ બિરાજ્યા અને કાર્યની શરૂઆતમાં મંગળાચરણ પછી ભાઈ સુશીલે 'જૈન' ઓફીસ ઉપર બહારગામથી શુભાશીર્વાદ અને પ્રોત્સાહન સૂચક આવેલા સંદેશા તારો અને અભિનંદન પત્રો સંમેલન સન્મુખ રજુ કર્યા જેમાં હિંદના દરેક ખુણેથી ચતુર્વિધ સંઘનો 'જૈન' પત્ર તરફ એકસરખો પ્રેમપ્રવાહ વહી રહેલો જોઈને 'જૈન' તરીકે કોને હર્ષ ન થાય!

આ પ્રસંગે જૈન-જૈનેતર આગેવાનો અને અધિકારી મંડળ ઉપરાંત મહાત્મા ગાંધીજીના પુત્ર રામદાસભાઈ, 'કૌમુદી'ના તંત્રીશ્રી, 'શારદા'ના તંત્રીશ્રી વગેરેની હાજરી આનંદદાયક થઈ પડી. પત્રકારના જીવનનો પરિચય કરાવતા ભાઈ સત્યસુંદરે કહ્યું કે—

"પત્રકારને હું સાધકની કોટીમાં મુકું છું. એ ગમે તેટલી મુશ્કેલીને પણ સામાન્ય ગણે ને તેને પ્રેમથી—હસ્તેમુખે વધાવી લ્યે, પણ પત્રકારનું જીવન બહુ કપરું છે. તેના ટેબલ ઉપર નોટીસો, ફરીયાદો, ચર્ચાપત્રો વગેરે પડયા જ હોય. જેનામાં સેવા, વિનય, નિર્દોષતા, પ્રભુપ્રિયતા અને સરલતા વસેલા હોય અને સેવા કરવાની જ ભાવના હોય તેવા પત્રકારને ગમે તેવા વિકટ સંયોગોમાં પણ શાંતિ જ હોય છે. × × દેવચંદભાઈને હું જ્યારે જ્યારે મળ્યો છું ત્યારે એવા ભાવો તેમના મુખ ઉપર મેં જોયા છે. 'જૈન' પત્રમાં ગંભીરતા, સાહિત્ય અને સામાજીક વિષયોનું પોષણ થાય છે તે જોતા આ ઉત્સવ માત્ર જૈનોનો જ નથી. તેના અગ્ર લેખોનું એક પુસ્તક પ્રગટ કરવામાં આવે તો સાહિત્યમાં સુંદર ઉમેરો થાય."

\+ + +

સ્વાભાવિક હવા-પાણી કે આજુબાજુના સંયોગો પ્રાણીમાત્રનું જીવન છે છતાં તેના નિયત-નિયમિત લાભ લેનાર માનવીને પણ તેના લિખિતના સહજ નરી ગુપ્તની જેમ 'જૈન' પત્રનું પ્રકાશન જૈન કોમ ...



રજત મહોત્સવ સંમેલન—ભાવનગર.

હિત માટે કેટલું ઉપકારક થઈ પડયું છે તેનો ખ્યાલ લાવવાને ભાઇ રાયચુરાનું કથન સૂચક અને સમયોચિત હતું.

અમને જણાવતાં હર્ષ થાય છે કે—આ સૂચનનો જવાબ એ શુભ પ્રસંગે જ 'જૈન' પત્ર તરફનો સ્હાનુભૂતિ ભર્યો સદ્‌ભાવ દર્શાવવાને પૂજ્ય આચાર્યો અને મુનિવરો, ગામગામના સંઘો અને સંસ્થાઓ, સમાજના આગેવાનો અને ઉત્સાહીઓ; તેમ જ શ્રીમાનો અને સાક્ષરોએ તારો અને સંદેશા દ્વારા બતાવેલા એકસરખા સદ્‌ભાવમાં જ તરી આવે છે.

જે વર્ત્તમાન પત્રની ઉપયોગીતા અને વિશિષ્ટતા માટે જૈન સમાજ આટલું અભિમાન લઈ શકે છે તેના જીવનક્રમનો રજુ થયેલો ટુંકો ઇતિહાસ પણ ગૌરવભર્યો છે.



શેઠ દેવચંદ દામજી તંત્રી 'જૈન'

"આજથી ૨૫ વર્ષ પૂર્વે વર્તમાનપત્રની આવશ્યકતા અને ઉપયોગીતાથી અજ્ઞાત સમાજ અંધારે અથડાતો હતો. વસ્તી—પત્રક ઉપરથી જૈનોની સંખ્યા જાણવા સિવાય પોતે કોણ છે ? પોતાનું રાષ્ટ્રમાં કયાં સ્થાન છે ? એનો થોડા જ જૈનોને ખ્યાલ હતો. જૈનોનું સામાજીક વ્યક્તિત્વ એકબીજાથી અજાણી—અપરીચિત સ્થિતિમાં વીખરાયેલ હતું અને જૈનોનું જાહેર વર્ત્તમાન પત્રોમાં સ્થાન પણ નહોતું. આ સ્થિતિમાં શ્રી ભગુભાઇ કારભારીના હાથે ' જૈન ' પત્રનો જન્મ થયો.

પત્રકારોની કસોટી ન્યાયાધિકારી જ સમજી શકે તેવી ગંભીર છે. ન્યાયને માર્ગે નિ:પક્ષ રહેવાની દ્રઢતા જાળવતાં એક વર્ત્તમાનપત્રકારના હિતેચ્છુ સહજમાં વિરોધી બને છે. ટેબલ ઉપરની ફેરીયાદોને ઈન્સાફ આપતાં પત્રકારોને સાચા—ખોટા આક્ષેપો સહેવા પડે છે, ધમકીપત્રો અને નોટીસો માટે હમેશાં માથું ઉઘાડું રાખવું પડે છે, પરંતુ સેવાની ભાવના હોય તો એ સઘળું પ્રેમથી સહી લેવું જોઇએ. વર્ત્તમાનપત્ર એ રળવાનું સાધન નથી, પરંતુ સેવા—ભોગનો યજ્ઞ છે.

'જૈન' પત્ર અમદાવાદમા જન્મ્યું ત્યારે તેણે જેમ મિત્રો મેળવ્યા, તેમ દુશ્મનો પણ મેળવ્યા હતા એકતરફી રૂઢ વાતાવરણમાંથી જનતાને સામયિક વાતાવરણમાં લઇ જવા માટે અનેકનો પ્રેમ અને વિરોધ સહેવો પડયો હતો. ત્રણ વર્ષ બાદ મુંબઇ જતાં ત્યાં પણ તે જ મુશ્કેલી હતી. ટુંકામાં દશ વર્ષ દરમિયાન ભગુભાઇને શારીરિક, માનસિક અને આર્થિક ભોગો આપવા ઉપરાંત પત્રકારત્વની કસોટીમાં જેલયાત્રાનો અનુભવ પણ કરવો પડયો હતો. "

તે પછી 'જૈન' પત્રનું સુકાન ભાઇશ્રી દેવચંદભાઇના હાથમાં આવ્યું. સંઘના કાર્યપ્રદેશમાં તેમની કાર્યદક્ષતા અને જાહેર હિમ્મતનો અનુભવ સહેજે મળી શકતો; પરંતુ પત્રકારના ક્ષેત્રમાં તરવારની ધાર ઉપર રહેવાની મુંઝવણ તો સમય મળ્યે સમજાય સોળ—સોળ વર્ષના અનુભવમાં 'જૈન' પત્ર બરાબર નિયમીત રીતે અઠવાડીયાનાં પ્રભાતમાં નજર સામે પડયું હોય. તેથી તેના નિયમીતપણાની મુશ્કેલી કયાંથી સુઝે ? બાર વર્ષ પહેલાં જ્યારે ભાવનગરમાં પ્લેગનો ઉપદ્રવ વધતાં જીવન—મરણનો સવાલ જનતાને મુંઝવી રહ્યો હતો. ત્યારે 'જૈન' પત્રની નિયમીતતા ન જોખમાય તે માટે પ્રેસના જરૂરી સાધનો સાથે તેમણે અધેવાડામાં પડાવ નાખ્યો. અને કાળ જાણે તેમની કસોટી કરતો હોય તેમ એક સામટા ત્રણ—ત્રણ આપ્તજનો પ્લેગના પંજામાં ભરખાઇ ગયાં. છતાં 'જૈન' પત્ર તો નિયમીત સમયે નજરે આવી ગયુ જ હોય. આટલું ધૈર્ય, દ્રઢતા અને જાતિભોગનો અંગત અનુભવ જનતામાં વધુ સદ્‌ભાવ પ્રેરે તે સ્વાભાવિક હતું.

' જૈન ' પત્રને જન્મ આપવાનો યશ અમદાવાદે અને તેના પોષણનુ માન મુંબઇ નગરીએ મેળવ્યું. એ બાળક પચીશ વર્ષની પુખ્ત ઉમરે પહોંચવા ભાગ્યશાળી થયું છે તેમ સાંભળવામા આવે ત્યારે તેમના હૃદયમાં વાત્સલ્યના ફુવારા ફુટવા જોઇએ અને આગળ વધીને કહીએ તો 'જૈન' પત્રે અનેક આઘાત—પ્રત્યાઘાતો સહીને પણ જૈનસમાજમાં વિચાર સ્વાતંત્ર્યનો યુગ વિવેક ભરી રીતે પ્રગટાવવા અને ખાસ કરીને તીર્થરક્ષા પાછળ જે અડગ સેવાર્પણ કર્યું છે, તેને સમાજ કેમ ભૂલે ?

× × ×

દિવાન બહાદુર ત્રિભોવનદાસ કાળીદાસભાઈએ પણ એ જ કહ્યું કે–

" સામાજીક, રાજકીય અને ધાર્મિક આમ ત્રણ સત્તાઓ આપણા ઉપર અમલ કરે છે જ્યારે તે તે સત્તાઓ પોતાની મર્યાદામા રહી સત્ય રીતે કાર્ય કર્યે જતી હોય ત્યારે તો કંઈ બોલવાનુ રહેતુ નથી, પરંતુ સત્તાના કેફમા બીજે રસ્તે દોરવાઈ જાય છે, ત્યારે તેની સામે બોલવાની-દાબ રાખવાની અગત્ય ઉભી થાય છે આ ઉપરથી ન્યુસપેપરાની આધુનિક સસ્થા પશ્ચિમમાથી જન્મી અને રાજકીય, સામાજીક કે ધાર્મિક પ્રશ્નનો ઉકેલ કરવામા તેણે અગત્યનુ સ્થાન રોક્યુ આ રીતે સત્તા સામે યુદ્ધ અને સત્ય વિચારો રજુ કરી સહેજે સારા રસ્તે લઈ જવાના પ્રવૃત્તિક્ષેત્રમા ન્યુસપેપરો સારૂ કાર્ય કરી શકે છે "

" આજકાલ ન્યુસપેપરોની જરૂરીઆત વધતી જાય છે, તેમ તેનો શોખ પણ વધતો જાય છે પ્રાતઃકાળે ચાનો પ્યાલો છોડી, ઘણા ન્યુસપેપરો વાચવા મડી જાય છે આ પ્રમાણે તેની ઉપયોગીતા અને સત્કાર વધતા જાય છે તેમ પત્ર ચલાવનારાઓની જવાબદારી પણ વધતી જાય છે એક છાપખાનુ કે સામાન્ય સાધન વચ્ચે પેપર ચલાવી ન શકાય પત્રકારની ફરજ છે કે સત્યને વળગી રહેવા માટે તેણે ભોગ આપવાનો આદર્શ રાખવો જોઈએ ન્યુસપેપરને હમેશા સહવાનુ અને એક પછી એક એમ અનેક મુશ્કેલી વચ્ચે તેને જીવવાનુ હોય છે જ્યારે સમાજ, રાષ્ટ્ર કે ધર્મને સુધારવો હોય ત્યારે પાયો નીડર બનવુ જોઈએ જાહેરમા ઉતરવા જતા ગમે તેટલા સકટો આવે, ગમે તેવી મુશ્કેલીઓ આવે, તોપણ તે વધાવ્યે જ છુટકો "



'જૈન' પત્રનો રજત મહોત્સવ એ ભાવનગરને પણ સગર્વ થવા જેવો પ્રસગ માનુ છુ આજના વર્તમાન પત્રના યુગમા ભાવનગરે આગળે એક વર્તમાન પત્ર પચીશ વર્ષનુ કાઢ્યુ છુ, અને, અને જેના તરફ હિંદના દરેક ગામો અને શહેરોમાથી ધર્મગુરૂઓ અને સઘો, શ્રીમાનો અને વિદ્વાનોના તાર અને પત્રોથી આશીર્વાદ અને અભિનંદનો વરસાદ વરસી રહ્યો હોય, જેના રૌપ્ય મહોત્સવ સમેલનનુ સુકાન સ્ટેટ કાઉન્સીલના સત્તાધીશે સ્વીકાર્યુ હોય અને જેના મંગળમહોત્સવમા જૈનો અને વૈશ્નવો, પારસી અને મોસ્લેમો નાના ભેદ વિના મહોળા સમુદાયનો સ્નેહભર્યો સત્કાર તરી આવતો હોય તે ભાવનગરને માટે ઓછો આનદનો અવસર નથી

ભાવનગરના મહાજન મડળમા અને સ્થાનિક સ્વરાજ્ય સસ્થા (મ્યુનિસીપાલિટી) મા જ્યારથી મને ભાઈશ્રી દેવચદભાઈનો પરિચય થયો ત્યારથી તેમનો ઉત્સાહ, આત્મભોગ અને કાર્યદક્ષતાએ મારૂ ધ્યાન ખેચી રહ્યા હતા તેમના તંત્ર નીચે જ્યારે 'જૈન' પત્રની ખીલવણી અને સમાજનો તેમના તરફનો એકસરખો પ્રેમ જોઉં છુ, ત્યારે મારા આનદમા ઓર વધારો થાય છે

'જૈન' પત્ર દ્વારા સમાજનુ હિત સાધવા સાથે ભાવનગરને પણ તેમનો અધિક લાભ મળે તેવી ભાવના સાથે તેમનુ કલ્યાણ ઈચ્છુ છુ

પરભુદાસ ભગવાનદાસ
નગરશેઠ–ભાવનગર

પત્રકારોની મુશ્કેલીઓ તરફ ધ્યાન ખેચવા પછી તેઓશ્રીએ 'જૈન' પત્ર અને જૈન સમાજને અગે કહ્યુ કે—

" જૈનપત્રના હાલના અંકો જોઈ જતા હુ ખુશી થયો છુ 'જૈન' પત્ર કેવળ જૈનોનુ જ નથી પરંતુ જૈનેતરોનુ તમા સ્થાન છે રાજકીય દૃષ્ટિએ પણ 'જૈન' પત્ર સારી સેવા બજાવે છે તેમ જણાયુ રાજબધારણમા કોમી હક્કની માગણી, રાષ્ટ્રની દૃષ્ટિએ યોગ્ય ન ગણાય એવુ નિરૂપણ મને બહુ પસંદ પડયુ આજે બાહ્યાચારોને અગે ધર્મના નામે તકરારો કરનારાઓ બહુ વધી ગયા છે મને તો લાગે છે કે આવી તકરાર કરનારાઓમાના ભાગ્યે જ કોઈ ધર્મનુ રહસ્ય સમજતા હશે આવી ખોટી તકરારોથી લાભ કરતા નુકશાન વધારે છે "

" પાલીતાણાના પ્રશ્નમા તમે જે લડત ચલાવી છે–જે યુનીટી (એકસપી) જાળવી છે, તેમા તમારો વિજય જોઉં છુ તમારા સમાજમા ધાર્મિક તેમ જ સામાજીક દૃષ્ટિએ ઘણા સુધારા કરવાની જરૂર છે, તેનો ઉકેલ આવા પત્રોદ્વારા થાય એમ ઈચ્છુ છુ છેવટે ઈચ્છુ છુ કે 'જૈન' પત્રની પચીશ વર્ષની જ્યુબીલી આપણે અહીં ઉજવવા એકત્ર થયા છીએ એ જ્યુબીલી જૈનસમાજ આ કરતા મોટા સ્વરૂપમા ઉજવે."

પ્રમુખશ્રીના આ શબ્દોમા પ્રગ ભાવાત્મક ભાવના હતી 'જૈન' પત્રની જ્યુબીલી અધિકતર ઉલ્લાસ અને ઐક્યથી જૈન સમાજે ઉજવવાની ફરજનો તેમા આદેશ હતો, અને

સમાજના અગ્રગણ્યો અને ઉત્સાહી મિત્રમંડળ પણ આ પ્રસંગે તારો અને પત્રોદ્વારા 'જૈન' પત્રની સેવાનો સામાજીક સત્કાર કરવાને એ જ ઘોષણા કરી રહ્યા હતા જેના પરીણામે "જૈન" રૌપ્ય મહોત્સવ કમિટિ અસ્તિત્વમાં આવી શકી. આ પ્રેરણાત્મક બળ અને બતાવેલા સદ્‌ભાવ માટે સમાજને જ માન ઘટે છે.

× × ×

"જૈન" રૌપ્યમહોત્સવ કમિટિમાં હિંદના દરેક પ્રાંત અને શહેરોના આગેવાનો, શ્રીમાનો અને સાક્ષરોનો એકસરખો સહકાર યોજાયો છે; પરંતુ જ્યારે જ્યારે કમીટીના કાર્યપ્રબંધને વહેવારૂ રૂપ આપવા માટે વિચારણા થાય છે ત્યારે ત્યારે ભાઇશ્રી દેવચંદભાઇ એક જ વાત કરી રહ્યા છે કે-'જૈન' પત્રનું પચીશ વર્ષની પૂર્ણાહૂતિ પછીનુ પ્રભાત એજ સુવર્ણમય ઉષાનો મંગળ પ્રસંગ હતો. આ શુભ સમયે શ્રીસંઘ-સમુદાયે મને પ્રેમ પ્રવાહથી તરબોળ કર્યો છે અને મુનિમંડલોએ આશીર્વાદના આંદોલનો વરસાવી "જૈન" પત્રને જ્વલંત જીવન અર્પ્યું છે તે ઓછું નથી.

જૈનસમાજ માટે 'જૈન' પત્રથી જો કંઇએ થયું હોય તો તે સમાજના પ્રેમબળને આભારી છે. મારે માટે તો હજી ઘણી ફરજો ઉભી રહી છે. આજે તીર્થરક્ષણનો પ્રશ્ન વધારે ગંભીર થતો જાય છે. જૈન સાહિત્ય ઉપર આક્રમણો પણ થયાં જ કરે છે. વળી આંતરકલેશ તથા વાડાવાડાની ખેંચતાણથી સમાજનું ઐકય જોખમમાં છે. આ ધુંધાએલા કોકડાને ઉકેલવું તેજ અમારો ધર્મ અને તેમાંજ અમારો આનંદ સમાવો જોઇએ.

'જૈન' પત્ર જૈન સમાજનું જ છે અને જૈન સમાજનુ અભિમાન જૈન તીર્થોમા છે. કરોડોની જનસંખ્યામાં નાનીશી જૈન કોમનું ગૌરવ જાળવી રાખનારાં જૈન તીર્થો જ ગણાય. અને 'જૈન' પત્રનો જન્મ પણ તીર્થરક્ષામાંથી થયો છે. માટે જો જૈન સમાજને મમત્વ હોય તો 'તીર્થરક્ષા' એ 'જૈન' પત્રના ધ્યેયો પૈકીનું એક વિશાળ ધ્યેય છે એ ખ્યાલમાં રાખી, જૈન તીર્થોના જ્વલંત અવશેષોનું શોધન-સંવર્ધન અને સંરક્ષણ કરવાને સમાજ વહેવારૂ યોજના કરે; તે જ 'જૈન' પત્રની વાસ્તવિક જયંતિ માનું છું અને તેમાં જ જૈન સમાજે 'જૈન' પત્રની કદર કરી સમજું છું."

આ આકરી સરતનો ઉકેલ કરવા માટે સમાજમાં એકદીલી-ઉત્સાહ અને આત્મગૌરવ પ્રગટે તેની રાહ જોતાં લગભગ બે વર્ષનાં વહાણાં વાયાં અને તે અરસામાં ભાઈ શ્રી દેવચંદભાઇએ તો 'જૈન' પત્રનો જીવનમંત્ર ફલીતાર્થ કરવાની સાધના ચાલુ રાખીને મારવાડ કે મેવાડ, પૂર્વદેશ કે મહારાષ્ટ્ર, યુરોપ અને બર્માના દૂરદૂરના દેશોમાં છુપાએલી જૈન તીર્થ સમૃદ્ધિની શોધખોળ કરાવી પ્રાચીન અવશેષોના ચિત્રપટો-સંસ્કૃતિઓના શોધન-પ્રકાશન પાછળ છુટા હાથે દ્રવ્ય તથા શકિતનો ભોગ આપીને આજના રૌપ્ય મહોત્સવ સ્મારક ગ્રંથની અમૂલ્ય સામગ્રી સમાજને ચરણે ધરીને આપણને વધારે ઋણી બનાવ્યા છે.

× × ×

'જૈન' પત્ર જેમ પોતાના કર્તવ્યધર્મમાં મશગુલ રહ્યું છે, તેમ 'જૈન' સમાજને તેની અપરિમિત સેવા સત્કારવાનો કર્તવ્ય ધર્મ રહ્યો.

આ કરજનું ઋણ અદા કરવાને આપણે ઉદ્યત થઇએ એ જ અભ્યર્થના.

| ભાવનગર<br>વસંતપચમી<br>સં. ૧૯૮૬ | ગુલાબચંદ આણંદજી દોશી<br>ખાન્તિલાલ અમરચંદ વોરા<br>મંત્રીઓ<br>'જૈન' રૌપ્ય મહોત્સવ કમિટિ. |
|---|---|

## મધ્યસ્થ ભાવ.

આપણે આપણા કોમી પત્રનો દાવો કરી શકીએ તો એક જ પત્ર 'જૈન' માટે કરી શકીએ છીએ. જે પત્ર આજકાલ કરતા પચીશ વર્ષથી એકધારી સેવા બજાવતું આવેલ છે તે જાણી ઘણી ખુશી થાય છે

આ પત્રનો ઉદ્દેશ પોતે બીજાની સહાય ન લેતા પોતાના જ ઉપર ભરોસો રાખી ઉભેલ છે તે ખરેખર સ્તુતિપાત્ર છે.

આ પત્ર આજ દિવસ સુધી કોઇ પક્ષ તરફ ન દોરવાઇ જતાં મધ્યસ્થ રહી કામ લે છે તે ખુશી થવા જેવું છે તીર્થો માટે પણ તેમની સેવા ઘણી ઉપયોગી થઇ પડે છે. હું ઇચ્છું છું કે તેની પચીસ વર્ષની જ્યુબીલી ઉજવી કોમ તેની કદર કરશે.

હું ખરા અંતઃકરણથી આશા રાખું છું કે આ પત્રને હરહમેશ જૈન કોમ પોતાનું કરી માનતી રહે અને દિન-પરદિન વૃદ્ધિ પામે.

કલકત્તા લી० સેવક—

નરોત્તમ જેઠાભાઈ

## ઐતિહાસિક દૃષ્ટિયે પ્રાચીન ચિત્રકળા

"જૈન" રૌપ્ય મહોત્સવ અંક.



મહોમેદન સમય પૂર્વેનું ચિત્રપટ



મોગલ સમયનું ચિત્રપટ

સાહિત્ય સંશોધક બાબુ પૂરણચંદ્રજી નાહારના સંગ્રહસ્થાનમાં તેમના પિતાશ્રી સીતાપચંદ્રજી નાહારે પ્રાચીન ભંડારોના સંશોધન પછી સંપાદન કરેલ 'કલ્પસૂત્ર' ની પ્રાચીન હસ્તલેખીત પ્રતોના પાર્શ્વનાથ-ચરિત્રમાં કમઠ યોગીનો પ્રસંગ આળેખતા આ એકજ પ્રસંગને અનુલક્ષી ચિતરવામાં આવેલ બે ચિત્રપટો અત્રે રજુ કરવામાં આવ્યા છે જે પૈકી પહેલું ચિત્ર મહોમેદન સમય પૂર્વેનું છે જ્યારે બીજું મોગલ સમયનું છે લોક-માનસ જીવન પ્રણાલીકા પહેરવેશ અને ચિત્રકળામાં જુદા જુદા સમયે થતા પરિવર્તનનો આખો ઇતિહાસ આ ચિત્રો ઉપરથી સ્હેજે સ્ફુરી આવે છે હિન્દના પ્રાચીન સામાજીક અને સાહિત્ય વિષયક જીવનના ઇતિહાસ ઉપર વાસ્તવિક પ્રકાશ પાડવા માટે જૈન સાહિત્યના આવા પ્રાચીન ચિત્રપટોનું પૃથક્કરણ કેટલી અગત્યની સહાય કરી શકે છે તે આ ઉપરથી સમજી શકાશે (બાબુ પૂરણચંદ્રજી નાહારના સૌજન્યથી)

A P Press—Bhavnagar

# શિલ્પકળાનાં શિખરો.

આબુ અને આરાસણ

ના ગગનચુંબી શિખરો ઉપર આવેલા દેલવાડા અને કુંભારીયાના જીનાલયોની શિલ્પકળા આજે દુનિયાની અજાયબીમા અદ્વિતીય સ્થાન ભોગવે છે. જેના કેટલાક નમુના અહીં રજુ કરવામા આવ્યા છે



આબુ-દેલવાડાના દેરાસરનું મીનાકારી દશ્ય.



શીલ્પકળાને સાધનભૂત આરાસણ ( આરસ ) નગરીની ખાણોના સ્વામી મહારાણા મહીપાળદેવના વંશજ દાતા-નરેશ મહારાણા શ્રી ભવાનીસિંહજી



શ્રી દેલવાડા વિમલમંત્રીની ટુંક.



શ્રી કુંભારીયાજી તીર્થના કળાયુકત શ્વે. જૈન મંદીરોના મનોહર દેખાવ.

A. P. Press,—Bhavnagar.

# જૈન જાહેર સંસ્થાઓ
# પ્રગતિને પંથે

**છેલ્લી પા સદીનુ ઉજ્જવળ અવલોકન**

લેખક — । “તરૂણ”

**ન**વ-જીવનની પ્રાભાવિક જ્યોત, સંસ્કૃતિના પ્રેરણાબળો અને જીવનમા કોઇ અનેરો થનથનાટ જન્માવતા મહાસભા કે કોંગ્રેસના અધિવેશનોનો રંગ જોઇને આપણુ અંતર નવ-પ્રેરણાથી કેટલુ પ્રફુલ્લ થાય છે? તેના નાદે હિન્દની મુડદાલ મનોદશામા વીરત્વનો મંત્ર ફુંક્યો, હિન્દુઓને સાચા હિન્દી તરીકે જીવવાનુ શીખવ્યુ, સ્વાતંત્ર્યના સુખનુ ભાન કરાવ્યુ અને આત્મનિર્ણયના હક્કની પ્રાપ્તિ માટે જાગૃતિ જન્માવી આમ રાજકીય, ધાર્મિક કે સામાજીક જીવનની નિસ્તેજતા દૂર કરી પૂર્વની જ્વલંત સંસ્કૃતિને જીવંત રાખવા માટે જાહેર સંસ્થાઓ હંમેશા મહત્વનો ભાગ ભજવે છે એટલે જાહેર સંસ્થાઓ સેવાની ભાવના જન્માવે, જુદી જુદી પ્રકૃતિ અને શકિતનો મેળ સાધી સમાજને તે મદદરૂપ બની શકે અને થોડામા થોડી મહેનતથી સારામા સારૂ કાર્ય તે સાધી શકે વળી તે સામાજીક ભાવનાનો પાયો છે વિશુદ્ધ ભાવે પોતાના ધ્યેયને અનુલક્ષી જો તે સેવા બજાવે તો સમાજને તે કોઈ દિવ્ય માર્ગે દોરી શકે

આમ જ્વલંત સંસ્કૃતિને જીવંત રાખવાનુ વ્યવહારૂ ( Pretical ) કાર્ય જાહેર સંસ્થાઓ ઉપર રહે છે ત્યારે સ્વયં સેવાની ભાવના જાગૃત કરી જાહેર સંસ્થાઓ જન્માવવી, સમાજના સુખ-દુઃખ, લાભ-હાની, ભરતી-ઓટના માપ સુધી કર્તવ્યદિશા દોરવી અને સંસ્થાઓની ઇમારતોને સુદૃઢ, પ્રાણવાન અને પ્રગતિવાન બનાવવાનુ પ્રેરણાત્મક કાર્ય વર્તમાન પત્રોને શીરે રહે છે પત્રકારત્વ, એ પ્રજા જીવનનુ એક અંગ છે દેશ, સમાજ, સાહિત્ય અને સંસ્કૃતિનુ રક્ષક છે જનસમાજનુ પ્રેરણાબળ છે લોકમતનુ આચાર્યપદ એણે વર્યુ છે આમ વર્તમાન પત્રની પ્રેરણા અને જાહેર સંસ્થાઓનો સુયોગ સમાજમા નવુ ચેતન જન્માવી શકે સુવ્યવસ્થિત પ્રાણવાન જીવનના આવકારદાયક રહસ્યો તે દ્વારા ઉકેલી શકાય

× × ×

ધીમે ધીમે પ્રગતિ સાધતી આપણી જાહેર સંસ્થાઓ આજે બહુ મહત્વનુ સ્થાન લઇ બેઠી છે, પા સદીના પરિવર્તન પછી સમાજનુ સુકાન જે વ્યકિતગત મહાજનને હસ્ત હતુ તે આજે સંસ્થાઓએ મેળવ્યુ છે, આપણા તીર્થસ્થાનો, આપણુ સાહિત્ય, આપણુ શિક્ષણ વ આપણા સામાજીક જીવન ઉપર દ્રષ્ટિપાત કરીએ તો પા સદી પૂર્વેનુ અને આજનુ વાતાવરણ આપણને અનેકવિધ ભિન્ન ભિન્ન રંગોથી રંગાએલ લાગશે “ જૈન ” પત્રનો પચીસ વર્ષનો ઇતિહાસ આપણને આ પરિવર્તનનો ખ્યાલ આપી શકે એક રીતે કહીએ તો આ પત્ર દ્વારા આપણા તીર્થોનો ઇતિહાસ, તેના હક્કો અને સંરક્ષણનો અભ્યાસ આજે વધ્યો, પ્રાચીન સાહિત્ય-પ્રકાશનની જરૂરી દિશાએ આપણે પ્રેરાયા, શિક્ષણ પ્રચારનુ મહત્વ સમજાયુ અને ધર્મ કે સમાજને નામે ચાલતી અંધ પ્રણાલીકાઓના બંધન ઢીલા પડયા આમ પ્રગતિને પંથે પ્રેરાતુ આપણુ જાહેર જીવન આજે આશાનો અંકુર સ્ફુરાવી રહ્યુ છે

× × ×

“ જીવનનો આદર્શ ” એ દૈવી વસ્તુ છે, તેને સંપૂર્ણપણે પહોચી વળવુ એ પણ દૈવી ભાવના જ કરી શકે, આપણી જાહેર સંસ્થાઓનો આદર્શ પણ દૈવી સંભવે, તેને પહોચી વળવા આપણો પ્રયાસ છે પરંતુ હજુ આદર્શ અને કર્તવ્ય માર્ગ વચ્ચે ઘણુ અંતર છે એટલે જે ઉજ્વળ યુગની આપણે આશા રાખી રહ્યા છીએ તે યુગ-દર્શનની પીપાસા હજુ અતૃપ્ત જ છે એમ છતા એટલુ તો ચોક્કસ છે કે, જાહેર સંસ્થાઓએ સંસ્કૃતિના પ્રેરણાબળો જન્માવવામા કે સમાજને સુવ્યવસ્થિત જીવન જીવવાનુ શીખવવામા સારો હિસ્સો આપ્યો છે, અને તેથી જ આપણા વિકાસ માટે જાહેર સંસ્થાઓ આજે અનિવાર્ય લેખાય છે હવે છેલ્લા પચીશ વર્ષના જીવનમા આપણા તીર્થો, સાહિત્ય, શિક્ષણ, ધર્મ અને સમાજ-સેવાના ક્ષેત્રમા સંસ્થાઓએ પોતાનુ સ્થાન કયા જાળવી રાખ્યુ છે તેનો ઉજ્વળ દ્રષ્ટિપાત કરીએ



શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુળ-પાલીતાણા.

શેઠ રૂપભદેવ કેસરીમલ-રતલામ, શેઠ વર્ધમાન કલ્યાણજી ભદ્રેસર, શ્રી અગીજરા પાર્શ્વનાથ ઉના-દેલવાડા. શ્રી અંતરીક્ષજી, હસ્તીનાપુર, સમેતશિખર, બ્રાહ્મણવાડા, આબુ, દેલવાડા, મલ્લીનાથજી, કેસરીયાજી-ઉદેપુર, આદિ જુદા જુદા તીર્થસ્થાનોમાં સ્થપાએલી પેઢીઓ તે તે તીર્થ-રક્ષાનું કાર્ય સંભાળે છે. આવા તીર્થોની પાછળ રહેલ પ્રભાવિક વ્યક્તિત્વ ઉપર ઐતિહાસિક પ્રકાશ પાડતું સાહિત્ય છેલ્લી પા સદીમાં તૈયાર થવાથી શ્રી શત્રુંજય, સમેતશિખરજી. અંતરીક્ષજી, મક્ષીજી, તારંગાજી, કેસરીયાજી, પાવાપુરી, કાંકરોલી વિગેરે તીર્થો ઉપરના આપણા સ્વામિત્વ ઉપર થયેલા વ્યર્થ આક્રમણો સામે ઉભા રહી હક્કનું અખત્યારનામું રજુ કરી આપણે વિજય પ્રાપ્ત કરી શકયા. અને શત્રુંજય જેવા પ્રાણપ્રીય તીર્થનો આત્મનિર્ણય ખાતર એક જ તંત્રથી ત્યાગ કરી જગતને બતાવ્યું કે; આત્મ-માન એ જ ખરી ભક્તિ છે. અને રાણકપુરજી, ગિરનારજી, અંતરિક્ષજી, આબુ તથા મારવાડ-મેવાડ-બંગાળ આદિ પ્રદેશોના નાના-મોટા જીર્ણવત્ થતા મંદિરોનો જીર્ણોદ્ધાર કરી તેને ટકાવી રાખ્યા. આમ પચીસ વર્ષમાં સમાજે તીર્થરક્ષાની તાલીમ મેળવી; તેને જીવનમાં ઉતારવા ઉત્સુકતા જાગી. એમ છતાં હજુ આ ક્ષેત્ર ઘણું અણખેડાએલ છે. વિવિધ પ્રાન્તના આપણા પ્રાચીન તીર્થોનું પ્રમાણભૂત ઐતિહાસિક સાહિત્ય, શિલાલેખો અને કળાના અવશેષોનું સંયુકત આગેવાનોના નેતૃત્વ નીચે સંરક્ષણ થાય, તેના હક્કોનો ઇતિહાસ સંગ્રહવાને પ્રબંધ રચાય અને અણશોધ્યાં તીર્થોનું શોધન, તેના હક્કનો ઇતિહાસ, જીર્ણોદ્ધાર અને યોગ્ય સુધારણા થઇ શકે એ માટે તીર્થ-રક્ષક સમિ-

## તીર્થસ્થાનો.

અજોડ શિલ્પકળા, સુરમ્ય શિખરો અને અનેરો દૈવી ભાવ પ્રેરતા, હિન્દના ખૂણે ખૂણે પથરાએલ આપણા તીર્થ સ્થાનો, એ જૈન શાસનનો જ્વલંત જીવન-ઇતિહાસ છે. જૈન જગતની પૂર્વની અનેરી જાહોજલાલી, રાજવૈભવી શ્રીમંતાઇ, વિશાળ સંખ્યાબળ અને હાર્દિક ભક્તિભાવની પ્રતીતિ આજે એ ભવ્ય તીર્થ-સ્થાનો આપણને કરાવી રહ્યાં છે. મુખ્યત્વે મારવાડ, મેવાડ કે બંગાળાદિ દેશોમાં આપણી પ્રાચીન તીર્થસમૃદ્ધિ વધારે પ્રમાણમાં પથરાયેલ અને જૈન સમાજનો મોટો ભાગ પણ તે પ્રદેશોમાં જ અગ્રસ્થાન ભોગવતો હતો. યુગ પરિવર્તનની સાથે એ પ્રદેશોમાં જૈન વસ્તી ધીમે ધીમે ઘટવા લાગી અને લાખો જૈનોની વચ્ચે જાહોજલાલી ભોગવતાં ઘણાં ભવ્ય તીર્થ-સ્થાનો પણ વસ્તી વિહોણાં થયાં અને ઘણાં તો આજે છેક નિર્જન પ્રદેશમાં આવી પડયાં છે. આવા અને અન્ય જાહોજલાલીવાળા તીર્થોનું સુવ્યવસ્થિત સંરક્ષણ વ્યક્તિગત કરતાં તીર્થ-રક્ષક સંસ્થાઓ દ્વારા વધારે સારી રીતે થઈ શકે. આવી પ્રેરણાબળના પરિણામે આણંદજી કલ્યાણજીની પેઢીનું સ્થાપન થતાં શ્રી શત્રુંજય, ગીરનાર, તારંગા, કુંભારીયા, મક્ષીજી, રાણકપુરાદિ છૂટાંછવાયાં તેમના હસ્તક સોંપાએલા તીર્થો સંભાળાય છે. જ્યારે છેલ્લા પચીશ વર્ષમાં



શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર.

તિની અગત્યને આપણે પુરી પાડવાની છે સમસ્ત તીર્થોનો પરિચય આપે એવો પાશ્ચિમાત્ય દૃષ્ટિએ તીર્થ–ભોમીયો (Guide) તૈયાર કરવો જોઇએ કે જેની મદદથી દેશ–વિદેશના જૈન–જૈનેતર પ્રવાસીઓ જૈન–તીર્થનો અભ્યાસ કરી શકે, તેમજ જૈન તીર્થંકરો, યક્ષો અને એવી પ્રતિમાઓના પરિચય આપી શકે એવુ પ્રમાણભૂત મૂર્તિશાસ્ત્ર (Iconography) તૈયાર કરવાની પણ અગત્ય છે આ અને આવી કેટલીકએક જરૂરીઆતોને પહોચી વળવા તીર્થ–રક્ષક કમિટિ સ્થાપન કરવામા આવે તો એ સંસ્થા દ્વારા આપણા ઘણા અગત્યના પ્રશ્નોનો ઉકેલ થઇ શકે

## સાહિત્ય

તીર્થોની માફક આપણુ પ્રાચીન સાહિત્ય પણ કયા ઓછુ પ્રભાવિક છે? ખરુ કહીએ તો જૈન જગતનુ ગૌરવ જેટલુ પ્રાચીન સાહિત્યમા છે એટલુ બીજામા નથી જૈન સાહિત્યનો અભ્યાસ કરી દેશ–વિદેશના જૈનો જ નહિ પરંતુ જૈનેતર વિદ્વાનોએ પોતાના મસ્તક નમાવ્ય, વિજ્ઞાનશાસ્ત્રને તે દ્વારા મદદ મળી અને ન્યાય, વ્યાકરણ, કાવ્ય, કોશ, નાટક, ઇતિહાસ આદિ વિષયો ઉપર જૈન સાહિત્યે સારામા સારો પ્રકાશ પાડયો છે પરંતુ આવા પ્રભાવિક સાહિત્યનુ સંશોધન કરી પ્રકાશમા મૂકવુ એ પાંસઠી પૂર્વે સંકોચયુક્ત લેખાતુ એક રીતે કહીએ તો તેના તરફ જોઇએ તેટલી દૃષ્ટિ જ આપણે ફેરવી શકયા ન હતા શ્રી જૈનધર્મ પ્રસારક સભા—ભાવનગર, શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર, જૈન શ્રેયસ્કર મંડળ—મેસાણા, શ્રાવક ભીમસિંહ માણેક—મુંબઇ, શ્રી હેમચંદ્રાચાર્ય જૈન સભા—પાટણ અને બે પાંચ સાહિત્ય સેવકોનુ સામાન્ય પ્રકાશન કાર્ય એ પચીશ વર્ષ પહેલાની આપણી સાહિત્ય પ્રવૃત્તિ હતી ત્યારપછી આ સંસ્થાઓએ ધીમે ધીમે પ્રગતિ કરી, શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ—સુરત, શ્રી આત્માનંદ જૈન ટ્રેકટ સોસાયટી—અંબાલા (પંજાબ), પં હીરાલાલ હંસરાજ—જામનગર, અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ—મુંબઇ, શ્રી વિજયકમળસૂરિ પ્રાચીનોદ્ધાર ફંડ—સુરત, જૈન બુકસેલર મેઘજી હીરજી—મુંબઇ, ગાયકવાડ ઓરીયન્ટલ સિરિઝ—વડોદરા, આગમોદય સમિતિ—સુરત, અભિધાન રાજેન્દ્ર પ્રચારક સંસ્થા—રતલામ, ગુલાબકુમારી લાઇબ્રેરી—કલકત્તા, શ્રી યશોવિજયજી ગ્રંથમાળા—ભાવનગર (મૂળ કાશી), જૈન સસ્તી વાચનમાળા—ભાવનગર, વિજયકમળકેસર ગ્રંથમાળા—દેહગામ, શ્રી રત્ન પ્રભાકર જ્ઞાન પુષ્પમાળા—ફલોધી (મારવાડ), આર્હંતમત પ્રભાકર કાર્યાલય—



શેઠ નગીનદાસ ઘેલાભાઇ જૈન હાઇસ્કૂલ—સુરત.

પૂના, મુનિ મોહનલાલજી જૈન ગ્રંથમાળા—ઇન્દોર, શ્રી રાજેન્દ્ર પ્રવચન કાર્યાલય—ખુડાલા (મારવાડ), પં. કાશીનાથ જૈની—કલકત્તા. પુરાતત્વ મંદિર—અમદાવાદ, ચારિત્રસ્મારક ગ્રંથમાળા—વીરમગામ, બાળ ગ્રંથાવળી કાર્યાલય—અમદાવાદ, શાહ બાલાભાઈ છગનલાલ—અમદાવાદ, શ્રી અજરામર જૈન વિદ્યાશાળા-લીંબડી, વિજયદેવસૂરિ સંઘની પેઢી-મુંબઇ, જૈન ગ્રંથ પ્રકાશક સભા—અમદાવાદ, મેસર્સ એ. એમ. એન્ડ કું.-પાલીતાણા, ચેતન કાર્યાલય-બીયાવર, શ્રી મોહનલાલજી 'જ્ઞાનભંડાર-સુરત, આદિ સાહિત્ય સંસ્થાઓની તેમાં વૃદ્ધિ થઈ. પરિણામે જૈનાગમ, કથા, વ્યાકરણ, શિલ્પ, કાવ્ય, જ્યોતિષ, અધ્યાત્મ, તત્વ અને શાસ્ત્રના અમૂલ્ય જૈન ગ્રંથો આજે નવો પ્રકાશ પામી શકયા છે, જ્યારે ભાવનગરમાથી આત્માનંદ જૈન સભા હસ્તક ‘ વસુદેવ હિન્દી ’ જેવો અમૂલ્ય ગ્રંથ પ્ર. શ્રી કાન્તિવિજયજી મહારાજના નેતૃત્વ નીચે તેમનો શિષ્ય સમુદાય તૈયાર કરી રહ્યો છે અને આદર્શ માગધિ કોષની અગત્ય કલકત્તા યુનિવર્સિટીના પ્રો૦ હરગોવિંદદાસ ત્રિકમચંદ શેઠના સુપ્રયાસે પુરી પડી છે, તે સાહિત્ય વિકાસનું આશાજનક સરવૈયું ગણાય.

જૈન સસ્કૃતિનો વિદેશમાં પ્રચાર થાય તે અર્થે શ્રીયુત વીરચંદ રાઘવજી દ્વારા આચાર્યશ્રી આત્મારામજી મહારાજે વિદેશમાં જૈન સાહિત્ય પ્રચારની દિશાનો નિર્દેશ કર્યો અને જૈન સાહિત્યના શ્રેષ્ઠત્વ તરફ સ્વ૦ શ્રી વિજયધર્મસૂરિ આદિના પ્રયાસથી સંસ્કૃત-પ્રાકૃતઅભ્યાસકોનું સારૂં ધ્યાન ખેંચાયું. પરિણામે છેલ્લી પા સદીમાં જર્મની, ઇટલી, હેમ્બર્ગ વગેરે પશ્ચિમના વિદ્વાન્ સ્કોલરો સારા પ્રમાણમાં જૈન-દર્શન તરફ આકર્ષાયા. ત્યાંની આગેવાન યુનીવર્સિટીઓમાં જૈન સાહિત્યને સ્થાન મળતાં જૈનેતર-ગ્રેજયુએટોમાં તેનો પ્રચાર વધવા લાગ્યો અને આપણા ગ્રંથભંડારોમાં પ્રાચીન સાહિત્ય જે અંધકાર સેવતું હતું તે ધીમે ધીમે આજે બહાર આવી રહ્યું છે. તેમજ જેસલમેર, ખંભાત, સુરત, પાટણ, લીંબડી, ભાવનગર આદિ પ્રાચીન સાહિત્ય ભંડારો, બાબુ પૂરણચંદજી નાહારનું સંગ્રહસ્થાન, વિજયધર્મ-લક્ષ્મીજ્ઞાનમંદિર, મોહનલાલજી જૈન લાયબ્રેરી આદિ સાહિત્ય સંસ્થાઓ દ્વારા જૈન-દર્શનના પીપાસુઓ સાહિત્ય સંશોધનમાં રસભેર ચંચુપ્રવેશ કરતા થયા છે.

આમ ફુલતી-ફાલતી આપણી સાહિત્ય સંસ્થાઓ, લોકરૂચીને પહોંચી વળવા સુયોગ્ય સાહિત્ય તૈયાર કરવાનું, ગુજરાતી, માગધી અને સંસ્કૃત-જેને યુનિવર્સિટીમાં એમ. એ. સુધી સ્થાન મળ્યું છે તે-ભાષામાં અનુકૂળ સાહિત્ય તૈયાર કરી તેને યુનીવર્સિટીમાં મંજુર કરાવવાનું, પ્રભાવિક સાહિત્ય સર્જકો ઉત્પન્ન કરવાનું. બની શકે તેટલા ભોગે વિદેશમાં જૈન-સાહિત્યનો પ્રચાર કરવાનું, ડૉ. બુહ્‌લર અને પીટર્સનની દૃષ્ટિએ અપ્રગટ પ્રાચીન સાહિત્યના લીષ્ટો તૈયાર કરી તેને પ્રગટ કરવાનું, શિક્ષણશાલાઓ માટે માનસશાસ્ત્રની દ્રષ્ટિ સમક્ષ રાખી ધાર્મિક પાઠ્ય પુસ્તકો (Tex Book) તૈયાર કરવાનું, સંભવિત સ્થાને 'જૈન સાહિત્ય અભ્યાસી મંડળો' ઉભા કરવાનું, અમેરીકાની Blue Book Seriesની પદ્ધતિએ આપણા મહાન્ પુસ્તકોનું રહસ્ય સમજાવતી ગ્રંથમાળા તૈયાર કરવાનું, જૈન સાહિત્યના અંગોનું ગમે તે પુસ્તક મળી શકે તેવું સાહિત્ય સંગ્રહસ્થાન રચવાનું વિગેરે કાર્યો હાથ ધરી આપણી સાહિત્ય-સમૃદ્ધિને વધુને વધુ

છિપાવે તો જ સાહિત્ય પાછળ આપણે જે દ્રવ્યવ્યય કરી રહ્યા છીએ તે યોગ્ય લેખાય અને તો જ "સાહિત્ય એ જીવનને ઉન્નત બનાવનાર છે અને તે દ્વારા આપણી ઉન્નતિ છે" એ માન્યતા આપણે સિદ્ધ કરી શકીએ



શ્રી આત્માનંદ જૈન ગુરૂકુળ-અધ્યાપન વિભાગ.

## શિક્ષણ

શિક્ષણ એટલે સંસ્કાર અને સંસ્કાર એટલે જીવન શિક્ષણ વિહોણું જીવન એ જીવન જ ન લેખાય નવો યુગ શિક્ષણ પ્રચારનો છે કળા-કૌશલ્યના પૂજનમાં બુદ્ધિ વૈભવ જ હંમેશા પ્રાધાન્યપદ વરે, નિસ્તેજ અને નિરસ જીવનમાં આત્મજ્યોત-જ્ઞાન ક્યાંથી સંભવે ? આજની બેકારીનો જીવલેણ રોગ શિક્ષણ-પ્રચાર વિના દૂર થઇ શકે એમ ક્યાં છે ? સમાજમાં નવું જીવન, આત્મભાન, સમૃદ્ધિ કે આશાભર્યો વેગ લાવવા માટે શિક્ષણ-પ્રચાર એ જ આજે અસરકારક ઉપચાર મનાય છે અને આજનો લોક-પ્રવાહ પણ એ જ દિશાએ વેગવાન પ્રગતિ કરી રહ્યો છે જાહેર શિક્ષણ સંસ્થાઓમાં શેઠ પ્રેમચંદ રાયચંદ, શેઠ હેમાભાઇ પ્રેમાભાઇ, શેઠ કેસરીચંદ ભાણાભાઇ વગેરે શ્રીમાનોના સહકાર ઉપરાંત શિક્ષણ પ્રચારની જે પીપાસા આજે જાગૃત થઇ છે, તેનું સ્વપ્ન પચીશ વર્ષ પૂર્વે ન હતું સાધનના અભાવે શ્રીમંત સમાજ સિવાય ઇંગ્લીશ-ઉચ્ચ જ્ઞાનના અભ્યાસકો આગળ વધી શકતા નહોતા અને ધાર્મિક-જ્ઞાન પ્રચાર માટે મહેસાણા યશોવૃદ્ધિ પાઠશાળા કે છુટાછવાયા ધાર્મિક શિક્ષણ આપતી અનિયમીત પાઠશાળાઓ કે એવી સામાન્ય શિક્ષણ સંસ્થાઓને બાદ કરતાં આપણી શિક્ષણ-સંસ્થાઓનો જન્મ-ઇતિહાસ તપાસતાં છેલ્લા બે દાયકામાં આજની ઘણી ખરી શિક્ષણસંસ્થાઓ જન્મ-વિકાસ પામી છે ઉચ્ચ શિક્ષણનો પ્રચાર જેમ વધતો ગયો અને જીવન-નિર્વાહનો મુખ્ય આધાર કેળવણી ઉપર અવલંબાતો ગયો, તેમ તેમ ગરીબ કુટુંબ, અને ગામડાના અભ્યાસકોને રાહત આપવા માટે છાત્રાલયો ખુલ્લા મુકવા તરફ આપણું લક્ષ દોરાતું ગયું, એટલે આપણી ઘણી ખરી શિક્ષણ સંસ્થાઓ અને બોર્ડીંગો શહેરોમાં ઉભી થઇ છે

શ્રી યશોવિજય જૈન ગુરૂકુળ-પાલીતાણા, શેઠ પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજ (જાહેર)-અમદાવાદ, શ્રી જૈન શ્વે મૂ બોર્ડીંગ-અમદાવાદ, શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાળાશ્રમ-પાલીતાણા, શ્રી મહાવીર જૈન વિદ્યાલય-મુંબઇ, વીરબાઇ પાઠશાળા-પાલીતાણા, રત્નસાગરજી જૈન મીડલસ્કુલ-સુરત, જૈન વિદ્યાલય-પાલનપુર, વીરતત્વ પ્રકાશક મંડળ-શિવપુરી, જૈન બોર્ડીંગ-ભાવનગર, બાળાશ્રમ-મહુવા, જૈન વિદ્યાર્થીભુવન-લીંબડી, પાર્શ્વનાથ જૈન વિદ્યાલય-વરકાણા, જૈન વિદ્યાર્થી ભુવન-જામનગર, પારવતીબાઇ જૈન કન્યાશાળા-જામનગર, શેઠ નરશી નાથા જૈન બાળાશ્રમ-કચ્છ-નળીયા, જૈન સ્કુલ-માલવાડા, ગંભીરવિજય જૈન સંસ્કૃત પાઠશાળા-ભાવનગર, નેમીનાથ જૈન બ્રહ્મચર્યાશ્રમ-ચાંદવડ (મહારાષ્ટ્ર), શેઠ ચીમનલાલ નગીનદાસ વિદ્યાલય-અમદાવાદ, શેઠ ત્રિભોવનદાસ ભાણજી જૈન કન્યાશાળા-(જાહેર) ભાવનગર, જૈન શ્રાવિકાશ્રમ-પાલીતાણા, જૈન કન્યાશાળા-કચ્છ-માંડવી, બાબુ પનાલાલ જૈન હાઇસ્કુલ (જાહેર) મુંબઇ, જૈન વિદ્યાર્થી ભુવન રાધનપુર, જૈન વનિતાવિશ્રામ-સુરત, શેઠ દેવકરણ મુળજી-સૌરાષ્ટ વિ જૈ બોર્ડીંગ-જુનાગઢ, જૈન હાઇસ્કુલ-ગમસીણું (શીરોહી), જૈન શ્વે બોર્ડીંગ-સાંગલી, શ્રી જીનદત્તસૂરિ-બ્રહ્મચર્યાશ્રમ-પાલીતાણા, ગંગામા જૈન કન્યાશાળા (જાહેર)-અમદાવાદ, જૈન વિદ્યાર્થી આશ્રમ-સુરત, જૈન બોર્ડીંગ-ઉદેપુર, શેઠ નગીનદાસ ઘેલાભાઇ જૈન હાઇસ્કુલ (જાહેર)-સુરત, જૈન બોર્ડીંગ-સુરત, શેઠ રાયચંદ દીપચંદ કન્યાશાળા-સુરત, જૈન શ્વે શ્રાવિકાશ્રમ-જયપુર, શ્રી ઓસવાળ જૈન સ્કૂલ અને કન્યાશાળા-અજમેર, શ્રી કચ્છી દશા ઓસવાળ જૈન પાઠશાળા-મુંબઇ, માંગરોળ જૈન કન્યાશાળા-મુંબઇ, કચ્છી વીશા ઓસવાળ



શ્રી જૈન શ્વે૦ બોર્ડીંગ—ભાવનગર.

પાઠશાળા—મુંબઇ, શ્રી સત્તાવીશ કાંઠા જૈન બોર્ડીંગ—હીમતનગર, શ્રી આત્માનંદ જૈન ગુરૂકુળ—ગુજરાંવાળા (પંજાબ), શ્રી જૈન વિદ્યાશાળા—સાદરી, જૈન વિદ્યાર્થી ભુવન-અમદાવાદ, શ્રી મહાવીર ચારિત્ર રત્નાશ્રમ-સોનગઢ અને બીજી ઘણી સસ્થાઓ, આજે જુદા જુદા દ્રષ્ટિબિન્દુએ કાઠી-યાવાડ, કચ્છ, ગુજરાત, સૌરાષ્ટ્ર, મારવાડ, મેવાડ, બંગાળ અને દક્ષિણાદિ પ્રદેશોમાં શિક્ષણ પ્રચાર કરી રહેલ છે. અને હિન્દના સંભાવિત સ્થાનોમાં લગભગ છસો ધાર્મિક પાઠશાળાઓ ધાર્મિક શિક્ષણનો પ્રચાર કરી રહી છે.

પૂર્વના મુકાબલે પા સદીનો આટલો વેગ આશાભર્યો લેખાય. એમ છતાં આજનો યુગ વિજળીના વેગે જે જ્ઞાન પ્રચાર કરી રહ્યો છે તેની તુલનાએ આપણું સ્થાન હજુ નીચે છે. ધાર્મિક શિક્ષણ પાછળ હજારોના ખર્ચ કરવા છતાં જૈન તત્વનો સુંદર રીતે ઉકેલ કરતા પ્રખર અભ્યાસકો હજુ આપણે સારા પ્રમાણમાં તૈયાર કરી શક્યા નથી, શુભ સસ્કૃતિના ઉજ્વળ સંસ્કારો પ્રેરી આપણા અભ્યાસક વર્ગમાં જ્ઞાન—પીપાસા જાગૃત કરી, તેને પોષે અને વધુને વધુ વિકસાવે એવા કુશળ શિક્ષણ શાસ્ત્રીઓનો આજે અભાવ છે. ગરીબી અને ગ્રામ્ય-જીવનને અંગે શિક્ષણની સગવડતા માગતા ઘણા બાળકોને છાત્રાલયમાં સ્થાનના અભાવે પોતાની શિક્ષણ માટેની ભાવના, અણ-વિકસી જ, કચવાતા મને કરમાવવી પડે છે, આપણા સ્ત્રી—સમાજના શિક્ષણનો પ્રશ્ન હજુ વિચારાયો નથી અને આધુનિક ઉચ્ચ શિક્ષણના મિશ્રણ—પૂર્વક, પ્રાચીન જૈન સંસ્કૃતિ અને સંસ્કૃત—પ્રાકૃતનો પ્રચાર કરનારા કુશળ ઉપદેશકો, વિદ્વાનો અને લેખકો ઉત્પન્ન કરવાની શિક્ષણશાળાનો પ્રશ્ન મહત્વનો ઉકેલ માગે છે, તેમ જ આજના બેકાર અને વ્યાપારી ક્ષેત્રમાં આપણાં નીચે ઉતરી રહેલ સ્થાનને ઉચ્ચ કક્ષાએ લાવવા હુન્નર, વિજ્ઞાન અને વાણિજ્યનો અભ્યાસ કરાવી શકે એવી, અને નવું દ્રષ્ટિબિન્દુ રજુ કરતી વિજ્ઞાનશાળા માટે વિચારવાનું રહે છે. આમ છેલ્લા પચીસ વર્ષમાં જે વેગથી આપણે આપણા શિક્ષણક્ષેત્રને વિકસાવ્યું છે તેમાં શિક્ષણ પ્રેમીઓ દુગુણો વેગ પુરે અને શ્રીમાનો તેને સંપત્તિરસથી નવ પલ્લવિત કરવાની ફરજ વિચારે ત્યારે જ આજના યુગ—વેગને આપણે પહોંચી શકીશું.

## ધર્મ અને સમાજ.

યુગ પરિવર્તનની ભાવનાને ઝીલતું જૈન જગત્ છેલ્લી પા સદીમાં પ્રગતિના આદર્શને પહોંચીવળવા ભલે સંપૂર્ણ સફળ ન નીવડી શક્યું હોય; પરંતુ આપણા જીવનને જકડી રાખનાર રૂઢીના બંધનો સામે આશાભરી જાગૃતિ તેને જન્માવી છે તેમ તો ચોક્કસ દેખાશે. ધર્મ અને સમાજને નામે ચાલતી દાંભીકતા સામે નિડર પોકાર કરવા અને યોગ્ય સુધારાનું સન્માન કરી તેનો પ્રચાર કરવાનું નૈતિક જીવન જીવવાના કોડ પણ આજે આપણામાં જાગ્યા છે. લોક-માનસ કેળવી ધર્મ અને સમાજ—હિતના પ્રશ્નો લોકોને સમજાવવા, આપણા હક્કોનો સુવ્યવસ્થિત પોકાર કરી તેને જાળવી રાખવા યોગ્ય લડત ચલાવવી, સુદ્રઢ અને વીર્યવાન જીવન ઘડવા માટે આરોગ્ય તત્ત્વોનો પ્રચાર કરવો એ આપણી આજની સામાજીક અને ધાર્મિક સંસ્થાઓનો આદર્શ છે. હવે પચીશ વર્ષ પૂર્વે દ્રષ્ટિપાત કરીએ: શેઠ વીરચંદ દીપચંદ, શેઠ વીરચંદ રાઘવજી વિગેરેના પ્રેરણાત્મક બળથી ઉદ્ભવેલી મુંબઇની જૈન એસોસીએશન ઓફ ઇન્ડીયા, એ હિન્દના જૈન જગતના રાજદ્વારી ક્ષેત્રમાં આહ્વાનરૂપ તે સમયની પ્રાભાવિક સંસ્થા હતી. આજે આ સંસ્થાનું તેજ જેમ ઝાંખું પડયું તેમ રાજકીય દ્રષ્ટિએ આપણું જાહેર જીવન પણ પછાત લેખાય છે. એટલે આ સંસ્થાના પૂર્વ રંગ પ્રગટે એવી આશા રાખીએ. બીજી બાજુ ગામોગામના પ્રતિનિધિઓ દ્વારા જૈન શ્વે. કોન્ફરન્સે આપણી સામાજીક સંસ્કૃતિને

ખીલવવા જન્મ લીધો સામાજીક કઠીન સમસ્યાઓ સબંધી ઉહાપોહ કરવા, ધર્મ, સાહિત્ય કે જીવન પ્રણાલીની માર્ગ નિરીક્ષા કરી વ્યવહારૂ સુધારણાના સંસ્કારો પ્રચારવા એ તેના કાર્યક્રમનો આત્મા હતો અને આશા તથા ઉલ્લાસભર્યા તેના પ્રાથમિક જીવને સમાજને કંઈ આપ્યું પણ ખરૂં આજે તે સેવા-સહકાર સાધી પૂર્વરંગ લાવી શકે તો આશાભરી એ સંસ્થા હજુ પણ ઘણું કરી શકે ત્યાર પછી જેમ જેમ ક્રાન્તિનો વનતવાયુ વેગ કરવા લાગ્યો તેમ તેમ અન્ય સમાજની માફક સમાજસેવાના આદર્શ નીચે સ્વયં સેવાની સંસ્થાઓ વધવા લાગી પગ પગઓના સ્થાને યુગધર્મને અનુકુળ નવી ભાવનાઓનો પ્રચાર કરવાનું, વ્યવસ્થા અને સંસ્કૃતિના પ્રેરણાબળો જન્માવવાનું કાર્ય શરૂ થયું અને પરિણામે આજે શ્રી આત્માનંદ જૈન મહાસભા-લાહોર ( પંજાબ ), જૈન વીસાઓસવાળ દળ-અમદાવાદ મહારાષ્ટ્રીય જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ, જૈન સ્વયંસેવક મંડળ-મુબઈ, જૈન નવયુવક મિત્રમંડળ-લાહોર, આત્મવલ્લભ જૈનસમાજ-દેસુરી, જૈનયુવકમંડળ-વડોદરા હિત વર્ધક જૈન સમાજ-દેસુરી, યંગમેન્સ જૈન એસોસીએશન-પાલનપુર, જૈન યુવક મંડળ-ભાવનગર, જૈન બાળ મિત્ર મંડળ-મુંબઈ, મારવાડ જૈન સમાજ-મુંબઈ, કચ્છી જૈન સ્વયંસેવક મંડળ-મુંબઈ, જૈન સમાજ સેવક મંડળ-જુન્નેર, વડવા જૈન મિત્ર મંડળ-ભાવનગર, વર્ધમાન મિત્ર મંડળ-જોધપુર, જૈન સેવા મંડળ-દેહગામ, જૈન સમાજ સેવક મંડળ-પાટણ, જૈન સ્વયંસેવક મંડળ-પાટણ, જૈન મિત્ર મંડળ-પ્રભાસપાટણ, વિસાશ્રીમાળી જૈન યુવક મંડળ-અજમેર, ઓસવાળ જૈન મિત્ર મંડળ-શિહોર, જૈન સમાજ સેવક મંડળ પાલીતાણા, શાન્તિનાથ જૈન ઓસવાળ મંડળ-મુંડારા, વિસાશ્રીમાળી જૈન મંડળ-શિહોર, વિજયધર્મ પ્રકાશક સભા-ભાવનગર, જૈન સભ્ય સુધારક મંડળ-ખીમત, જૈન શાન્તિ સેવા મંડળ-ગુડાબાલોતરા, શ્રી મહાવીર મંડળ-ઘાણેરાવ, શ્રી જૈન શ્વે૦ વર્ધમાન મંડળ-નાગોર, જૈન મિત્ર મંડળ-ખીવાણદી, જૈન ઓસવાળ મિત્ર મંડળ-વડનુ, જૈન નવયુવક મંડળ-હરજી (મારવાડ), નજેન્દ્ર જૈન સેવા સમાજ-થરાદ, જૈન સ્વયંસેવક મંડળ-અમદાવાદ, કાઠીયાવાડ જૈન મિત્ર મંડળ-મુંબઈ, લાડવા શ્રીમાળી મિત્ર


શ્રી વીશાશ્રીમાળી જૈન સોસાઇટી—નાઇરોબી ( આફ્રીકા )

મંડળ-આમોદ, જૈન યુવક મંડળ-મોટી ખાખર, લાડવા શ્રીમાળી મિત્ર મંડળ-સનાગોગા ( કચ્છ ), જૈનોત્તેજક સભા-ચુડા, ઓસવાળ જૈન યુવક મંડળ-જામનગર, જૈન મિત્ર મંડળ-મોટાદ, જૈન મિત્ર મંડળ-તળાજા, સુરત જીલ્લા જૈન યુવક મંડળ-સુરત, જૈન શ્વે તેરાપંથી સભા-કલકત્તા, જૈન બોધ બુદ્ધિ પ્રકાશક સભા-સાણંદ, જૈન બન્ધુ સમાજ-પુના, જૈન સેવા મંડળ-ઘોડનદી, જૈન ઓસવાળ સભા-બોર, જૈન યુવક મંડળ-ડભોઇ, જૈન મિત્ર મંડળ-વાસદ, જૈન દેરાવાસી યુવક મંડળ-કોચીન, જૈન શ્વે ગજેન્દ્ર સભા-ગઢનગર, જૈન મંડળ-આબુવા, મહાવીર મંડળ-શિરગંજ, રથભ તીર્થ જૈન મંડળ-મુંબઈ, સદગુણ પ્રચારક મિત્ર મંડળ-છોટીસાદડી, જૈન સહાયક ફંડ-સુરત, જૈન સ્વયંસેવક મંડળ-સાણંદ, વગેરે તેમજ જૈન યુવક સંઘની મુંબઈ, સુરત, અમદાવાદ, પાટણ ખંભાત, વિગેરે શહેરોની સંસ્થાઓ ધાર્મિક અને સામાજીક સુધારણા અર્થે જુદા જુદા દૃષ્ટિબિન્દુથી સ્વયંસેવા કરી રહેલ છે, અને અંગકસરતને માટે અમદાવાદના અખાડા તેમજ સુરતમાં ઝવેરી નગીનદાસ મંછુભાઇ જૈન વ્યાયામશાળાની યોજના થઇ છે જુદી જુદી બોર્ડીંગોમાં પણ અંગકસરતના અખાડા ગોઠવાઈ રહ્યા છે અને આરોગ્ય સંભાળવાને પણ શ્રી ગોધારી વીસાશ્રીમાળી દવાખાનું-મુંબઈ, ઝવેરી જૈન ઓષધાલય, જૈન સેનીટેરીયમ એસોસીએશન-મુંબઈ, પાયધુની જૈન દવાખાનું-મુંબઈ, વિગેરે ઘણી સંસ્થાઓ છેલ્લા પચીસ વર્ષમાં અને ખાસ કરીને



શ્રી જૈન ધર્મ પ્રસારક સભા—ભાવનગર.

સામે જોર શોર પૂર્વક પોકાર કરી રહી છે, ત્યારે આપણે ચેતના વિનાના નિર્માલ્ય દેહો રાખવામાં જ જાણે સંતોષ માની રહ્યા હોઇએ તેમ અંગબળના વિકાસ માટે છેક બેદરકાર જ રહ્યા છીએ. આપણો ગ્રામ્ય–સમાજ હજુ રૂઢીવાદના અંધારા ઉલેચી રહ્યો છે, અજ્ઞાનતા અને બેકારી પણ આપણને એટલા જ પ્રમાણમાં મુંઝવી રહેલ છે. વળી વાણિજ્ય અને રાજકીય દૃષ્ટિએ તો આપણે કંઇ મેળવવાને બદલે ગુમાવી જ રહ્યા છીએ. વેપારી ક્ષેત્રમાં આજે આપણું સ્થાન નહિવત્ રહ્યું છે. આમ નવો વિકાસ માગતું આપણું જીવન પ્રગતિવાન બનાવવા માટે સ્વયં સેવાની સંસ્થાઓ જ આશાભર્યો માર્ગ આપી શકે, અને તે માટે વ્યક્તિત્વની પ્રભા પાડતા સેવકોની ખામી દૂર કરવાની પણ આજે જરૂર છે. સમાજ ગૌરવ અને સ્વમાનાર્થે આપણો યુવક સમાજ સાહસિક અને નિર્ભય બનીને જાગે તો જ જૈનત્વના પુણ્ય–તેજની દીપમાળાઓ ઘરે

એક દાયકામાં જન્મેલી અને વિકસેલી જોવાય છે. તદુપરાંત આફ્રિકાદિ પ્રદેશમાં જૈન-વસ્તીનું પ્રમાણ વધતું જતું હોઇ ત્યાં પણ વિસાશ્રીમાળી જૈન સોસાઇટી–નાઇરોબી, મોંબાસા વિગેરે સ્થળે સંસ્થાઓ ઉપસ્થિત થવા પામી છે.

ભારતનું નૂતનભાવી જે વેગથી આજે ઘડાઇ રહ્યું છે એ દૃષ્ટિએ આપણે હજી ઘણું કરવાનું રહે છે. કળાને આપણા જીવનમાં સ્થાન નથી, ધર્મને નામે ચાલતી સત્તાશાહી હજુ છેક નિર્મૂળ થઈ નથી, આપણું સામાજીક જીવન પણ હજુ ઘણાં સુધારાઓ માગે છે. વ્યવસ્થા અને વિચાર–વિહોણો આપણો દાન–પ્રવાહ નવો પલટો માગે છે અને બળવાન તેજસ્વી જીવન માટે આપણે પૂર્ણ વિચાર પણ કયાં કરી શકયા છીએ ? આત્મબળ સ્ફુરાવવા અંગબળની અનિવાર્ય અગત્ય જ્યારે આપણી

–ઘરે પ્રગટાવી શકાય અને આજની ધર્મ અને સમાજ સેવક સંસ્થાઓનો દેહ ત્યારે જ આત્મભાવથી અંકીત થયો લેખાય.

આ સિવાય સાહિત્ય–વાચનદ્વારા માનસિક વિકાસ સાધતી જૈન લાયબ્રેરીઓ પણ આપણે ઠીક પ્રમાણમાં પ્રાપ્ત કરી છે. સંક્રાન્તિયુગના વધતા વેગને અપનાવતી સંસ્થાઓ પણ જરૂરી સ્થાને જન્મતી જાય છે. 'જૈન'ના પચીસ વર્ષના ઇતિહાસનું આ આછું અવલોકન.

× × × ×

આપણા જાહેર જીવનની આ ઉજ્વળ સંસ્થાઓને સમાજના સઘળા વિદ્વાનો, વિચારકો, કાર્યકર્તાઓ, આગેવાનો, શ્રીમંતો અને પૂજ્ય મુનિ મહારાજો સક્રિય સદ્ભાવથી અપનાવે અને તેને વધુને વધુ પ્રગતિવાન બનાવે એવી શુભેચ્છા સાથે વિરમીશ.

## શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રણેતા

(૧) નગરશેઠ પ્રેમાભાઈ હિમાભાઈ



(૨) સરદાર લાલભાઈ દલપતભાઈ (૩) શેઠ મનસુખભાઈ ભગુભાઈ
(૪) શેઠ કસ્તુરભાઈ લાલભાઈ M. L. C.
(૫) શેઠ સારાભાઈ ડાહ્યાભાઈ (૬) શેઠ અમૃતલાલ કાળીદાસ

"જૈન" પત્રે પચીસ વર્ષ પુરાં થયા જાણી ઘણો આનંદ થયો છે. "જૈન" પત્ર પચીસ વર્ષ સુધી "જૈન" નામને છાજે તેવી સમાજમાં સારી સેવા કોમની બજાવી છે. ધર્મની સેવા-સમાજની સેવા તટસ્થ રીતે બજાવવામાં હરહમેશ તે તૈયાર જ રહ્યું છે તે ઘણી આનંદની વાત છે. પ્રભુ તમારા પત્રને ગોલ્ડન જ્યુબીલી આવી આડંબરથી ઉજવવાનો વખત આપે તેવું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું.

સારાભાઈ ડાહ્યાભાઈ—અમદાવાદ

જૈનોનું એક પણ પત્ર પચીસ વર્ષની જીવાદોરી લેવાને ભાગ્યશાળી થયું હોય તો મારા ધારવા પ્રમાણે "જૈન" પત્ર પહેલું જ હશે, અને તેટલા વાસ્તે જ આવી મુબારકબાદી તેના અધિપતિઓને આપીએ તેટલી ઓછી છે.

આજ સુધીમાં "જૈન" પત્રે ધર્મ, તીર્થ અને સંઘની જે સેવા કોઈ પણ જાતના સ્વાર્થ સિવાય તેમજ નિડરતાથી કરી છે તે ખરેખર પ્રશંસાને પાત્ર છે. ખાસ કરીને શ્રી શત્રુંજય તીર્થને અંગેના પાલીતાણા ઠાકોર સાહેબ અને આપણી સાથે ચાલતા ઝઘડાઓની બાબતમાં તમોએ જે ઝીણી ઝીણી બાબતોનો પણ બારીકાઈથી અભ્યાસ કરીને જે લડત તમારા પત્રમાં ચલાવી છે તેથી મારી માન્યતા મુજબ તમારા પત્રને "જૈન" નું નામ આપવાની લાયકાત તમોએ બરોબર પુરવાર કરી આપી છે. તેમજ સુધારણાને અંગે તમારા પત્રમાં અવારનવાર આવતા લેખો પણ મનનીય તેમજ પ્રશંસા કરવા જેવા છે અને તેથી હું માનું છું કે તે દિશામાં તમારા માટે ઓછો કહેવાય નહી.

ફરીથી એકવાર તમોને અભિનંદન આપતાં તમોએ આજ સુધીમાં જે નીડરતાથી ટીકાપાત્ર પક્ષના લાગવગથી દોરાયા વગર તમારા પ્રમાણિક મત પ્રમાણે જે જે બીનાઓ ચર્ચી છે તેજ નીતિ કાયમ રાખીને તમારું પત્ર ચલાવશો તો નક્કી માનજો કે જૈન સમાજમાં તમારૂં પત્ર પ્રથમ પંક્તિએ રહેશે. આ તકે જૈન સમાજને પણ કહેવું જોઈએ કે આવા નિસ્વાર્થ પત્રની આવા માંગલિક પ્રસંગે કદર કરવી તે પણ આપણી ફરજ છે.

અમૃતલાલ કાળીદાસ—અમદાવાદ



"જૈન" પત્રની સીલ્વર જ્યુબીલીનો પ્રસંગ, એ સમાજને માટે અનુપમ અવસર ગણાય. સમાજના ગૌરવમાં અભિવૃદ્ધિ કરનારું આ પત્ર અમર રહો !

રાવબહાદુર શેઠ જીવતલાલ પરતાપશી—મુંબઈ

# પચીશ વર્ષનું સરવૈયુ

**વર્તમાનપત્રનુ સ્થાન —**

વર્તમાન જગતે વિશ્વના સચાલક શક્તિમદિરના જે ચાર સ્તભો વર્ણવ્યા છે તેમા વર્તમાનપત્રનુ પણ સ્થાન છે યુરોપ, અમેરીકા વગેરે સત્તા વ્યાપક પ્રદેશોમા રાજતત્રની લગામ વર્તમાનપત્રોએ હસ્તગત કરી છે અને તેની ઝીણવટભરી ચિકિત્સા ઉપર ભાવી માર્ગ કપાય છે

રાજ્ય, સમાજ, ધર્મ વગેરે રાષ્ટ્રના પ્રભાવિક અગો રહ્યા એ સઘળા અગોને પુષ્ટ અને સુવ્યવસ્થિત રાખવામા વર્તમાનપત્રો મુખ્ય ફાળો આપતા હોવાથી તેનુ અસ્તિત્વ બહુ મહત્વનુ થઇ શક્યુ છે

હિદમા સત્તાનુ પ્રાધાન્ય હોવાથી વર્તમાનપત્રનુ ક્ષેત્ર પૂર્ણ વિકાસ પ્રાપ્ત કરી શક્યુ નથી છતા આર્થિક, સામાજીક, તેમજ વ્યવહારિક અનેક મુશ્કેલીઓ સહન કરીને પણ હિદી પ્રજાને જાગ્રત કરવા–પ્રગતિને પથે ગમન કરવાનુ ભાન કરાવવાનો યશ વર્તમાનપત્રને જ ઘટે છે હિદના વર્તમાનપત્રોને સત્તા સામે હાકલ કરવા જતા ઘણુએ સહેવુ પડે છે, અને બીજી તરફથી પ્રજાની દૃષ્ટિમા તેની ઉપયોગીતાનો ખ્યાલ ઓછો હોવાથી ઉત્તેજનના અભાવે તેમને બહુ સાકડા માર્ગમાથી ભીંસાઇને પસાર થવુ પડે છે ને તેમાયે જાળા–ઝાખરા કે ટીંબા ટેકરાની હડફેટો સહેવી પડે છે આ વિકટ માર્ગમાથી પચીસ વર્ષ પસાર કરવા તે હિદના વર્તમાનપત્રો માટે અહોભાગ્ય છે અને તેમા પણ એક કોમીપત્ર તરીકે ' જૈન ' પત્ર પચીશ વર્ષના તડકા–છાયા અને તેમા પણ અડગપણે પસાર કરે તેમા જૈનસમાજને અભિમાન લેવા જેવુ ગણાય



લેખક —
શેઠ છોટાલાલ પ્રેમજી—મુબઈ.

**તીર્થરક્ષા —**

સમય એવો આવ્યો છે કે આજે રાજ્યધર્મમા 'હક્ક–હકુમતે' સ્થાન લીધુ છે અને બીજી તરફથી ધધા ધાપા વિના જનસમાજ બેકાર બનતો જાય છે, તેવે અણીને વખતે પૂર્વજોના અઢળક વારસામા મળેલા દેવમદિરો અને તીર્થસ્થળોની રક્ષા માટે સમાજને સાવચેત રાખવા વર્તમાનપત્ર એજ મુખ્ય સાધન છે

આજે દોડતા જમાનામા બોલે તેનાજ બોર વેચાય છે એ અવાજ મુખ વિના કોનાથી થાય ? જોતજોતામા શ્વેતાબર અને દિગબરો વચ્ચે તીર્થસ્થાનોમા તોફાન જાગ્યા, રાજ્ય રજવાડાને સત્તાની ભૂખ લાગી, તેવા અણીના વખતે પ્રભાવશાળી અવાજ પહોચાડવાને જૈન સમાજને 'જૈન' પત્રની સેવા અત્યત ઉપકારક થઇ પડી જૈનપત્રે જૈન સમાજના 'મુખ પત્ર'નુ સ્થાન સાચવ્યુ કેસરી ચાઝી પ્રકરણને અણસર્જ્યા સ્વાગ પહેરાવીને દિગબર ભાઇઓએ હા–હા કાર મચાવ્યો, હજારોના ખર્ચે લેખકો રોકયા અને લાખોની સખ્યામા રગબેરગી લખાવટો સર્જાવી ચોતરફ ફેલાવી, ત્યારે એ વાડીલાલ કે એ હુકમીચદજીની શેહમા દબાયા વિના કે સફાઇમા છેતરાયા વિના સચોટ દલીલોથી સત્ય નિરૂપણ કરવાની બજાવેલી સેવા અને શ્રી શત્રુજય પ્રકરણમા સત્તા સામે અડગ ઉભા રહીને 'જૈન' પત્રે સમાજમા જે ચૈતન્ય પ્રગટાવ્યુ, સુદૃઢ ટેક, એકસપી અને ઉત્કટ ભાવનાભરી સામાજીક જાગૃતિના સૂર પૂર્યા–એ યશભાગી " જૈન " પત્રની સેવા જૈન ઇતિહાસમા સદા સુવર્ણાક્ષરે કોતરાઇ રહેશે.

## સાહિત્ય સેવા—

જૈન શાસનનું ગૌરવ જૈન સાહિત્યના વિકાસ દ્વારાજ થઈ શકે. 'જૈન' પત્રે જૈન મહાન્ પુરૂષોના ઇતિહાસોને નવલકથાના રસભર્યા રંગ પૂરીને અમર કર્યા. તેની ભેટોમાં 'ધર્મબિન્દુ' ને 'શ્રાદ્ધવિધિ' જેવા માર્ગદર્શક ગ્રંથો, શત્રુંજય મહાત્મ્ય ને ગીરનાર મહાત્મ્ય જેવા તીર્થ પ્રભાવનાના ગ્રંથો, તીર્થંકર ચરિત્ર જેવા પૂજ્ય પ્રકાશનો અને મહાવીર તત્વપ્રકાશ ને લેખસંગ્રહ જેવા અધ્યાત્મ ગ્રંથોના પ્રાસાદ પીરસ્યા છે, તેમ વીમળ મંત્રી કે વસ્તુપાળ કુમારપાળ કે ભામાશાહ જેવા પ્રાભાવિક પુરૂષોનો જગતને પરીચય કરાવીને અને ગૌતમસ્વામી આદિ ધુરંધર ધર્મનાયકોના જીવન પ્રસંગોને ભાઇ સુશીલ જેવા પ્રખર લેખકોને હાથે આળેખીને જૈનેતર પ્રજાને પણ જૈન પૂર્વપુરૂષોના પ્રાભાવિક પ્રસંગો ઉકેલવામાં રસ લેતી કરી શકયા છે.



'જૈન' પત્રની રજત-જયંતિ પ્રસંગે મહાત્મા ગાંધીજી જૈનસમાજને નીચેનો સંદેશ પાઠવે છેઃ—

પોતાને શ્રાવક માનનારા, અહિંસાને પરમધર્મ તરીકે ઓળખનારા, ખાદી સિવાયનું બીજું વસ્ત્ર કેમ પહેરે, એ મારાથી તો સમજાયું જ નથી. શું તેઓના દયાધર્મમાં હીંદુસ્તાનના અગણિત ભૂખે મરતાઓને કંઈ સ્થાન નથી? જેની દયાની સમાપ્તિ કીડીયારું પુરવાની કે પાંચ માછલાને બચાવવામાં થાય છે તે શ્રાવકની દયા ન હોય. શ્રાવકના વિશાળ હૃદયમાં તો પ્રત્યેક દુઃખી પ્રાણીને સારૂ નિરંતર સ્થાન હોય. **મોહનદાસ ગાંધી.**

આ બધી તો તેમના સાહિત્ય પ્રકાશનની વાત થઇ; પરંતુ જ્યારે જ્યારે ભાઇ મુનશી કે મહીપતરામ જેવા કેવળ ભાષા સૌંદર્યની છનછની જગાડવાને ખાતર સત્ય ઇતિહાસને આઘાત પહોંચાડવા નીકળ્યા છે ત્યારે ત્યારે 'જૈન'પત્રે તેના સામે સપ્રમાણ શસ્ત્ર ઉગામવામાં જે સમયસૂચકતા દાખવી છે તે જૈનસાહિત્યની ઓછી સેવા નથી.

## સામાજીક વિકાસ—

અંધારામાં ગોથા ખાતા માનવીને જેમ સૂર્યનો પ્રકાશ નવું જ જીવન અર્પે છે, તેમ અજ્ઞાનતા રૂપી અંધકારથી સમાજના વ્યવહારમાર્ગમાં હાનીકારક રીવાજોની જે જડ પેસી ગઇ હોય તેને સખત વાયરાથી જ ઉખેડી નાખવામાં 'જૈન'પત્રે અવિશ્રાંત શ્રમ સેવ્યો છે. સમાજ સુધારણા માટે જૈન કોન્ફરન્સ કે તેવા મેળાવડામાં યોગ્ય ભાષણો કે ઠરાવો થાય છે; પરંતુ તેમાં ત્રણ દિવસના જળસિંચન પછી જો વર્ષો સુધી સુકામણાં રહેતાં હોય તો થયેલ વાવણીના ફળ કયાંથી જામે? મંડળો અને સંસ્થાઓ સમાજ સુધારણા માટે પ્રયત્ન કરતા હોય તો તે તેમના ક્ષેત્ર પુરતાં જ રહે. મુનિવરોના ઉપદેશ ફરસના પુરતું કામ કરે ત્યારે વર્તમાનપત્રોની નિયમીત ઉદ્ઘોષણા વરસી રહેતી હોય ત્યાં પ્રાંત કે દેશના ભેદ વિના સર્વવ્યાપિ અસર નીપજાવી શકે—સુધારણાના ક્ષેત્રને લીલુંછમ રાખી શકે—તેમાં શું આશ્ચર્ય ?

એક વખત એવો હતો કે જ્યારે રાજ્યક્ષેત્રમાં કે સમાજક્ષેત્રમાં જૈનોની આગેવાની હતી, મંત્રીઓ કે સેનાપતીઓ, નગરશેઠો કે નાગરીકો, વહાણવટીઓ કે વ્યાપારીઓ, કળાકારો કે કોવીદો જ્યાં જોઇએ ત્યાં જૈનોનુ અગ્રસ્થાન હતું. તે વખતની શાસનપ્રભાવનાના તેજની અને જૈન સમાજની સર્વોપરિ સત્તાની હજુ પણ જ્યાં જોઇએ ત્યાં જૈન તીર્થભુવનોના ગગનચુંબી શીખરો ખાત્રી આપી રહ્યાં છે. એ અધિકાર—એ સત્તા એ મુસદ્દીગિરિ—એ વાણિજ્ય—એ ધર્મપ્રેમના સંભારણા તાજાં કરીને જૈન જીવનમાં ચેતના પ્રગટાવવા અને આજે વીજળીના વેગે દોડતા જમાનામાં જૈન સમાજ પાછળ પડી ન જાય—રાષ્ટ્રના ઘડતરમાં કે રાજ્યદ્વારી ક્ષેત્રમાં જૈનોનું સ્થાન જળવાઇ રહે તે માટે સમાજને સાવધ રાખવાને જૈન પત્ર સર્વદા જાગૃતજ રહ્યું છે.

## પ્રગતિને પંથે—

'જૈન' પત્રના પચિશ વર્ષનું સરવૈયું કાઢવાનું મારા માટે અશકય છે; પરંતુ એટલું તો ખરૂં કે આજે કેળવણીના ક્ષેત્રમાં જૈન બીરાદરોને માટે બોર્ડીંગો, બાળાશ્રમો, વિદ્યાલયો, સ્કોલરશીપો અને લોન ફંડોના સાધન—સગવડો તરફ લોકરૂચી વધતી જાય છે, જમાનો શું માગે છે ? તેનો વિચાર કરવાને જનતાને સુજે છે અને વ્યકિતત્વ તથા વિચાર સ્વાતંત્ર્યનો વિકાસ થતો જાય છે. તે જાગૃતિ અને પ્રગતિના અરૂણોદયમાં 'જૈન' પત્રનું નિષ્પક્ષ પ્રોત્સાહન એ જૈન સમાજનું પ્રેરકબળ છે તેમ કહેવું અતિશયોક્તિભર્યું નથી.

આ અને એવી વિવિધ સેવા માટે 'જૈન' પત્ર અને તેના તંત્રી શ્રી દેવચંદભાઇને મુબારક બાદી આપતાં જૈન સમાજ અને જૈનશાસનની અધિકતર સેવા કરવા દીર્ઘાયુઃ હો તેમ પ્રાર્થું છું.

# "આનંદ" માં આનંદ.

જ્યારે મે "જૈન" ની જ્યુબીલીના ખબર સાંભળ્યા ત્યારે પહેલા તો મને નવાઇ લાગી કે જૈનોને વળી જ્યુબીલી શાની? પરંતુ થોડીવારમાં જુના સ્મરણો તાજા થયા ચૌ વર્ષ અગાઉ એક વખત મને દેવચંદભાઇએ 'જૈન' પત્ર ભાવનગરમા લાવવા માટે સલાહ પૂછેલી વર્તમાન પત્રના વિકટ માર્ગનો મને અનુભવ હતો અને તેમા પણ જે વર્તમાન પત્ર એક કોમના વર્તુલમા સમાતુ હોય અને જેનુ છવા, દશ વર્ષ અમદાવાદ અને મુંબઇ જેવા આગળ વધેલા શહેરોમા પણ સીક રહ્યુ હોય તેની જવાબદારી અને જોખમ મને ગળે બાંધવુ તે એક સાહસ જેવુ લાગ્યુ પરંતુ 'આનંદ' પ્રેસના માલેક તરીકે મને તેમની કાર્યકુશળતાનો અનુભવ હતો તેમના સાધન-સામગ્રી વિપુલ હતા અને ભાઇ ગુલાબચંદ જેવો શાંતિપ્રિય સાથી તેના પડખે હતો તે સંયોગોમા હુ નબળી સલાહ કેમ આપી શકુ?



શા. ગુલાબચંદ લલ્લુભાઇ
મેનેજર આનંદ પ્રી પ્રેસ



લે० ગેઠ ફરામજી ખરસેદજી,
માજી મેનેજર-ભાવનગર સ્ટેટ પ્રેસ.

ભાવનગર સ્ટેટને પોતાનુ ગંજાવર પ્રેસનુ સાધન છે છતા જ્યારે જ્યારે સ્ટેટનુ અને રેલ્વેનુ કામ એક સામટુ આવી પડ્યુ હોય અને તેમા દેવમૂર્તિ મહારાજા શ્રી ભાવસિંહજી બહાદુર, કે સી એસ આઇ ઇ નુ, અગર તો દેવમૂર્તિ મહારાણીશ્રી નંદકુવરબા, સી આઇ ઇ, ના ગ્રંથ-પ્રકાશનના કામોની તાકીદ હોય ત્યારે ત્યારે આનંદ-પ્રેસે વખતસર પાર ઉતારવાને પાછી પાની કરી નહોતી તે વાંકાનેર વાસદા, સુંઠ, વિગેરે ઘણા રાજ્યોના કામોમા પણ તેમણે નિયમીતતા અને પ્રમાણિકતાથી સંતોષ આપ્યો પણ હતો તે અનુભવે હુ આશાવાદી રહ્યો

એજ 'જૈન' પત્રને તેઓ પચીશ વર્ષનુ રુષ્ટ પુષ્ટ અને યુવાન બનાવી શક્યા છે તેમ જાણ્યુ ત્યારે ઘણો આનંદ થયો.

સ્વચ્છતા અને તંદુરસ્તીની ચીવટથી આજે પશ્ચિમમા મરણ પ્રમાણ ઘટતુ જાય છે અને ખરૂ કહુ તો ત્યાની પ્રજા દીર્ઘાયુ થતી જાય છે, ત્યારે હિંદમા બાળ ઉછેરની બેદરકારી તથા આરોગ્યતાના જ્ઞાનના અનુભવની ગેરહાજરીથી અર્ધી પ્રજા તો જન્મતા જ મરણને શરણ થાય છે આ વાતથી જ સમાજને જાગ્રત કરવા અમે બાળઉછેર અને સ્વચ્છતાની સીનેમા મફત બતાવવા તથા બાળસહાયક જેવી બાળકોની સંભાળ માટે માતાઓની ખંત વધારવા યોજના રાખી છે, તેમ વર્તમાન પત્ર પણ તેમા ઉપકારક સાધન માનુ છુ અને દેવચંદભાઇ પાસે તો સ્ત્રી-સમાજની સુધારણા માટે 'સ્ત્રી સુખદર્પણ' વેપારી આલમ માટે રોજનુ 'વેપાર સમાચાર' અને જૈનો માટે 'જૈન' પત્રનુ સાધન હોવાથી વચગાળેના વર્ષોમા અમે જ્યારે મળતા ત્યારે ખાસ કરીને પશ્ચિમના આરોગ્ય-ભુવનો, ઔષધાલયો અને બાળ-ઉછેરની વિશાળ યોજના સંબંધી અમારે ખુબ વાતો થતી

એક વર્તમાન પત્ર ભાવનગરમા ચાલે ખીલે અને તેનો રૂપેરી આનંદ ઉજવાય તેમા ભાવનગરની પ્રજાને અભિમાન લેવા જેવુ છે 'જૈન' પત્રને એ શુભ પ્રસંગ સાંપડ્યો તે માટે મારા મિત્રને મુબારકબાદી દઉ છુ અને જૈન પ્રજા જેમ વિચારમા આગળ વધેલ છે તેમ આચાર-સ્વચ્છતા સાચવીને વીરના જેવી બળવાન બને તેમ ઇચ્છુ છુ

# વર્તમાન પત્રની વિશિષ્ટ ભૂમિકા.



आपको अंतिम वर्ष का आशीर्वाद देता हूं दुनियाके सब पत्र एसा होना चाहीए के घर बैठे जगत का कल्याण हो।

योगनिष्ट मुनि शान्तिविजयजी

પચીશ વર્ષ પહેલાંની મારી યુરોપની મુસાફરી અને વસવાટમાં હું જોઇ શકયો કે પશ્ચિમની પ્રજા દિવસાનુદિવસ વ્યાપાર-સમૃદ્ધિ અને રાજતંત્રમાં સર્વોપરીપણું જમાવી શકી છે. તેમાં વર્તમાન પત્રોનો મોટો ફાળો હતો. ત્યાં દિવસ ઉગતાં નવું ને નવું જગતને ખુણેથી ખોળી લાવવા અને સમગ્ર જનતાને ક્ષણેક્ષણના સંદેશા પહોંચાડવાને વર્તમાન પત્ર ખૂબ સેવા આપી રહ્યા હતા અને રાજદ્વારી ક્ષેત્રમાં પણ આમ અને ઉમરાવ સભાના સુકાનીઓ વર્તમાનપત્ર વિનાના નહોતા. બીજા શબ્દોમાં કહું તો દુનિયાનું રાજતંત્ર વર્તમાન પત્રની મોરલી ઉપર નાચતું હોય તેમ દેખાતું.

એક વખત હિંદ કળાપ્રધાન દેશ હતો, વિવિધ રસવતી નીપજાવવાને કુદરતની કૃપા હતી અને હિંદની જમીનના પેટમાં પણ કાચી ધાતુઓના ભંડારો ભર્યા હતા.

આ પ્રસંગે હિંદનું વ્યાપારી બજાર જૈનોના હાથમાં હતું. રાજદ્વારી ક્ષેત્રમાં પણ છેક અમાત્યથી માંડીને મુખી—મહાલકારીના સ્થાનો જૈનો સંભાળતા. મહાજનના માન, પ્રતિષ્ઠા અને નગરશેઠના પદનું પ્રભુત્વ પંકાતું.

આ જુનવટ જીવતી કરવાને હિંદ હજી જાગ્યું નહોતું ત્યાં જૈનોની સાંકડી સમાજ માટે કયાંથી આશા રખાય.

આ પ્રસંગે ભગુભાઇ જાહેર પ્રજા માટે 'પ્રજાબંધુ' વિચારકો માટે 'વિવેચક' અને અંગ્રેજીના અનુરાગીઓ માટે પેટ્રીયટ પોષી રહ્યા હતા. અને સદ્દભાગ્યે જૈન સમાજમાં ચેતન રેડવા 'જૈન' પત્રને જન્માવ્યુ.

હિંદમાં વર્તમાન પત્રની શરૂઆતનો એ સમય હતો. આવી અણખેડાએલ ભૂમિમાં માર્ગ કાપવો કેટલો વિકટ હોય તે તો અનુભવીઓ જ જાણી શકે. એક બાળકને ઉછેરવામાં માતાને શું શું વિડંબના સહેવી પડે, તેનો ખ્યાલ બધાને ન હોય.

'જૈન' પત્રને ઉછેરતાં ભગુભાઇને ઘણુંયે ખમવું પડયું હશે. આર્થીક મુંઝવણો અને એવી અનેક મુશ્કેલીના ઘેરા વાદળમાંથી માર્ગ કાપતાં તેમણે દસ વર્ષ વીતાવ્યાં; પરંતુ અંતે શરીરસંપત્તિ બગડી જવાથી ફ્રાન્સમાં રહેવા સલાહ મળી. તેથી 'જૈન' પત્રની જીવનદોરી કોને સોંપવી તે માટે મારી સલાહ માગી.

તે અરસામાં મુંબઇમાં પ્રગટ થતા 'જૈન' પત્રને સંભાળતા મેં દેવચંદભાઇને જોયેલા. તેમની ખંત અને કાર્યદક્ષતાનો ઝાંખો પરિચય પણ થયેલો. તે પછી ભાવનગરથી પ્રગટ થતા 'જૈન શુભેચ્છક' પત્રમાં પણ તેમનો સાથ સાંભળેલો અને 'વીશાશ્રીમાળી હિતેચ્છુ'નું પ્રકાશન પણ તેમને જ આભારી હતું. આમ વર્તમાન પત્રના ક્ષેત્રમાં ખેડાએલા દેવચંદભાઇના હાથમાં 'જૈન' પત્રની જીવનદોરી મૂકવાને ભગુભાઇને શ્રદ્ધા જન્મી અને પ્રેમપૂર્વક તેમને આ ઉછરતા બાળકનું કાંડું સોંપ્યું.

આ વાતને પન્નર વર્ષ વીતિગયાં. દરમિયાન 'જૈન' પત્રની થયેલી ખીલવણી અને મેળવેલો સમાજપ્રેમ અંતરિક્ષથી જાણીને સદ્દગતના આત્માને કેટલો આનંદ થતો હશે?

જૈન' પત્રનું સુકાન દેવચંદભાઇએ હાથમાં લીધું ત્યારથી હું જોઇ રહ્યો છું કે કોઇ પણ પ્રશ્ન વર્તમાન પત્રમાં ચર્ચીને તેમણે સંતોષ નથી માન્યો; પરંતુ શેઠ આણંદજી કલ્યાણજીની તીર્થરક્ષક કાર્યવાહીમાં કે જૈન કોન્ફરન્સના સમાજ પ્રગતિ પ્રદેશમાં હું તેમને રસભરી ઉત્કર્ષ સાધના કરતાં જોઇ શકયો છું. જૈન ગુરૂકુળ જેવા આશ્રમોની ખીલવણીમાં તેમની જાતિસેવાનો અંગત અનુભવ થયો છે. જ્યારે ઘણી સંસ્થાઓ ને સભાઓમાં પણ તેમને સાથ આપતા અનુભવું છું. અને આવી સમાજસેવાની ધગશ માત્ર શબ્દોમાં જ નહિ શોભાવતાં આત્મભાવે તેમાં ઓતપ્રોત થઇ જવાથી આજે તેઓ સમાજનો પ્રેમભર્યો વિશ્વાસ જીતી શકયા છે.

'જૈન'-પત્રના આ ઉત્કર્ષને હું અંતઃકરણથી અભિનંદું છું. અને સમાજહિત સાધવાને તે અધિક ઉત્કર્ષ પામે તેમ આશું છું.



લેખક:—
શ્રી જીવણચંદ ધરમચંદ ઝવેરી-મુંબઇ.

અપૂર્વ મથન                                                   ઉન્નતિનું સાધન

# જ્ઞાનદાન એ સર્વોત્તમ દાન છે.

## શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજીના અમોઘ ઉપદેશ

અને

## પન્યાસજી શ્રી લલિતવિજયજીના અથાગ પરિશ્રમથી સ્થપાયેલ

## શ્રી પાર્શ્વનાથ જૈન વિદ્યાલયને

# મદદ કરો.

---

ગોડવાડ ( મારવાડ ) જેવા અજ્ઞાન પ્રદેશમા ઉપરોકત પૂજ્યપાદ સૂરીશ્વરજીના અમોઘ ઉપદેશવડે આ સસ્થા સસ્થાપિત થઇ છે, અને દિનપ્રતિદિન પ્રગતિ કરતી જાય છે વિદ્યાલય પાસે ન તો પુરતુ ફડ છે, ન મકાન કે ભોજન ભીતિ આદિનો પુરતો પ્રબધ છે, છતા વિદ્યાલય, એકસો તેર જેટલી વિશાળ વિદ્યાર્થીઓની સખ્યાને નભાવી રહી છે વિદ્યાલયમા હિન્દી, અગ્રેજી, ધાર્મિક, વ્યાયામ, વકતૃત્વ અને સગીતાદિ શિક્ષણ આપવામાં આવે છે આ વિદ્યાલયની ખાસ વિશેષતા તો એ છે કે આજે જૈન સમાજનો બહોળો ભાગ માને છે કે ઉગતા યુવાનોની ધર્મશ્રદ્ધા હઠતી જાય છે આ વિષયને ખ્યાલમા રાખીને વિદ્યાલય ધાર્મિક પ્રવૃત્તિમા આજે તો અન્ય જૈન શિક્ષણાલયોને અનુકરણરૂપ ધાર્મિક આચાર-વિચાર અને શિક્ષા તરફ વિશેષ લક્ષ આપે છે અને વિદ્યાર્થીગણ પણ તેને હોશથી આદરે છે

સવાર, સાંજ પ્રભુ પ્રાર્થના—દરરોજ ત્રિકાળ દેવદર્શન, ગુરૂવદન, પૂજા-જાપ-સામાયિક યા પ્રતિક્રમણ-નવકારસી-તિવીહાર, ચઉવિહાર અને બે આયબિલ ની તપશ્ચર્યા તો તેમની સ્વેચ્છા પૂર્વકની આવશ્યક ક્રિયા બની રહી છે ઉભય અષ્ટમી અને ચતુર્દશીએ તમામ વિદ્યાર્થીઓ તપશ્ચર્યા કરે છે, તેમા પણ ગણ્યા ગાંઠ્યા વિદ્યાર્થીઓ સિવાય બાકીના તો ઉપવાસ અને આયબિલ જ કરે તે વડે તેમનામા અપૂર્વ ઓજસ પ્રગટતુ જાય છે અને તેથીજ તેઓ તેમા શ્રદ્ધાવાન બનતા જાય છે

આમ સરલ સદાચારી સત્ય પિપાસુ બ્રહ્મચારી વિદ્યાર્થીઓને પોષતી, કેળવણીશૂન્ય મારવાડ જેવા પ્રદેશમા પોતાનુ ગૌરવ વિકસાવતી આ વિદ્યાલય-સસ્થાને મહાવીરના નાના-મોટા પુત્રોએ યથાશકિત સહાયતા કરી અપનાવવી જોઇએ

### વિદ્યાલયને નીચેની રીતે મદદ કરી શકાય છે

૧ એક સાથે સાદા ભોજનના રૂા ૨૫) આપીને કે મિષ્ટાન સાથેના રૂા ૩૦) આપીને

૨ મકાન ફડ કે નિભાવ ફડમા યથાશકિત મદદ કરીને

૩ નાની મોટી યોગ્ય વસ્તુઓ આપીને કે વિદ્યાર્થીઓ માટે ઇનામો આપીને ફુલ નહિ તો ફુલની પાખડી અર્પીને આ વિદ્યાલયને જરૂર સહાયતા કરવા વિનતી છે વિશેષ પિષ્ટ પેષણ કરવા કરતા એટલુ જ કહેવું બસ થશે કે આ વિદ્યાલય ઉન્નતિનુ એક સ્થાન છે તેનો એક એક વિદ્યાર્થી સમાજના સ્તભ રૂપે બહાર આવે એવી તેની રૂપરેખા છે ઉદ્યાપન અને સાધર્મી વાત્સલ્ય કરવાનું સાચુ અપ્રતિમ સ્થાન છે "વહેલો તે પહેલો" લાભ લેવા વિનતી છે

મેનેજર,

**શ્રી પાર્શ્વનાથ જૈન વિદ્યાલય**

વરકાણા તીર્થ સ્ટેશન રાણી—( મારવાડ )

# સો રૂપીયામાં સ્વામીવાત્સલ્ય.

અને તે પણ

## શ્રી સિદ્ધાચળજીની તળેટીમાંજ

અપૂર્વ લાભ લેવા ઇચ્છનારે શ્રી પાલીતાણામાં સ્ટેશન સામેજ દેખાતા

શ્રી યશોવિજયજી



જૈન ગુરૂકુળ

ની મુલાકાત લેવા આગ્રહભરી વિનંતી છે. આ જૈન ગુરૂકુળમાં લગભગ સવાસો બાળ બ્રહ્મચારીઓને રહેવા-જમવા અને ભવિષ્યના શ્રેષ્ટીઓ તરીકે તૈયાર કરવાને દરેક વ્યવસ્થા છે.

બાળકોને અન્ન-વસ્ત્ર કે પુસ્તકના સાધનો પુરાં પાડીને શિક્ષણ આપવા માટે ખાસ માસ્તરો રોકીને ગુજરાતી ચોથા ધોરણથી અંગ્રેજી સાતમા ધોરણ ( મેટ્રીક કલાસ ) સુધી અભ્યાસ કરાવવા માટે—

## ગુરૂકુળમાં જ શિક્ષણશાળા

ની મોટા ખર્ચે સગવડ રાખી છે. આ ઉપરાંત બાળકોને ધાર્મિક-નૈતિક શિક્ષણની અને આરોગ્ય માટે વ્યાયામની વ્યવસ્થા છે. પ્રભુભક્તિ માટે દેરાસરજી અને માનસિક વિકાસ માટે લાઇબ્રેરી પણ છે. વિશેષમાં હુન્નર ઉદ્યોગના શિક્ષણની યોજના છે.

## જૈન સમાજને અભિમાન

લેવા લાયક આ ખાતાનો બહોળો ખર્ચ જૈનોએજ હાથોહાથ પુરો કરવાનો છે. માટે—

જૈનોનું અપૂર્વ વિદ્યાર્થી આશ્રમ

# શ્રી મહાવીર ચારિત્ર રત્નાશ્રમ—સોનગઢ.



આ આશ્રમ જૈન સમાજની જરૂરીઆતને પહોંચી વળવાને શ્રી સિદ્ધક્ષેત્રની છાયામાં ઉત્તમ હવા-પાણીવાળા સ્થળમાં વૈદ્યકીય સલાહથી સોનગઢ (કાઠીઆવાડ) માં લગભગ એંશી હજાર રૂપિયા ખરચી વિદ્યાર્થી ગૃહ, આરોગ્ય ભુવન અને ભવ્ય વીર પરમાત્માનું જિનાલય તથા અવેડા તેમજ બાગાયત વગેરે સર્વ સાધન સામગ્રીથી તૈયાર થઇ પોતાની ભવ્યતાની અને શાન્તિની છાપ જોનારના હૃદય ઉપર પાડી રહેલ છે.

ઉદ્દેશ—જૈન બાળકોને રહેવા ખાવા પીવા વગેરેની સગવડતા સાથે ધાર્મિક વ્યાવહારિક તેમજ ઔદ્યોગિક શિક્ષણ આપવાનો છે.

**અમર નામની યોજના**—રૂ ૨૦૦૦ આપનાર સંસ્થાના પેટ્રન ગણાય છે.

રૂ ૧૦૦૦ આપનાર સંસ્થાના પહેલા વર્ગના લાઇફ મેમ્બર ગણાય છે.

રૂ ૫૦૦ આપનાર સંસ્થાના બીજા વર્ગના લાઇફ મેમ્બર ગણાય છે.

**મદદ આપવાના અન્ય પ્રકાર**—પાંચ અથવા તેથી વધારે વર્ષ સુધી વાર્ષિક રૂ. ૧૦૧) આપનાર પહેલા વર્ગના, રૂ. ૫૧) આપનાર બીજા વર્ગના અને રૂ. ૨૫) આપનાર ત્રીજા વર્ગના જનરલ કમીટીના તેટલી મુદતના સભાસદ ગણાય છે.

તે ઉપરાંત મકાન બાંધકામ માટે રૂ. ૫૦૦) અથવા તે ઉપરાંત રકમ આપે છે તેનું નામ આરસની તકતી ઉપર કોતરી ચોંટાડવામાં આવે છે અને તે આ સંસ્થાની જનરલ કમીટીના કાયમના સભાસદ ગણાય છે. તો સર્વે જૈન બંધુઓ અને બહેનોને નમ્રતા પૂર્વક વિજ્ઞપ્તિ છે કે પેટ્રન, લાઇફ મેમ્બર, કે વાર્ષિક સભાસદ થવા આપનાં નામ સત્વર નોંધાવશો. તેમજ વિદ્યાર્થી આશ્રમને અંગે જિન મંદિર, સેનિટેરિયમ, અવેડા, સદાવ્રત વગેરેમાં મદદ આપવા કૃપા કરશો.

| શેઠ છોટાલાલ પ્રેમજી.<br>પ્રમુખ. | દેશાઇ જાદવજી વીરજી.<br>શેઠ નરોતમદાસ ધનજી.<br>ઓ. સેક્રેટરીઓ. | દોશી વૃંદાવન મદનજી,<br>ઓ. ટ્રેઝરર. |
|---|---|---|

સ્થાનિક ઓફિસ,—**શ્રી મહાવીર ચારિત્ર રત્નાશ્રમ—સોનગઢ.** ( કાઠીયાવાડ. )

## શ્રીસિદ્ધક્ષેત્ર જિનદત્તસૂરીશ્વર બ્રહ્મચર્યાશ્રમ પાલીતાણા.

જૈન સમાજમાં ઉપદેશકો અને ધાર્મિક શિક્ષકો ઉત્પન્ન કરવા માટે સં.૧૯૮૨ ના કાર્તિક માસમાં આ સંસ્થાનો જન્મ શ્રી સિદ્ધગિરિની છાયામાં થયો છે, જેની અંદર હરકોઇ ગચ્છના અને હરકોઇ પ્રદેશના વિદ્યાર્થીઓ દાખલ થઇ શકે છે. તેમને ખાન, પાન, પુસ્તક, પાગરણ, વસ્ત્ર વિગેરે સર્વ સામગ્રી મફત આપવામાં આવે છે અને તેમને ધાર્મિક, સંસ્કૃત અને અંગ્રેજી શિક્ષણ આપવામાં આવે છે. આજ સુધીમાં ૫૪ ) ઉપરાંત વિદ્યાર્થીઓ આ સંસ્થાનો લાભ લઇ રસ્તે ચઢેલા છે, ફંડના પ્રમાણમાં ૨૫ બ્રહ્મચારીઓ માટે હાલ અવકાશ છે. અધિક સાધનો મળે સંખ્યામાં અધિક ઉમેરો કરી શકાશે, અત્રે પાલીતાણામાં આ સંસ્થાની પરચુરણ ટીપ કરવામાં આવતી નથી, તેમ ટીપ માટે કોઇ પણ માણસને અત્રે ફેરવવામાં આવતો નથી, છતાં સંસ્થામાં જે કોઇ ગૃહસ્થ રોકડ રકમ કે વસ્તુ ભેટ તરીકે આપી જાય છે તે ઉપકાર સાથે સ્વીકારાય છે. સંસ્થામાં શિક્ષણ કુશળ અધ્યાપકો રાખી સ્વતંત્રપણે આપવામાં આવે છે, હિસાબ પુરતી ચોખવટથી રખાય છે, અને તે રીપોર્ટમાં છપાવી બહાર પાડવામાં આવે છે, સર્વ વહીવટ કમીટિની દેખરેખ તળે મુકરર કરેલા ધારા ધોરણ મુજબ સુવ્યવસ્થાથી ચલાવાય છે. મુકરર કરેલા ધોરણ મુજબ સંસ્થાના સહાયક બની શકાય છે, સ્વામિવાત્સલ્ય તરીકે તિથિઓ નોંધાવી શકાય છે અને દરેક પ્રકારની મદદ કરી શકાય છે.

ગુજરાતિ અથવા હિન્દિ ચાર ધોરણ પૂર્ણ કરનારા થોડા વિદ્યાર્થીઓને દાખલ કરવાનો હાલ અવકાશ છે, તો દાખલ થવા ઇચ્છનાર વિદ્યાર્થીઓએ તેમજ સહાય આપવા ઇચ્છતા સખી બન્ધુઓએ નીચેને શિરનામે પત્રવ્યવહાર કરવો.

પ્રેમકરણજી મરોટી.

ઓ. સેક્રેટરી શ્રી સિદ્ધક્ષેત્ર જિનદત્તસૂરીશ્વર બ્રહ્મચર્યાશ્રમ.

પાલીતાણા—કાઠીઆવાડ.

---

તમારાં બાળકો માટે તમારો ઉદાર હાથ ક્યારે લંબાવશો ?

સાધર્મિક બંધુઓ પ્રત્યે તમારો વાસ્તવિક પ્રેમ વહેતો હોય તો

### તમારા દાનનાં ઝરણાં

## શ્રી નેમિનાથ જૈન બ્રહ્મચર્યાશ્રમ.

( મહારાષ્ટ્ર જૈનગુરૂકુળ )

તરફ વહાવો અને તેના પ્રેરક શ્રી સુમતિમુનિના સદ્પ્રયાસને વિશેષ ઉત્તેજીત કરો.

સંસ્થાના નિયમો અને ધારા ધોરણ માટે લખો :—

**શ્રી નેમિનાથ જૈન બ્રહ્મચર્યાશ્રમ**

ગૃહપતિ શાંતિલાલ ગુલાબચંદ પારેખ.

( જીલ્લા નાસિક )—**ચાંદવડ.**

## સદ્દગત શેઠ વેણીચંદ સુરચંદ સંસ્થાપિત.

## શ્રી મહેસાણા જૈન શ્રેયસ્કર મંડળ તરફથી છપાયેલાં પુસ્તકોનું સૂચીપત્ર.



### શિક્ષણનાં પુસ્તકો.

| નંબર. | નામ. | મૂલ્ય. |
|---|---|---|
| ૧ | બાળપોથી (જૈન શિક્ષણમાળા) .... | ૦–૧–૬ |
| ૨ | પહેલી ચોપડી સદર .... .... | ૦–૨–૬ |
| ૩ | બીજી ચોપડી સદર .... .... | ૦–૩–૬ |
| ૪ | ત્રીજી ચોપડી સદર .... .... | ૦–૪–૬ |
| ૫ | જૈની વાંચનમાળા શાસ્ત્રી .... ... | ૦–૧–૬ |
| ૬ | બે પ્રતિક્રમણ મૂળ ગુજરાતી ભાવાર્થ સાથે | ૦–૩–૦ |
| ૭ | બે પ્રતિક્રમણ મૂળ શાસ્ત્રી ભાવાર્થ સાથે.... | ૦–૩–૬ |
| ૮ | પંચ પ્રતિક્રમણ મૂળ શાસ્ત્રી .... | ૦–૭–૬ |
| ૯ | પંચપ્રતિક્રમણ મૂળ ગુજરાતી ભાવાર્થસાથે. | ૦–૮–૦ |
| ૧૦ | સામાયિક સૂત્ર અર્થ સહિત .... | ૦–૧–૩ |
| ૧૧ | સામાયિક સૂત્ર સાર્થ અવચૂરીવાળું (પોસ્ટેજ બે આના) | ભેટ |
| ૧૨ | બે પ્રતિક્રમણ અર્થ સહિત .... .... | ૦–૬–૦ |
| ૧૩ | પંચ પ્રતિક્રમણ અર્થ સહિત .... | ૧–૪–૦ |
| ૧૪ | સમકિતના સડસઠ બોલ તથા અઢાર પાપ-સ્થાનકની સજ્ઝાય શાસ્ત્રી તથા ગુજરાતી | ૦–૧–૬ |
| ૧૫ | યશોવિજય ચોવિશી વિવેચન સાથે .... | ૦–૪–૦ |
| ૧૬ | જિન ગુણ પદ્યાવળી .... .... | ૦–૫–૦ |
| ૧૭ | જીવ વિચાર સાર્થ .... .... | ૦–૫–૦ |
| ૧૮ | નવ તત્ત્વ સાર્થ .... .... .... | ૦–૧૦–૦ |
| ૧૯ | દંડક તથા જંબુદ્વીપ સંગ્રહણી સાર્થ | ૦–૧૨–૦ |
| ૨૦ | ભાષ્યત્રય સાર્થ .... .... .... | ૦–૧૪–૦ |
| ૨૧ | કર્મગ્રંથ સાર્થ પ્રથમ વિભાગ .... | ૦–૧૦–૦ |
| ૨૨ | કર્મગ્રંથ સાર્થ દ્વિતીય વિભાગ .... | ૦–૧૨–૦ |
| ૨૩ | તત્ત્વાર્થ સૂત્ર સરહસ્ય .... .... | ૦–૬–૦ |
| ૨૪ | પાંત્રીશ બોલ વગેરે .... .... | ૦–૩–૦ |
| ૨૫ | રત્નાકર પચ્ચીશી .... .... | ૦ ૦–૯ |

### વાંચનનાં પુસ્તકો.

| નંબર. | નામ. | મૂલ્ય. |
|---|---|---|
| ૨૬ | આત્મહિતકર આધ્યાત્મિક વસ્તુ સંગ્રહ | ૦–૧૦–૦ |
| ૨૭ | પ્રશ્નોત્તર રત્ન ચિંતામણી .... .... | ૧–૦–૦ |
| ૨૮ | જૈન હિતોપદેશ ભાગ ૨–૩ (પોસ્ટેજ ચાર આના) | ભેટ |
| ૨૯ | જૈન હિતોપદેશ ભાગ ૨–૩ શાસ્ત્રી (પોસ્ટેજ ચાર આના) | ભેટ |
| ૩૦ | સમાધિ વિચાર .... .... .... | ૦ ૧–૩ |
| ૩૧ | કુલક સંગ્રહ ભાવાર્થ સાથે.... .... | ૦–૧–૦ |
| ૩૨ | બ્રહ્મચર્ય વ્રત .... .... .... | ૦–૪–૦ |
| ૩૩ | અભક્ષ્ય અનંતકાય વિચાર શાસ્ત્રી તથા ગુજરાતી .... .... .... | ૦–૩–૦ |
| ૩૪ | આત્મ જાગૃતિ .... .... .... | ૦–૦–૯ |
| ૩૫ | ધર્મોપદેશ તત્ત્વજ્ઞાન .... .... | ૦–૦–૬ |
| ૩૬ | જૈન સ્ત્રી સદ્દબોધ.... .... .... | ૦–૨–૬ |
| ૩૭ | ધર્મવીર વેણીચંદભાઇ પોસ્ટેજ અઢીઆના | ભેટ |

### પ્રત આકારે સંસ્કૃત ગ્રંથો.

| નંબર. | નામ. | મૂલ્ય. |
|---|---|---|
| ૩૮ | જીવ વિચાર સટીક ... .... | ૦–૪–૦ |
| ૩૯ | દંડક પ્રકરણ સટીક ... .... | ૦–૨–૦ |

મળવાનું ઠેકાણું—**જૈન શ્રેયસ્કર મંડળ–મેસાણા.**

# श्री आत्मानंद जैन गुरुकुळ

## गुजरांवाला—पंजाब.




આચાર્યશ્રી વિજયાનંદસૂરિએ પંજાબને અનેક દેવમંદિરોથી દીપાવ્યું, તેમ સરસ્વતિ મંદીર સ્થાપવાની અંતિમ ભાવનાનો અમલ સં. ૧૯૮૧ ના મહા શુદ ૬ ના રોજ થયો.

આ શ્રી વિજયવલ્લભસૂરિએ સદ્ગત ગુરૂની અંતિમ ભાવનાની યાદ આપી કેળવણીની અગત્ય સમજાવતા જ હુશીયારપુરમાં એકત્ર થયેલ પંજાબના શ્રીસંઘે રૂા. ૨૮૦૦૦ ની વૃષ્ટિ કરી ગુજરાંવાલામાંથી જમીન અને રોકડ મળી ૫૦૦૦૦ નો ઉમેરો થયો અને પં. શ્રી લલીતવિજયજી મહારાજના ઉપદેશ–દૃષ્ટિથી મુંબઇના એક દાનવીરે ૬૨૦૦૦ની રકમ મોકલી. એટલે એક લાખ મુહૂર્તમાં મળ્યા અને તે વખતે અમૃતસરના કુળમાં પોતાનો વકીલાતનો ધીકતો ધંધો છોડી સેવા પરાયણ થએલા વયોવૃદ્ધ બાબુશ્રી કીર્તિપ્રસાદજી જૈન B. A. L. L. B. એ પંજાબના શ્રી સંઘની વિનતીને માન આપી નિઃસ્વાર્થ ભાવે ગુરૂકુળનું સંચાલન હાથમાં લીધું.

ગુજરાંવાલા એટલે સ્વર્ગીય આચાર્યશ્રીનું સમાધીસ્થાન–તીર્થભૂમિ મહારાજા રણજીતસિંહની જન્મભૂમિ પંજાબ માં જૈનોની આબાદીનું સ્થળ અને આબોહવાની સુંદર અનુકુળતા.

ગુરૂકુળના સંચાલન માટે જુદી જુદી સમિતિઓ સ્થપાણી હિંદભરના હિતચિંતકોનો સાથ યોજાયો શિક્ષણ–પ્રબંધ અને દ્રવ્ય–સંરક્ષણ માટે ટ્રસ્ટીઓની વ્યવસ્થીત યોજના સાથે પંજાબ ગુજરાંવાલામાં શ્રી આત્માનંદ જૈન ગુરૂકુળ ગાજવા લાગ્યું.

આજે આ ગુરૂકુળનો લાભ ૭૫ વિદ્યાર્થીઓ લઇ રહ્યા છે તેમાં એકલા પંજાબના જ નહિ પણ યુ. પી., મેવાડ, મારવાડ, ગુજરાત, અને છેક કાઠિયાવાડ સુધીના વિદ્યાર્થીઓનું સ્થાન છે નથી તેમાં ગચ્છ–વાડાનો ભેદ કે નથી જૈન–જૈનેતરનો જુવારો. વિદ્યાર્થીઓને ભોજન, વસ્ત્ર પથારી અને પુસ્તકોની દરેક સગવડ અપાય છે, અને તેઓની સંભાળ રાત્રિ દિવસ ગૃહપતિ રાખે છે.

આરોગ્યતા સંભાળવા ગુરુકુલમાં જ ઔષધાલય અને વૈદ્ય–ડૉક્ટરની વ્યવસ્થા છે જ્યારે તંદુરસ્તી ખીલવવાને અંગકસરતનો અખાડો તેમજ સ્કાઉટીંગની તાલીમ અપાય છે.

શિક્ષણમાં ધાર્મિક અભ્યાસ અને નિયમનનું અગ્રસ્થાન છે નૈતિક અને વ્યવહારીક શિક્ષણમાં રાષ્ટ્રીય ભાવના નથી ભુલ્યા. અત્યારે ગુરુકુળમાં અંગ્રેજી ચાર ધોરણ સુધી વર્ગ ખુલ્લા છે, અને તે ઉપર ચઢતાં બે વર્ષમાં હાઈસ્કુલના ૭ ધોરણો શરૂ થઈ જશે. હિંદી ઉપરાંત ઉર્દુ અને સંસ્કૃતનું સામાન્ય જ્ઞાન અપાય છે. અને વ્યાપારી લાઇન લેનાર માટે કોમર્સીઅલ ક્લાસ ઉઘાડવા ધારણા છે. સાહિત્ય મંદિરમાં સંસ્કૃત, પ્રાકૃત, ન્યાય, કર્મગ્રંથ, તત્ત્વજ્ઞાનનું શિક્ષણ હિંદી–અંગ્રેજી સાથે અપાય છે.



કસરતની તાલીમ.

ઉદ્યોગનું પણ ગુરુકુળમાં શિક્ષણ અપાય છે. તકલી અને ચરખો, બુક બાઇન્ડીંગ અને સાબુની બનાવટ જેવા ગૃહ ઉદ્યોગ અને ખેતીનું કામ પણ બાળકો નિયમીત કરે છે.



ઉદ્યોગની તાલીમ.



ખેતીકાર્ય.

લલિતકળામાં શાસ્ત્રીય ધોરણે સંગીતનું જ્ઞાન અપાય છે. માનસિક ખીલવણી માટે પુસ્તકાલય અને વાંચનાલયની વિશાળ સગવડ રાખી છે. વિદ્યાર્થીઓ 'પ્રભાત' નામનું હસ્તલીખિત ત્રૈમાસિક કાઢી લેખનકળા વિકસાવે છે. અને ગુરુકુળની આંતર વ્યવસ્થામાં પણ ગૃહપતિને સહાય આપીને સ્વાશ્રયના પાઠો કેળવે છે. એ ઉપરાંત વક્તૃત્વ સભા દ્વારા ભાષણો, કથા, ભજન, પ્રહસન અને સંવાદના વિવિધ અનુભવો મેળવે છે. અને અતિથિ સત્કારથી સદ્ભાવ કેળવવા અને દર વર્ષે જુદા જુદા તીર્થસ્થાનોમાં પ્રવાસ કરી યાત્રાના અનુભવનો લાભ આપવામાં આવે છે.

આ બધીએ શિક્ષણ સંભાળની યોજના પાછળ દર વિદ્યાર્થી દીઠ માસિક રૂા. ૨૫) ખર્ચ આવે છે. જે સ્થાયી ફંડનું વ્યાજ અને ચાલુ નિર્વાહની આવકમાંથી વાપરતાં મદદની જરૂર રહે છે. મકાન બાંધવાનાં છે અને વિદ્યાર્થીઓ વધતા જાય છે એ બધું ધ્યાનમાં લઈ

**દાનવીરો દાનનાં ઝરણાં વહેવરાવે તો આ સંસ્થા જૈન સમાજનું ભૂષણ બની શકશે.**

# જૈનસંસ્કૃતિ વિષે મ્હારૂં અજ્ઞાન



લેખક —
શ્રી ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા,
બી એ, એલએલ બી, ઍડ્વોકેટ



"સાચી સાક્ષરતા એટલે સાચી સર્વદેશીયતા."

સંસ્કૃતમાં એક વચન છે "मधुरेण समापयेत्"—મધુરતાથી સમાપ્તિ કરવી યોગ્ય છે જેમ ભોજન વિધિમાં છેવટનો અમૃત-કોળીયો તેમ ભાષણ-લેખનમાં છેલ્લો મીઠો બોલ અંગ્રેજીમાં પણ કહેવાય છે-"All's well that ends well" જેનું પારસી ગુજરાતી ભાષાન્તર એ લોકોની પ્રચારકતાએ પ્રસિદ્ધ કરી નાખ્યું છે, "સૌ સારૂં જેનું છેવટ સારૂં" બેશક, સર્વત્ર મીઠાશ જળવાય એ તો ઉત્તમ છે, પણ સંયોગ વશાત "સર્વત્ર" શક્ય નહોય તો કહીંક તો શક્ય થાય, અને તે "કહીંક" તે અન્ત પરન્તુ જેમ અન્ત મીઠો હોવો જોઇએ તેમ આરંભ પણ હોવો જોઇએ જેમ "मधुरेण समापयेत्" તેમ "मधुरेण प्रारभेत्" પણ કાં નહિ? હું તો માધુર્યનો રસીયો છું—કહે છે પટ્ટણીસાહેબ વારંવાર 'नागरा शर्करप्रिया'—એટલે "આદિમાં મીઠાશ, મધ્યમાં મીઠાશ અને અન્તમાં પણ મીઠાશ" એમ જ ધોરણ રાખીશ—કમીમાં કમી "જૈન" પત્રના "રજતોત્સવ"ના શુભ પ્રસંગે

ત્યારે સાકર શરૂઆતમાં સ્વીકારો અને મ્હોં મીઠું કરો

**"જૈન" પત્રે પચીશ પૂરા કર્યા તે નિમિત્ત** ત્હેને અભિનન્દન—મ્હારા, અને આવી બાબતમાં આત્મ નિર્ણીત પ્રતિનિધિત્વ જો સ્થાને હોય તો સારાયે મહા ગુજરાતના! અને માત્ર પત્રને જ અભિનન્દન નહિ—જેને જેને ઘટે તે તે સર્વને અભિનન્દન!

"જૈન" પત્રના ઉત્સાહમૂર્ત્તિ આદિ પુરૂષ સદ્ગત શ્રી ભગુભાઈ ફત્તેહચંદ કારભારીના સત્કાર્યપ્રેમી પુણ્ય શાલી આત્માને અભિનન્દન!

"જૈન" પત્રના હાલના તંત્રી શ્રી દેવચંદભાઇને અભિનન્દન! અને અભિનન્દન એમના કાર્યનિષ્ઠ સહકારી બન્ધુઓને!

"જૈન" પત્રના ગ્રાહકોને અને વાચકોને અભિનન્દન! અને "જૈન" પત્રના "રજતોત્સવ-અંક"ના લેખકોને ય અભિનન્દન, જેમાં આ નમ્ર સર્વનિવદકનો સમાવેશ સંયોજક-સદ્ભાવે કર્યો છે તેમજ એકલા અભિનન્દન નહિ, પરન્તુ સાથે સાથે શુભેચ્છાઓ પણ ખરી જ પ્રભુ "જૈન" પત્રને દીર્ઘાયુષ્ય તેમ ઉત્તરોત્તર વધતી ઉપયોગિતા અર્પે! "જૈન" પત્ર "જૈન" **સંસ્કૃતિનો યુગયોગ્ય પ્રસાર** કરી જૈન કોમની સેવા બજાવે અને તે ઉપરાંત જૈનેતરોની પણ ઉદાર ભાવથી બજાવે એ "જૈન" સંસ્કૃતિની પોતાની દૃષ્ટિથી, રાષ્ટ્રદૃષ્ટિથી, માનવતાની દૃષ્ટિથી સર્વેની શુભેચ્છા હોવી જોઇએ તથાસ્તુ!

"જૈન" સાથે મ્હારે એક બન્ધુત્વબન્ધી છે જેમ "જૈન"ના આદિ પુરૂષ શ્રીયુત ભગુભાઇ ફત્તેહચંદ કારભારી, તેમ ગુજરાતી વાચકવર્ગમાં સુપ્રસિદ્ધ "સમાલોચક"ના પણ આદિ પુરૂષ એઓશ્રી જ "સમાલોચક"નો તંત્રી હું વર્ષોપર્યન્ત હતો—એ માટેનું મમત્વ તો તંત્રીપદ સ્વીકારના પૂર્વે પણ હતું, એ પદ શિથિલ તબીયતે છોડાવ્યું ત્યારે પણ મમત્વ ચાલુ છે જેમ "જૈન"નો વારસો દેવચંદભાઇને મળ્યો છે તેમ "સમાલોચક"નો મ્હને મળ્યો હતો એક આદિ પુરૂષના સ્થાપેલા બે સામયિક પત્રો એક "સમાલોચક" (પ્રારંભમાં ત્રૈમાસિક—પાછળથી માસિક) અને બીજું "જૈન" (સાપ્તાહિક) એ મ્હારી બન્ધુત્વગ્રન્થી

પણ જ્યારે "જૈન" પત્રના ઉત્સાહી તંત્રીમંડલે—સંયોજકોએ—મ્હને વિશિષ્ટ "રજતોત્સવ" વિષે "કૈંક" લખી આપવા સૌજન્યજન્ય આગ્રહ કર્યો ત્યારે તો મ્હારી મમતાએ મૂઝવણનું સ્વરૂપ લીધું મ્હને થયું કે હું તે "જૈન" પત્રના "રજતોત્સવ-અંક" માટે શું લખું? સંયોજકોએ શુદ્ધ બુદ્ધિથી અંકના છપાઇ ગયેલા પાના જોવા આપ્યા—જેથી ધોરણ ધ્યાનમાં આવે એ ભાઇઓએ તો મદદ માટે પાના આપ્યા, પણ એ મદદે તો મ્હારી મુશ્કેલી મ્હોટી કરી ક્યાં જૈન-ધર્મ-વિશારદોની વિદ્વત્તા યુક્ત લેખપરંપરા અને ક્યાં મ્હારૂં જૈન સંસ્કૃતિના સંબન્ધમાં સાવ સાફ મગજ? મૂંઝાયો—ખુબ મૂંઝાયો જ્યારે ખુબ ધૂમાય ત્યારે આપોઆપ ભડકા થાય તેમ ભભૂક્યો એક વિચાર મૂંઝવાયલા મગજમાંથી "જૈનસંસ્કૃતિ વિષે મ્હારૂં અજ્ઞાન" એ જ વિષય વિષે કાં ન લખું? તર્કશાસ્ત્રનો એક શિષ્ટાચાર છે વ્યાપ્તિપ્રતિપાદક ક્રમમાં કંઇ એક ઉદાહરણ જોઇએ, "यथा महानसे"—મ્હારે ત્રણ છ

ઉદાહરણ પહેલું:—

જેમ "જૈન" ના સંયોજકોએ મ્હને આગ્રહ કર્યો તેમ આઈસલૅન્ડના એક પ્રવાસીને ત્યાંના નિવાસીઓએ આગ્રહ કર્યો: "કૈંક બોલો." પ્રવાસી પ્રસિદ્ધ વક્તા હતો, પણ એનું આઇસલૅન્ડ વિષેનું જ્ઞાન મ્હારા જૈન સંસ્કૃતિના જ્ઞાન જેટલું. એણે વિષય લીધો: **"આઇસલૅન્ડસમાં એરૂ"** હવે આઇસલૅન્ડસમાં એરૂ છે નહિ ને હોય નહિ. લોકોને થયું કે વક્તા તે શું કહેશે? શ્રોતાઓ નવીન પ્રકાશની આશાએ ઉભરાયા. સભામંડપ ચીકાર—તિલમાત્ર સ્થાન શૂન્ય નહિ. ઉત્કંઠાની અવધિ. સભાપતિ ઉભા થયા. વક્તાની વિદ્વત્તા ઉપર વ્યાખ્યાન આપ્યું. વક્તા ગંભીરતાથી ઉભા થયા—જાણે સર્વજ્ઞાનમૂર્તિ! આંખો મીંચી ધ્યાનસ્થ થઇ પ્રભુ પ્રાર્થના કરી.

मूकं करोति वाचालं पङ्गुं लङ्घयते गिरिम ।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥

એ શ્લોક તો એ સંસ્કૃતનું સહશરણ ક્યાંથી બોલે? પણ એવુ કૈંક. પછી એઓશ્રીએ આરંભ કર્યો:—

**"સભાપતિ મહાશય અને સભાજનો!**

આપના મુખ્ય પુરૂષોએ મ્હને આગ્રહ કર્યો છે કે મ્હારે આઇસલૅન્ડ વિષે આપને કહેવું—કૈંક. હું તે આપને શા વિષયે કહું ને શું કહું? આપ જાણો છો કે આજનો વિષય જાહેર થયા મુજબ **"આઇસલૅન્ડસમાં એરૂ"** એ છે. મ્હારો સંપૂર્ણ શોધને અન્તે થયેલો પાકો નિર્ણય જાહેર કરવો જોઇએ કે—' આઇસલૅન્ડમાં એરૂ છે નહિ ને હોઈ શકે નહિ.' માટે બસ, સાહેબજી! હું આપનો, આપે લીધેલા પરિશ્રમ માટે, આભારી છું. થૅંકયુ".

શું ધારો છો? સભાજનોને થયું હશે, જેવું "જૈન"ના વાચકોને થશે, કે "બચ્યું રે ત્હારૂં થૅંકયું. લેવાદેવા વગરની તસ્દી આપી"—કેમ જાણે એને બીચારાને ન પડી હોય—મૂંઝવણ તો નફામાં!

ઉદાહરણ ૨ જું:—

કવિ કાઉપર એક આંગ્લ સન્નારીની મુલાકાતે ગયેલા—નામ યાદ નથી, કામ યાદ છે. સન્નારીએ સત્કાર કર્યો. કવિ કાઉપરે વિવેકપ્રશ્ન કર્યો: "देवी किमाज्ञापयति?—દેવીશ્રીની શી આજ્ઞા છે?" સ્ત્રીની જાત—દેવી શ્રી ફુલાયાં. "Vanity thy name is woman"—"સ્ત્રી એટલે ફુલણજી" વધારામાં, સ્ત્રી એટલે કલ્પનાસાગર—તરંગોનું સંભવસ્થાન!

દેવીશ્રીએ આજ્ઞા કરી સંપૂર્ણ સત્તાધીશતાથી: "કાવ્ય કરો"—કેમ જાણે કાવ્યો દેવીશ્રીઓની આજ્ઞાઓથી થતાં હોય. પણ શિષ્ટાચારની શિક્ષાઓમાં વિષમમાં વિષમ સ્ત્રીઓના ચંચલ તરંગોનું તર્પણ કરવાનો શૂરધર્મ છે—chivalry છે. કંઇ અક્કલ વગરની વાત છે!—પણ શું કરવું? "अंधेकी हार दे दातार"—"गतानुगतिको लोकः", અને "कष्टं जनः कुलधनैरनुरंजनीयः"। ભોગ બીચારા આબરૂદારના કે લોકનું મન રાખવું પડે છે. **"સ્ત્રીના તરંગો તૃપ્ત કરે એ સજ્જન"!** કવિ કાઉપરે નમ્ર પ્રશ્ન કર્યો: "વિષય?" જેમ કન્યાના મા—બાપને વર શોધવાની ચિન્તા તેમ કાવ્યના કર્તાને વિષય શોધવાની. પણ કવિઓ એમની વહુઓ પાસે વિષયો માગતા હોય તો મૂંઝવણ મટે, કારણ **બૈરાં એટલે બુટ્ટા.** દેવી શ્રી **पुनरुवाच:** "વિષય? વિષય વિષય શું કરો છો? લખો હું બેઠી છું તે 'સોફા' ઉપર." "લખો મ્હારા ઉપર" એમ ના કહ્યું એટલું ભાગ્ય—નહિ તો બીચારા કાઉપરની મુશીબતનો પાર રહેત નહિ; કારણ દેવીશ્રી કાવ્ય—વિષય તરીકે પોતે ધારતાં હોય એટલાં યોગ્ય કદાચિત્ કવિને કવિત્વદૃષ્ટિએ ન પણ લાગે. વિષય સ્ફુર્યો એટલે પછી કહેવું શું? એવો બહેલાવ્યો કે બસ; "સોફા" ઉપર એવું કાવ્ય લખ્યું કે જગતે જાણ્યું. એનું નામ તે બુદ્ધિનો ચમત્કાર—સામાન્ય વિષયનું અસામાન્ય નિરૂપણ. જ્યાં બીજા ગુંચાય ત્યાં બુદ્ધિશાળી ઉકેલે.

ઉદાહરણ ૩ જું:—

વર્ષો ઉપર રેવાકાંઠા એજન્સીના પોલિટિકલ એજન્ટ તરીકે ડૉ. પોલન કરીને ચમત્કારી બુદ્ધિવાળા સિવિલિઅન હતા. ત્હેમને એકવાર કહેવામાં આવ્યું: અચિન્તિત કૈં ભાષણ આપો. વિષય પૂછતાં ત્હેમણે જવાબ દીધો "હું 'Nothing'—'કાંઇ નહિ' ઉપર જ બોલીશ." શૂન્યવાદ ઉપર ત્હેમણે असतः सज्जायते જેવું જ જ્ઞાનાનન્દમાં તરબોળ કરનારૂં ચમત્કારી વ્યાખ્યાન આપી શ્રોતાઓને ચકિત કરી નાંખ્યા

સંક્ષેપમાં, એ ત્રણ ઉદાહરણોથી ઉત્તેજાઈ મ્હેં પણ ઝુકાવ્યું છે. કાલિદાસે નથી કહ્યું?

मणौ वज्रसमुत्कीर्णे सूत्रस्येवास्ति मे गतिः ।

વજ્રથી જેમાં છિદ્ર પાડવામાં આવ્યું છે તેવા મણિમાં જેમ દોરો જાય તેવી મ્હારી ગતિ છે. ઉક્ત ત્રણ ઉદાહરણોથી હું ઉત્તેજાઉં છું.

હવે જરાક ગંભીર—બેશક અતિગંભીર નહિ, માત્ર તાત્પર્યગ્રહણ પૂરતા ગંભીર. અંગ્રેજી સાહિત્યસૃષ્ટિના

કાવ્યપ્રદેશના વિવેચન વિભાગમાં બે શબ્દપ્રયોગો સામાન્ય છે " Subjective " and " objective " ગુજરાતીમાં તે શબ્દોથી સૂચવાતા તાત્પર્યનો બોધ કરવા બે પ્રયોગો થાય છે (૧) આત્મલક્ષી અને પરલક્ષી, (૨) સ્વાનુભવરસિક અને સર્વાનુભવરસિક Subject એટલે વિષયી, જ્ઞાતા, object એટલે વિષય, જ્ઞેય અત્ર કામ પૂરતું તાત્પર્ય ગ્રહણ એટલું કરવાનું છે કે પોતાનો જાતનો અનુભવ એ સર્વનો અનુભવ હોય એમ લેખક કલ્પે છે ત્યારે માત્ર આત્મલક્ષી—સ્વાનુભવરસિક—Subjective જ ન રહેતા સૂચનથી પરલક્ષી સર્વાનુભવરસિક objective પણ સાથે સાથે બને છે તત્ત્વચિન્તનની ભાષામાં यथा पिंडे तथा ब्रह्मांडे । વ્યવહારમાં, " **જેવો ચોખો તેવો ચરૂ** " ચોખા ચડ્યા છે કે નહિ તે જોવા બધા ય દાણા કાંઈ તપાસી જોવાય છે ? એ તો એક ચાંપીને સીઝયો જણાય એટલે સારો ચરૂ યે સીઝેલો—ખાવા યોગ્ય

મ્હારા અજ્ઞાનમાં હું મ્હારા ઈતર સાક્ષર-બન્ધુઓનું " મહદ્ જીવન " ચાહું એવો સ્વાર્થી નથી, પરન્તુ ગુજરાતના સાક્ષરોને અન્યાય કર્યાના અપરાધી થયા વિના સલામતીથી કહી શકાય કે જેમ મ્હારી બાબતમાં તેમ ગુજરાતના સાક્ષરોના મ્હોટા ભાગની બાબતમાં કહી શકાય કે હું તથી અસ્પૃષ્ટ મેલિન્સ ફૂડ (Mellin's food untouched by hand) માફક ગુજરાતના સાક્ષરો જૈન કે ઈસ્લામ કે જરથોસ્તી સંસ્કૃતિથી મ્હોટે ભાગે અસ્પૃષ્ટ કે અલ્પસ્પૃષ્ટ છે બેશક, અપવાદો નથી એવું વક્તવ્ય નથી, અને જેને એમ લાગે કે મ્હારા જેવા ઈતર-સંસ્કૃતિ-જ્ઞાતાના જ્ઞાનને ગેરઈન્સાફ થાય છે ત્હેણે પોતાની મુબારક જાતને અપવાદયોગ્ય નોંધવી અપવાદયો ય સાક્ષરોને વ્યાપ્તિવિષય બનાવવાની દુષ્ટ ઈચ્છા મ્હારા જેવાની હોય જ નહિ ને હું ગંભીરતાથી એકરાર કરૂં છું કે છે પણ નહિ છતાં જે સાચા જીજ્ઞાસુઓને પોતાની જન્મપ્રાપ્ત સંસ્કૃતિની સંકુચિતતાની બહાર જવા જેટલી દૃષ્ટિની વિશાલતા પ્રભુપ્રસાદે આપી હોય ત્હેમને પ્રથમ તો સત્યપ્રેમથી પ્રેરાઈને ઈતર સંસ્કૃતિઓ વિષે સાચી દૃષ્ટિથી જ્ઞાન પ્રાપ્ત કરવાની નમ્ર વિજ્ઞપ્તિ કરી શકાય દુનિયામાં કાંઈ આપણે પહેલા જ ડાહ્યા જન્મ્યા છીએ એમ નથી—આપણા જેવા તો કૈંક થઈ ગયા અને કૈંક થશે बहुरत्ना वसुंधरा । સત્ય અને ન્યાય માગે છે કે આપણી પોતાની જન્મપ્રાપ્ત સંસ્કૃતિનું જ્ઞાન સંપાદન કર્યા પછી ઈતર સંસ્કૃતિઓ વિષે પણ જ્ઞાન આપણે સર્વેએ મેળવવા યોગ્ય છે એમ આપણે ગણીએ

કોઈને આ દૃષ્ટિ સર્વસામાન્ય અને તેથી દૂરની અને અવ્યવહાર્ય લાગે, પરન્તુ બીજી એક વિશેષ દૃષ્ટિ છે **તે વિશેષ દૃષ્ટિ તે રાષ્ટ્રદૃષ્ટિ છે** શું હિન્દુઓ કે શું જૈનો, શું મુસલમાનો કે શું પારસીઓ, એક જ ભારતભૂમિના—એક જ મહાગુજરાતમૈયાના—સન્તાનો છે ઈચ્છાએ કે અનિચ્છાએ ભિન્ન ભિન્ન જાતિઓનું અને ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓનું પાનું સાથે પડ્યું છે એમ કરવામાં પ્રભુના હૃદયનો અંતર્ગત આશય શો હશે તે તો પ્રભુ જાણે, પણ ગુજરાતીઓ જેવા સમજુ લોકોને સાદી અક્કલ (Commonsense) પણ એટલું તો સમજાવી શકે કે " પડ્યું પાનું નભાવી લે "

" हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जैनमन्दिरम् "—
" न वदेद्यावनीं भाषा कंठे प्राणगतैरपि " એ દૃષ્ટિસંકોચના ઉદ્‌ગારો માત્ર આપણા બન્ધુઓને અન્યાય જ નથી, આત્મઘાત પણ છે હિન્દુ, જૈન, ઈસ્લામી, જરથોસ્તી, ખ્રીસ્તી સર્વેએ વિશાલ દૃષ્ટિથી, મ્હોટા મનથી, ધર્માન્તરસહિષ્ણુતાથી જ માત્ર નહિ, પરન્તુ **સક્રિય સારગ્રાહિતાથી** ઈતર સંસ્કૃતિઓથી પરિચિત થવાનો બન્ધુધર્મ—રાષ્ટ્રધર્મ બજાવવા જેવો છે—વિશેષ કરી સુશિક્ષિતોએ—એથી યે વિશેષ " સાક્ષરોએ. " પ્રભુ સન્મતિ આપે !

## રસબિન્દુ



લે-સૌ. પ્રમોદિની સુરેન્દ્રલાલ-યાજ્ઞિક.

વરસાદ તો વરસ્યે જ જાય છે
એના નિર્માણ છે કે
કોઈ એને ઉમળકાથી સત્કારે
ને કોઈ અપમાને,
પણ એને કયાં પરવા છે ?
ફૂલ તો સુવાસ આપ્યે જ જાય છે
એના યે નિર્માણ છે કે
કોઈ સમભાવી એને સુંઘે
ને કોઈ પગતળે કચરી નાખે,
પણ એને પરવા નથી !
સર્જનતાના ફરમાન છે કે
સ્નેહના અમી પાયે જ જવા,
ભલે કોઈ પીનાર પીએ,
ને કોઈ ન પીએ

# જૈન જરનાલીઝમ.



લે૦ અભુદાસ અ. મહેતા.

સમય સમય પરનો ઇતિહાસ કહે છે કે 'જૂના' ને ગમે તે ભોગે 'જીવી' રહેવાની અને 'નવા' ને હરકોઇ બ્હાને જૂનાના પેટ પર પોતાનું સ્થાન પામવાની તાલાવેલી લાગી જ હોય છે. આ Tug of warમાં બન્નેના બળની કસોટી થાય છે. પોતપોતાનું બળ એકબીજા પર અજમાવવા બન્ને તત્વો રણે ચડે છે. ત્યારે એ કુસ્તીના મેદાનમા જે કોઈ બળવાન, વીર્યવાન, તેજસ્વી ને ચેતનાવન્ત વસ્તુ કે તત્વ હોય તેનો જ નિરંતર વિજય થાય છે. પરિણામે જીર્ણ ને સડી ગયેલાં નિર્જીવ ખોખાઓ બળશાલી તત્વના ઠેબે ચડે છે. એ પૂરાણી લકીરો ભૂંસાવા માંડે છે, અને એ પ્રતાપી 'નવ' તત્વ પોતાના પૂર્ણ પ્રકાશ સાથે નવીન પ્રાણભર્યાં સંદેશાઓ પાથરી આગળ ને આગળ ધપે છે.

એ બળશાળી તત્વનો પ્રવાહ એટલો ઉગ્રતાથી–જોસબંધ આગળ ધપ્યો જાય છે કે પોતાના સપાટામા આવતી સઘળી સડેલી નિર્માલ્ય ચીજોને બાળી ભસ્મ બનાવે છે: તૂટેલા ખંડેરોને જમીનદોસ્ત કરે છે. રૂઢ માન્યતાઓને તોપને ગોળે ચડાવે છે. અને એ બધાં 'જૂનવાણી'ના છેલ્લા અવશેષોને પણ હવામા ફૂ કરી ઉરાડી મૂકે છે! એનો ધગધગતો સૂસવાટ ચોમેર પ્રસરી ઉઠે છે. લોકો તેને ઉત્ક્રાન્તિ કહે છે. વિપ્લવ બળવો, કે બંડના નામથી યે સંબોધાય છે.

આવા સંક્રાન્તિ–કાળમા આપણે આજે જીવી રહ્યા છીએ, ચોમેર જ્યા નજર નાંખો ત્યા 'ખેંચાખેંચી' નું સામ્રાજ્ય જામ્યું છે. આપણા હૃદય અને મગજમા જૂના અને નવા તત્વોનું આજે યુદ્ધ મચી રહ્યું છે, એજ પ્રકારના ભાવો ને ભાવનાઓ વચ્ચે સારી ય દુનિયા આજે ઝુલે ચઢી છે. આપણા માનસમાં Long Live revolutionના પડઘાઓ પડે છે. દશે દિશાઓ આજે ક્રાન્તિના પોકારોથી ગાજી ઉઠી છે, રાજકીય, સામાજીક કે ધાર્મિક ક્ષેત્રમાં બસ' જ્યા ત્યા એજ ધ્વની ' એજ Voice વલોણું થઇ રહ્યું છે!

આવા કટોકટીના સમયમા વર્તમાનયુગની ભિન્નભિન્ન સમસ્યાઓ ઉકેલ માગે છે. કૈં કૈં પ્રકારનાં Burning questions પોતાની શાંતિ ઇચ્છે છે. ત્યારે આપણી નજર સ્હેજે આપણાં વર્તમાનપત્રો પર પડે એ સ્વાભાવિક છે.

વર્તમાનપત્રો એ આ જમાનાનું પ્રધાન અંગ છે. કારણ કે આજની દુનિયાને થનથન નચાવનાર એજ બળવાન સત્તા છે. અને પ્રજાજીવનને ઘડી શકનાર એજ આ યુગની સર્વોપરિ મહાન્ શક્તિ છે. એનાં પ્રતાપે કૈં કૈં રાષ્ટ્રો ને પ્રજાઓ નવપ્રેરણાઓ પામી ઉત્થાનના પંથે પડયાં છે. પડતા જાય છે. ને આગળ વધતાં જશે ત્યારે છાતી પર હાથ મૂકી પૂછીએ... આપણે કયા ? આપણા વર્તમાનપત્રો કયા ? પત્રકારિત્વના વિકાસમા તેમનો કેટલો ફાળો ? અને પ્રજાજીવન કે લોકમાનસને ઘડવામા–કેળવવામાં તેમનો શો સુંદર હિસ્સો ? નવયુગ પ્રશ્ન પૂછે છે :

આપણા વર્તમાનપત્રો જ આનો મુગો ઉત્તર આપી રહ્યા છે.

વર્તમાનના આંદોલનો નિરખી ભૂતકાળની ભેખડોમાંથી, ઘટનાઓમાથી, કે જૂના લોદાઓમાથી નવીન સૃષ્ટિનું વિધાન કરવું એ આપણી કલ્પનામા ય નથી ! પ્રજાની નાડીઓમાં થતા ધબકારા આપી તેમા નવલોહીનું સિંચન કરવું એ આપણા કાર્યપ્રદેશમાં જ નથી ! કહો ' નવસર્જનના સ્વપ્ના ય આપણને પછી કયાથી આવે ?

સાવધાન દૃષ્ટિ ને તાકાદવતી કલમ : એ આધુનિક વર્તમાનપત્રના કાર્યની સફળતાના બે મૂખ્ય અંગો છે અભ્યાસ અનુભવ ને અવલોકન એ ત્રણેની સાધના પર પત્રકારિત્વનો ખાસ વિકાસ અવલંબે છે. જવાબદારીનું ભાન અને પોતાના હૃદય પ્રત્યેની વફાદારી સમજવી એ ઉચ્ચ પત્રકારીની 'નિત્ય ક્રિયા'ઓ ગણાય છે અને અંગત સ્વાર્થો કે લાભોની સિદ્ધિ માટે નહિં, પણ "માનવસમાજનું" કલ્યાણ થાય. એજ જેનું ઋણ છે, એવા પત્રકારોના દર્શન માટે આજનું આપણું 'જૈન જર્નાલિઝમ' જંખતુ હોય તો ?

વર્તમાનપત્રોની સંખ્યાપરથી જ પ્રજાની પ્રગતિનું માપ નીકળી શકતુ હોય તો તો જૈનપ્રજા આજે પ્રગતિના આકાશમાં મ્હાલે છે એમ સ્હેલાઇથી કહેવાય ! તુચ્છતાના પ્રદર્શન સમી અંગત ગાળાગાળી, સ્વાર્થસિદ્ધિ કે સિદ્ધાંતસૂના વૈરવિરોધથી સમાજને સળગાવી મૂકવામાં પત્રકારિત્વના વિકાસનો આંક મૂકાતો હોત તો આપણા માનવંતા પત્રો ખૂબ ખીલી રહ્યાં છે એમ સ્હેજે બોલી જવાય ! પરંતુ અફસોસ ! એ બધા આંકો ઠગારા છે...એ પ્રગતિના બ્યુગલો વસ્તુતઃ વિનાશના જ સૂરો કાઢે છે ! કારણ કે પત્રકારની જવાબદારીનું ભાન આપણે ભૂલ્યાં છીએ. અસ્થાને ઉભરાતાં લાગણી આવેશ કે ઉદ્ધતાઇના ઉભરામાં કૈં કૈં બાલીશવૃત્તિના અસંયમી પત્રકારો પત્રકારિત્વની પવિત્રતાને લાંછન લગાડી રહ્યા છે ' એટલે આપણા વિચાર–પ્રાગટ્યમાં નથી કોઈ સ્થળે ભાષાની ભવ્યતા, સમજાવવાની કળા, વિચારોનું ઠરેલપણું, નિશ્ચયાત્મક બળ કે નથી ઉગ્ર સિદ્ધાંત–પ્રિયતા !

આપણા પત્રોએ, જો ખરેખર જ તેઓ પોતાનો વિકાસ ચાહતા હોય તો આખી પ્રવાસ—દિશા જ બદલી પડશે મૂર્ખાઇભરી માન્યતાઓ, આંધળા આદર્શો કે સડેલી પ્રણાલિકાવાદના મંડન પાછળ ખુવાર થવા ને કરવા કરતા 'નવા' વિચારના મશાલચી તરીકે પ્રકાશમા આવવુ ઘટે। સમાજના 'નવસર્જન' માટે જૂના સમયથી ચાલી આવતી અર્થહીન નોટીયૂસ રૂઢીઓ જડમૂળથી ઉખેડી નાખવા કમર કસવી પડશે। અંગત હુમલાઓની નિરંકુશ દોડ–દોડમાથી પાછા ફરી સંપૂર્ણ સ્વસ્થતા સહિત ઉંડા અભ્યાસ અને આપણી દુર્દશાનુ વેધક નિરીક્ષણ કરવુ જોઇશે। સાદી, મૂફલીસ અને બહુ ભાગે જનહિતની વિઘાતક મનોદશાને પલટાવવી પડશે।

અર્થ, ગૌરવ અને તેજસ્વીતા એ નવા યુગની ભાષાના શણગાર છે એના ઓપ આપણા પત્રકારોએ પોતાની ભાષા પર આપવા ઘટે વાણીમા ને લેખનમા વિચાર, વૈવિધ્ય ને વેગ નવા નવા સ્વરૂપધારી નાયકોના અંતરમા આરપાર ઉતરી જાય તે માટે ખાસ લક્ષ આપવુ પડશે કારણકે વિચારસમૃદ્ધિ એજ આપણા પત્રોનુ આજે મુખ્ય અંગ હોવાથી તેમા વિવિધતા કે કળા પ્રવેશી શકયા નથી પછી તો નવી ભાવના કે નવા વિચારોના અભાવે લાગણીનુ જોમ પણ આપણી ભાષામા જણાતુ નથી જે પ્રજાને Lead કરવાનો દાવો કરીએ છીએ તેને દોરનાર વિચારોમા જે અનેક ચિંતનો ને અનુભવોનુ દોહન જોઇએ તેનુ દેખાતુ નથી। આ બધી ખોટ પહેલી તકે પૂરવાની જરૂરની છે

કેવળ પત્રકારો જ નવી નજરથી જોતા બરાબર શીખી જાય તો તેમની એ સ્થાપેલી 'હાલતી ચાલતી યુનીવર્સીટીઓ' દ્વારા આખી પ્રજાને નવી દૃષ્ટિ બહુજ અલ્પ સમયમા મળી શકે વિચારશ્રેણીની નવી દિશા તેઓ શોધે તો સમસ્ત પ્રજા એ નવી જ દિશા તરફ દોરવાય। પત્રકારો "ધારે" તો આખી પ્રજાને દેશને કે દુનિયાને પોતાના મનમાન્યા રંગથી રંગી શકે છે ત્યારે આપણા પત્રકારો જ 'ધારવા'ના 'પુણ્ય' થી શા માટે મુક્ત રહેતા હશે !

સ્વાર્થપૂર્ણ ને સંકુચિત હેતુથી નિકળતા પત્રો પ્રજાને કોઈ રીતે લાભદાયક નથી, આજે તો જીવન અને રાષ્ટ્રની ઉન્નતિનો પ્રશ્ન છે જીંદગી કળાથી રંગાઇ જાય અને રાષ્ટ્ર સ્વતંત્રતામા લ્હેરતુ હોય એ જ મનુષ્યોની મુખ્ય 'ભૂખ' છે એ જ તૃષા છે, અને એની તૃપ્તિ એજ જીંદગીનો સાર છે આ સાર તારવવામા પત્રકારો પોતાનો ફાળો આપી ધન્ય બની શકે।

આવા પત્રકારોથી જ્યારે જૈન દુનિયા ગાજી ઉઠશે ત્યારે જરૂર, આપણો ઉદય થશે। ત્યા સુધી તો આજના પત્રકારો પ્રતિ થોડીક આછી સૂચના રજુ કરી વિરમવુ ઇષ્ટ છે

(૧) રાષ્ટ્રીયતા, સ્વતંત્રતા ને સામાજીક પ્રેમનુ વાતાવરણ ઉભુ કરવા માટે તનતોડ યત્નો કરવા પડશે

(૨) લોકનુ માનસ ઘડવા માટે હંમેશના પ્રશ્નો રજુ કરીને લોકમા 'વિચાર શક્તિ' જગાડવી પડશે

(૩) ગંદી આક્ષેપજન્ય રમતોને સ્થાને મનુષ્યના જીવનમા શાંતિ, સૌજન્ય, રસ, કળા ને ચેતન પૂરાય તેવા અભ્યાસક લેખો લખવા–લખાવવા પડશે

(૪) સત્ય અને આનંદ વચ્ચે આપણે વિરોધ કલ્પ્યો છે કળા અને ધર્મ વચ્ચે પાળો બાંધી છે, તેમજ આધ્યાત્મિકતા સાથે શુષ્કતા કે ગાંડાવેડા નામની સ્ત્રીઓને પરણાવી દીધી છે તે બધુ મીટાવી દેવા ખૂબ આંદોલનો મચાવવા પડશે અને સાચી ધાર્મિકતાને તેના સત્ય સ્વરૂપમા રજુ કરવી જોઇશે

(૫) આપણા સમાજમા બીનજરૂરી, અયોગ્ય અને અવાસ્તવિક શુ છે તેનો બારીક અભ્યાસ કરી તેના નિવારણ માટે યોગ્ય પ્રચાર કરવો પડશે

(૬) 'વાડાવાડી' મા ગોંધાઇ રહેલુ 'જૈનત્વ' ગુંગળાઇ જાય તે પહેલા તેને મુક્ત કરવા તંદુરસ્ત વાયરામા લઇ જવાની છૂટ મેળવવી પડશે

(૭) ધર્મને નામે થતા ધતીંગો, ધામધૂમો કે બીજા નાચોને બંધ કરાવવા બહુજ બુદ્ધિપૂર્વક યોજના ઘડીને જનસમૂહ સામે ધરવી પડશે.

(૮) કહેવાતી આધ્યાત્મિકતા ને વ્યવહાર વચ્ચે જે આજે અવિરામ ઘર્ષણ ચાલી રહ્યુ છે, તેનો નિવેડો લાવવા પ્રયત્નો સેવવા પડશે

(૯) વિજ્ઞાનનુ આખુ ક્ષેત્ર આપણે માટે સાવ અણખેડાયલુ છે તેમજ 'સાઇકોલોજી' ની દ્રષ્ટિએ આપણા બધા સૂત્રો ચકાસવા રહે છે તો તે સંબંધી ઉહાપોહ કરવો પડશે.

(૧૦) અને રાસડા, સજ્ઝાયો, પદો, ભજનો કે ગહુંલીઓમાજ અધ્યાત્મને પૂરી રાખવાને બદલે 'શક્તિના છૂપા અંગો' 'જૈનીઝમ'ના પેટાળમા પડ્યા છે તેને પ્રભુની જગતમા જાહેરાત કરીને તેને સિદ્ધ કરવા પડશે

આ પ્રાથમિક કાર્યોની શરૂઆત આપણા વર્તમાન પત્રો ખૂબ કુશળતાપૂર્વક કરે એમ એક નવયુગ પ્રેમી–વિદ્યાર્થી 'જૈન' ઇચ્છે છે

'જૈન જર્નાલીઝમ' ના આ વર્તમાન ઇતિહાસમા 'જૈન' પત્રનુ સ્થાન કયા ? એ પ્રશ્ન પૂછવા કરતા પ્રજાનુ માનસ ઘડવામા તેણે જેટજેટલી શક્તિનો ઉપયોગ નિડરતાથી કર્યો હોય તેટતેટલુ તેનુ ઉચુ સ્થાન। 'તેજ એની સેવા' એજ તેની ઉપયોગીતા। અને વાસ્તવિક રીતે કહીએ તો એજ તેનો જ્યુબીલી મહોત્સવ।

પ્રાંતે ઇચ્છીએ કે આજનુ આ 'જૈન' યુવાનીના ગુલાબી રંગથી ખૂબ ખીલી ઉઠે। જૈનજનતાને સાચી Lead આપે અને 'જૈનશાસન' ને ગૌરવવંતુ, વિશાળ ને તેજસ્વી બનાવવા પવિત્ર દીલે પોતાની બધી શક્તિઓ ભવિષ્યમા સમર્પે।

જૈન પત્ર તરફનુ મ્હારાપણુ તેની ઉન્નતિ પ્રાર્થે છે × × 'જૈન' રજત મહોત્સવ એ મ્હારે મન આનંદનો અવસર

# વિશિષ્ટ પત્રકારત્વ.

પત્રકારત્વના ધંધાને પાશ્ચાત્ય પ્રજા વૈજ્ઞાનિક પદ્ધતિએ ખીલવીને ધીમે ધીમે પત્રકારને એક મહાન 'સત્તા'ના સ્થાને મોકલી શકી છે એ હકીકત બહુ વિચાર કરીને સમજવા જેવી છે. પ્રથમ નાના મોટા સ્થાનિક સમાચારો મહિને પંદર દિવસે છપાવીને બહાર પાડવાની બાબતમાંથી ધીમે ધીમે દરરોજ પત્ર બહાર પડે અને એક એક પત્રની દરરોજ બે **લાખ–આઠ** લાખ નકલો પ્રગટ થાય એ સાધારણ રીતે ન સમજી શકાય તેવો કોયડો છે. અમેરીકામાં એવા પત્રો છે કે એની દરરોજની દશ લાખ નકલો ખપે તે માટે બારસો–પંદરસો ગાંસડી કાગળો દરરોજ જોઇએ. તેને ગોડાઉનમાં રાખવાની સગવડને અભાવે એક બાજુએ કાગળ બનતાં જાય અને બીજી બાજુએ છપાઇને બહાર પડતાં જાય. બે કલાકમાં બે લાખ નકલો છપાઇ, ઘડ પડી, ગોઠવાઇ, હાથમાં આવે, એવું સાંચાકામ ગોઠવાયલું જોયું હોય ત્યારે મનુષ્યસાહસ શું કરી શકે છે એનો ખ્યાલ આવે છે. ઇલસ્ટ્રેટેડ (ચિત્રવાળા) સાપ્તાહિકની નકલો લાખોથી ખપે તે દેશના અભ્યાસ, ઉત્સાહ અને પ્રગતિ કયા પાયા પર હશે તેનો જરા ખ્યાલ કરવા જેવું છે. ચાલુ ખબરના છાપાઓ ઉપરાંત સ્ત્રી ઉપયોગી પત્રો જૂદા, વ્યાપારનાં જૂદા, શેર–લોનનાં જૂદાં, રમત–ગમતનાં જૂદાં, ઇજનેરીનાં જૂદાં, વિમાના જૂદાં, વળી બાળોપયોગી સાહિત્ય, વિજ્ઞાનનું સાહિત્ય, જીવજંતુનું સાહિત્ય, રસાયણનું સાહિત્ય, રેડીઓનું સાહિત્ય અલગ. ઉપરાંત સાપ્તાહિક અને માસિક તથા ત્રૈમાસિકનો પાર નહિ.

આ સર્વ સાહિત્ય છેલ્લા સો વર્ષમાં ખૂબ વધતું ચાલ્યું છે. પત્રકારને જનસમાજના અભિપ્રાયનો પડઘો પાડનાર તરીકે ગણવામાં આવતા હતા અને તેથી તમનો મત શો છે તે જાણવાની સત્તાધિકારીને ઇચ્છા રહેતી; છતાં વાસ્તવિક રીતે બને છે એમ કે અમુક બનાવ બનતાં પત્રકાર એને ઝોક આપી સમાજને અથવા તેના એક ભાગને પોતાના વિચાર પ્રમાણે દોરવી શકે છે. અમુક નવીન બનાવ બનતાં પત્રકાર તેના પર અભિપ્રાય આપે છે અને તે અનુસાર જનતા દોરવાય છે. તેથી પત્રકાર સમાજના અવાજ કે અભિપ્રાયનો પડઘો પાડનાર હોવાને બદલે વાસ્તવિક રીતે અભિપ્રાયનો ઘડનાર થાય છે. કુશળ પત્રકાર આ કાર્ય એવી સફાઇથી કરી શકે છે કે સમાજ પર કોઈ જાતના આક્ષેપ કે આક્રમણ કર્યા વગર જે સુકરતાથી ભ્રમર પુષ્પમાંથી રસ ચૂસી લે છે તે પ્રમાણે લાગે નહિ તેમ એ સમાજપર પોતાના વિચારની છાપ પાડી તેમને દોરવી શકે છે અને છતાં એ સમાજના વિચારનો પ્રતિધ્વનિ કરનાર પ્રતિનિધિ ગણાય છે.

---

'જૈન' પત્રની ગોલ્ડન જ્યુબિલિનો પ્રસંગ અત્યંત આકર્ષક ગણાય. જૈન કોમમા સાપ્તાહિક પત્ર ચાલે કે નહિ તે વિચારણાના દિવસો મને યાદ આવે છે શ્રીયુત ભગુભાઇના સાહસ, આગવડ અને ધીરજ નજરે જોયાં છે. મતભેદના પ્રસંગો આવે તેમાં આ યુગમા મુંઝાવા જેવું નથી, પણ જૈન કોમના વિશિષ્ટ પ્રશ્નોપર વિચાર કરતા એક કેંદ્ર વાજિંત્રની જરૂરીઆત આ પત્રે પૂરી પાડી છે. એણે નિડરતાથી વિવેકપૂર્વક વિચારો આપી કર્તવ્યપ્રેરણા કરી છે. અને ધર્મના તેમજ કોમના હક્કો માટે અનેક પ્રસગે ધીમી કે મોટી ગર્જના પણ કરી છે. એ પત્રકાર અને પત્રકારીત્વના સવાલો પણ ચર્ચી નાખે છે અને ગુંચવણને પ્રસંગે તપાસ કર્યા વગર ઘા ફેંકતું નથી. પત્રકારને કેટલું જાગૃત રહેવું પડે છે અને આગલી રાત્રે કેટલા વાગ્યા સુધી કામ કરવું પડે છે તે તો અનુભવી જાણે, પણ ગેરસમજુતી થાય ત્યારે એનો બચાવ કરનાર વીરલ હોય છે એ તો સર્વનો અનુભવ છે. જ્યા કદરનો અભાવ હોય, બદલામા આક્ષેપ હોય, વર્ગણીમા મફત મેળવવાના લ્હાવા હોય અને હેતુ તથા સ્પૃહાના અપૂર્ણ મોજાં આક્ષેપની ભરતી ચઢાવતાં હોય ત્યા પચીસ વર્ષ સુધી ઝઝુમવું એ માનપ્રદ છે, અભિનંદનીય છે, ઇષ્ટ છે, અને સફળ છે. પચાસ વર્ષની એની હયાતીએ બતાવી આપ્યું છે કે જૈન કોમને ખાસ વિચારવાના બહુ ભારે સવાલો છે, રાષ્ટ્રિય ભાવનાને અવિરોધે ઉકેલી શકાય તેવા મોટા કોયડા છે અને પ્રેમ, પ્રેરણા અને પ્રાણ અર્પણ કરે તેવા લેખથી સુતેલા સમાજને ઢંઢોળી શકાય છે. જૈન પત્રનો ભૂતકાળ સગર્વાન્વિત છે. ભવિષ્યની કાર્યદિશા આથી પણ વધારે ફળવતી–વેગવતી–ઉલ્લાસવતી નીવડી અત્યારના આખા તંત્રવાહી મંડળને સામાન્ય રીતે અને શ્રીયુત દેવચંદભાઇ કુંડલાકરને ખાસ અભિનંદન ઇચ્છી એનો સુવર્ણ મહોત્સવ આથી પણ વધારે સફળ નીવડો એમ અંતરથી ઇચ્છી અત્ર વિરમું છું.

મૌક્તિક

(રા. મોતીચંદ ગીરધર, કાપડીયા.)



તો પત્રકાર થઈ શકે અને એવો પત્રકાર સમાજને એક આપી શકે એમ ધારવા જેવુ નથી એવી શક્તિ પ્રાપ્ત કરવા માટે ઘણા વર્ષો સુધી ઉજાગરા કરવા પડે છે, એને માટે ખડુ અનુભવની કસોટિઓમા આવવુ પડે છે, એને માટે જનસ્વભાવનો બારિક અભ્યાસ કરવો પડે છે, એને માટે અનેક પ્રકારના વિજ્ઞાન સાહિત્ય અને વિશિષ્ટ લેખોનો ઉડો અભ્યાસ અને ચીરસ્થાયી ચિંતવન કરવા પડે છે ફલતેહમક પત્રકાર થવુ એ નાની વાત નથી અને ગમે તેને લભ્ય છે એમ માની લેવા જેવુ નથી

એક સામાન્ય રાજદ્વારી બાબત લઈએ સરકારે વિચાર કર્યો કે હિંદને સ્વરાજ આપવાનો પહેલો વિભાગ આપવો તે માટે તેમણે પોતાના પ્રધાન મારફત અમુક નીતિ જાહેર કરી એ નીતિ સબધી ચાર કોલમમા સમાય તેવો લડનથી તાર આવ્યો એના પ્રત્યેક શબ્દમા રહેલ નીતિ સમજવી, એનો આ દેશને અગે થવાનો લાભ-ગેરલાભ વિચારી લેવો, એની પરપરાએ થવાની અસર દીર્ઘ નજરથી જોઈ લેવી, એની દરેક બાબતને વર્તમાન અને ભૂત સાથે જોડી એની ભવિષ્યની રૂપરેખા દોરવી, તેપર તે જ દિવસે મત ઉચ્ચારવો—એ કાર્ય અસાધારણ બુદ્ધિવૈભવ અને અદ્ભૂત નિર્ણયશક્તિ વગર જેવા તેવાથી બની શકે તેવુ નથી સાધારણ લેખક મુખ્ય લેખમા તારના શબ્દો ચીતરી તે પર અભિપ્રાયના બે-ચાર વાક્યો જોડી ગાડી હકારે તેવી આ વાત નથી જવાબદાર પત્રકારના

આવુ સુદર સ્થાન એ કેવી રીતે પ્રાપ્ત કરી શકે છે તે જાણવા માટે તેનામા કઈ કઈ જાતની ખાસ આવડત હોવી જોઈએ તે પર આપણે વિચાર કરીએ પ્રથમ તો કોઈ પણ બનાવ બનતા તે પર અભિપ્રાય બાધી દેવાની આવડત કેળવવા માટે અત્યત બારિક અવલોકન, સર્વગ્રાહી અભ્યાસ ને વિશાળ વાચનની ખાસ જરૂર પડે છે હાલમા કલમ, શાહી અને કાગળની વિપુલતા છે, જોઈએ તેટલા મોટા પ્રમાણમા સહેલાઈથી લભ્ય છે, તેથી ગમે તે માણસ કલમ લઈ લખવા બેસે

ઉજ્વળ

પ્ર ગ તિ

સૂચક

'જૈન' પત્રને પચીશ વર્ષ પુરા થવાના ખબર જાણી મ્હને ઘણો આનદ થાય છે હુ જાણુ છુ ત્યા સુધી "જૈન" એ આપણી કોમમા પહેલુ પત્ર હોવાનુ માન ધરાવે છે એટલુ જ નહિ પણ પચીશ વર્ષ સુધી નિયમીત રીતે છપાઈ કોમની તથા તીર્થની સારી સેવા બજાવી છે

ખરેખર ખુશીની વાત તો એ છે કે આ પત્રે પોતાના નિભાવ અર્થે એક પૈસાની પણ મદદ કોઈની પાસે માગી નથી આ પત્રની નીતિ દેશના સયોગો અને સ્થિતિને વિચારી જૈન કોમનુ સ્વમાન જાળવવા અને સ્વદેશપ્રેમ ખીલવવા પ્રયત્નશીલ રહે છે, તે કોમના ભાવી માટે ઉજ્વળ પ્રગતિસૂચક છે

"જૈન" પત્રની આ સેવા ઉપકારી લેખોમા તેમજ તીર્થોની રક્ષામા વિશેષ અસરકારક નીવડે તે માટે જૈન પ્રજા સદભાવ સમેત તેની કદર કરે તે જરૂરનુ છે

આ પત્રને જૈન કોમનો સર્વાગે ટેકો મળે અને હજુ પણ માન મળે તેમ હુ ઇચ્છુ છુ

શેઠ કસ્તુરભાઈ લાલભાઈ—અમદાવાદ.

દીર્ઘદર્શીપણુ આગળ તો રાજ્યના મુકુટો નમી જાય અને અઠંગ મુત્સદીઓ વિચારમાં પડી જાય. આનું નામ ખરૂં પત્રકારત્વ છે અને તેવા પત્રકારો અત્યારે દુનિયાને દોરવી રહ્યા છે, રાજ્યોને નીતિ શીખવી રહ્યા છે, પ્રજાસંઘને સંયુક્ત કરી શક્યા છે અને આર્થિક ઉન્નતિના ફાળાઓ આપી રહ્યા છે.

આવા વિશિષ્ટ પત્રકારો નવા વિચારને કેવો ઓક આપી શકે છે તેની એક વાનકી બતાવવી યોગ્ય ગણાશે. સામાન્ય રીતે એમ મનાય છે કે જો દેશ.માં સુલેહ શાંતિ વધારવી હોય તો લડાઇના ખરચો બંધ કરવા, લશ્કરની પાછળનો ખર્ચ કમી કરવો અને ડ્રેડનોટ જેવા ભયંકર શસ્ત્રાગારોમાં થતા લખલૂટ ખરચ પર પૂરતો અંકુશ મૂકવો. જો સર્વ પ્રજાઓ ઠરાવ કરે કે લશ્કર પાછળ ખરચ ઓછા કરવા અને તે પ્રમાણે અમલ કરે તો ધીમે ધીમે લડાઇ લડનારા ઘટી જાય અને છેવટે લડાઇ બંધ થઇ જાય આપણે આ ચાલતા સામાન્ય નિયમને જોઇ લઇ તે ઉપર પત્રકાર કેવો ઓક આપી શકે છે તે તપાસીએ.



શ્રીયુત મોતીચંદ ગી૦ કાપડીયા સોલીસીટર.

આપણામાંના કેટલાકે મી. ડબલ્યુ. ટી. સ્ટેડનું નામ સાંભળ્યું હશે. એ મહાન પત્રકાર થઈ ગયા. વિલાયતમાં અવલોકન (રિવ્યુ) કરવાનું સાહિત્ય ઘણું કસાયલું છે. એક પુસ્તકનું અવલોકન કરવું એ ખરી કળા છે અને જેને બેસી જાય તે લેખક કરતાં પણ ઘણીવાર વધારે માન મેળવે છે. એ રીવ્યુ કરનાર–અવલોકન કરનારમાં બહુદેશીય અભ્યાસ, આવડત અને પૃથક્કરણ શકિત હોય છે. આપણા દેશમાં એ અવલોકનની કળા હજુ ખીલવવી પડે તેમ છે; પણ સદર મી. સ્ટેડ તો અવલોકન કરનારનું પણ અવલોકન કરનાર હોઈ 'રીવ્યુ ઓવ રીવ્યુઝ'ના અધિપતિ થયા હતા. એ શૈલીનું પત્રકારત્વ આપણા દેશમાં આવતાં હજુ એક–બે યુગ જોઇએ. એમના સદર માસિકની એમની હયાતીમાં દશ લાખ ઉપર નકલો ખપતી અને યુરોપનાં મોટા કારસ્તાની રાજ્યદ્વારીઓ પણ સદર માસિકમાં તેમને માટે શું લખાય છે તે જોવા–વાંચવાને ખાસ આતુર રહેતા. આવા એ મહાન્ પત્રકાર હતા.

એમના સંબંધી પત્રકાર તરીકે તો અનેક વાતો વાંચવા જેવી ચાલે છે. સુલેહ શાંતિની બાબતમાં ઉપર્યુંક્ત સિદ્ધાન્તને અંગે તેમનો વિચાર જાણવા જેવો છે. તેમણે જણાવ્યું કે સુલેહ મેળવવાનું, શાંતિ પ્રાપ્ત કરવાનું અને તેને સ્થાયી રાખવાનું સાધન લડાઈની મોટા પાયા ઉપર તૈયારી રાખવામાં છે. જે પ્રજા લડાઈ માટે ખુબ તૈયાર હોય, જેનો દારૂગોળો તૈયાર હોય, જેનું લશ્કર ગોળીઓ ઝીલવા તૈયાર હોય, જેના કિલ્લા મજબૂત હોય તે પ્રજા સુલેહ રાખી–રખાવી શકે અને સુલેહની ચેરંટી એ લડાઈની પૂરતી તૈયારી છે એ વાતનું એમણે ખુબ સમર્થન કર્યું અને ત્યારથી યુરોપમાં સુલેહની વાતો અને કોલકરારોને બદલે લડાઈની મોટા પાયા ઉપર સર્વત્ર તૈયારીઓ થવા માંડી. અત્યંત કેંકી શકે તેવી જળનૌકાઓ અને જલાંતર્ગામિની નૌકાઓ, મહાન ગોળા ફેંકી શકે તેવી ડ્રેડનોટો અને અફાટ દારૂગોળાવાળું હવદળ, પાયદળ લશ્કર વધારવાની હરીફાઈ જાગી. આ વાતની યોગ્યાયોગ્યતાપર અભિપ્રાય આપવાનું આ સ્થાન નથી અને અભિપ્રાય આપવા માટે આપણી પાસે સાધનો પણ નથી; પણ જાણવા જેવી વાત એ છે કે વિશિષ્ટ પત્રકારે એક અભિપ્રાય બતાવ્યો એટલે એણે અમુક દિશાએ આખા યુરોપને ઓક આપી દીધો. આ શકિત એક પત્રકારમાં હોય છે. આનું નામ પત્રકારનું પ્રાબલ્ય.

આવા પત્રકાર દેશનું અમીર છે, વૈભવોનું ઘર છે, રાજાના રાજા છે અને સમાજનું અંગ છે. પત્રકારત્વ શું શું કરી શકે એ જોવું હોય તો યુરોપના કોઇપણ દેશનો છેલ્લા સો–દોઢસો વર્ષનો ઇતિહાસ જોવો. એને જરા બારિકાઇથી વાંચતા જણાશે કે એ પ્રદેશોમાં પત્રકાર રાજા કરતાં પણ વધારે સત્તા ભોગવે છે અથવા વધારે સ્પષ્ટ કહીએ તો રાજસત્તા જેટલી સત્તાથી એ દેશને ચાવી મૂકે છે અને રંકને રાય બનાવવાનું શૌર્ય દાખવે છતાં એ કયાંઇ પણ દેખાતો નથી અને છતાં તે

હાજર જ હોય છે તેના પ્રેરક વિચારો ગમે તેવા હોય તો પણ ધ્યાન જરૂર ખેંચે છે અને તેનો અમલ કેમ કરાવવો અને ચાલુ પરિસ્થિતિને આધીન કેવી રીતે થવુ તેની તેને આવડત હોય છે

આપણે ત્યા પત્રકારના ધધાનુ શિક્ષણ મળે એવી એક પણ સસ્થા નથી અને એ કાર્ય ધોરણસર કેમ થાય તેનુ સૈદ્ધાન્તિક જ્ઞાન આપે તેવી કોઇ યોજના પણ નથી એને લઇને જરા લખતા આવડે એ પત્રકારનો ધધો લઈ બેસે છે આવા પત્રકારથી સમાજશરીરને ખાસ લાભ થાય તેમ માનવા જેવુ નથી જેના આદર્શો સુનિશ્ચિત ન હોય, જેનો જ્ઞાનવૈભવ અતિ વિશાળ ન હોય, જેના વિચાર વાતાવરણમા ગભીરતા ન હોય, જેના નિર્ણયોમા દીર્ઘદ્રષ્ટાપણુ ન હોય, તે જો પત્રકારનો ધધો લઇને બેસે તો બહુ ભયકર થઇ પડે છે, વૈર–વિરોધના બીજો વાવે છે, મહા ખળભળાટ ઉત્પન્ન કરે છે અને કચવાટને વધારે છે એવા પ્રકારના પત્રકારને પત્ર ચલાવવાનો અધિકાર નથી પત્રકારે સમાજના વિચારશરીરને દોરવવાની જવાબદારી લેવા પહેલા ઘણી તૈયારીઓ કરી રાખવી પડે છે અને તેવી તૈયારી હોય તેણેજ એ કાર્ય આદરવા જેવુ છે પત્રકારની કેટલીક તૈયારી આપણે જોઇએ

પત્રકારમા પ્રથમ તો ‘ સત્ત્વ ’ હોવુ જોઇએ દમ વગરનો લેખક કદિ સમાજ પર છાયા પાડી શકતો નથી એને કોઇપણ બનાવ બનતા તેના પરિણામોનુ ભવિષ્યનુ ચિત્ર તેની આગળ સીનેમાની ફીલમની જેમ તરવરવુ જોઇએ એ એક બનાવ બને એની તાત્કાલીક અસર પરજ લક્ષ્ય ન રાખે, પણ એણે એના પાચ–પચાસ વર્ષ પછી થનાર પરિણામ સુધીની ગણતરી કરવી જોઇએ એનામા નિર્ણય કરવાની તાકાત જોઇએ ઘણા મનુષ્યો એક બનાવ બનતા એથી લાભ કે હાની થશે એનો નિર્ણય કરી શકતા નથી અથવા થોડા લાભ કે થોડી હાનિમા ગુચવાઇ જઈ તેની તુલના કરી નિર્ણય આપી શકતા નથી પત્રકાર થનારે નિર્ણય કરવો જોઇએ–શુદ્ધ સ્પષ્ટ નિર્ણય કરવો જોઇએ અને તે નિર્ણયને દલીલથી સકલિત કરવો જોઇએ અને જેવો નિર્ણય થયો હોય તેવો સમજાવવાની સ્પષ્ટ આવડત તેનામા હોવી જોઇએ

એનાથી પણ વધારે અગત્યની બાબત પક્ષપાત રહીત પણાની છે પત્રકાર જો પક્ષપાત કરે, એ વ્યક્તિ કે વ્યક્તિના નાના સમૂહનો મત ખેંચે, એ પરિણામની દરકાર વગર એક પક્ષમા ભળી જાય તો તે ભયકર થઇ પડે છે એણે તો સમાજના મોટા ભાગના હિત તરફ એકાત દૃષ્ટિ રાખી કામ લેવુ જોઇએ

એ કોઇની શે’ મા અજાઈ જનાર ન હોવો જોઇએ એને કોઇપણ વ્યક્તિ અતિ અભેદ્ય, અતિ મહાન્ કે અતિ અગમ્ય લાગવી ન જોઇએ એને પોતાના નિર્ણય ઉપર ભરોસા સાથે માન પણ હોવુ જોઇએ અને અમુક મોટા માણસની ટીકા ન થઇ શકે એવો ભેદભાવ એના મનમા કદિ આવવો જ ન જોઇએ સરસ્વતી દેવીના પૂજક તરીકે અન્યપર સાચી ટીકા કરવાનો એનો જન્મસિદ્ધ હક્ક છે એમ એને લાગવુ જોઇએ અને તે પ્રમાણે જીવન પર્યન્ત વર્તવુ પણ જોઇએ

પત્રકારમા જ્ઞાન, વાચન અને વિચારણા ઘણા વિશાળ વિસ્તૃત અને ગહન હોવા જોઇએ એમા નિર્ણય કરવાની શક્તિ પ્રખર, પાકી અને પ્રૌઢ હોવી જોઇએ આવો મનુષ્ય સચ્ચારિત્રશાળી અને ઉચ્ચ આદર્શવાળો હોય તે ફતેહમદ પત્રકાર બનવાને યોગ્ય ગણાય એના એક એક વિચાર અને નિર્ણય વાચીને જનતા દોરાય એ પત્રકારિત્વને ‘ સત્તા ’ ગણવામા આવે છે, તેનુ કારણ એટલુ જ કે જે વિચાર અને નિર્ણય લોકોને જમાવતા કે ઘટાવતા દિવસો લાગે છે તે વાત–બનાવ બનતા તેની દૃષ્ટિ મર્યાદામા આવે છે અને આવતાની સાથે તેનામા વિવેચન શક્તિ એટલી સ્પષ્ટ હોય છે કે તે તે બાબતોને સ્પષ્ટ રીતે વ્યક્ત કરી શકે છે

પત્રકારે કોઇના ઉપર અગત હુમલો કદિ કરવો ન જોઇએ, નાની બાબતોને મહત્ત્વ આપવુ ન જોઇએ, લોકોના અમુક ખોટા અભિલાષો કે પૂર્વબદ્ધ તુચ્છ વિચારો કે વિપર્યાસોને પોષવા ન જોઇએ એણે સમાજની પ્રગતિ કયે રસ્તે થાય તે વાત લક્ષ્યમા રાખી ક્ષણિક માન કે પ્રશસાના મોહમા ફસાઇ ન જતા આગામી હિતની નજરે બનતા બનાવોપર નિષ્પક્ષ વિવેચન કરવુ જોઇએ એમ કરવામા એને માલ વગરના ડુગરોના દેખાવો નડવા ન જોઇએ અને પરપોટાના માનભુખ્યાઓ ઉપર સદ્ભાવ થવો ન જોઇએ આ સદર હકીકત મોટા પાયા ઉપર દૈનિક પત્ર કાઢનાર અસાધારણ પ્રતિભા ધરાવનાર વિશિષ્ટ પત્રકાર કેવો હોવો જોઇએ તેને અગે જણાવી

પત્રકારનો ધધો ભારે મોટા ભોગ માગે છે એની તૈયારીમા બહુ જ્ઞાનસચય કરવો પડે છે, એને ધનસચયનો અવકાશ બહુ અલ્પ રહે છે અને એના વખતના વપરાશ ઉપર એટલો બધો આદેશ રહે છે કે એને ઘણી વાર દિવસ કે રાત્રિના હિસાબ વગર કામ કરવાનુ રહે

છે. ખાણના મજુરો ૪૨ કલાકનું અઠવાડિયું માગે અથવા આપણી મીલના કાર્ય કરનાર ૬૦ કલાકનું કામ અઠવાડિયે કરનાર હોય તો સારો પત્રકાર ૮૦ કલાકથી ઓછે કામે કદિ નભી ન શકે. એને મોડી રાત્રીના ઉજાગરા કરવા પડે છે, એને કુટુંબપ્રેમ વિસારવા પડે છે, એને પુત્ર પુત્રીના શિક્ષણની આકરી જવાબદારી અન્યને ભળાવવી પડે છે અને એ તો એક ધૂન લગાવી કાં તો વાંચ્યા કરે અને કાં તો કાગળ, કલમ અને શાહીથી ઘસડયા કરે; પણ ઉત્તમ પત્રકારના લેખને ઘસડઓશ સાથે કદિ ભેળવવા જેવું નથી. એના એક એક વાકય પર મોટા મોટા વિચાર અને મહા પરિવર્તન થાય છે.

આપણે ત્યાં પત્રકારના ધંધાને લગતું રીતસર શિક્ષણ આપનાર સંસ્થાઓ નથી અને લેખકોએ પત્રકાર થવા માટે અન્યનું અવલોકન અને એ વિષય પર પરભાષામાં લખાયલા લેખો કે પુસ્તકો વાંચવા પડે છે. કેટલીકવાર વગર સાધને અથવા અત્યલ્પ સાધને પત્રકારના ધંધામાં પડેલા કેટલો કચવાટ કરાવે છે અને પોતાની જાતને હાંસીપાત્ર બનાવે છે તેના દાખલા અજાણ્યા નથી. આપણી દૃષ્ટિ તો વિશિષ્ટ પત્રકારીત્વની હોઇ એનામાં એ દૃષ્ટિ હોય ત્યારે તેના અંતરમાં શું શું હોય છે તે શોધી કાઢવાની છે અને તે જ્યારે જોઇએ, વિચારીએ, સમજીએ કે ચર્ચીએ ત્યારે જણાય કે એક વિશિષ્ટ પત્રકારની ભાવના સર્વદેશીય હોય ત્યારે ભાવનાસૃષ્ટિમાં એનાં ઉડ્ડયન અવર્ણનીય હોય છે.

વિશિષ્ટ પત્રકારીત્વને અંગે ત્રણ બાબતોમાં ઘણો તફાવત લક્ષ્યમાં રાખવા યોગ્ય છે. દૈનિક પત્રકારને વિચારને ઝોક આપવાનું કાર્ય કરવાનું છે, સાપ્તાહિક પત્રકારને ઠરેલ મગજે વિચારો બતાવવાના હોય છે અને માસિક પત્રકારોએ અત્યંત દીર્ઘદૃષ્ટિથી ઘણા મુદ્દા લક્ષ્યમાં રાખી લેખો લખવાના હોય છે. દૈનિક પત્રના લેખો ક્ષણવિનાશી પણ જબરજસ્ત તાત્કાલિક અસર કરનાર જોઇએ જ્યારે માસિકના જાળવી રાખવા યોગ્ય અને તત્ત્વ ચિંતવનના ઉંડાણમાં ઉતરનાર લેખો જોઇએ. સાપ્તાહિકનું કાર્ય એ બેની વચ્ચે આવે છે. દરેક કક્ષામાં વિશિષ્ટતા એ સામાન્ય ધર્મ છે અને તે હોય તોજ સમાજશરીરને લાભ કરી શકે છે. ઉપરાંત સ્ત્રી વિષય ચર્ચનાર કે ઇજનેરી લાઇન ચર્ચનાર, કળા વિષયક વિચારોને લખનાર કે રમત ગમતના મુદ્દાથી જ પ્રકટ થતા પત્રકારોના ધર્મો તેમના ભિન્નભિન્ન વિષયને અંગે ભિન્નભિન્ન હોઇ શકે, પણ દૃષ્ટિબિન્દુની વિશાળતા અને સમાજનો એકંદરે વિશેષ લાભ એ મુદ્દા કોઇ પણ પત્રકાર ભૂલી ન શકે. એ મુદ્દો લક્ષ્યમાં રાખી રચનાત્મક દૃષ્ટિએ ટીકા કરનાર, નિર્ભયપણે લેખો લખનાર અને ગમે તેટલી ટીકા થાય તે સહન કરવાની તૈયારી વાળો લેખક આખા સમાજમાં ક્રાંતિ કરાવી શકે છે અને એ વિશિષ્ટતાને જેટલે અંશે પહોંચી શકાય તેટલે અંશે પત્રકારનું પત્રકારીત્વ તરીકેનું જીવન સફળ છે.

પત્રકારે જેમ કોઇની શરમ રાખવાની ન હોય તેમ ધનની એષણા પણ એનામાં ન હોય. સારું પત્ર ચલાવે તેને ધન જરૂર મળે છે, પણ ધન ખાતર પત્ર કાઢવું અને પત્ર કાઢવાથી ધન મળવું એ એમાં ઘણો તફાવત છે.

પત્રકારને બે જાતના ભય છેઃ એક એનાથી નારાજ થનાર એને બદનક્ષી માટે કોર્ટમાં ઘસડે તે અને બીજો તેને માટે ખોટી વાત ફેલાવી તે લાંચ–રૂશ્વત લે છે અથવા ખોટી શરમ રાખે છે, એવા આક્ષેપ સામે તેને સદંતર તૈયારી રાખવી ઘટે તે. આ બન્નેમાંની એક પણ બાબતથી જે ડરે તેણે પત્રકાર તરીકે ધંધો કરવા જેવો નથી. એની ગળથુથીમાં આ બન્ને જોખમો છે. તેની સામે થવાની અથવા તેને અવગણવાની તાકાત હોય તેણે જ એ ધંધામાં પડવા જેવું છે.

બાકી 'પત્ર' એ મહાન્ 'સત્તા' છે. એનો સદુપયોગ કરવાથી જે કાર્ય હજારો–લાખો રૂપીઆ ખર્ચવાથી ન થઇ શકે તે કરી શકાય તેમ છે. એમાં તકો ઘણી છે અને લાલચો પણ ઘણી છે. એમાં આનંદસ્થાનોની વિપુળતા છે અને એમાં ભયની ગુંચવણોનો પાર નથી. એમાં ઉજાગરા છે, ચિંતા છે, કલેશ છે, અગવડ છે. એમાં મરતબો છે, ફરજનો ખ્યાલ છે, સમાજનો ઉત્કર્ષ છે અને મર્યાદિત કે વિશિષ્ટ ક્ષેત્રની પસંદગી પ્રમાણે ઇચ્છાના અંકુરને નવપલ્લવિત કરવાના પ્રસંગો છે.

જ્ઞાનસમુદ્રને કાંઠે બેસી જે એમાં ઝુકાવે તેને રત્નો સાંપડે તેમ છે, પણ એ સમુદ્રમાં મહા ભયંકર વિષ પણ છે એ વાત એણે કદિ ભૂલવા જેવી નથી. પત્રકારના ધંધાની મજા ઓર છે. એ તો જેણે અનુભવી હોય તે ખરેખરી કહી શકે. દૂરથી તો એ મહા 'સત્તા' નો મોહ બહુ આકર્ષક દેખાય છે.





ડો૦ બાલાભાઈ મગનલાલ—વડોદરા.



માસ્તર રતનચંદ તલકચંદ જે૦ પી૦—સુરત.



સ્વ૦ શેઠ અમરચંદ જસરાજ—ભાવનગર.



સ્વર્ગસ્થ
લલ્લુભાઇ મોતીચંદ રાહેતા
B. A. LL. B.
માજીસ્ટ્રેટ ભાવનગરસ્ટેટ.



સ્વ૦ શેઠ રતનજી વીરજી—ભાવનગર.

A. P. P.

# પરિવર્તન કાળ

શાહ ગોરધનભાઈ વીરચંદ
સિનોર



**પા**ટણની ચોથી જૈન શ્વેતાબર કોન્ફરન્સનો રા ર ભગુભાઈ ફતેચદ કારભારીએ પ્રગટ કરેલો–રિપોર્ટ અનાયાસે મારા હાથમા આવ્યો તે વાચતા આપણા પૂર્વકાળનુ સમાજ ચિત્ર મારી નજર આગળ ખડુ થયુ ! બાટયવયે જોયેલી વડોદરાની ભવ્ય કોન્ફરન્સ તેની પૂર્ણાહુતિ થતા–પાટણ અને અમદાવાદે અનુક્રમે પોતાને ત્યા ઉત્સાહભેર આપેલુ નિમત્રણ, સઘની એકતા અને આતરિક પ્રેમ, રેસિડેન્ટ જનરલ સેક્રેટરીઓ નિવૃત થવા માગણી કરતા તેનો આખા સમાજ તરફે કરેલો એકી સાથે ઈનકાર, આ કોમળ ભાવોત્પાદક બનાવોએ મારા શુષ્ક હૃદયને પણ આર્દ્ર કર્યું !

આપણી પાછલી સ્થિતિ–વધુ નહિ તો જે કાળે "જૈન" પત્રની સ્થાપના થાય છે તે કાળ અને તે પછી ક્રમે ક્રમે અત્યારની વ્યાપ્ત થયેલી પરિસ્થિતિ આપણને અનેક આત્મસવેદનનો અનુભવ કરાવે છે યુગપરિવર્તનની ભાવનાને ઝીલતુ ગુજરાત જ્યારે પોતાના નવજીવનના ઘડતર માટે સમાજવ્યવસ્થા, રાજ્યવ્યવસ્થા, કેળવણી, ધર્મચિતન અને આર્થિક અભિવૃદ્ધિમા પ્રયત્નશીળ થયુ હતુ, એ પ્રયત્નને વિચારનો સગીન લાભ આપવા અને નિર્દિષ્ટ સ્થળે પહોચવા–પ્રેરવા 'વસત' પત્રનો જન્મ થયો ગુજરાતની આ ભાવનાએ તેની અગભૂત જૈન પ્રજા ઉપર પણ આ અમર બેસાડી, જેના પરિણામે 'વસત'નો જે સ્થળે પ્રાદુર્ભાવ થયો તેજ સ્થળે તેના એક વર્ષ પછી તે પરિણામે 'જૈન' પત્રને ઉત્પન્ન કર્યું આજે તેને પચીસ વર્ષ થાય છે એ સદીમા આપણે આપણો ઇતિહાસ કેવો રચીને મુકયો છે ? એનુ અવલોકન આપણે વસ્તુત કઇ રીતે કર્યું છે, તે જાણવાને ઉપયોગી થઇ પડશે

જ્યારે પૂર્વ પોતાની સનાતન અવિકારી સ્થિતિ અનુભવતુ હતુ, તેમા પશ્ચિમની ભાવનાએ વિકાર ઉત્પન્ન કરી નવા અવતારની વૃત્તિ ઉત્પન્ન કરી પૂર્વ જોકે શાશ્વતવાદમા પુરેપુરૂ આસક્ત છે, તોપણ તેને ઐહિક સુખની ભાવના ઉપર રચાયેલી પાશ્ચાત્ય સસ્કૃતિને પોતાના જીવન પટમા વણ્યા સિવાય છુટકો નથી આ સમજે જ્યારે હિદ ઉપર પ્રભાવ બેસાડવા માડયો ત્યારે એક હિદીજન તરિકે આપણે પણ તેમા પ્રવિષ્ટ થયા જો કે એ સમયનુ પ્રતિબિબ આપણે આપણા સહચારી બધુઓ જેટલુ ત્વરિત અને સર્વાગ પૂર્ણ ઝીલ્યુ નથી, છતા પણ જ્યારે આપણને એ માટે ઉત્સાહ જાગ્યો હતો ત્યારે આપણા માટે કોઇ જુદોજ કાળ હતો યુગને અનુરૂપ જે નવી પ્રવૃત્તિ આદરવાની હતી તેમા આખી સમાજ એકરસ હતી પરિવર્તન કાળના આરભ તરિકે આપણે આપણી કોન્ફરન્સનો પાયો નાખ્યો, અનેક ધાર્મિક તેમજ વ્યવહારિક ઠરાવો તેમા લાવી એકમતીથી પસાર થવાનુ સદ્ભાગ્ય પ્રાપ્ત થયુ, આપણામા એકતા અને પરસ્પર બધુભાવ અવર્ણનીય હતા આ બધુભાવે આપણી હૃદયેચ્છા યૌવનવતી થતી ચાલી અને તેને સાધન અને બળ મેળવી આપ્યા આ સજોગો વચ્ચે આપણી ભાવી પ્રજાના ઘડતર માટે આપણે ઘણા પ્રયત્નો કર્યા છે જેના ફળ તરિકે કેળવણી આપનારી સસ્થાઓ, લુપ્ત થતા જતા સાહિત્યનો ઉદ્ધાર, આપણા ઇતિહાસની સામગ્રી, શિલાલેખોનો સચય, ધર્મ ભાવના, કલાના નિવાસસ્થાન, જીર્ણ જીનમદિરોનો પુનરૂદ્ધાર, રાજ્ય વ્યવસ્થામા સક્રિય ભાગ, ધર્મપ્રચારના ક્ષેત્રનો વિસ્તાર વિગેરેની ઉપલબ્ધિ થઈ × જેમાથી હર ગોવનદાસ અને બેચરદાસ જેવા ભાષા અને તત્વજ્ઞાનના પડિતો બહાર આવ્યા ચીમનભાઈ દલાલ અને મોહનલાલ દેશાઈએ જુના ભડારોમા દટાઇ રહેલા સાહિત્ય રત્નોને બહાર આણ્યા મી કેશવલાલ મોદી, અને આચાર્ય શ્રી વિજયધર્મસૂરિ અને તેમના શિષ્યોએ જૈન સાહિત્યને પશ્ચિમમા પ્રસિદ્ધિ આપી શ્રી જીનવિજયજીએ શિલાલેખો અને ઇતર સાહિત્ય ઉપરથી જૈન ઇતિહાસનુ ગૌરવ વધાર્યું અને અત્યારે જર્મની જઇ જૈન પડિતા ઇને વિદેશમા માન અપાવ્યુ ન્યાય અને દર્શન શાસ્ત્રના પડિત સુખલાલે ન્યાયતીર્થો અને તાત્વિક ચર્ચાના ગ્રથોનુ સશોધન અને તેની ચર્ચા પ્રભાવિક ગદ્યથી ગુજરાતીમા ઉતારી છે હીરાલાલ કાપડીઆ, મુનિશ્રી કલ્યાણવિજયજી તથા મુનિશ્રી ચતુરવિજયજી, તથા વિ નેમિસૂરિના શિષ્યોએ સસ્કૃત સાહિત્યના ઉદ્ધારમા પોતાનુ જીવન સમર્પ્યું

× અહીં આપેલા નામો માત્ર સૂચન રૂપ છે આને પુરી યાદી માનવાની ભૂલ થાય નહિ

અને લાલચંદ પંડિતે પ્રાકૃત સાહિત્ય અને જુની ગુજરાતીને જન સમક્ષ ધરી. સાગરાનંદ સૂરિએ જૈન આગમો અને ઈતર પ્રકરણ ગ્રંથોનું સંશોધન કર્યું. સિવાય કેટલાક પંડિતોએ અને જાહેર સંસ્થાએ પ્રાચ્યવિદ્યાના સાહિત્યને પ્રસિદ્ધિમાં આણ્યું. યોગનિષ્ઠ શ્રી બુદ્ધિસાગર સૂરિએ અધ્યાત્મ અને નવીન ભાવનાનું સાહિત્ય સરજીને આપ્યું અને એ દિશામાં શ્રી કેશરવિજયસૂરિ અને અન્ય મુનિવરો તથા લાલન વિ. ગૃહસ્થોના પ્રશંસનીય પ્રયત્નો થયા. મોતીચંદ કાપડીઆએ મૌલિક ગ્રંથોના ભાષાંતરો અને વર્તમાન ચર્ચામાં વિશદતા આણી અને મનસુખલાલ રવજીભાઈ, મનસુખલાલ કિરતચંદ, સુશીલ, પરમાનંદ, સાકરચંદ ઘડીયાળી વિગેરેએ આપણા ઘુંચવાતા પ્રશ્નો ઉપર નવીન પ્રકાશ નાખતું પ્રભાવિક ગદ્ય ઉપજાવ્યું. વિદ્યાના ક્ષેત્રમાં આ થયેલી પ્રગતિ સાથે એના આધારભુત શિક્ષણ સંસ્થાઓ પણ અનેક અસ્તિત્વમાં આવી. જેને શેઠ પ્રેમચંદ રાયચંદ, વીરચંદ દીપચંદ, અંબાલાલ સારાભાઇ, મણિભાઈ ગોકળભાઈ, નરોતમદાસ ભાણજી, દેવકરણ મુળજી, મોતીલાલ મુળજી, મનસુખભાઈ ભગુભાઇ, કસ્તુરભાઇ લાલભાઇ, વસનજી ત્રીકમજી, જીવણચંદ ધર્મચંદ, ખેતસી ખીચસી, લલ્લુભાઇ રાયજી અને વાડીલાલ સારાભાઈ વિગેરેની ધન મદદથી અને સ્વ૦ આચાર્ય શ્રી વિજયધર્મસૂરિ, વિજયવલ્લભસૂરિ, બુદ્ધિસાગરસૂરિની પ્રેરણાથી તેમ અનેક સંઘસેવકોના જાતિ ભોગથી એણે આપણા વિકાસમા સંગીન મદદ કરી છે. વ્હેપાર અને ઉદ્યોગમાં પણ નવી પરિસ્થિતિને પહોંચી વળવા આપણા સાહસિક વ્હેપારીઓ આગળ પડયા છે. પણ રાજકીય અંગમાં આપણે હજુ સુધી બીલકુલ પ્રાણુ સંચાર થવા દીધો નથી. તેમાંય હવે ચેતનની સ્ફૂર્તિ થવા લાગી છે. આમ ચારે બાજુએ વિસ્તરતા જીવનને ધારણ કરવા અને યૌવનવંતુ રાખવા જૈન, જૈન શાસન, જૈન વિજય, સનાતન જૈન, આત્માનંદ પ્રકાશ, જૈનધર્મ પ્રકાશ (આગળનું) બુદ્ધિ પ્રભા, ધર્મધ્વજ, જૈન સાહિત્ય સંશોધન, સુઘોષા, જૈન જીવન, આનંદ વિ૦ પત્રો બહાર પડયાં; જેમાંના કેટલાક હજુ અસ્તિત્વમાં છે અને બાકીનાનું અવસાન થયું. આ વર્તમાન પત્રોમાં 'જૈન' પત્રે જે સેવા બજાવી છે તે ચિરસ્મરણીય રહેશે. એના આદ્યતંત્રી શ૦ ભગુભાઇનો જાતીય ભોગ અને અત્યારના તંત્રીના પત્રકારિત્વના ગુણ: એ કોઇ અનોખીજ દીપ્તિથી દીપે છે. ×

આ સ્થુલ ઇતિહાસ ઉપર નજર નાખતાં; આપણો પરિવર્તનકાળ, આપણું જીવન-ઘડતર કેવી જાતનું ઘડવા મથી રહ્યો છે; અને એ ઘડતરમાં આપણે કેવી જાતની યોજનાઓ ઉમેરવાની છે; તેનું યથાસ્થિત ભાન થશે.

પણ હરવખત બને છે તેમ નવી ભાવનાનું આક્રમણ થતાં, જુની ભાવનાઓ કંપી ઉઠે છે; અને અથડામણીમા આવે છે. એ અથડામણિના પરસ્પર ઘર્ષણથી, પ્રાદુર્ભાવ પામેલા અગ્નિમાં ભાવિજીવનનો પદાર્થ પોતાની આકૃતિ ઘડે છે. આપણે પણ આ નિયમને વશ છીએ. સુધારાના પ્રથમ મેળાપ કાળે આપણા સમાજમાં તેને વધાવી લેવાની તીવ્ર ઉર્મિ ઉદ્‌ભવી હતી, અને તેવા ઉત્સાહ વચ્ચે આપણે આપણી કોન્ફરન્સ અવિચ્છિન્નપણે મેળવીએ. આમ છતાં પણ જુનો વિચાર તેના માર્ગમાં પ્રતિરોધ કરવા તલસી રહેતો. નવીન ભાવનાનું પ્રાબલ્ય જેમ વધારે જામવા લાગ્યું, ત્યાં જુની ભાવનાએ સ્પષ્ટ રૂપમા આગળ આવી તેની સાથે વિરોધ આરંભ્યો. સમાજ સુધારાના અગ્રીભૂત કૉન્ફરન્સના કેટલાક અંગોને વિનાશક સમજીને તેને છેદી નાખ્યાં ! અને તેની ગતિને અટકાવી. તેને મરણ સ્થિતિએ પહોંચાડવા અને પુરાણ ભાવનાનું બળ મજબુત કરવા વીર સમાજની સ્થાપના તેની સાથે કરવામાં આવી. અને નવી ભાવના પોતાના પગો સ્થિર કરી આગળ પગલું ભરવા પગ ઉપાડતી હતી તેને ધક્કો મારી ઉથલાવી પાડવાની ચેષ્ટા આરંભી; પણ એણે પોતાનો જમાવ એટલો સંગીન કરેલો હતો. કે તે સહસા એમ જમીન ઉપર ઢળી પડે એમ ન્હોતી. આ વિરોધ ઉદ્‌ભવી નિકળતાં સમાજ રૂપ દેહ જર્જરિત થવા લાગ્યો. તેના કેટલાક અંગોમાંથી પ્રાણક્રિયા મંદ થઈ ગઈ, અને કેટલાંક અંગોની સાધનના ઉપયોગહીનથી ખીલવણી થતી અટકી. વિપુલ સાધન સંપત્તિ છતા દુઃખ અને સંતાપમાં સમાજ જીવન વ્યતીત થતું જોઇ કયા ખરા શાસનહિતચિંતકને દુઃખની તીવ્ર લાગણી ઉત્પન્ન નહિ થતી હોય ?

મુનિવર્ગના કબજામાં અને જુના સ્થાપિત ભંડારોમાં અસંખ્ય પ્રાચીન મુદ્રિત, અમુદ્રિત અને નવીન પુસ્તકોનો સંગ્રહ હોવા છતાં હજુ આપણે, પ્રાચ્યવિદ્યા સંશોધનના કાર્યને ગતિવાન કરે એવું હેમચંદ્ર ઈન્સ્ટીટયુટ + સ્થાપી શકયા નથી. ઘણાકાળથી એજ્યુકેશન બોર્ડની સ્થાપના થયા છતાં, જૈન શિક્ષણ સંસ્થાઓનો સર્વગ્રાહી શિક્ષણ

× આમ કહેવામા બીજાઓની સેવા ઉતારી પાડવાનો આશય નથી. સહુ પોતપોતાની રીતિએ જૈન શાસનની સેવા કરે છે 'જૈન'ને જે વિઘાતક પ્રતિરોધ સામે પોતાનો માર્ગ કરવો પડ્યો છે તેની સહુ કોઇ કદર કરશે

+ પ્રો. આનંદશંકર ધ્રુવે મુંબઇમા યુનીવર્સિટી ગુજરાત માટે સ્થપાય તો તેની ભાવના કેવી જોઇએ એ ઉપર આપેલા ભાષણમા ઉપલો નામ નિર્દેશ કર્યો હતો.



ક્રમ જામી દઢ થયો નથી જૈન એસોસિએશન જેવી સસ્થા ધરાવવા છતા આપણામા હજુ અખડ સઘભાવ વિસ્તરી શકયો નથી જૈન સેવક સમાજની પત્નિપ્રતિષ્ઠા ભરાઈ પણ તેની સ્પષ્ટ કાર્યરેખા દોરાઇ નથી અગણાના ર ક્ષણ અને વર્ધન માટે વાતો થાય છે પણ એમા સક્રિય પગલા ભરાયા નથી હજુ તો આપણા ઘણા ક્ષેત્રો અણખેડાયલા પડયા છે તેને માટે કામ કરનારાઓ મળી આવશે ત્યારની વાત ત્યારે છે, પણ જે પાક આપણે ઉગાડવા માડયો છે, તેને અન્ય કાર્યકરો હજૂકત ન કરે તો પણ બસ છે !

પણ આપણી સ્થિતિ ઉલટી છે ! સિદ્ધાતના મતભેદને બદલે, અગત રાગદ્વેષો અમર્યાદ રીતે ફાટી નિકળ્યા છે અને શાસન પ્રતિષ્ઠાને બદલે પોતાની કીર્તિનો વધારે વિચાર થાય છે આ સજોગો વચ્ચે પ્રજાજીવનનો જે હ્રાસ થતો રહે છે, તે અમે લેખની શરૂઆતમા જે ચિત્ર દોર્યું છે તે વખતની નવજીવનની છોળો અને અત્યારની વ્યાધિગ્રસ્ત કપતા, એ બેને સરખાવતા ભાવિ દિનપ્રતિદિન કેવુ નિર્માતું જાય છે એ વિચાર આવતા હૃદય શીર્ણ થાય છે

જૈન સમાજને પોતાના સાહિત્યની દૃષ્ટિએ અભિમાન લેવાની એક તક તમોએ આપી છે કારભારીએ એક વૃક્ષનુ રોપણ કર્યું હતુ તમોએ અવિરત પ્રયત્નથી તેમને યુવાનીમા આણી મુકયુ એ યુવાનીમા પ્રવેશ કરતુ " જૈન ' પત્ર પચ્ચીશ વર્ષની જન્મતીથિ ઉજવે છે અને જૈન સમાજ તેમને પોતાની હ્રદયાર્મીની રત્નપક્તિથી વધાવે છે

' જૈન ' પત્રે સામાજિક અને ધાર્મિક મામલામા થતા પગરમણોમા અતુલ સામર્થ્ય દર્શાવી દાર્શનિક અને ઐતિહાસિક જૈન સાહિત્યના વિરોધીઓને જડબાતોડ ઉત્તર આપ્યા છે-તીર્થની સામનમા તો પોતાના સામર્થ્યનો સદુપયોગ કરવાને કોઇ પ્રકારની કમીના રાખી નથી, ઐતિહાસિક સાહિત્યને નવીન કથા ગ્રુથણીથી આકર્ષક બનાવી જૈન-જૈનેતર જગતના ઇતિહાસ પ્રેમને સતોષ્યો છે એ ઐતિહાસિક સાહિત્યથી ઇતિહાસ કથા પ્રેમીઓ " જૈન ' પત્રના સદા ઋણી રહેશે અને જૈનકથા સાહિત્યની વાનકી " અર્પણ "-ભાઇ સુશીલનુ ' અર્પણ " એણે તો કમાલ કરી છ જૈન સમાજ આના એક આત્મ પત્રને અભ્યુદયના પગથીએ ચડતુ જોઇ અભિમાન લે તેમા કઈ અતિશયોક્તિ નથી

૧ મુનિ દર્શનવિજયજી
૨ મુનિ જ્ઞાનવિ૦ ૩ મુનિ ન્યાયવિ૦

આપણી સ્થૂલ દૃષ્ટિને વાદળા અને કાટકા વાળુ ઘોર અધકાર જ ચોમેર પથરાએલુ લાગે છે પણ કોઈ તેજસ્વી પુરૂષના પ્રતાપે જેને જેને સૂક્ષ્મદૃષ્ટિ પ્રાપ્ત થઇ છે તેઓ અધકાર પાછળ તેજના કિરણો જુએ છે પૂર્વ અને પશ્ચિમની સસ્કૃતિ જાતે અવિકૃત રહી એક બીજા ઉપર આક્રમણ કરે તેને બદલે યુગાનુરૂપ પરસ્પર મેળ સાધી કોઈ નવી જ કાર્યહિતકર આકૃતિમા પરિણત થઈ રહે તો ઠીક, પુરાણ ભાવનાવાળાએ સમજવુ જોઇએ કે જૈન, જૈનીઓ છતા પણ ત પ્રજા છે અને પ્રજા તેના અગ પ્રજાજીવનથી જીવે તો જ તેની મહત્તા છે અને પશ્ચિમની ભાવનાવાળાએ વ્યાપક હવાળી દૃષ્ટિમાથી શાશ્વત તત્ત્વ જીવન સાથે કેવા ઘનિષ્ટ સબધથી જોડાયલુ છે, તેનો અનુભવ કરવો ઘટે છે

અમે એક છેલ્લી મગળ સૂચના કરી વિરમીએ છીએ કે દરેક નય પોતાના સ્થાને સુનય છે પુરાણ અને નવીન ભાવનાને કામ કરવા માટે આપણે ત્યા પુષ્કળ ક્ષેત્ર પડયુ છે પોતપોતાની રીતિએ અન્યના કાર્યક્ષેત્રને લોપ્યા સિવાય કાર્ય કર્યે જશે તો પોતાનુ અને જૈનશાસનનુ ઘણુ હિત ઉપજાવી શકશે



લેખકઃ—ઠાકોરભાઇ પરમોદરાય ઠાકોર.

# સ્વ. ભગુભાઈનાં

દર વર્ષે તા. ૧ લી જાન્યુઆરી આવે છે, 'પ્રજાબંધુ'ના જૂના પુસ્તકનો આંકડો બદલાવીને નવા પુસ્તકનો આંકડો દાખલ કરવામાં આવે છે. 'પ્રજાબંધુ'ની ઉમર એક વર્ષ વધી એવો અલ્હાદક ખ્યાલ આવે છે, અને તે સાથે જ 'પ્રજાબંધુ'ને જન્મ આપનાર સ્વ૦ ભગુભાઈની વદનરેખાઓ દૃષ્ટિની સામે તરવરે છે. આજેજ 'પ્રજાબંધુ' એ તેત્રીસમા વર્ષમાં પ્રવેશ કર્યો છે. ૨૧ ઉપરાંત વર્ષથી તે મારા સંચાલકત્વ હેઠળ જ ચાલતું આવ્યું છે. છતાં જે વખતે તેના જનકે એ પત્રને નાનાસરખા કદમાં જન્મ આપ્યો તે વખતના તેના ઉત્સાહની માત્રા મગજમાંથી ખસતી નથી. 'પ્રજાબંધુ'નો જન્મ થયો ૧૮૯૮ માં; પણ તે પહેલાં કેટલાંક વર્ષ અગાઉ તેમણે 'પ્રજાબંધુ' એ અક્ષરોનો ફુલવેલની કોતરણી સાથેનો મજબૂત બ્લોક 'નિર્ણયસાગર' છાપખાનામાં કોતરાવી રાખ્યો હતો અને આજે પણ 'પ્રજાબંધુ'ના મુખપૃષ્ઠ પર એજ બ્લોક છપાય છેઃ એજ બ્લોક 'પ્રજાબંધુ'નો હીરકમહોત્સવ ઉજવી શકે તેટલો હજી મજબુત છે અને 'પ્રજાબંધુ'ના જનકે 'પ્રજાબંધુ'ના દીર્ઘાયુની ગણત્રી કેટલા ઉત્સાહથી કરી હશે તેનો ખ્યાલ આપે છે! પત્ર શરૂ કર્યા અગાઉ સ્વ. ભગુભાઈએ પોતાનું 'પ્રજાબંધુ' છાપખાનું પણ શરૂ કરેલું અને છાપખાનાનું કામ થાળે પડયા પછી તેમણે પત્રનો પ્રારંભ કરેલો.

'પ્રજાબંધુ' સ્વ૦ ભગુભાઇએ લગભગ ૧૧ વર્ષ ચલાવ્યું અને ત્યાર પછી તે મને સોંપ્યું; પરન્તુ 'પ્રજાબંધુ' સાથેનો મારો સંબંધ તો તેના પહેલા જ અંકથી હતો. તેના બીજા જ અંકથી અંગ્રેજી કોલમો દાખલ કરેલા તેમાં મારો હિસ્સો મુખ્ય હતો. 'પ્રજાબંધુ' શરૂ કરવામાં સ્વ. ભગુભાઇનો આશય અમદાવાદમાં નવું જીવન લાવવાનો હતો. તે વખતે અમદાવાદમાં ચાલતાં જુનાં પત્રો ભરજુવાનીમાં ઘડપણની નાતવાની બતાવી રહેલાં હતાં. પ્રજાને સ્થાનિક સ્વરાજ્ય મળ્યું હતું; પણ તેનો ભોગવટો કરવાનો પ્રજાને ખ્યાલ નહોતો. અને તે વખતનાં પત્રો એ દિશાએ પ્રજાને કેળવવાનુ સમજતાં પણ નહિ. પ્રોવીડંટ ફંડની ઠગારી સોસાઇટીઓ લોકોને લલચાવીને ધૂતી ખાતી હતી. એ પરિસ્થિતિમાં

## સાફલ્ય-જીવન.

જે સમયે વર્તમાન પત્ર એક નવીન મનાય તે કાળથી એટલે પચીશ વર્ષ જેટલા લાબા સમય પહેલા એક સ્વાવલંબી કોમી પત્રની સ્થાપના અને એકસરખા આદર્શથી તેને આ બુદ્ધિવાદ અને હરિફાઈના યુગમા પણ ટકાવી ધ્યેયની સમીપ જવા જેટલું સુંદર કાર્ય કરવું તે કંઈ જેવી તેવી બીના નથી "જૈન" પત્રે ધ્યેયમા સંપૂર્ણ જૈન રહીને પણ સામાજીક, ધાર્મિક, તેમ જ રાજકીય ઉત્ક્રાન્તિના સમયમા પ્રાસંગિક પ્રશ્નોની ડહાપણ ભરી ચર્ચા કરી જૈન સમાજને સચેત રાખેલ છે.

મગનલાલ સુળચંદ શાહ<br>
મણીલાલ સુરજમલ ઝવેરી.<br>
ઓ૦ સેક્રેટરીઓ<br>
શ્રી જૈન એસોસીએશન ઓફ ઈન્ડીયા.

# જીવંત સ્મારકો

કાંઈક જીવન લાવે તેવા નવા પત્રની જરૂર સ્વ ભગુભાઈને જણાઈ હતી અને લાંબા વખત સુધી એ વિચાર ગર્ભમાં જ સેવાયા કર્યો હતો

* * *

સ્વ૦ ભગુભાઈના સ્વભાવની એક ન્યૂનતા પહેલેથી કહી દઉં, તે જેવા સારા પ્રયોજક હતા તેવા સારા વ્યવસ્થાપક નહોતા તેમનામા ગ્રંથકર્તૃત્વ હતું, પત્રકારિત્વ હતું, યોજનકત્વ હતું, પણ વ્યવસ્થાપકત્વ નહોતુ આથી તે કેટલાક સુંદર પુસ્તકો બહાર પાડી શકયા પણ તેનો નાણા સબધી લાભ તો બુકસેલરોને જ મળ્યો, 'પ્રજાબંધુ,' 'જૈન' અને 'સમાલોચક' જેવા સુંદર પત્રોને તેમણે જન્મ આપ્યો, પણ એ પત્રોની તેજસ્વીતાની ઝાંખી તો તેમણે તે પત્રોની વ્યવસ્થા પોતાના હાથમાથી મૂકી ત્યાર પછી જ કરી, અને વ્યાપારમા પણ તેમની પ્રયોજક શક્તિએ કરેલા સાહસોનો દેખીતો લાભ તેમની વ્યવસ્થાકાર્યની ન્યૂનતા ભરખી ગઈ! અમદાવાદના તેમણે તે અરસામા મેસર્સ "જહોન ડીકીનસનની કંપનીના કાગળની એજન્સી લીધી હતી એક રતલે બે પાઈ કમીશન મળતુ હતુ અને એ કંપનીના એક વ્યવસ્થાપક મી હાલીપક્ષ ઘણનો તેમની પ્રત્યે પક્ષપાત હતો તે ઉપરાંત પાઠક સ્થવી એન્ડ કંપની કે જે તે વખતે જાપાન સાથે વેપાર ખેડતી તેમા સ્વ૦ ભગુભાઈ એક ભાગીદાર હતા. આ બેઉ વેપાર સારો નફો કરી આપે તેવા હતા, પરન્તુ ઢીલી વ્યવસ્થાએ તેમને ઉલટો ખોટના ખાડામા ઉતાર્યા હતા આજ અરસામા તેમને 'પ્રજાબંધુ' તંત્રને ગોપવાની જરૂર પડેલી

'પેટ્રીઅટ' નામનુ એક અંગ્રેજી સાપ્તાહિક પણ સ્વ ભગુભાઈએ બહાર પાડવા માંડેલુ ઇલાકાના બધા પ્રાંતો આજે અંગ્રેજી સાપ્તાહિકો ધરાવે છે, પણ ગુજરાતમા એવા સાપ્તાહિકનો અભાવ હતો આજે જો 'યંગઇંડિયા'ને ગુજરાત પ્રાંતનુ અંગ્રેજી સાપ્તાહિક ન લેખીએ અને સમગ્ર હિંદનુ અંગ્રેજી પત્ર લેખીએ તો એ ખામી ચાલુ છે આ ખામી

સ્વ૦ ભગુભાઈ ફતેચંદ કારભારી ઉત્પાદક "જૈન"

## વિશાળ-દૃષ્ટિ

[illegible]

પુરાણા પંથના સાધુ સંઘમાં ... 'સ્ત્વન' તેના દૃષ્ટિબિન્દુની બહાર નથી વિશાળ દૃષ્ટિ રાખી જૈન પત્રે એ નામ પણ સાર્થક કરેલ છે આ પત્રને શ્વેતાંબર માટે પૂજ્ય નથી. દિગમ્બર શ્વેતામ્બર કે સ્થાનકવાસી વિષે ... એ વિષે તકરાર નથી સમ્યક્ દૃષ્ટિ 'જૈન' પત્રને કેમ ન દિપાવે!

સદ્‌ગત રઘુનાથ ભાટે

રાષ્ટ્રના મહાયજ્ઞમાં

"જૈન" પત્રના રૂપેરી મહોત્સવના શુભ પ્રસંગે હું તમોને અને તમારા વિદ્વાન સાથી શ્રી સુશીલને અંતઃકરણપૂર્વક મુબારકબાદી આપું છું જૈન પત્રે સાચી નીતિને મક્કમતાથી વળગી રહી આપણા સમાજની અત્યાર સુધીમાં પુષ્કળ સેવા બજાવી છે અને હવે પછીના ભવિષ્યમાં શુદ્ધ સેવાનું ધ્યેય આગળ રાખી, આગળ ધપશે એવી સંપૂર્ણ ખાત્રી છે

આપણો સમાજ જેટલો પૂર્વે ઉન્નત દશામાં હતો એટલો જ આજે અવનતિએ પહોચ્યો છે આપણે આપણી મૂળ સ્થિતિ પ્રાપ્ત કરવા ઇચ્છતા હોઇએ તો "રાષ્ટ્ર" ના મહાયજ્ઞમા પ્રગતિના માર્ગે પ્રેરાયેલી બીજી કોમોની સાથે રહી, ઉત્કૃષ્ટ ભાવનાઓથી યથાશક્તિ આહુતિ આપવીજ જોઇએ રાષ્ટ્રની મહાન્ પ્રવૃત્તિ અને પ્રગતિથી આપણે હવે લાંબો વખત અલગ ન રહી શકીએ રાષ્ટ્રની સેવામાં આપણા સમાજની સેવા સમાયેલી છે એ ખ્યાલ આજે આપણી સામે હોવો જોઇએ

આપણા પવિત્ર તીર્થોનું રક્ષણ પણ અત્યારના પરતંત્ર ભારતમા નહીં; પરંતુ ભવિષ્યના સ્વતંત્ર ભારતમાં જ સરળતા અને સફળતાથી થઇ શકશે. અંગ્રેજ સરકાર કે જેને આપણા મહાન્ તીર્થોની ઐતિહાસિક અને ધાર્મિક મહત્વતાનું અને તે તીર્થોની આપણા જીવનક્રમ ઉપર કેટલી ઉંડી અસર છે અને તે પૈકીના એક મહાન્ તીર્થના ત્યાગમા એક એક વ્યકિતને કેટલું અસહ્ય કષ્ટ સહન કરવું પડે છે તેનું પુરૂં જ્ઞાન કે ભાન નથી, તેની પાસેથી એ તીર્થોને વિષે ઇન્સાફ માગવો પડે એજ આપણી હીનદશા છે પૂર્વકાળમાં આપણાં પવિત્ર તીર્થોની સેવા અને સંરક્ષણ કેવળ પ્રચંડ ત્યાગ અને ભક્તિના પરિણામે જ થયેલ છે તે આજ ખાલી દ્રવ્યના ખર્ચથી કે ખુશામતથી કેવી રીતે થઇ શકે? આત્મશ્રદ્ધા, ત્યાગ, અને તપ ઉપર જ આપણાં સમાજ અને શાસનનું ભાવિ ઘડાશે. તે દિશામાં "જૈન" ખૂબ જ પ્રયત્નશીલ રહે ! આપણાં નેતાઓને અને સમાજને ઉન્નતિના માર્ગ ઉપર ભાગ ભજવવાને અને ભોગ આપવાને હમેશા પ્રેરશે એવી આશા રાખી, તમોને અત્યાર સુધીની સેવાને માટે અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું.

લી૦ સેવક,

મણીલાલ કોઠારી

'પેટ્રીઅટ' થી દૂર થયેલી. તેના લેખો તેજસ્વી આવતા. જો તે ચાલ્યું હોત તો આજે ગુજરાતનું તે એક બળ થઇ પડયું હોત; પણ તેણે તો થોડા જ વખતનું જીવન ભોગવ્યું. આજે પણ હજી 'પેટ્રીઅટ' નું સ્થાન તો ખાલી જ છે.

* * *

સ્વ૦ ભગુભાઇની યોજક-શકિતના જ એક ફળરૂપ 'જૈન' પત્ર છે. જૈનોમાં જૂની ઢબનાં થોડાં માસિકો હતાં પરન્તુ સાપ્તાહિકનો પ્રારંભ તો 'જૈન' થી જ થયો. આજે જૈન કોમમાં સાપ્તાહિકો અર્ધા ડઝનથીએ વધુ હશે. પરન્તુ તેવાં પત્રો માટેનું ક્ષેત્ર ખેડીને તૈયાર કરનાર 'જૈન' છે તે વિષે ભાગ્યે જ બે મત હશે. આ કોમી પત્રદ્વારા તેમણે જૈન કોમની સારી સેવા કરી છે. નવીન વિચારોને હિમતથી જાહેર કરવા માટે સ્વ. ભગુભાઇને ઘણીવાર સાધુઓ તથા શ્રાવકો તરફથી સહન કરવું પડયું હતું; પરન્તુ એ સહન કરવા માટે એક પત્રકાર તરીકે તેમણે કોઇવાર ખેદ દર્શાવ્યો નહોતો.

૧૯૧૩-૧૪ માં તેમની તબીઅત નરમ રહેવા લાગી, ત્યારે તેમણે પોતાના એક મિત્ર મી. કે. એલ. બેન્કરપાસે પારીસમાં જઇને રહેવા માંડયું. એક જૂના સ્નેહી તરીકે પારીસ ગયા અગાઉ તે અને મળવા આવેલા; પરંતુ તેમની નબળી તબીયત જોઇ મેં તેમને દરિયાઇ પ્રવાસ કરવાની સલાહ આપી નહોતી. 'ફ્રાન્સમાં' દેહ પાડવાનું નિર્માણ હશે તો ત્યાં દેહ પડશે, તેની શી ચિંતા?" એવા ઉદ્ગારો કાઢીને પોતાની ઝીણી આંખોથી તે હસેલા. તે આજે સ્મરણમાં તરે છે. યુરોપીય વિગ્રહના પ્રારંભમાં તેમને પેરીસ છોડીને પશ્ચિમ ફ્રાન્સના એક સેનેટોરીઅમમાં જઇ રહેવું પડયું હતું જ્યાં તેમનું અવસાન થયું હતું. આજે ફ્રાન્સમાં તેમના દેહાવશેષ ઉપર ચણાએલું સમાધિસ્થાન વિદ્યમાન છે; પરન્તુ તેમનાં જીવંત સ્મારકો તો છે "પ્રજાબંધુ" "જૈન" અને "સમાલોચક." જો ફ્રાન્સમાંથી તે તબીઅત સુધારીને હિંદમાં પાછા ફર્યા હોત તો વળી સમાજ અને સંસાર સુધારા માટેનું એક નવીન પત્ર 'સમાજ' તેમના હાથે જન્મ પામત. જેની બધી યોજના અને તૈયારી કરીને જ તે પેરીસ ગયા હતા. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો !

## શ્રી ચારિત્ર સ્મારક ગ્રંથમાલા



## તરફથી પ્રગટ થએલાં ગ્રન્થો.

**દિનશુદ્ધિદીપિકા–વિશ્વપ્રભા** કિં. રૂા. ૨–૮–૦

જ્યોતિર્વિષયક અપૂર્વ જ્ઞાન આ ગ્રંથના વાચન મનનથી ઘરે બેઠાં થઇ શકે છે. ગુજરાતી સરળ ભાષામાં ગ્રંથકર્તાએ આ ગ્રંથની રચના ઉપકાર દ્રષ્ટિએ કરેલી છે. આ ગ્રંથની ઉત્તમતા માટે સુપ્રસિદ્ધ પત્રકારોએ સૌરાષ્ટ્ર, સાહિત્ય, જૈન, આત્માનંદ પ્રકાશ, જૈનજીવન, વીરશાસન વિગેરેમાં મુકતકંઠે પ્રશંસા કરી છે. રેશમી પાકી જીલ્દથી બંધાએલ ૫૦૦ પૃષ્ઠનો આ ગ્રંથ છે. દરેક ઘરમાં અને લાયબ્રેરીમાં આ ગ્રંથ સંગ્રહી રાખવા લાયક છે. શ્રીરત્નશેખરસૂરિની મુખ્ય રચના ઉપર મુનિવર્ય શ્રીદર્શનવિજયજી મહારાજશ્રીએ અનેક જ્યોતિષ ગ્રંથોના અવલોકન પછી આધુનિક લેખન શૈલીથી લખી બાર પરિશિષ્ટોમાં આ ગ્રંથની પૂર્ણાહૂતિ કરી છે.

**શ્રી તપગચ્છ શ્રમણ વંશવૃક્ષ** કિં. રૂા. ૦–૧૦–૦

શ્રી મહાવીર પ્રભુથી વિદ્યમાન સાધુઓ સુધીની પટ્ટાવલીનો નકશો ( ત્રીરંગી પટવૃક્ષ )

**વિહાર દર્શન** ભાગ ૧–૨ સાથે કિં. રૂા. ૦– ૮–૦

પાદવિહાર કરનારને માર્ગદર્શક છે. કાઠીયાવાડ, ગુજરાત, દક્ષીણ, પંજાબ, બંગાલ, વરાડ, મારવાડ, કચ્છ આદિ તમામ દેશના ગામ અને માઇલના અંતરની સમજણ સાથે ( હાલ બીજી આવૃત્તિ છપાય છે. )

**વિશ્વરચના પ્રબંધ** કિં. રૂા. ૧–૮–૦

જૈન દ્રષ્ટિએ પૃથ્વી–સૂર્ય–ગ્રહ–નક્ષત્ર–તારા વિગેરેની ભ્રમણક્રિયા અગર સ્થિરતા કઇ રીતિએ છે તે બાબત બહુજ સ્પષ્ટતાથી બતાવવામાં આવી છે. યુરોપ, અમેરીકા, જર્મન, ફ્રાન્સ, રૂશીયા અને ભારત વર્ષના પ્રોફેસરો અને વિદ્વાનોએ આજ સુધીમાં બ્રહ્માણ્ડના ગોળા માટે જે જે મતિકલ્પનાઓ આપી છે તે ઉપર જૈન દ્રષ્ટિએ લખાએલી યુક્તિઓ કેટલી બળવત્તર અને સ્થિર છે તે આ ગ્રંથના વાચન મનનથી સમજી શકાય તેમ છે. દાખલ કરેલા ચિત્રોથી પ્રબળ યુક્તિઓ સમજી શકાય છે. ગુર્જર સાહિત્યમાં આ ગ્રંથે આવશ્યક ખોટ પુરી પાડી છે. વર્તમાન પત્રકારોએ મુક્તકંઠે પ્રશંસા કરી આ ગ્રંથની મહત્તા દર્શાવી છે. દરેકે સંગ્રહવા લાયક આ ગ્રંથ છે.

**દીવાળી પૂજન** હીન્દી કિં. ભેટ.

જૈન વિધિએ શારદા પૂજન.

**પૂજા સ્તવનાદિ સંગ્રહ** શાસ્ત્રીમાં કિં. રૂા. ૦–૪–૦

( નવપદજી અષ્ટપ્રકારી તથા મહાવીર જયંતી પૂજા તથા રસીક સ્તવનો )

**અષ્ટપ્રકારી પૂજા તથા પદસંગ્રહ** કિં. રૂા. ૦–૨–૦

પૂજા તથા નવીન સ્તવનો સાથે હિન્દિમાં.

**મહાવીર જયન્તી પૂજા** કિં. રૂા. ૦–૧–૦

પંચકલ્યાણક પૂજા આધુનિક

### બાલાંસમાં નથી !

જૈનાચાર્યો સચિત્ર, જૈન તીર્થોનો ઇતિહાસ, જૈન સમાજનો સીતારો, મહાવીર જન્મોત્સવ, લગ્ન પ્રશ્ન–રમલ પ્રશ્ન–આદિનાથ શકુનાવલી, પૂજા સંગ્રહ—ગુજરાતી, અષ્ટપ્રકારી પૂજા ગુજરાતી.

### નિમ્નલિખિત ગ્રન્થો ગુર્જર ભાષામાં તૈયાર થાય છે.

સ્યાદ્વાદમંજરી ( પ્રમાણનય તત્વ લોકાલંકાર મૂળ ), ષડ્દર્શન સમુચ્ચય બૃહતટીકા સહિત ( શાસ્ત્રવાર્તા સમુચ્ચય મૂળ), વનરાજ ચાવડો (પુણ્ય વૈભવ), બૃહદ્ધારણા યંત્ર ( જ્યોતિર્વિષયક ).

મળવાનાં ઠેકાણાં :—

**ચારિત્ર સ્મારક ગ્રંથમાળા કાર્યાલય—**
**શાહ મફતલાલ માણેકચંદ.**
ઠે:—બોરડી બજાર,
**મુ. વીરમગામ** ( ગુજરાત ).

**પંડિત અમૃતલાલ અમરચંદ.**
**પાલીતાણા** ( કાઠીયાવાડ ).
**હજારીમલ ગુલાબચંદજી.**
ઠે૦–જે. જે. હોસ્પીટાલ જીતેકરની ચાલી
પો. નં. ૮ મુ. મુંબઇ.



'જૈન' પત્રના સંચાલક તરીકે ઘણાં વર્ષોથી જૈન કોમની અગત્યની સેવા શાન્તિથી બજાવી રહ્યા છો તેમાં હવેથી વિશેષ વધારો થાય તેમ ઇચ્છું છું. જૈન કોમની વસ્તી દિન-પરદિન ઘટતી જાય છે. જૈન પ્રજા નિર્બળ અને ગરીબ બનતી જાય છે. સાચી ધર્મભાવના ઘટતી જાય છે. તેના સાચાં કારણો જનતાની સમક્ષ લાવી તેમાં અગત્યનો સુધારો થાય તે સંબંધી વિશેષ જાગૃતિ આવી તમારૂં 'જૈન' પત્ર વિજયી નીવડે તેવી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે.

**શ્રી ચત્રભુજ મોતીચંદ બગડીયા,**
**મુંબઈ.**



**વીરચંદ પાનાચંદ શાહ બી. એ.**

ઈ. સ. ૧૯૨૬ ની મુંબઇ મ્યુનીસીપલ કોરપોરેશનની ચુંટણીમાં કાઠીયાવાડના પહેલા જૈન, શ્રી જૈન એજ્યુકેશન બોર્ડ, શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ, શ્રી લોધારી વીશાશ્રીમાળી સમાજ વિ૦ના માનદ્ મંત્રી-મુંબઇ.



**બાબુ કીર્ત્તિપ્રસાદજી.** ગુજરાનવાલા માનદ્ નિયામક શ્રી આત્માનંદ જૈન ગુરૂકુળ.



**શાહ લાલચંદ લીલાધર.**
પાલીતાણા શ્રી વર્ધમાન તપ ખાતાના વહીવટકર્તા.

# જૈનતીર્થ "સુવર્ણગિરિ"

લેખક—ઇતિહાસપ્રેમી મુનિરાજ શ્રીકલ્યાણવિજયજી.

આશરે સં. ૧૨૬–૨૩૫ના કાળમાં સ્થપાએલ આ સુવર્ણગિરિ આજે પણ છેક સ્મૃતિ બહાર નથી, કારણકે સકલાર્હતાદિ સ્તોત્રો દ્વારા જૈન જગતનો મોટો ભાગ તેને અદ્યાપિ સ્મરી રહ્યો છે. પરન્તુ મારવાડના શૃંગારરૂપ એ તીર્થની મહત્તા કે જાહોજલાલીનો ભાગ્યે જ કોઈએ વિચાર કર્યો હશે. આબુની અજોડ શિલ્પકળાને ઘડીભર શરમાવે તેવું શિલ્પકળાથી શોભી રહેલ એ અનુપમ તીર્થ, કરોડપતિઓથી જ શોભી રહેલ એ સ્વર્ણનગરી અને નન્દનવનને આંગણે વસેલું પ્રભુતાનો બોધપાઠ આપતું એ અપૂર્વ તીર્થનો ઇતિહાસ જેટલો પ્રભાવિક છે તેટલો જ વિચારણીય છે. તેની સૌમ્ય કળાકૃતિ અને પ્રભાએ મારવાડને જ નહિ પરન્તુ જગતભરને દિગ્મૂઢ બનાવ્યું. તેમ ૧૩૬૭ માં અલાઉદ્દીનના ખૂની આક્રમણે એ મન્દિરની ભવ્યતાનો લોપ કર્યો, તીર્થની અદ્ભુત કળાકૃતિ નામશેષ થઈ ગઈ, પરિણામે ધીમે ધીમે એ તીર્થને જનતા ભૂલતી ગઈ, ૧૬૮૩ માં એ તીર્થને પુનઃ પ્રકાશમાં લાવવા તેનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો. આજે એ તીર્થ મારવાડના અમુક ભાગમાં જ પ્રસિદ્ધિ પામેલ છે, તેના પૂર્વના તેજ અને છાયાનો ઇતિહાસ મુનિશ્રી કલ્યાણવિજયજી કેટલાક મનોમંથન પછી અહિં ઉતારે છે. છેક વિસરાઈ ગએલા એ તીર્થની મહત્તા સમજી તે તીર્થ પ્રત્યેની ફરજ આપણે સમજતા થઈ જઈએ તો લેખકના પ્રયાસને યોગ્ય ન્યાય આપ્યો લેખાશે.

ભાવિક જૈનોએ સકલાર્હત સ્તોત્રના અન્તમાં છપાયેલ વિવિધ તીર્થોનું સ્મરણ કરાવનાર —

"ख्यातोऽष्टापदपर्वतो गजपद सम्मेतशैलाभिध,
श्रीमान् रैवतक प्रसिद्धमहिमा शत्रुञ्जयो मण्डपः।
वैभार कनकाचलोऽर्बुदगिरि श्रीचित्रकूटादय-
स्तत्र श्रीऋषभादयो जिनवरा कुर्वन्तु वो मङ्गलम् ॥"

આ સંસ્કૃત પદ્ય અનેકવાર વાંચ્યું હશે પણ તેમણે એમાં જણાવેલ તીર્થસ્થાનોનો અને ખાસ કરીને 'કનકાચલ'ની બાબતમાં ભાગ્યે જ નિશ્ચય કર્યો હશે. કદાચ કોઈએ એનો અર્થવિચાર કર્યો પણ હશે તો 'કનકાચલ' એટલે 'મેરુપર્વત' એટલો જ, કારણકે 'કનકાચલ' 'સુવર્ણગિરિ' અને એવા જ બીજા શબ્દો મેરુપર્વતના અર્થમાં જ વિશેષ પ્રસિદ્ધ છે, પણ અર્થ વિચારનારાઓએ એટલો વિચાર કરવો જોઈએ કે અષ્ટાપદ, ગજપદ,[1] સમ્મેતગિરિ, ગિરનાર, શત્રુંજય, માંડવગઢ, વૈભારગિરિ[2] આબુગિરિ અને ચિત્તોડ વિગેરે આ બધા અશાશ્વતા તીર્થોની નોંધ વચ્ચે શાશ્વતો મેરુપર્વત કેમ આવી શકે? ખરી વાત તો એ છે કે આ 'કનકાચલ' તે 'મેરુપર્વત' નહિ પણ એક જુદો જ પર્વત છે, જે પૂર્વ કાલમાં ઘણી પ્રસિદ્ધિ પામેલો હતો છતાં વર્તમાન સમયમાં જૈન સમાજના સ્મરણપટ પરથી લગભગ લુપ્ત થયો છે.

વળી એક બીજું પ્રાચીન સંસ્કૃત પદ્ય આપું —

"चम्पारामगृहे च चन्द्रमथुरा मोढारतठानगे,
वन्दे स्वर्णगिरौ तथा सुरगिरौ श्रीदेवके पत्तने।

૧ દશાર્ણકૂટમાં આવેલ દશાર્ણ પર્વતની ટૂંક ઉપર પૂર્વ 'ગજપદ' અથવા 'ગજાગ્રપદ' નામક પ્રસિદ્ધ જૈન તીર્થ હતું જેનો ઉલ્લેખ આચારાંગ નિર્યુક્તિમાં કર્યો છે

૨ રાજગૃહનગરની પાસેના પાંચ પહાડો પૈકી 'વૈભારગિરિ' નામનો એક પહાડ છે

हस्तोडीपुरि पाडलादशपुरे चारूपपञ्चासरे,
वन्दे श्रीकर्णाटके शिवपुरे नागद्रहे नाणके॥ २॥ "

આ પદ્ય એક સંસ્કૃત ચૈત્યવન્દનનું છે. કહેવાની જરૂર નથી કે આમાં ઉલ્લેખાયેલાં ચમ્પા, રાજગૃહ, ચક્ર,[3] મથુરા,[4] જોદ્ધાન,[5] પ્રતિષ્ઠાન,[6] સ્વર્ણગિરિ, સુરગિરિ,[7] દેવપત્તન,[8] હસ્તોડીપુર,[9] પાડલાપુર,[10] દશાપુર,[11] ચારુપ,[12] પંચાસર,[13] કર્ણાટક,[14] શિવપુર,[15] નાગદ્રહ[16] અને નાણક[17] એ બધાં અશાશ્વતાં તીર્થો છે, અને એ અશાશ્વત તીર્થોની નામાવલીમાં આપણા પ્રસ્તુત 'સુવર્ણગિરિ' તીર્થનો ઉલ્લેખ છે.

એવા જ અનેક સંસ્કૃત ચૈત્યવન્દનો, સ્તોત્રો વિગેરેમાં—સુવર્ણાચલ, સુવર્ણભૂભૃત, ચામીકરક્ષ્માધર, સુવર્ણધાત્રીધર, સુવર્ણગોત્ર, ગાંગેયભૂભૃત્ સ્વર્ણાચલ, કલ્યાણભૂધર, કાઞ્ચનગિરિ, હેમભૂભૃત, કનકાદ્રિ, કનકભૂધર, સુવર્ણગિરિ, કાર્તસ્વરક્ષિતિભૃત્ કનકસાનુ, કનકાચલ, કનકસાનુમાન, હેમક્ષ્માભૃત, સ્વર્ણક્ષોણીધર, હિરણ્મયાચલ, સુવર્ણશૈલ, ગાંગેયગિરિ, તપનીયભૂધર[18] વિગેરે અનેક નામોથી આપણા આ પ્રસ્તુત તીર્થ 'સુવર્ણગિરિ'ના ઉલ્લેખો થયા છે.

આ ઉપરથી એટલું તો લગભગ નિશ્ચિત થઇ જાય છે કે 'સુવર્ણગિરિ' એ મેરૂપર્વતથી ભિન્ન કોઇક પવિત્ર જૈન તીર્થ છે, અને એના નામથી જ એ વાત સ્પષ્ટ થઇ જાય છે કે તે કોઇ પર્વત ઉપર હોવું જોઇએ.

## પ્રદેશ.

ઉપર જણાવ્યા પ્રમાણે જ્યારે આ વાત નિશ્ચિત થઇ ગઇ કે 'સુવર્ણગિરિ' એ કોઇક પ્રાચીન પાર્વતીય તીર્થસ્થલ છે, ત્યારે હવે એ જીજ્ઞાસા સહેજે ઉત્પન્ન થવાની કે આ તીર્થસ્થલ કયા પ્રદેશમાં અને કયા પ્રાન્તમાં હોવું જોઇયે ? આનો સંતોષજનક ઉત્તર આપવામાં કેટલાક શિલાલેખો અને ગ્રન્થોના ઉલ્લેખો મદદગાર થઇ પડે તેમ છે, તેથી અત્રે તેની ચર્ચા કર્યા વગર આગળ ચાલી શકાય તેમ નથી.

આબુના 'લૂણિગવસહિ' ચૈત્યની પરિક્રમામાંની દેહરી નં. ૩૮ ની બહાર વરહુડિય સા૦ લાહડનો કોતરાવેલો સંવત્ ૧૨૯૬ ના વર્ષનો એક વિસ્તૃત શિલાલેખ છે જેમાં લાહડે પોતે કરાવેલ ધર્મસ્થાનકોની યાદી આપેલી છે, એ જ લેખના અનુસંધાનમાં એજ વંશના સંઘપતિ દેવચન્દ્રે પોતે કરાવેલ ધર્મસ્થાનોની ટીપ આપેલી છે તેમાં તે લખે છે કે—'**જાવાલિપુરમાં સુવર્ણગિરિ ઉપર શ્રી પાર્શ્વનાથના દહેરાની ભમતીમાં અને અષ્ટા-**

૩ ચક્ર એટલે તક્ષશિલાનું પ્રાચીન 'ધર્મચક્ર'

૪ મથુરામા પૂર્વે દેવનિર્મિત 'સ્તૂપ' એક પ્રસિદ્ધ તીર્થ હતું, જેનો ઉલ્લેખ પ્રાચીન જૈન સાહિત્યમાંથી મળી આવે છે, આ સ્થાન વર્તમાનમા મથુરાના કંકાલીટીલામા ખોદ કામ કરતા મળી આવ્યું છે, જ્યાથી કેટલીક જૈન પ્રતિમાઓ અને બે હજાર વર્ષના જુના શિલાલેખો પણ મળી આવ્યા છે.

૫ 'જોદ્ધાણ' એ કોઇ પ્રાચીન સ્થાનનું નામ છે, પણ હાલ એનો પત્તો નથી, અજારાના સંવત્ ૧૨૨૨ના વર્ષના એક શિલાલેખમા 'યોદ્ધાનક'નો ઉલ્લેખ મળી આવે છે. ગોડવાડ અથવા ભીતુરોટ પ્રદેશમા આ સ્થાન પૂર્વે હોવું જોઇયે.

૬ દક્ષિણમાંનું 'પેઠન' એજ પૂર્વકાલનું 'પ્રતિષ્ઠાન' છે.

૭ સુરગિરિ એટલે 'દેવગિરિ' જે મુસલમાનોના વખતમા 'દૌલતાબાદ'ના રૂપમા બદલાઇ ગયું છે.

૮ વેરાવળ બંદર પાસેનું 'પાટણ' જે પ્રભાસપાટણના નામથી પણ ઓળખાય છે, તે પૂર્વે દેવપત્તન પણ કહેવાતું હતું.

૯ ગોડવાડમા આવેલ વિજાપુરથી બે માઇલ પૂર્વમા પર્વતની તલાટીમા આજે જ્યા 'રાતા મહાવીરજીનું' દેહરૂં છે ત્યા પૂર્વે એક મ્હોટી નગરી હતી જે 'હસ્તિકુણ્ડી' એ નામથી પ્રસિદ્ધ હતી, જેના કેટલાક ભગ્નાવશેષો હાલમા પણ નજરે પડે છે, હસ્તિકુંડી એ જ 'હસ્તોડીપુર' છે.

૧૦ 'પાડલા' એ સ્થાન ગૂજરાતમા દસાડાની પાસે હતું જ્યાથી શંખેશ્વર પાર્શ્વનાથનું તીર્થ નજદીક હતું.

૧૧ આ 'દશપુર' તે માલવામા આવેલ આજ કાલનું 'મંદસોર'.

૧૨–૧૩ આ બંને સ્થાનો 'અણહિલ્લ પાટણ'થી અનુક્રમે ઉત્તર અને પશ્ચિમમા આવ્યા છે, અને આજે પણ આ નામોથી જ પ્રસિદ્ધ છે.

૧૪ 'કર્ણાટક' એ દેશનો ઉલ્લેખ ત્યાંના 'માણેકસ્વામી'ને લાગુ પડતો હોય તો નવાઈ નથી.

૧૫ 'શિવપુર' તે મારવાડનુ 'શિવ' સભવે છે. કદાચ 'શિવાણાગઢ' વા 'સિરોહી' પણ હોય.

૧૬ 'નાગદ્રહ' તે મેવાડમા એકલિંગજીથી દક્ષિણ પશ્ચિમમા ૧ માઇલને છેટે આવેલું 'નાગદા' છે, જ્યા હજી પણ જૈન મદિરો મોજુદ છે.

૧૭ 'નાણક' તે આજ કાલનું નાણા જ્યા જીવિત સ્વામીનું તીર્થરૂપ મદિર આજે પણ મોજુદ છે.

૧૮ આ સુવર્ણાચલાદિ ત્રેવીશ નામો 'સુવર્ણગિરિ' તીર્થની સ્તુતિ દ્વાત્રિંશિકાઓ પૈકી પહેલીના ૩, ૫, ૬, ૧૩, ૧૬; ૨૦, ત્રીજીના ૨૧, ૩૧, ચોથીના ૪, ૧૦, ૧૮, ૨૪, ૨૭. ૩૨, પાચમીના ૨, ૧૮, ૧૯ છઠ્ઠીના ૧૨. ૨૧. અને સાતમીના ૨, ૧૨, ૨૫, ૨૭ એ પદ્યોમા અનુક્રમે ઉલ્લેખાએલાં છે.

પદના દેહગમા બે ખત્તક ( ગોખડાઆલા ) કરાવ્યા[19] આ ઉપરથી એ વાત પષ્ટ થાય છે કે ' સુવર્ણગિરિ ' તીર્થ જાવાલિપુરની પાસે હતુ

વસ્તુપાલચરિત્રના બીજા પ્રસ્તાવમા પણ એજ વસ્તુ સ્થિતિને સિદ્ધ કરતા એના કર્તા લખે છે કે–' વસ્તુપાલ તેજપાલના વખતમા મારવાડ સ્થળના ભૂષણ સમાન અને સુવર્ણ ગિરિના શણગાર જેવા જાવાલિ નગરમા રાજા સમરસિંહનો પુત્ર ક્ષાત્રનતધારિયોમા અગ્રેસર ઉદયસિંહ નામનો પ્રસિદ્ધ રાજા હતો[20]


इतिहास प्रेमी मुनिराजश्री
कल्याणविजयजी

આ ઉપરથી પણ એજ વાત સિદ્ધ થાય છે કે ' સમરસિંહ ' નો પુત્ર ' ઉદયસિંહ ' મારવાડના જે જાવાલિનગરનો રાજા હતો તેની પાસે ' સુવર્ણગિરિ ' પર્વત આવેલ હતો

જાલોરના તોપખાનામાથી મળી આવતા એક શિલાલેખમાથી પણ એજ માન્યતાને ટેકો આપનાર ઉલ્લેખ મળી આવે છે કે–' સવત ૧૨૨૧ ના વર્ષમા જાવાલિપુરના કાચનગિરિ ( સુવર્ણગિરિ ) ગઢ ઉપર આચાર્ય શ્રી હેમચન્દ્રસૂરિ પ્રતિબોધિત ગુજરાતના ચૌલુક્ય મહારાજા કુમારપાલદેવે કરાવેલ ' કુમરવિહાર ' નામના પાર્શ્વનાથ ચૈત્યમા[21] ' ( ઇત્યાદિ )

ઉપર આપેલા અને બીજા અનેક ઉલ્લેખોથી આ વાત સ્પષ્ટ થઇ જાય છે કે ' સુવર્ણગિરિ ' અને ' જાવાલિપુર ' એ બન્ને પાસે પાસે આવેલ હતા, પણ જેમ સુવર્ણગિરિ આજે અપરિચિત થઇ ગયો છે તેમ જાવાલિપુર પણ ભાગ્યેજ કોઇના જાણવામા હશે, એટલે આ અન્યોન્યાશ્રય દોષના પરિહાર માટે પ્રથમ જાવાલિપુરનો નિશ્ચય થવો જરૂરી છે

કાર્બસ રાસમાલાના ગુજરાતી ભાષાન્તરકાર દી૦ બા૦ રણછોડભાઇ જાવાલિપુરને આજનુ **જબલપુર** હોવાનુ જણાવે છે, જ્યારે કેટલાક લેખકો સિરોહી સ્ટેટમા આવેલ આધુનિક સમયના ' જાવાલ ' ને જ પ્રાચીન ' જાવાલિપુર ' લખે છે, પણ આ બન્ને મત કોઇ રીતે ગ્રાહ્ય થઇ શકે તેમ નથી

વસ્તુપાલચરિત્રના ઉક્ત ઉલ્લેખથી આ વાત સિદ્ધ થઇ છે કે ' જાવાલિપુર ' એ મારવાડમા હતુ અને તે ચહુઆણ રાજા ઉદયસિંહની રાજધાની ગણાતુ, આથી જાવાલિપુરને જબલપુર જણાવનાર માન્યતા નિરાધાર ઠરે છે, અને સિરોહી સ્ટેટમાનુ જાવાલ તો ચહુઆણોના સમયમા અસ્તિત્વમા પણ હશે કે કેમ તે શકા ભરેલુ છે, વળી તેની પાસે પર્વતનુ નામ નિશાન પણ નથી તેથી સુવર્ણગિરિ પાસેનુ ' જાવાલિપુર ' આજકાલનુ જાવાલ હોઇ શકે નહિ

ત્યારે જાવાલિપુર કયુ ? એ પ્રશ્નનો ઉત્તર હવે નિશંકપણે એજ આપી શકાય કે–જેની પાસે ' સુવર્ણગિરિ ' નામનો પર્વત આવેલો છે તે ' જાવાલિપુર ' આજનુ ' જાલોર ' છે અને એની પાસેનો સોવનગઢ પર્વત તે જ આપણુ પ્રસ્તુત ' સુવર્ણગિરિ ' તીર્થ છે

જાલોરના તલાવ ઉપર આવેલ ચામુણ્ડાદેવીના મદિરની સામેની શાળમા પડેલા જૈન મદિરના પત્થર ઉપરના સવત્ ૧૧૭૫ ના શિલાલેખમા,[22] જાલોરના તોપખાનામાના દીવાનખાનાની ગેલેરીમા આવેલ સવત્ ૧૧૬૪ ના વર્ષના લેખમા[23] તેમજ તોપખાનાના મુખ્ય મડપની

---

૧૬ जावालिपुरे श्री सौवर्णगिरौ श्री पार्श्वनाथ जगत्या मण्डप मध्ये खत्तकद्वय च । " ( उक्त लेखनो अश )

૨૦ " इतो मरुस्थली भालस्थली तिलकसंनिभे ।
जावालिनगरे स्वर्णगिरि शृङ्गार कारिणि ॥ ७४ ॥
राज्ञ समरसिंहस्य पुत्र क्षात्रव्रतामणी ।
श्रीमानुदयसिंहोऽस्ति प्रथित पृथिवीपति ॥ ७५ ॥ "
( वस्तुपाल चरित्र प्रस्ताव २ श्लो० ७४–७५ )

૨૧ " सवत् १२२१ श्री जावलिपुरीय काचनगिरिगढस्योपरि प्रभु श्री हेमसूरिप्रबोधितगूर्जरधराधीश्वरपरमार्हत चौलुक्यमहाराजाधिराजश्रीकुमारपालदेवकारित श्रीपार्श्वनाथसत्कप्रभुबिंबसहिते श्री कुवर विहाराभिधाने जैन चैत्ये० "

( તોપખાનામાથી મળી આવેલ સુવર્ણગિરિ ચૈત્યના લેખનો પ્રારંભિક ભાગ )

૨૨ " सवत् ११७५ वैशाख वदि ? दिनौ श्री जावालिपुरीय चैत्ये० " ( ચામુડાની શાળામાના લેખનો અંશ )

૨૩ " सवत् ११६४ श्रीमालीय श्रे० सोगलपुत्र नागदत्त पुत्रौ ( भ्रा ) तेरहा सलषण श्रावकाभ्या नागपुत्रौ जिनादत्तन दत्त

ઉપરની જેલેરીમાં રહેલા સંવત્ ૧૨૨૧ ની સાલના શિલાલેખમાં[૨૪] ' જાવાલિપુર ' શબ્દ લખાયેલો નજરે પડે છે. એથી એ વાત નિ:સંદેહ થઇ જાય છે કે આજકાલનું **જાલોર** પૂર્વે ' જાવાલિપુર ' એ નામથી પ્રસિદ્ધ હતું, અને જ્યારે પ્રાચીન જાવાલિપુર એજ આજનું જાલોર છે. એ વાત સિદ્ધ થઇ ગઇ તો પછી જાલોરની પાસેનો સોવનગઢ એજ પૂર્વકાલનો 'સુવર્ણગિરિ' છે એને માટે ભાગ્યેજ બીજા પ્રમાણોની જરૂર રહેશે, છતાં પણ પ્રમાણાર્થિયોના સંતોષને ખાતર આ વિષયને કેટલાક પ્રાચીન પ્રમાણોથી પુષ્ટ કરવો એ વધારે ઠીક થઇ પડશે.

આચાર્ય મેરૂતુંગસૂરિ પોતાની ' વિચારશ્રેણિ ' માં રાજા નાહડના રાજ્યકાલનું વર્ણન કરતાં લખે છે કેઃ— નાહડ રાજાના વખતમાં નવાણું લાખ રૂપિયાની મિલ્કત ધરાવનારાઓને પણ જ્યાં રહેવાને સ્થાન નહોતું મલતું એવા જાલોરની પાસેના સુવર્ણગિરિ પર્વતના શિખર ઉપર ' યક્ષ વસતિ ' નામનો મહાવીર સ્વામીનો મહા પ્રાસાદ ( ચૈત્ય ) તૈયાર થયો.[૨૫]

સંવત્ ૧૬૫૧ ના વર્ષમાં બનાવેલી પોતાની ' જાલોર નગર પંચ જિનાલય ચૈત્ય પરિપાટી ' માં કવિ નગા ગણિ જાલોરનું વર્ણન કરતાં લખે છે કે લક્ષ્મીના ભંડાર જેવું જાલોર નગર સોવનગિરિની પાસે શોભી રહ્યું છે.[૨૬]

સોવનગિરિના મંદિરોમાં વિદ્યમાન પ્રતિમાઓ ઉપરના શિલાલેખોમાં પણ એજ ભાવને સિદ્ધ કરનારા ઉલ્લેખો થયેલા છે કે ' જાલોર નગરના સુવર્ણગિરિ ગઢ ઉપર સંવત્ ૧૬૮૩ ના વર્ષમાં મહારાજાધિરાજ શ્રી ગજસિંહજીના જયવન્ત રાજ્યમાં મુહણોત મંત્રી જયમલજીએ આની પ્રતિષ્ઠા કરાવી '[૨૭]

ઉપરના તમામ ઉલ્લેખોથી એ વાત નિર્ણીત થાય છે કે જાલોરની પાસેનો પર્વત સોનગિરિ અથવા સોવનગઢ એજ આપણું પ્રસ્તુત ' સુવર્ણગિરિ[૨૮] ' તીર્થ છે.

જાલોર જેની તલાટીમાં વસેલું છે એવો સોવનગઢ એજ પૂર્વકાલનો સુવર્ણગિરિ છે એ વાત જ્યારે નિર્વિવાદપણે સિદ્ધ થઇ ચુકી છે તો હવે એ જિજ્ઞાસા સહેજે ઉત્પન્ન થશે કે આ સુવર્ણગિરિની જૈનતીર્થ તરીકે ક્યારથી પ્રસિદ્ધિ થઇ અને આ તીર્થમાં પહેલવહેલી કયા તીર્થંકર ભગવાનની સ્થાપના થઇ ? પાછલથી ત્યાં શા શા ફેરફારો થયા ? અને વર્તમાન સમયમાં એની શી સ્થિતિ છે ?

## પ્રાચીનતા.

**પ્રા**ચીનતાનો વિચાર કરતાં એક પ્રાચીન ગાથા યાદ આવે છે જે નીચે પ્રમાણે છે.

" नवनवइल--क्खधणवइअलद्धवासे सुवण्णगिरिसिहरे ।
नाहडनिवकालीणं थुणि वीरं जक्खवसहीए ॥ "

આનો ભાવાર્થ એવો છે કે ' નવાણુંલાખ રૂપિયાની સંપત્તિવાળા શેઠિયાઓને પણ જ્યાં રહેવાને સ્થાન નહોતું મળતું ( અર્થાત્ બધા કોડપતિયોજ ઉપર રહેતા, એથી ઓછી મુડીવાળાઓને ત્યાં સ્થાન મળતું નહિં. ) એવા સુવર્ણગિરિના શિખર ઉપર નાહડરાજાના વખતના ' યક્ષવસતિ ' નામના દેહરામાં ભગવાન મહાવીરની સ્તુતિ કરો.

---

सहितेन पितृ श्रां० श्रेयोऽर्थं **श्रीजावालिपुरीय** श्री महावीर जिन चैत्ये करोदि ( ? ) कारित श्री शुभं भवतु । "

( તોપખાનાના દીવાનખાનાની જેલેરીનો લેખ )

૨૪ " संवत् १२२१ **श्रीजावालिपुरीय** काञ्चनगिरिगढस्योपरि० "

( તોપખાનાના મુખ્ય મંડપની જેલેરીમાના લેખનો અંશ )

૨૫ " यस्य वारके नवनवतिलक्षधनपतिभिरप्राप्तनिवासे जालउरसमीपस्थे सुवर्णगिरिशृङ्गे श्री महावीरभवनाथ श्रीयक्षवसत्याख्यो महा प्रासादो निष्पन्नः । "

( विचारश्रेणि पत्र १ )

૨૬ ' मध्यनखंडिं नयर घणां नवि जाणुं पार,
श्री जालुर नयर भलु लषिमी भंडा ।
सोवनगिरि पासइं भलु वाडी वन सोहइ,
वनसपती बहु जाति भाति दीटइ मन मोहइ ॥ ३-॥ "
( जालो पच जिनालय चैत्य परिपाटी. )

૨૭ " संवत् १६८३ वर्षे आषाढ वदि ४ गुरौ श्रवणनक्षत्रे श्री जालोरनगरे स्वर्णगिरिदुर्गे महाराजाधिराज महाराज श्री गजसिंहजी विजय राज्ये महुणोत गोत्र दीपक मं अचला पुत्र मं० जेसा भार्या जयवंतदे पुत्र म श्री जयमलनाम्ना भा० सरूपदे द्वितीय भा० सु (रं) गदे पुत्र नयणसी सुंदरदास आसकरण नरसिंहदास प्रमुख कुटुम्बयुतेन स्वश्रेयसे श्री धर्मनाथबिंब कारित प्रतिष्ठित तपागच्छ नायक भट्टारक श्री हीरविजयसूरि पट्टालंकार भट्टारक विजयसेनसूरि............... "
સોવનગઢ ઉપરના મહાવીર મંદિરમાની એક પ્રતિમા ઉપરનો લેખઃ—

૨૮ ' સુવર્ણગિરિ ' શબ્દનો અર્થ ' સોનાનો પર્વત ' એવો થાય છે. અને આને માટે એ અર્થ સાર્થક પણ છે, કારણ કે જ્યા ત્યા નજરે આવતા ' સુવર્ણમાક્ષિક ' વાળા પત્થરો અને સોનાના રજકણો આ પર્વતમા સોનાની ખાણો હોવાના અચુક પુરાવા છે, જાલોરની પ્રજાની માન્યતા પણ આ વાતને ટેકો આપનારી છે.

૨૯ કોઈ કોઈ પ્રતિમા " नाहडनिवकारविर्य " એવો પાઠ મળે છે. જો આ પાઠાન્તરને સત્યપાઠ માની લઇએ તો એનો અર્થ એ થાય કે ' આ સુવર્ણગિરિ ઉપરનુ ' યક્ષવસતિ ' ચૈત્ય નાહડરાજાએ પોતે કરાવ્યુ હતુ. '

વખતમાં બન્યું હતું. નાહડનો રાજ્ય સમય મેરૂતુંગસૂરિના લખવા પ્રમાણે વિક્રમ સંવત્ ૧૨૬ થી ૧૩૫ સુધીનો[૩૧] છે, એટલે 'યક્ષવસતિ' ચૈત્યનો સ્થાપનકાલ પણ સંવત્ ૧૨૬ અને ૧૩૫ ની વચ્ચેનું કોઇપણ વર્ષ હોઇ શકે.[૩૨]

૩ 'યક્ષવસહિ' માં મૂલનાયક ભગવાન મહાવીરની પ્રતિમા હતી.

આ તીર્થની પ્રાચીનતાના સંબન્ધમાં આટલું વર્ણન કરી હવે એની મધ્યકાલીન સ્થિતિનો વિચાર કરીએ.

## મધ્યકાલીન સ્થિતિ.

**મ**ધ્યકાલનો અર્થ અત્ર વિક્રમની દશમી સદી પછીનો સમય વિવક્ષિત છે.

વિક્રમની અગ્યારમી–બારમી સદીમાં અને આની પૂર્વે આ તીર્થની શી સ્થિતિ હતી તે જાણી શકાતું નથી, પણ તેરમી સદીમાં અને તે પછી આ તીર્થ પાછું વિશેષ પ્રકાશમાં આવ્યું હોય એમ જણાય છે, આ સમયમાં 'સુવર્ણગિરિ' ઉપર મહાવીર સ્વામીના દેહરા ઉપરાંત 'પાર્શ્વનાથ ચૈત્ય' યા 'કુમરવિહાર' અને 'અષ્ટાપદ' એ નામનાં બે દેહરાં વધુ પ્રકાશમાં આવે છે.

'પાર્શ્વનાથ ચૈત્ય–' કે જેનું પ્રસિદ્ધ નામ 'કવર વિહાર હતું, ગૂજરાત–પાટણના ચૌલુક્યવંશીય પરમ જૈન મહારાજા કુમારપાલદેવે વિક્રમ સંવત્ ૧૨૨૧ ના વર્ષમાં કરાવી તેમાં ભગવાન પાર્શ્વનાથની પ્રતિમા પ્રતિષ્ઠિત કરાવી હતી, અને તે પછી એ દેહરૂં ઉત્તમ વિધિ પ્રવૃત્તિને માટે બૃહદ્ગચ્છીય વાદી દેવસૂરિજીના પક્ષવાળાઓને અર્પણ કરવામાં આવ્યું હતું.

તે પછી સંવત્ ૧૨૪૨ ના વર્ષમાં આ દેશના ચહુઆણ રાજા સમરસિંહ દેવનો આદેશ લઇ ભંડારી પાસુના પુત્ર ભંડારી યશોવીરે તેનો ઉદ્ધાર કરાવ્યો.

સંવત્ ૧૨૫૬ ના જેઠ શુદિ ૧૧ ના દિવસે શ્રી દેવાચાર્યના શિષ્ય શ્રી પૂર્ણદેવાચાર્યે રાજકુલની આજ્ઞાથી પાર્શ્વનાથ ચૈત્યમાં તોરણ વિગેરેની પ્રતિષ્ઠા કરી, અને મૂલ શિખર ઉપર સુવર્ણદણ્ડ–ધ્વજારોપણ પ્રતિષ્ઠા કરી.

સંવત્ ૧૨૬૮ ના વર્ષમાં દીપોત્સવીના દિવસે નવા તૈયાર થયેલ 'પ્રેક્ષામધ્યમણ્ડપ' ઉપર શ્રી પૂર્ણદેવસૂરિના શિષ્ય શ્રી રામચન્દ્રાચાર્યે સુવર્ણમય કલશારોપણ પ્રતિષ્ઠા કરી.

પાર્શ્વનાથ ચૈત્ય સંબંધી ઉપર જણાવેલ હકીકત જાલોરના તોપખાનાના મંડપની ગેલેરીમાંથી મળી આવેલા એક સંસ્કૃત શિલાલેખ ઉપરથી લખવામાં આવી છે.[૩૩]

સુવર્ણગિરિ ઉપરના પ્રસ્તુત પાર્શ્વનાથચૈત્યના મૂલનાયક પાર્શ્વનાથની સ્તુતિની સાત સંસ્કૃત દ્વાત્રિંશિકાઓ અમને એક પ્રાચીન પુસ્તક ભંડારમાંથી મળી આવેલ છે જે કર્તાના નામ વગરની હોવા છતાં 'કવિતા' અને વર્ણન ઉપરથી તે વિક્રમની તેરમી સદીમાં રચાયેલી હોય એમ જણાય છે.[૩૪]

---

" श्री विक्रमादित्यनरेन्द्रकालात् साशीतिके याति समासहस्त्रे ।
सश्रीकजावालिपुरे तदाद्यं (?) दृब्धं मया-मसस्त्रस्र कल्पम् ॥११॥
( —वुद्धिसागर व्याकरण प्रशस्तिपत्र १६८ )

ઇત્યાદિ ઉલ્લેખો ઉપરથી સુવર્ણગિરિની તલાટીમા વસેલું જાલોર શહેર કેટલું પ્રાચીન છે તે જણાશે.

૩૧ નાહડના સંબંધમા આચાર્ય મેરુતુંગ પોતાની વિચારશ્રેણિમા નીચે પ્રમાણે લખે છે:—

" विक्रमस्य राज्य ६० वर्षाणि, ततस्तत्पुत्रस्य विक्रमचरित्रापरनाम्नो धर्मादित्यस्य राज्य ४० वर्षाणि, ततो भाइल्लराजराज्यं वर्ष ११ । ततः श्री नाइल राज्यं वर्ष १४ । ततः श्री नाहडराज्यं १० वर्षाणि जातम् । यस्य वारके नवनवति लक्षधनपतिभिरप्राप्तनिवासे जालउरपुर समीपस्थे सुवर्णगिरिश्रृंगे श्री महावीर सनाथ श्रीयक्षवसत्याख्यो महाप्रासादो निष्पन्नः । "
( —विचारश्रेणि पत्र ३ )

૩૨ આ ઉપરથી સુવર્ણગિરિ તીર્થ લગભગ ૧૮૫૦ વર્ષનું પ્રાચીન સિદ્ધ થાય છે.

૩૩ મૂલ સંસ્કૃત લેખ નીચે પ્રમાણે છે.

" सवत १२२१ श्रीजावालिपुरीय काञ्चनगिरिगढस्योपरि प्रभुश्रीहेमसूरिप्रबोधित गुर्जरधराधीश्वरपरमार्हतचौलुक्यमहाराजाधिराजश्रीकुमारपालदेवकारिते श्रीपार्श्वनाथसत्कप्रभुविबसहिते श्रीकवरविहाराभिधाने जैनचैत्ये सद्विधिप्रवर्तनाय बृहद्गच्छीयवादीन्द्र श्री देवाचार्याणां पक्षे आचन्द्रार्कं समर्पिते सवत् १२४२ वर्षे एतद्देशाधिपचाहमानकुलतिलकमहाराजश्रीसमरसिंहदेवादेशेन भां पासुपुत्र भां यशोवीरेण समुद्धृते श्रीमद्राजकुलादेशेन श्रीदेवाचार्यशिष्यैः श्री पूर्णदेवाचार्यैः सवत १२५६ ज्येष्ठ शुद ११ श्री पार्श्वनाथदेवे तोरणादीनां प्रतिष्ठाकार्ये कृते मूलशिखरे च कनकमयध्वजदण्डस्य ध्वजारोपणप्रतिष्ठायां कृतायां संवत १२६८ दीपोत्सवदिने अभिनवनिष्पन्नप्रेक्षामध्यमण्डपे श्रीपूर्णदेवसूरिशिष्यैः श्रीरामचन्द्राचार्यैः सुवर्णमय कलशारोपणप्रतिष्ठा कृता । शुभं भवतु । "

૩૪ બત્રીશીયોની જે પ્રતિ અમને મળી હતી તે વિક્રમની પંદરમી સદીમા લખાયેલી જણાતી હતી. એની સાથે જ એક બીજી એજ સાઇજની અપૂર્ણ પ્રતિ પંડિત રામચન્દ્રકૃત સ્તુતિ બત્રીશીયો, સ્તુતિ ષોડશકો અને પ્રચુરણ સ્તોત્રોની મળી હતી જેમાં એક સ્થળે લખ્યાનો સંવત્ ૧૪૯૯ જણાવ્યો હતો,

આ સાત બત્રીશીયોમા દરેક બત્રીશી એક એક અલંકારવાળી હોઇ તે અલંકારના નામથી જ તેના કર્તાએ પ્રસિદ્ધ કરી છે તે આ પ્રમાણે-૧ ભક્ત્યતિશયદ્વાત્રિંશિકા, ૨ દૃષ્ટાન્તગર્ભસ્તુતિદ્વાત્રિંશિકા, ૩ ઉપમાજિનસ્તુતિદ્વાત્રિંશિકા, ૪ અર્થાન્તરન્યાસદ્વાત્રિંશિકા, ૫ વ્યતિરેકદ્વાત્રિંશિકા, ૬ પ્રમાદદ્વાત્રિંશિકા, અને ૭ અપન્હુતિદ્વાત્રિંશિકા [35]

આ બત્રીશીયોમા જાવાલિપુરના સુવર્ણગિરિ ઉપરના પાર્શ્વનાથજિનની સ્તુતિ કરેલી છે, આ ગ્રન્થ કેવલ સ્તુત્યાત્મક હોઇ ઇતિહાસ કે તત્કાલીન સ્થિતિ ઉપર વિશેષ પ્રકાશ પાડી શકતો નથી, છતા કેટલીક પુરાતત્વ વિષયક સૂચનાઓ આમાથી મળી આવે છે જે નીચે પ્રમાણે છે

'જાવાલિપુરના પર્વત ઉપર પ્રસ્તુત પાર્શ્વનાથચૈત્ય હતુ અને તેમા વિરાજમાન પ્રતિમા ફણાવાળી [36]હતી'

'જે પર્વત ઉપર આ પાર્શ્વનાથચૈત્ય હતુ તે પર્વત ઘણો ઉંચો હતો અને 'સુવર્ણગિરિ' કહેવાતો [37]'

'સુવર્ણગિરિનુ પાર્શ્વનાથ ચૈત્ય સુવર્ણકલશથી અલંકૃત[38] હતુ'

'પાર્શ્વનાથના આ મહિમાશાલી ચૈત્યથી સુવર્ણગિરિ તીર્થનો અને જિનશાસનનો મહિમા ઘણોજ વધ્યો હતો[39]'

પાર્શ્વનાથનુ આ પ્રસિદ્ધ ચૈત્ય સુવર્ણગિરિના કિલ્લાની અંદર આવેલ હતુ [40]'

'પાર્શ્વનાથનુ આ મહાચૈત્ય રાજા કુમારપાલે કરાવેલ[41] છે'

આબુ ઉપરના લૂણિગવસહિ ચૈત્યમા સંવત્ ૧૨૯૬ ના વૈશાખ સુદિ ૩ ના દિવસે કોતરાવેલ પોતાના લેખમા નાગપુરીય લાહડ જાલોરના પાર્શ્વનાથચૈત્યની ભમતીમા શ્રી આદિનાથની પ્રતિમા અને દેહરી કરાવ્યાનુ જણાવે છે,[42] અને એજ લેખના અનુસંધાનમા એજ વંશનો દેવચંદ્ર પણ સુવર્ણગિરિ ઉપરના પાર્શ્વનાથ મંદિરની ભમતીમા અષ્ટાપદમા બે ગોખડા કરાવ્યાની નોંધ કરાવે છે [43]

આ અનન્તરોક્ત સૂચનોથી સાફ જણાઇ આવે છે કે પાર્શ્વનાથનુ પ્રસ્તુત ચૈત્ય બાવન જિનાલય યુક્ત એક વિશાલ ચૈત્ય હતુ કે જેની ભમતીમા અથવા ભમતીને

---

આ સ્તોત્ર સંગ્રહના કર્તા પંડિત રામચંદ્ર તે જ સુવર્ણગિરિના ઉપર્યુક્ત લેખવાળા પૂર્ણદેવાચાર્યના શિષ્ય રામચન્દ્રાચાર્ય છે એવુ મ્હારૂ માનવુ છે, અને પ્રસ્તુત સાત બત્રીશીઓના કર્તા રામચન્દ્ર નહિ તો એમના પરિવારના જ કોઇ બીજા આચાર્ય અથવા રામચન્દ્રાચાર્યના શિષ્ય મંગલસૂરિ હોય તો નવાઇ નથી કારણ કે આ તીર્થ એમના પરિવારની જ દેખરેખમા હતુ એમ આપણે ઉપરના લેખથી જાણી શકીયે છીયે

35 આ સાત બત્રીશીઓવાળી પ્રતિ પણ અપૂર્ણ છે તેથી બત્રીશીઓ સાત જ નહિ પણ અધિક હોવી જોઇયે કર્તાએ પ્રાય બત્રીશ બત્રીશીઓ બનાવી હશે, પણ બાકીની નષ્ટ થતા શેષ આટલી સાત રહી ગઈ છે

36 "एकातपत्रमिव शासनस्य, लक्ष्मीं दधान फणभृत्फणाभि ।
मास्म जावालिपुराद्रिहन्ती, श्रियऽस्तु व पार्श्वजिनाधिराज ॥१॥"
(द्वात्रिंशिका १)

એ સિવાય ૧-૩,૧-૨૦,૨-૪ વિગેરે અનેક પદ્યોમા ઉપર્યુક્તભાવ જણાય છે

37-"भूलोकलक्ष्मीप्रणय परत्र, कल्याणमत्रापि च दातुकाम ।
हाहे प्रभोऽत्रखिहदावपूल चामीकरस्मारमन्दरोह ॥ १ ॥"
(द्वात्रिंशिका १)

એ સિવાય પદ્ય ૧-૫ ૪-૨૭ વિગેરેમાથી પણ એજ ભાવ વ્યક્ત થાય છે

38 "देव सदाऽसितनतु सुमनोजनानां,
पौरन्दराद्रिदवत्समद प्रदत्ताम् ।
स्वर्णाधवे कलयतिस्म कला यदीया-
न्नानन्य मन्दिरमद सद्धिरण्यकुम्भम् ॥ ११ ॥"
(द्वात्रिंशिका ३)

39 "येन कामनगिरौ विनिर्ममे शासनोन्नतिवपूकरमह ।
युक्तमेनदथवा कुमार्गता बिभ्रतो खलु भुजङ्गमद्विषाम् ॥ ४ ॥"
(द्वा० ४)

"यन नै स्वचरितैरलिंहथपा सौरभ किमपि हेमभृत ।
ख्याप्यते प्रकटमेव किं नु तद् यत्र शक्यमिह या कलावताम् ॥१०॥"
(द्वा० ४)

40 "यस्य न स्खलति सरजचिन्मह स्फूर्जित नृपरात्रैन तरमध ।
सोऽस स्फुटमभ्युपैतेजस स्तुर्यत शिरसि दुर्गशालिनाम् ॥२०॥"
(द्वा० ४)

41 "सुवर्णशैल किल सायमत्र ते, जिनेन्द्र । चैनद्भुवन च निर्मलम् ।
असौ कुमारक्षितिभृपगारैः शुभैकसन्दोहदरादपिम्वत ॥१२॥"
(द्वा० ७)

42 "श्री जाबालिपुरे श्री पार्श्वनाथचैत्यजगत्यां श्रीमादिनाथ
बिम्बं देवकुलिका च ॥" (आबु लेख सग्रह, लेख न २७१)

43 जुओ फुटनोट न १९.

અડકતું અષ્ટાપદજીનું મંદિર હતું, જ્યાં શ્રેષ્ઠિ દેવચન્દ્રે બે ગોખડા કરાવ્યા હતા, અને ભમતીમાં શ્રેષ્ઠિ લાહડે આદિનાથની પ્રતિમા સહિત દેહરી કરાવી હતી.

સુવર્ણગિરિ ઉપરનું પાર્શ્વનાથચૈત્ય બાવનજિનાલયવાળું હતું. આ વાત હાલના જાલોરના તોપખાનામાંની નકસીદાર સંખ્યાબંધ ઘુમટિયો ઉપરથી પણ સાબિત થાય છે, કારણ કે તે તમામ ઘુમટિયો જૈનદેરાની ભમતીમાંની ઘુમટિયો જેવી છે, મુસલમાની રાજ્યના સમયમાં ગઢ ઉપરનું ઉક્ત ચૈત્ય તોડીને તેનો પત્થર નીચે શહેરમાં લાવી ગોઠવીને મસીદનો આકાર બનાવી દીધો હતો જે સ્થાન હાલમાં તોપખાનાના નામથી ઓળખાય છે.[૪૪]

અષ્ટાપદ ચૈત્યનો જે ઉપર ઉલ્લેખ કર્યો છે, તેના સંબંધમાં વિશેષ હકીકત જાણી શકાઇ નથી, છતાં સુવર્ણગિરિ ઉપર અષ્ટાપદ નામનું ચૈત્ય હતું એ વાતને ઉક્ત નાગપુરીય દેવચન્દ્રના ઉલ્લેખ ઉપરાંત હાલનું જાલોરના કિલ્લા ઉપરનું ચોમુખજીનું દેહરૂં પણ પુષ્ટિ કરે છે. ખરૂં જોતાં ચોમુખજીનું દેહરૂં એ પ્રાચીન અષ્ટાપદ ચૈત્યનું જ નવીન રૂપ છે એમ એની રચના, માંડણી અને કોરણી જોતાં ખુલ્લું જણાઇ આવે છે.[૪૫]

વિક્રમની તેરમી સદીમાં ' યક્ષવસતિ ' નામના પૂર્વોક્ત મહાવીર ચૈત્યના સંબંધમાં ક્યાંઈ કોઈ ઉલ્લેખ થયો જોવાતો નથી, છતાં તારંગાહિલ ઉપરના દેવલની પ્રતિમૂર્તિ જેવા મહાવીરના વર્તમાન દેહરાને જોતાં તેરમી સદીમાં સુવર્ણગિરિ ઉપર મહાવીરનો મહિમા ઓછો હોય એમ જણાતું નથી.[૪૬]

## સંવત્ ૧૩૬૮ નું વર્ષ.

પવિત્ર ગિરિરાજ શત્રુંજયની પવિત્રતા લૂંટાવનારૂં વિક્રમનું ૧૩૬૭મું વર્ષ અને આબુતીર્થના મૂલબિંબોનો ધ્વંસ કરાવનારૂં ૧૩૬૯ મું વર્ષ જેમ જૈન સમાજના ધાર્મિક હૃદયોને ચીરી નાખનારૂં નિવડ્યું હતું તે જ પ્રમાણે સં. ૧૩૬૮ નું વર્ષ પણ જૈનોના પાવન અને પ્રાણસમા તીર્થ ' સુવર્ણગિરિ ' ની પ્રાચીન જાહોજલાલીનો અંત કરનારૂં નિવડ્યું. ઘણાક વર્ષોના ઘેરા પછી રાજપૂતોની આપસી ફુટફાટનો લાભ લઈ બાદશાહ અલાઉદ્દીન ખીલજીના લશ્કરે ઉપર જણાવેલ વર્ષમાં જાલોર અને તેની પાસેના સુવર્ણગિરિના સોવનગઢ ઉપર પોતાનો અધિકાર જમાવી દીધો.[૪૭] અને શહેરમાંનાં તેમ જ ગઢ ઉપરનાં જૈન દેહરાઓનો કચ્ચરઘાણ કાઢી નાખી તે પત્થરો વડે ચાંદીની જેમ ચમકતી મસીદો બનાવી દીધી,

૪૪ આ સ્થાન જાલોર શહેરની લગભગ વચ્ચે આવેલું છે, આની અંદર પ્રવેશ કરતા જ જાણે કોઇ બાવનજિનાલય યુક્ત જિનમંદિર હોય તેવો આભાસ થાય છે, ચારે તરફ આબુના દેવલોની દેહરિયોની ઘુમટિયો જેવી કોરણીવાળી સફેદ પત્થરની ઘુમટિયો નજરે પડે છે, અને સંખ્યામાં એટલી બધી છે કે એક બાવનજિનાલયથી અધિક દેહરાઓની તે હોવી જોઇએ એમ જણાઇ આવે છે.

બાવનજિનાલયમંદિરના આકારમા ગોઠવાયેલી આ ઘુમટિયોની વચ્ચેના વિશાળ ચોકમા એક વિશાળ મંડપ આવેલો છે જેની કોરણી આબુના દેવલોની કોરણી જેવી છે, આની પડખે પડશાલ અને દીવાનખાનું વિગેરે પણ તેવી જ કોરણી વાળા મંદિરોના પત્થરાથી બનાવેલ છે, આ સ્થાન પૂર્વે મસીદ હશે-પણ હાલમાં 'તોપખાના' ના નામથી પ્રસિદ્ધ છે, આમા ઓછામા ઓછા ત્રણ જૈનમંદિરોનો આરસપાષાણ કામે લાગેલો છે—સુવર્ણગિરિના પાર્શ્વનાથચૈત્યનો, શ્રાવક યશોવીરે કરાવેલ આદિનાથચૈત્યનો અને ભગવાન્ મહાવીરના ચન્દનવિહાર નામક જાવાલિપુરના પ્રસિદ્ધ તથા પ્રાચીન ચૈત્યનો.

આ તોપખાનામા સંવત્ ૧૧૭૪, ૧૨૩૯, ૧૨૬૮, ૧૩૨૦ અને ૧૩૨૩ આ જુદા જુદા વર્ષોમા લખાયેલા જૈન શિલાલેખો છ પણ વિદ્યમાન છે.

હાલમા આ સ્થાન રાજ્યના તાબામાં છે, અને તોપો રાખવાના કારણથી તોપખાનું કહેવાય છે.

૪૫ હાલમા મ્હારી પાસે નથી પણ મેં એક પ્રાચીન સંસ્કૃત સ્તોત્ર વાંચેલું યાદ છે કે જેમા સુવર્ણગિરિ ઉપરના કુમાર વિહાર, અષ્ટાપદાવતાર અને મહાવીરના ચૈત્યનું વર્ણન કરેલ હતું. આજકાલના ચોમુખજીના અંદરના મૂલ ગભારાની કોરણીની પ્રાચીનતા જોતા સહેજે જણાઈ આવે છે કે આ રચના તેરમી સદી પછીની તો હોઇ શકે જ નહીં. સંભવ છે કે અષ્ટાપદાવતારને મુસલમાનોના હાથે નુકશાન પહોંચવા છતાં તેનો મુખ્ય ઉપરિ ભાગ બચી ગયો હશે જેનો જીર્ણોદ્ધારના વખતમા સુધારો વધારો કરીને ' ચઉ અટ્ઠ દસ દોય ' ને ઠેકાણે એ મજલાના ચોમુખજી બનાવી દીધા હશે.

૪૬ ગઢ ઉપરના મહાવીરના મંદિરનો ઝરોખા, પ્રેક્ષામંડપ, ગૂઢમંડપ એટલો ભાગ જીર્ણોદ્ધારના વખતનો હોય તો પણ પત્થર, કારણી અને તેનું મુસલમાનોના હાથે છિન્ન ભિન્ન થવું એ બધું જોતાં એનું મૂલ શિખર તો મુસલમાનોના આક્રમણ પહેલાનું જ હોવું જોઇએ.

૪૭ મુહણોત નૈણસીની ખ્યાતમાં જણાવ્યા પ્રમાણે આ ઘટના વિક્રમ સંવત્ ૧૩૬૮ ના વૈશાખ શુદિ ૫ ના દિવસે થઇ હતી અમારી પાસેના ઇતિહાસના હસ્તલિખિત ફુટકર પત્રમા પણ આ ઘટનાની સાલ ૧૩૬૮ લખેલી છે, પણ ' તારીખ ફરિસ્તા ' મા આ બનાવ સંવત્ ૧૩૬૬મા બન્યાનું જણાવ્યું છે.

ખીલજીવંશ, મેવાડના રાણા, સોનગરા ચહુઆણ અને વિહારીપઠાણ એમ એક પછી એક જુદા જુદા રાજવંશોના થતા આક્રમણો અને અધિકારોના યોગે જાબાલિપુર અને એની પડખે ઉભેલા સુવર્ણગિરિની પાયમાલી થવામાં કંઈ કસર રહી નહિં. આ રાજ્યક્રાન્તિની આંધિયોમાં અહીંની પ્રાચીન જાહોજલાલી અને અનુપમ શિલ્પ કળાના ઉચ્ચ નમૂના સદાને માટે વિલુપ્ત થઈ ગયા.

## પુનરૂદ્ધાર.

**સુ**દિયો સુધી ઉજ્જડ સ્થિતિ ભોગવ્યા[50] પછી સત્તરમી સદીમાં રાઠોડવંશીય મહારાજા શ્રી ગજસિંહજીના વખતમાં સુવર્ણગિરિ તીર્થ ફરી એકવાર જીવિત સ્થિતિમાં આવ્યું.

જાલોર રાજ્યકાર્યના સર્વાધિકારી મંત્રી જયમલજી મુહણોત એક ભાગ્યશાલી પુરૂષ થઇ ગયા છે, તે જોધપુર વાસી હતા છતાં રાજકાર્યને અંગે ઘણો વખત જાલોરમાં જ રહેતા, એ દરમિયાન તેમણે જાલોરમાં સંવત્ ૧૬૮૧, ૧૬૮૩ અને ૧૬૮૬ માં એમ ઓછામાં ઓછી ત્રણવાર અંજનશલાકા પ્રતિષ્ઠાઓ કરાવીને હજારો જિન પ્રતિમાઓ પ્રતિષ્ઠિત કરાવી[51] હતી, જેમાં સંવત્ ૧૬૮૩ ની પ્રતિષ્ઠા તપાગચ્છીય આચાર્ય શ્રી વિજયદેવસૂરિ અને તેમના અનુયાયી સહજસાગર ગણિના શિષ્ય જયસાગર ગણિના હાથે કરાવીને સેંકડો વર્ષોથી ઉજ્જડ થયેલાં સુવર્ણગિરિનાં જિનમંદિરોમાં જિનપ્રતિમાઓ સ્થાપન કરી હતી જે હજી સુધી વિરાજમાન છે.

મુસલમાનોએ તોડી ફોડીને બેકાર કરી નાખેલા સુવર્ણગિરિના જિનમંદિરોની ફરીથી આ વખતે મરમ્મત થઇ. મંડપ, ઘુમટ, ઘુમટિયો વિગેરે જરૂરી અંગો પાછાં આ વખતે તૈયાર થયાં. આ પ્રમાણે અપૂર્વ આડંબર અને અનર્ગલ ખર્ચ[52] કરીને લગભગ વિચ્છિન્નપ્રાય થયેલા પ્રાચીન તીર્થનો એક ધર્મવીર ઓસવાલે પુનરૂદ્ધાર કર્યો.

## વર્તમાન દશા.

**સુ**વર્ણગિરિ તીર્થની પ્રાચીન તેમજ મધ્યકાલીન સ્થિતિનું સંક્ષિપ્ત વર્ણન કરી હવે એની વર્તમાન દશાનું અવલોકન કરીયે.

પૂર્વકાલનો સુવર્ણગિરિ વર્તમાનમાં ‘ સોવનગઢ ’ ‘ જાલોરનો કિલો ’ અને ‘ જાલોરનો ગઢ ’ આમ અનેક નામોથી ઓળખાય છે, છતાં સામાન્ય રીતે જાલોર નિવાસિયોમાં ‘ ગઢ ’ અને બીજા ગામોના મનુષ્યો ‘ જાલોરનો ગઢ ’ આ નામથી એને વિશેષ ઓળખે છે.

સોવનગઢ આજે પણ એની આસપાસના પ્રદેશમાં જૈન તીર્થ તરીકે પ્રસિદ્ધ છે. ભાદરવા વદિ ૧૦ અને માઘ શુદિ ૧ એમ વર્ષમાં બેવાર યાત્રા નિમિત્તે ત્યાં મેળો

---

તેના બદલામાં વર્તમાન ચૈત્ય બનવા પામ્યું હોય છતાં કારણ યોગે તેમા મૂર્તિયો બેસવા ન પામી હોય કે પાછલથી નાશ પામી હોય. કારણ કે હાલની મૂર્તિયો જયમલજીના વખતની જ છે.

૫૦ સંવત્ ૧૬૫૧ ના વર્ષમાં નગા ગણિએ બનાવેલી જાલોર ચૈત્યપરિવાડીમા જાલોરના કિલ્લાના દેહરા કે મૂર્તિયોનો ઉલ્લેખમાત્ર પણ નથી. આ ઉપરથી સમજાય છે કે મુસલમાનોના આક્રમણકાળથી તે સમય સુધી સુવર્ણગઢના દહેરાં ઉજ્જડ સ્થિતિમાં હતાં જે સં૦ ૧૬૮૩ મા નૂતન પ્રતિમા સ્થાપી મુહણોત મંત્રી જયમલજીએ પાછાં આબાદ કર્યાં.

૫૧ જાલોરના ગઢના મંદિરો ઉપરાંત શહેરમાંના મહાવીર સ્વામીના, નેમિનાથજીના અને ખરતરા પાર્શ્વનાથજીના મંદિરોમાંની ઘણીખરી પ્રતિમાઓ જયમલજીની પ્રતિષ્ઠિત કરાવેલી છે, ખરતરા પાર્શ્વનાથની મૂલનાયક પ્રતિમા પણ એ જ વખતમાં તપાગચ્છીય આચાર્યશ્રી વિજયદેવસૂરિના હાથે પ્રતિષ્ઠિત થયેલી છે.

શત્રુંજય તીર્થના મૂલમંદિરની પ્રથમ ભમતીમાં દક્ષિણ તરફની એક દેહરીમા જયમલજીથી પ્રતિષ્ઠિત કરાયેલી ધર્મનાથની પ્રતિમા વિરાજમાન છે.

એ સિવાય શત્રુંજયની મુખ્ય ટૂંકમાં ઉપર જતાં જમણી તરફ જ્યાં આચાર્ય ધનેશ્વરસૂરિની મૂર્તિ નજરે પડે છે તેની પાસેજ ઉપરની બાજુમાં એક ચૌમુખજીનું દેહરૂં છે જે આ સુવર્ણગિરિના ઉદ્ધારક જયમલજીનું કરાવેલું છે અને તેમાંની પ્રતિમાઓ સંવત્ ૧૬૮૬ ના વર્ષમાં જાલોરમાં પોતે કરાવેલ પ્રતિષ્ઠામા પ્રતિષ્ઠિત કરાયેલી છે. આ હકીકત ઉક્ત મંદિરમાંની એક મૂર્તિના લેખ ઉપરથી જાણી શકાય છે, જે લેખ નીચે પ્રમાણે છે—

“सं० १६८६ वर्षे ज्येष्ट व० ५ शुक्रे श्री योधपुर वा० ऊ० ज्ञा० वृद्ध शा० मुहणोत्र गोत्रे मं० जेसा सुत मं० जयमल्लजीकेन स्वकारित श्रीशत्रुंजयगिरि श्रीचातुर्मुखप्रासादमंडन श्रीमहावीरबिंबं का० प्रतिष्ठापितं स्वप्रतिष्ठायां श्रीजालोरनगरे प्र० तपागच्छाधिराजश्रीशाहिप्रदत्तजिहांगीर महातपाविरुदधारक भ० श्री ५ श्रीविजयदेवसूरिभिः ॥ स्वपट्टालंकार आचार्यश्री ५ श्रीविजयसिंहसूरिप्रमुखपरिवारपरिकरितैः ॥”

૫૨ જયમલજીએ કરાવેલી આ પ્રતિષ્ઠાઓની અપૂર્વતા જણાવનારી કેટલીક કિંવદન્તિયો હજી પણ જાલોરની પ્રજામા ચાલી રહી છે જેમાની એક જનશ્રુતિ અત્ર જણાવીયે છીયે—

પ્રતિષ્ઠા જેવા મ્હોટા મેળાઓમા મારવાડમા સર્વત્ર ‘લાપસી’-નુંજ જમણ કરવાનો રિવાજ છે. પરંતુ જયમલજીના સંબન્ધમાં કહેવાય છે કે તેમણે પ્રતિષ્ઠાઓમા ‘ જલેબી ’ જેવા પકવાન્નોનાં ખર્ચાળ જમણ કર્યાં હતા કે તેવાં જમણ હજી સુધી બીજા કોઇએ કર્યાં નથી, એથી જાલોરમા કહેવત રહી ગઇ છે કે “ जयमल जलेबी ले गयो. ”

ભરાય છે, ભાદરવાના મેળામા ઘણે ભાગે જાલોરવાસિયો જ ઉપર ચઢે છે, પણ માઘ માસના મેળામા દૂર-નજીકના અનેક ગામોના સેંકડો જૈનો ગઢની યાત્રા નિમિત્તે જાલોર જાય છે

ગઢ ઉપર ૧૦-૧૨ સરકારી માણસો હમેશા રહે છે, તેમનો મુખિયો ‘ કિલ્લેદાર ’ કહેવાય છે, યાત્રા નિમિત્તે કે ગમે તે કામ માટે ગઢ ઉપર જનારે નીચે જાલોરમા રહેતા ઉક્ત કિલ્લેદારની કે તેના માણસની ચીઠ્ઠી (પાસ) લઈને જવુ જોઇયે ચિઠ્ઠી વગર જનારને કિલ્લાની અંદર જવા દેવામા નહીં આવે, ફક્ત મેળાના દિવસોમા ચિઠ્ઠી લેવાની જરૂરત રહેતી નથી

સોવનગિરિ પર્વત પૂર્વ પશ્ચિમમા લાંબો પથરાયેલો છે, જાલોર શહેર એની જોડમા ઉત્તર તરફ વસેલુ છે, ગઢ ઉપર જનારને લગભગ આખા શહેરના દર્શન અનાયાસે થઇ જાય છે, શહેરના નૈઋત તરફના છેડાથી ગઢ ઉપર ચઢવાનો રસ્તો શરૂ થાય છે, ચાર મ્હોટા દરવાજા અને લગભગ દોઢ માઇલ જેટલો ચઢાવ ચઢતા ગઢની અંદર જવાય છે, ચોથા દરવાજાની અંદર પગ મૂકતાજ પહેરો ભરનાર સરકારી માણસો ચિઠ્ઠી માગે છે, પાંચ દશ કે સો પાંચસોના સમુદાયને માટે કરાવી લાવેલ ચિઠ્ઠી સિપાહીને આપીને આગળ પગલુ ભરતા જ જમણી તરફ ગગન ગામી શિખરવાળા ભગવાન્ મહાવીરના મંદિરના દર્શન થાય છે, અને દશેક કદમ આગલ વધીને ડાબી તરફ જોતા છેક પાસેજ સિંહનિષદ્યાના આકારનુ અષ્ટાપદાવ તાર ઉર્ફે ચોમુખજીનુ દેહરૂ નેત્રોને આકર્ષણ કરતુ જણાઇ આવે છે, ચોમુખજીથી પૂર્વમા અને મહાવીરજીથી જરા ઇશાન તરફ પાર્શ્વનાથનુ પ્રાચીન શૈલીનુ ચૈત્ય દર્શકોની નજરને ખેંચી રહ્યુ છે

ઉપર્યુક્ત ત્રણે ચૈત્યો મુહણોત જયમલજીના વખતની પ્રતિમાઓથી સુશોભિત છે

ત્રણેમા મહાવીરનુ મંદિર પહેલે નંબરે ગણી શકાય, એનુ ઉચ્ચ શિખર અને બે મજલાનો મંડપ જોનારને તારંગાહિલના મુખ્ય મંદિરનુ સ્મરણ કરાવે છે, જ્યારે ચોમુખજીનુ મંદિર મહાવીર મંદિરની અપેક્ષાએ બીજા નંબરે મૂકાય છે, છતા રચના અને કોતરણીમા એ અનુપમ છે, નીચે તેમજ ઉપર ચોમુખ જિન સ્થાપના, ગેહેરીના આકારમા બનાવેલી ઉપલી ભમતી અને ગુંબજની સુંદર કારિગરી પ્રેક્ષકને ક્ષણભર મુગ્ધ બનાવી દિયે છે, આ મંદિરનો બાહ્ય દેખાવ પણ ઘણો ભવ્ય લાગે છે, પાર્શ્વનાથનુ મંદિર જો કે ઉપરના બન્ને મંદિરોથી ન્હાનુ છે, છતા તેના શિખરનો દેખાવ પ્રાચીનતાનુ ભાન કરાવતો ઘણો સુન્દર લાગે છે

ગઢમા ઉપર જણાવેલ જૈનમંદિરો ઉપરાંત રાજમહેલો, કેટલાક સરકારી મકાનો, શિવમંદિર, ધર્મશાળા, બે વાવડિયો, ટાંકાઓ અને મસીદ ઇત્યાદિ ઇમારતો નજરે પડે છે

રાજમહેલ, સરકારી મકાનો, શિવમંદિર વિગેરે ગઢ ઉપર રાઠોડોનુ રાજ્ય થયા પછીના બનેલા લાગે છે, જ્યારે મસીદ તે પહેલાની હોય એમ એના પત્થરો ઉપરથી જણાઇ આવે છે

પૂર્વ તરફની સર્વથી ઉંચી ટેકરી ઉપર એક મ્હોટી ચોકી[૫૩] આવેલી છે, જે મુસલમાનોની સાથે બહાદુરીથી લડી મરનાર રાજા વીરમદેવના વખતની કહેવાય છે, સર્વ સાધારણ તેને “ વીરમદેવ કી ચોકી ” એ નામથી જ ઓળખે છે

ઝાલર અને ઢોલર નામની બે વાવડિયો જૈન દેહરાઓની નજીકમા જ આવેલી છે, શોધક નજરે જોતા તે ઘણી પ્રાચીન જણાય છે, પણ પાણીના પ્રવાહની સાથે ઘસડાઇ આવતી રેતી અને કચરાથી ભરાઇ જવાને લીધે લગભગ બેકાર થઇ પડી છે, એટલુજ નહિ પણ તેની વાસ્તવિકતા પણ ઢંકાઇ ગઇ છે

ગઢ ઉપર રાતવાસો કરવાની સરકારી મનાઇ હોવાથી યાત્રિકો દર્શન પૂજનાદિ કરીને પાછા નીચે ઉતરી આવે છે, સામાન્ય રીતે લગભગ દોઢ કલાક ચઢતા લાગે છે, જ્યારે ઉતરતા અડધો બહુ થઇ જાય છે

છત્રી લઇને કે બેડી પહેરીને[૫૮] જનારને ગઢમા જવા દેતા નથી માટે ચઢનારે એ ચીજો નીચે મૂકીને જ ઉપર ચઢવુ જોઇયે

---

૫૩ આ ચોકી ૪૦-૫૦ માણસો સુખપૂર્વક બેસી શકે એવડી મ્હોટી છે, અને આના ઉપરથી પહાડની ચારે તરફનુ દૂર-નજીકનુ દૃશ્ય સાફ સાફ જણાઇ આવે છે એમ જણાય છે કે લડાઇના સમયમા શત્રુસૈન્યની હિલચાલ જોવા માટે અને અન્ય સમયમા કિલ્લાની આસપાસની દેખરેખ માટે આ નિશાન ચોકી બનાવેલી હશે

૫૮ પુરુષોના જમણા પગમા પહેરવાના ચાંદીના કડાને મારવાડમા ‘ બેડી ’ કહે છે, જુના જમાનામા આભૂષણ પહેરવાનો મારવાડમા ઘણો રિવાજ હતો, અને હજુ પણ થોડો ઘણો ચાલુ છે

## જાવાલિપુર.

સુવર્ણગિરિ તીર્થના વર્ણન પ્રસંગે શહેર જાવાલિપુરનો કંઇક પરિચય આપવો અનુચિત નહીં ગણાય. કારણ કે સુવર્ણગિરિ વા સોવનગઢના યાત્રિકોને પ્રથમ જ જાવાલિપુર જોવું પડે છે, પાલીતાણા જોયા વિના શત્રુંજય ઉપર જઇ શકાય, જુનાગઢને ભેટ્યા સિવાય ગિરનારની યાત્રા કરી શકાય અને અનાદરા કે આબુરોડને પડતો મૂકીને આબુરાજ ભેટી શકાય, પણ જાવાલિપુરમા પગ ધર્યા વગર સોવનગઢની યાત્રા થવી અસંભવિત છે, એટલા માટે સુવર્ણગિરિના નિરૂપણ પ્રસંગે જાવાલિપુરના ઇતિહાસની રૂપરેખા દોરવી પ્રાસંગિક લેખાશે.

કહેવાની જરૂર નથી કે આજનું 'જાલોર' પૂર્વે 'જાવાલિપુર' એ નામથી ઓળખાતું હતું. આની પ્રાચીનતાનો યથાર્થ ઇતિહાસ હજી પ્રકાશમાં આવ્યો નથી. 'જાવાલિપુર' ક્યારે અને કોણે વસાવ્યું તે હકીકત હજી અંધકારમાં જ છે. વિક્રમની દશમી સદી પછી અત્ર થઇ ગયેલ દરેક રાજવંશોનો ઝાંખો ઇતિહાસ મળી આવે છે છતાં એના વસાવનાર આદિવંશ કે આદિપુરૂષનો હજી પત્તો મળ્યો નથી.[55]

બારમી સદીના પરમારોના ત્રાંબાપત્ર[56] ઉપરથી, તેમજ તેરમી સદીમાં લખાયેલ ચહુઆણોના લેખો ઉપરથી જણાઇ આવે છે કે 'જાવાલિપુર' વા જાલોરની આસપાસનો પ્રદેશ તે વખતે 'પિલ્વાહિકા મંડલ'ના નામથી[57] ઓળખાતો હતો, સંવત્ ૧૧૬૫ ના વૈશાખ સુદિ ૧૫ ગુરૂવારને દિવસે લખાયેલા 'કાસથા' ગામના દાનપત્રમા જણાવ્યા પ્રમાણે જાલોરમાં પરમારોનું રાજ્ય 'વાક્પતિરાજ' પરમારથી શરૂ થયું હતું, ૧ વાક્પતિરાજ, ૨ ચન્દનરાજ, ૩ દેવરાજ, ૪ અપરાજીત, ૫ વિજ્જલ અને ૬ તિહડેવ આ ક્રમથી તેમાં જાલોરના પરમારોની વંશાવલી આપેલી છે, જાલોરના તોપખાનામાંથી મળેલા સંવત ૧૧૭૪ ના શિલાલેખમાં પણ ઉપર પ્રમાણે જ વંશાવલી જણાવેલી છે, પણ તેમાં 'વિજ્જલ' પછી 'ધારાવર્ષ' એ નામ આપેલું છે, અને ધારાવર્ષનો પુત્ર તથા ઉત્તરાધિકારી 'વીસલ' જણાવ્યો છે.

વિક્રમની તેરમી સદીની શરૂઆતમાં જ્યારે નાડોલના ચહુઆણ રાજા આલ્હણના પુત્ર કીર્તિપાલે પહેલવહેલો જાલોરનો કબ્જો લીધો ત્યારથી જાલોરમાં ચહુઆણોનું રાજ્ય સ્થપાણું.

કીર્તિપાલનો પુત્ર સમરસિંહ જાલોરમાં એક પ્રતાપી રાજા થઇ ગયો છે. કહે છે કે સુવર્ણગિરિના પ્રાચીન કિલ્લાનો સમરસિંહે પુનરૂદ્ધાર કરાવ્યો તેથી એ અને એના વંશજો સોનગિરા ચહુઆણ કહેવાણા, શ્રી સમરસિંહના વખતમાં સંવત્ ૧૨૩૯ ના વર્ષમાં શ્રીશ્રીમાલ શ્રેષ્ઠિ યશોદેવના પુત્ર શ્રેષ્ઠિ યશોવીર શ્રાવકે જાલોરના આદિનાથના મંદિરનો મંડપ કરાવ્યો હતો કે જે મંડપ શિલ્પકળાનો એક અદ્ભુત નમૂનો હોઇ દેશ પરદેશના સેંકડો પ્રેક્ષકોને પોતાની તરફ આકર્ષતો હતો.[58]

---

૫૫ એક હસ્તલિખિત નોંધમા લખેલ છે કે "વિક્રમ સંવત્ ૧૧૦૦ મા ભોજ પરમારે જાલોર વસાવ્યું." પણ આ લખાણ વિશ્વાસપાત્ર નથી, કારણ કે પ્રથમ તો આ સમય ભોજ પરમારનો નથી, બીજુ ભોજ નામનો પરમાર રાજા જાલોરમાં થયાનું કંઇ પણ પ્રમાણ નથી, કારણ કે જાલોરના પરમારોમા એ નામ ક્યાંઇ જોવાતુ નથી, અને પૂર્વે જણાવ્યા પ્રમાણે રાણા બોમાણના વખતમા જાલોર આબાદ હતું એમ કર્નલટોડ લખે છે, એ બધું જોતા ભોજે જાલોર વસાવ્યાની વાત કેવલ નિરાધાર ઠરે છે.

૫૬ આ ત્રાંબા-પત્ર ભીનમાલમા એક માણસની પાસે છે, મેં પોતે નજરે જોયું નથી પણ આની એક અશુદ્ધ નકલ મ્હારી પાસે છે, સંવત્ ૧૧૬૫ ના વૈશાખ શુદિ ૧૫ ના પર્વ દિવસે જાલોરના પરમાર રાજા 'વિજ્જલે' ભીનમાલ પાસેનું 'કાસથા' ગામ એક બ્રાહ્મણને દાન કર્યું તે બાબતનું આ શાસનપત્ર છે.

૫૭ "……श्री जावालिपुरादि समस्त **पिल्वाहिका मण्डलान्तःपातिनः** …… ……" ( उक्त दानपत्रनो उल्लेख )

"……महाराजश्री समरसिंह देवकल्याणविजयराज्ये तत्पादपद्मोपजीविनि निजप्रौढिमातिरेकतिरस्कृतः सकलपिल्वाहिकामण्डलतस्कर व्यतिकरे राज्यचिन्तके जोजल राजपुत्र……" ( आदिनाथमण्डल प्रशस्तिनो उल्लेख )

૫૮ આ મંડપનો ઘણો ખરો કોતરેલ પત્થર જાલોરના તોપખાનામા જળવાઇ રહ્યો છે. આનુ કોતરકામ જોતાં માણસની અક્કલ ચકરાઇ જાય છે, અને કલ્પના બહેર મારી જાય છે, આનું કોતરકામ બારીકપણે જોયા પછી આબુના દેલ્વાડા જોતા જોનારને કંઇ પણ નવાઇ લાગે તેમ નથી. આ મંડપના સંબન્ધમા લખેલી પ્રશસ્તિમા તેના કર્તા પૂર્ણભદ્રસૂરિ લખે છે કે 'આ મંડપની રચના જોવા નીત નવા અનેક દેશોના સ્ત્રી-પુરૂષોના ટોળા આવે છે પણ જોઇને કોઇયે તૃપ્ત થતું નથી. ને પોતપોતાના સ્થાને જઇને પણ આની રચનાની વિચિત્રતાનું જ ઉત્કંઠાની સાથે વર્ણન કરે છે. શુ આને વસુધરાવધુનું શ્રેષ્ઠ તિલક છે ? યા લક્ષ્મીનું લીલાકમલ છે ? અથવા દેવોએ અર્પેલ અમૃતકુંડ છે ? આમ આને જોતા માનવ હૃદયોમાં અનેક વિકલ્પો ઉદ્ભવે છે. જુઓ નીચેના શ્લોક—

" नानादेशसमागतैर्नवनवैः स्त्रीपुंसवर्गैर्मुहु-
र्यस्याहो रचनाविलोकनपरैर्नो तृप्तिरासाद्यते ।

ચાચિગદેવ પછી એનો પુત્ર સામન્તસિંહ અને તે પછી કાન્હડદેવ જાલોરના રાજા થયા, અને કાન્હડદેવ તથા એના પુત્ર વીરમદેવના વખતમાં જાલોર ઉપર અલાઉદ્દીન ખીલજીનો અધિકાર થયો.

## વીરમદેવ સમ્બન્ધી દન્તકથા.

**વી**રમદેવના સંબંધમાં જાલોરમાં દન્તકથા એવી ચાલે છે કે—વીરમદેવ એકવાર બાદશાહની ચાકરીમાં દિલ્લી ગયો હતો, ત્યારે ત્યાં એને બાદશાહની પુત્રીએ જોયો અને તેણી આની સાથે પરણવાને તૈયાર થઇ ગઈ, બાદશાહે પોતાની પુત્રીનો કદાગ્રહ જાણી તેની સાથે વીરમદેવને પરણવાની આજ્ઞા આપી; પણ વીરમદેવ પોતે શાહજાદીને પરણવા રાજી ન હતો, છતાં બાદશાહની આગળ ખુલ્લી ના પાડવી અયોગ્ય ધારી, તેણે મનમાં કપટ રચીને બાદશાહને કહ્યું—'હું એક સામાન્ય સામન્ત છું, મ્હારી પાસે એટલું દ્રવ્યબળ પણ નથી કે જેથી આપના દરજ્જાને છાજે એવા ઠાઠમાઠથી હું શાહજાદીને પરણવા આવું.' આ ઉપરથી બાદશાહે જે જે ચીજભાવ અને રોકડનાણું જોઇયે તે બાદશાહી ખજાનામાંથી લઇ જવા હુકમ કર્યો, વીરમદેવ પોતાના કપટમાં ફાવ્યો, લાખોનું રોકડનાણું તેમ જ બીજી સામગ્રી લઇને જાલોર તરફ રવાને થયો, અને જાલોર આવી પોતાનું લશ્કર વિગેરે સજ્જ કરી કિલ્લામાં ભરાઇ બેઠો, પાછળથી જ્યારે બાદશાહને જણાયું કે વીરમે પોતાને દગો દીધો છે, ત્યારે તે બહુ જ ગુસ્સે થયો અને વીરમને પકડી લાવવાને જાલોર તરફ તેણે પોતાનું લશ્કર રવાને કર્યું. વર્ષો સુધી લડાઇ ચાલી પણ કિલ્લામાં રહેલો વીરમદેવ બાદશાહને તાબે થયો નહિં, બાદશાહી લશ્કર છેવટે કંટાળીને દિલ્હી તરફ પાછું વળ્યું.

**વી**રમદેવને પોતાની આ જીતથી ઘણો ગર્વ ઉપજ્યો, તે પોતાના સામન્ત અને સૈનિકોનો દરબાર ભરી ખુશાલી મનાવતો બેઠો હતો, ત્યાં તેનાથી 'દ્દિયા' જાતિના એક રાજપુતનું અનાયાસે અપમાન થઇ ગયું, અપમાનિત રાજપુતે રાજાને ટોક્યો; પણ રાજાએ પશ્ચાત્તાપને ઠેકાણે તેનું વધારે અપમાન કર્યું. ગુસ્સામાં ભરાયેલો રાજપુત રાજાની સાન ઠેકાણે લાવવા માટે ઉપાય વિચારતો ગઢથી નીચે ઉતરી બાદશાહી સેનાના મુખિયાને મળ્યો અને તેને પાછા વળવા પ્રાર્થના કરી. લશ્કર પાછું જાલોર આવ્યું અને 'દ્દિયા' રાજપૂતે બતાવેલ 'સુરંગ'ના પ્રયોગથી મુસલમાની લશ્કર ગઢ ઉપર ચઢયું. સુરંગના દ્વાર પાસે ખુનખાર લડાઇ ચાલી અને છેવટે વીરમદેવ [૬૨] પડયો. મુસલમાનોએ ગઢ ઉપર પોતાનો કબ્જો કરી ત્યાં બાદશાહી વાવટો ફરકતો કર્યો. આ પ્રમાણે વર્ષો સુધીની લડાઇમાં નહિ જીતાયેલ સોવનગઢ આપસની ફુટથી થોડાજ સમયમાં મુસલમાનોથી ભરાઇ ગયો[૬૩] !

જાલોર પરગણામાના 'માદડી' ગામમા દેહરૂં કરાવ્યું હતુ અને અનેક મૂર્તિયો ભરાવી હતી. જેમાની કેટલીક મૂર્તિયો હાલમા જમીનમાથી મળી આવી છે. એ ઉપર્યુક્ત જાલોરના રાજા ઉદયસિંહનો મંત્રી હતો. સંવત્ ૧૨૮૭ મા આબુ ઉપરની લૂણસિંહ વસતિની પ્રતિષ્ઠાના પ્રસંગે રાજા ઉદયસિંહની સાથે એ પણ આબુ ઉપર ગયો હતો, જે વેળા આની વિદ્વત્તાની કદર કરનાર મંત્રી વસ્તુપાલે ઘણીજ સ્તુતિ કરી ને તૈયાર થયેલ પ્રાસાદના ગુણ દોષોની બાબતમાં પ્રશ્ન કર્યો, જેના ઉત્તરમાં યશોવીરે અનેક સાધારણ ભૂલો ઉપરાત મ્હોટી ૧૪ ભૂલો બતાવીને તેના ફળનું વિવેચન કર્યું હતું. એ પ્રસગ વસ્તુપાલ ચરિત્રમાં નીચેના શબ્દોમા વર્ણવ્યો છે—

"यशोवीरमहामात्यममात्यपुरुषोत्तम' ।
प्रासादगुणदोषादिस्वरूप पृष्टवास्तदा ॥
सोपानलघुतापृष्टिपूर्वजस्थापनादिकम् ।
दूषणं स जगौ तत्र दुर्लङ्घ्या भवितव्यता ॥" (व० च०)

૬૨ ફારસી તવારીખ પ્રમાણે આ લડાઇમા જાલોરનો રાજા કાન્હડદેવ ઉતર્યો હતો અને મુહણોત નૈણસીની ખ્યાતમાં જણાવ્યા પ્રમાણે કાન્હડદેવ અને એનો પુત્ર વીરમદેવ બન્ને લડીને મુસલ્માનોના હાથે મરાણા હતા. પણ જાલોરમાં જે પરંપરાગત દન્તકથા ચાલી રહી છે તેમાં આ લડાઇનો નાયક વીરમદેવ જણાવાય છે અને વીરમદેવને જ રાજા તરીકે પણ વર્ણવે છે. તેથી અમોએ પણ આ લડાઇના નાયક તરીકે વીરમદેવને જ જણાવ્યો છે.

૬૩ 'તારીખ ફરિસ્તા' માં આ લડાઇની હકીકત નીચે પ્રમાણે આપી છે:—

'જાલોરનો રાજા કાન્હડદેવ દિલ્હીના બાદશાહના દરબારમા રહેતો હતો. એક દિવસ સુલતાન અલાઉદ્દીને ગર્વમા આવીને કહ્યું કે 'હિન્દુસ્થાનમાં મ્હારો મુકાબલો કરનાર એક પણ હિન્દુ રાજા રહ્યો નથી.' એ સાભળીને કાન્હડદેવે ઉત્તર આપ્યો કે 'જો હું જાલોર ઉપર આક્રમણ કરનારી બાદશાહી સેનાને હરાવનારી સેના એકઠી ન કરી શકું તો આપે મ્હને પ્રાણાન્તની શિક્ષા કરવી.' આ ઉપરથી સુલતાને તેને સભા છોડીને ચાલ્યા જવાની આજ્ઞા કરી. પણ જ્યારે સુલતાનને તેના સેના એકઠી કરવાના સમાચાર મળ્યા ત્યારે તેને શર્મિંદો કરવાને સુલતાને પોતાની 'ગુલબહિસ્ત' નામની દાસીની આગેવાની નીચે જાલોર ઉપર આક્રમણ કરવા માટે સૈન્ય મોકલ્યું. તે દાસીએ ઘણી બહાદૂરીથી લડાઇ કરી પણ જ્યારે કીલ્લો જીતવાનો વખત આવ્યો તેજ અવસરે સેનાધિનાયિકા દાસી માંદી પડીને મરી ગઇ. આથી તેના પુત્ર શાહીને સેનાપતિનું પદ ગ્રહણ કર્યું, પણ એજ અવસરે કાન્હડદેવે કિલ્લાની બહાર આવી બાદશાહી સેના ઉપર હુમલો કર્યો અને પોતાને હાથે શાહીનને મારી નાખી તેની સેનાને દિલ્હી તરફ નસાડી મુકી. પરાજયની

## પુટકર અમલદારિયો

મુસલમાનો પછી કેટલોક વખત જાલોર ઉપર મેવાડના રાણાઓનો પણ અધિકાર થઈ ગયો હતો, પણ ચહુઆણોએ તેમને હટાવી પાછી ત્યાં પોતાની સત્તા જમાવી લીધી

ચહુઆણોને બીજીવાર વિહારી પઠાણોએ જાલોરમાંથી કાઢી કાઢીને પોતે જાલોરના માલિક બની બેઠા હતા આ વિહારીયો અકબર બાદશાહના સમય સુધી ત્યાં રાજ્ય કરતા રહ્યા, છેવટે જહાંગીર બાદશાહના વખતમાં મહારાજા શ્રી ગજસિંહજીએ વિહારી પઠાણોને પાલણપુરની તરફ હાંકી કાઢી [1] જાલોરનો કબ્જો પોતાના હસ્તક લીધો એ જ મહારાજા ગજસિંહજીના વખતમાં સુવર્ણગિરિના ઉપરના જૈન મંદિરોનો ઉદ્ધાર કરાવી મુહણોત શ્રી જયમલજીએ ત્યાં પ્રતિમાઓ સ્થાપન કરી હતી

એ પછી કેટલોક વખત નવાબ અમીરખાને પણ જાલોર ઉપર રાજ્ય કર્યું અને બીજી પણ પુટકર અમલદારીયો થયા પછી છેવટે સંવત્ ૧૭૪૨ માં મહારાજા શ્રી અજીતસિંહજીએ જાલોર જીતીને પોતાના જોધપુરના રાજ્ય સાથે જોડી દીધું જે આજપર્યન્ત તેમના વંશજ જોધપુરના રાઠોડ મહારાજાઓના અધિકારમાં ચાલ્યું આવે છે

## સદર મુકામ.

સદર મુકામ જાલોર જોધપુરથી આસરે ૭૦ માઇલને છેટે દક્ષિણ તરફ અને આર એમ રેલ્વેના એરણપુરા સ્ટેશનથી ૩૮ માઇલ પશ્ચિમમાં સોનગિરિ પહાડની તળાટીમાં વસેલું છે એની દક્ષિણમાં લાંબા પથરાયેલા સોવનગિરિના ઉચ્ચ શિખરો, જેમ કિલ્લેબંદીથી ઘેરાયેલા છે તેમ એ આખું શહેર પણ જુના વખતના કોટથી વિંટાયેલું છે

જોધપુર રાજ્યના બાવીસ પરગણાઓ પૈકી જાલોર પણ એક પરગણું છે જેનું સુંદર મુકામ જાલોર છે

ઇ સ ૧૯૧૧ ની ગણતરી મુજબ જાલોર પરગણામાં ૧૩૩૭૧૯ જેટલી મનુષ્ય સંખ્યા છે, જ્યારે ૧૫૫૦ ચોરસ માઇલ જેટલી જમીન આ પરગણા નીચે આવેલી છે એટલે આબાદીની અપેક્ષાએ ૨૨ પરગણામાં ત્રીજા નંબરે અને જમીનની અપેક્ષાએ ૮ આઠમા નંબરે જાલોર પરગણું ગણી શકાય તળપદ જાલોરની મનુષ્ય સંખ્યા ચોક્કસ જાણવામાં નથી, છતા દશ હજારની આસપાસની સંખ્યામાં આજે જાલોરમાં મનુષ્યો હશે, જેમાં બે હજાર જેટલી સંખ્યા જૈનોની છે

પૂર્વ વર્ણવેલ સોવનગઢના ૩ ત્રણ દહેરા ઉપરાંત ગઢ નીચે જાલોરમાં બીજા ૧૧ જૈન દહેરા છે, જેમાંના ૯ શહેરની અંદર અને ૨ શહેરની બહાર

બહારના ૨ દેહરાઓમાં ૧ લું સૂરજપોળની બહાર ઋષભદેવજીનું અને ૨ જું શહેરથી પશ્ચિમ તરફ પોણા માઇલ ઉપર ગોડીપાર્શ્વનાથનું

શહેરની અંદરના ૯ દહેરાઓ પૈકી આદિનાથ, શાન્તિનાથ, નેમિનાથ અને મહાવીર આ ચાર તીર્થંકરોના ૪ દહેરા તપાવાસમાં આવેલા છે

ખરતરાવાસમાં પાર્શ્વનાથનું, ખાનપુરાવાસમાં મુનિસુવ્રતનું, ફોલાવાસમાં વાસુપૂજ્યનું, કાંકરિયાવાસમાં પાર્શ્વનાથનું અને માણેકચોક પાસેની 'લહુઅીપોશાલ' માંનું જીરાવલા પાર્શ્વનાથનું આ પાંચની સાથે તપાવાસના ૪ અને બહારના બે મેળવતા કુલ ૧૧ દહેરા શહેરના અને ૩ ગઢના મળી જાલોરના કુલ દેહરાઓની સંખ્યા ૧૪ની થાય છે

પ્રાચીન જૈનમંદિરોની ઉત્તમ કારીગરીના નમૂના જોવા હોય તો યાત્રિકોએ જાલોરના તોપખાનાનું નિરીક્ષણ પણ અવશ્ય કરી લેવું જોઇયે આથી પોતાના પૂર્વજોની અતુલનીય સંપત્તિ, અનુપમ જીનભક્તિ અને તે સમયની અપૂર્વ શિલ્પકળાનો સાક્ષાત્કાર થતાંજ હૃદય હર્ષપૂર્ણ થઇ જશે, અને સાથે જ હિન્દુ રાજાઓની આપસની ફુટના પરિણામે મુસલમાન બાદશાહોએ હિન્દુસ્થાનને પગતળે કચરી હિન્દુઓના સંસ્થાનીન પવિત્ર અને કીમતી વિશાળ દેવસ્થાનો કેવી રીતે તોડીને મસીદોના આકારમાં ગોઠવી દીધા હતા તે આ સ્થળના નિરીક્ષણથી સમજાશે, અને હિન્દુઓની નમાલાઇ અને ધર્માન્ધ બાદશાહોના જુલ્મોને યાદ કરતું હૃદય દ્રવીભૂત થઈ પડશે.

[illegible] }
તા. ૧૧-૮-૧૯૨૮ } મુનિ કલ્યાણવિજય

---

[1] ખબર મળતાંજ અલાઉદ્દીન ઘણો ગુસ્સે ભરાયો અને તેણે પ્રસિદ્ધ સેનાપતિ કમાલુદ્દીનની આધીનતામાં એક મોટી સેના મદદના માટે રવાના કરી કમાલુદ્દીને ત્યાં જઇ જાલોર ઉપર અધિકાર કરી લીધો અને કાન્હડદેવને તેના કુટુંબ તથા રાજની સાથ મારી નાખ્યો અને તેનો બધો ખજાનો લૂટી લીધો' (ભા ૧ કે પ્રાચીન ઇતિહાસ ભાગ પૃ० ૩૦૯)

૧૮ જાલોરથી દક્ષિણ તરફ જતાં [illegible] પાલણપુર અને તેની આસપાસના પ્રદેશ ઉપર કબ્જો કરી પાલણપુરમાં રહ્યા હતા જેમના વંશજો આજ પર્યન્ત ત્યાં રાજ કરે છે જે 'પાલણપુરના નવાબ' ના નામથી ઓળખાય છે

# અભિનન્દન.

( રાગ:—આશા. ભૈરવ સોરઠ. સારંગ )

ઉર અભિનન્દન આજ,

સ્વીકારો ! ઉર અભિનન્દન આજ.

જ્વલંત જ્યોત સમુ ઝળહળતું, જૈન પત્ર કર રાજ;
રગ રગ નવચેતન ભરી કરજે, ગર્જન ઘોર અવાજ—સ્વીકારો૦

સંક્રાંતિયુગ અમોઘ આવ્યો, જૈનો જ્યાંને ત્યાંજ;
કર્મ-યોગના આ શુભકાળે, નિષ્ક્રિય જૈન સમાજ—સ્વીકારો૦

ચમકાવી ચમકાર ચતુર્દિશ, ઝટ પ્રગટાવ પ્રકાશ;
શાસન રગ રગ ધર્મ ધગશના, ઉછાળ નવલ ઉજાસ—સ્વીકારો૦

વીરશાસનમાં આંતર કલહો, કુસંપના ઉલટયાજ;
વીરની ફાલી ફુલી ફુલવાડી, ધારે નવલખ સાજ—સ્વીકારો૦

પ્રખર તત્વનાં લખાણ તેજલ, ધ્રુજવે હૈયા હામ;
ગર્જન ઘોર નિડર થઈ કરજે, થીજે હાડ ને ચામ—સ્વીકારો૦

ડરવું ડગવું પાછા હઠવું, એ કાયરનાં કામ;
સત્ય બખ્તરે શૂરા સોહે, જૈન જીતે તસ નામ—સ્વીકારો૦

સાગર તોફાની વળી જર્જર,—નાવ ડગે જળમાંજ;
બીન અનુભવી નાવિક ન્હાનો, સુકાન શોધે આજ—સ્વીકારો૦

ભલા જૈન તું ભણાવ એને, કુશળ નાવિકના પાઠ;
કંઈક નાવિકો તળીએ બેઠા, શાસન સાગરનાજ—સ્વીકારો૦

સેવા કીધી સંકટ સહીને, હજી ધગશ દિલમાંજ;
દીર્ઘાયુઃ બળ અંખુટ ઉભરો. હો પ્રભુનાં વરદાન—સ્વીકારો૦

હરિફ હજારો હાંસી કરતા, દેજો કીર્તિ અમાપ;
ભગુભાઇ સમ ભવ્યાદર્શો; ઘડી સફળ કરવાજ—સ્વીકારો૦

દેવચંદ્ર સૌરાષ્ટ્રે દીપી, ગર્જો સત્ય અવાજ;
મણિમય શૈશ્ય મહોત્સવ ટાણે, અમ અભિનન્દન તાજ !—સ્વીકારો૦

—: પાદરાકર :—

## રાયબહાદુર બાબુ બદ્રીદાસજી મુકીમ-જૈનમંદિર—કલકત્તા.



હિંદની અદ્દભૂત કળાકૃતિઓમાં કલકત્તામાં આવેલું રાયબદ્રીદાસજી મુકીમનું જૈન મંદિર મહત્ત્વનું સ્થાન મેળવે છે. માતા ખુશાલકુંવરીની પ્રેરણાથી રાય બદ્રીદાસજીએ આ મંદિરનો પાયો નાખ્યો અને આવકનો મોટો હિસ્સો ખરચી આ મંદિર પાછળ ખરચ્યો. આગ્રાના ભોંયરામાંથી દૈવીભાવે પ્રાપ્ત થયેલ શ્રી ધર્મનાથજીની પ્રભાવિક પ્રતિમાની સં. ૧૯૨૩માં પ્રતિષ્ઠા કરવામાં આવી. આરસનો વિશાળ ચોક, ફરસબંધી તળાવ, સુરમ્ય વાડી અને વીજળીના પ્રકાશમાં પચરંગી મીણાકારીથી ઝગમગી રહેલ આ સુરમ્ય મંદિરની આજે દેશ-વિદેશના કળાધરો મુક્તકંઠે પ્રશંસા કરી રહ્યા છે.

*Anand press—Bhavnagar*

સૌરાષ્ટ્રનાં સુરમ્ય તીર્થો—

'જૈન' રૌપ્ય મહોત્સવ અંક.





શ્રી તાલધ્વજ ગિરિ. તળાજા



શીખરનું સામ્ય.



ચૌમુખજીનું શિખર—પાલીતાણા.



ગિરનારજીના દેરાસરજીનું શિખર—જુનાગઢ.

A. P. P.

# શ્રી જૈન આત્માનંદ સભા અન્તર્ગત સિરીઝ–ગ્રંથમાળાની યોજના.

તમારૂં નામ અમર કરવુ હોય તો

આ ટહુ

 **વાંચી નિર્ણય કરી લ્યો.** 

આ જગતમા જન્મ ને મરણુ પ્રત્યેક પ્રાણીને માટે સર્જાયેલ છે જ્યારે મનુષ્યોને પરમાત્માએ જ્ઞાન અને બુદ્ધિ આપેલ હોવાથી તે પોતાના માટે અનેરો માર્ગ શોધી કાઢે છે જેથી તમારે આ જીવનમા તમારૂં નામ અમર રાખવુ હોય, જ્ઞાનભક્તિ કરવી હોય, જૈન સાહિત્ય–સેવા કરી જ્ઞાન ઉપાર્જન કરવુ હોય તો નીચેની યોજના વાચી–વિચારી આજેજ આપ નિર્ણય કરો અને આપના નામની ગ્રથમાલા પ્રસિદ્ધ કરાવી તે અમૂલ્ય લાભ મેળવો

યોજના—જે ગૃહસ્થ ઓછામા ઓછા રૂા ૧૦૦૦) એક હજાર આ સભાને આપે તેમના નામથી ગ્રથમાળા ( સીરીઝ-ગ્રથો ) આ સભા તરફથી નીચેની શરતે પ્રકટ કરવામા આવશે

૧ સીરીઝનો પ્રથમ ગ્રથ છપાવવાને માટે વધારેમા વધારે રૂા ૧૦૦૦) સુધી આ સભાએ ખરચવા

૨ અમુક સખ્યામા જાહેર લાઇબ્રેરી કે ભડાર તેમજ સાધુ સાધ્વી મહારાજ વગેરેને આ સિરિઝના ગ્રથો સભાના નિયમ મુજબ જે જે ભેટ અપાય તે તે ' સિરિઝવાલાની વતી સભા મારફત ભેટ ' એવી ચીઠ્ઠી છપાવી પુસ્તક ઉપર ચોડી ભેટ મોકલવામા આવશે

૩ સીરીઝની છપાતી પ્રથમ બુકની પચીશ કોપી જે ગૃહસ્થના તરફથી આ ગ્રથમાળા–સીરીઝ છપાય તેમને ભેટ આપવામા આવશે

૪ સીરીઝના પ્રથમ અરધા ગ્રંથો ખપી ગયા હોય તે સમયે ઉપજેલી તે રકમના પ્રમાણમા તે ગૃહસ્થના નામથી બીજો ગ્રથ ( સિરિઝનો ) સભાએ છપાવવો શરૂ કરવો એજ ક્રમ સાચવી સિરિઝના બીજા ગ્રંથો સભાએ નિરતર છપાવવા

૫ ગ્રથમાળાના પ્રથમ એકજ ગ્રથમા સીરીઝવાળા ગૃહસ્થનુ ટુકુ જીવનચરિત્ર, ફોટોગ્રાફ અને અર્પણ પત્રિકા તેમની ઇચ્છાનુસાર (એકજવાર ) આપવામા આવશે

**નીચે પ્રમાણેના મહાશયોના નામથી ગ્રથમાળાઓ પ્રકટ થઇ ચૂકી છે.**

| | |
|---|---|
| ૧ શેઠ આણદજી પુરૂષોતમ | ૨ વોરા હઠીચદ ઝવેરચદ |
| ૩ શ્રીમાન્ સુખસાગરજી મહારાજ | ૪ શ્રીમાન્ આચાર્યશ્રી બુદ્ધિસાગરજી મહારાજ |
| ૫ વકીલ હરીચદ નથુભાઈ | ૬ શ્રી આત્મવ લભ ગ્રથમાળા |
| ૭ શેઠ નાગરદાસ પુરૂષોતમદાસ–રાણપુર | ૮ શેઠ ઝવેરભાઇ ભાઇચદ |
| ૯ શાહ મગનલાલ ઓધવજી | ૧૦ શેઠ અમરચદ હરજીવનદાસ |
| ૧૧ શેઠ દીપચદ ગાડાભાઈ | ૧૨ શ્રીમતી કસ્તુર બેન સ્ત્રી ઉપયોગી ગ્રથમાળા |
| ૧૩ સવોત કુલચદ ત્રીકમજી | |

ઉપરના મહાશયોએ પોતાની લક્ષ્મીનો સદ્વ્યય કર્યો છે આપ પણ વિચારી તે રસ્તે ચાલવા પ્રયત્નશીલ થઈ સાહિત્યના ક્ષેત્રમા આપનુ નામ અમર કરશો તેમ ઇચ્છીએ છીયે

શ્રી જૈન આત્માનદ સભા—ભાવનગર

# શ્રી જૈન આત્માનંદ સભાના ધારા-ધોરણ, પ્રકટ થયેલા ગ્રંથોનું લીસ્ટ અને તે માટે કેટલીક ઉપયોગી સૂચના.

**સભાસદ:**—કોઇપણ શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન આ સભામાં સભાસદ તરીકે દાખલ થઇ શકે છે.

**પેટ્રન:**—એક સાથે રૂા. ૫૦૦) આપનાર ગૃહસ્થ આ સભાના પેટ્રન (માનવંતા મુરબ્બી) થઇ શકશે.

**૧ લા વર્ગના લાઇફ મેમ્બર:**—એક સાથે રૂા. ૧૦૦) આપનાર પહેલા વર્ગના લાઇફ મેમ્બર થઇ શકશે.

**૨ જા વર્ગના લાઇફ મેમ્બર:**—એક સાથે રૂા. ૫૦) આપનાર બીજા વર્ગના લાઇફ મેમ્બર થઇ શકશે.

**હક્કો:**—જૈન લાઇબ્રેરી, શાળા કે સંસ્થા મેમ્બર તરીકે રજીસ્ટર્ડ થવા માગે તો રૂા. ૫૦) ભરવાથી બીજા વર્ગના લાઇફ મેમ્બરોના હક્કો ભોગવી શકશે.

**ભેટ:**—પહેલા વર્ગના લાઇફ મેમ્બરોને સભા તરફથી પ્રગટ થતાં પુસ્તકની એક એક નકલ તથા આત્માનંદ પ્રકાશ માસિક તેમની જીંદગી સુધી ભેટ આપવામાં આવશે.

**આત્માનંદ પ્રકાશ:**—માસિક આ સભા તરફથી સતાવીશ વર્ષથી પ્રકટ થાય છે. તેમાં ધાર્મિક, ઐતિહાસિક, સામાજીક અને નૈતિક, ઉપરાંત સ્ત્રી કેળવણી અને વિદ્યાર્થી વિભાગ વાચનના લેખો પણ આવે છે, કે જેથી સ્ત્રીજાતિનું ગૌરવ તેમનું માતા તરીકેનું સ્થાન અને બાળકોને ઉત્તમ સંસ્કાર કેમ આપી શકાય તે તથા સમાજની ભાવિ ઉન્નતિમાં સ્ત્રીઓ અને વિદ્યાર્થીઓ કેમ આદર્શ બને તે માટે ઉત્તમ લેખો આપવામાં આવે છે. જેથી વાંચન માટે સમાજની રૂચી વધતાં તે માટે અનેક પ્રશંસાના પત્રો આવેલ છે. મંગાવી ખાત્રી કરો.

વાર્ષિક લવાજમ રૂા. ૧-૪-૦ વાર્ષિક ભેટનું સુંદર દળદાર પુસ્તક તથા પંચાંગ ભેટ આપવામાં આવે છે.

બીજા વર્ગનાં લાઇફ મેમ્બરોને સભા તરફથી પ્રકાશિત થતા બે રૂપીઆની કિંમત સુધીના દરેક ગ્રંથની એક એક નકલ તેમજ 'આત્માનંદ પ્રકાશ' માસિક તેમની જીંદગી સુધી ભેટ મળશે.

અમારા તરફથી સંસ્કૃત, માગધી, ગુજરાતી ભાષાનાં, કથાના, ચરિત્રોના, ઇતિહાસના, તત્ત્વજ્ઞાનના, શિલાલેખોના, પ્રકરણના મળી દોઢશો ગ્રંથો નીચે પ્રમાણે પ્રગટ થયા છે. અન્યની જેમ ગમે તેટલી ભારે કિંમત રાખવામાં આવતી નથી. સિરિઝ સિવાયના ગ્રંથોની મુદ્દલ કિંમત, સંસ્કૃતની અડધી કિંમત સાહિત્ય પ્રચારના હેતુને લઇને રાખવામાં આવે છે. લાઇફ મેમ્બરને સઘળા ભેટ અપાય છે. ઉંચા કાગળ, શુદ્ધ અક્ષરો અને સુંદર બાઇંડીંગથી પ્રગટ કરવામાં આવે છે. નફો જ્ઞાનખાતામા વપરાય છે. કોઇપણ ગ્રંથ અત્રેથી મંગાવી લાભ લેવા જેવું છે. આ લીસ્ટ અમોએ પ્રસિદ્ધ કરેલ અને સીલીકમાં રહેલ ગ્રંથો માટે જ આપવામાં આવેલ છે.

## ( સંસ્કૃત માગધી અને મૂળ ટીકાના ગ્રંથો. )

| ગ્રંથ | કિંમત | ગ્રંથ | કિંમત |
|---|---|---|---|
| ૧ સિદ્ધ પંચાશિકા ... ... ... | ૦-૨-૦ | ૧૦ ચતુર્વિંશતિ જિનસ્તુતિ સંગ્રહ... ... ... | ૦-૬-૦ |
| ૨ અનાય ઉચ્છ કુલકમ્ ... ... | ૦-૨-૦ | ૧૧ સુકૃત સંકીર્તનમ્ ... ... ... | ૦-૮-૦ |
| ૩ વિચાર સપ્તતિકા ... ... ... | ૦-૩-૦ | ૧૨ કરૂણા વજ્રાયુદ્ધ નાટકમ્ ... ... | ૦-૪-૦ |
| ૪ સૂક્ત રત્નાવલી ... ... ... | ૦-૪-૦ | ૧૩ કૌમુદી મિત્રાનન્દમ્ ... ... ... | ૦-૬-૦ |
| ૫ મેઘદૂત સમસ્યા લેખ: ... ... | ૦-૪-૦ | ૧૪ પ્રબુદ્ધ રોહિણેયમ્ ... ... ... | ૦-૫-૦ |
| ૬ ચેતોદૂતમ... ... ... ... | ૦-૪-૦ | ૧૫ ધર્માભ્યુદયમ્ ... ... ... | ૦-૪-૦ |
| ૭ શ્રી પર્યુષણા પર્વાષ્ટાન્હિકા વ્યાખ્યાનમ... | ૦-૬-૦ | ૧૬ રયણસેહરી કહા ... ... ... | ૦-૬-૦ |
| ૮ સુકૃત સાગર ... ... ... | ૦-૧૨-૦ | ૧૭ સિદ્ધ પ્રાભૃત સટીકમ્ ... ... | ૦-૧૦-૦ |
| ૯ પ્રતિમા શતકમ્ ... ... ... | ૦-૮-૦ | ૧૮ બંધહેતૂદય ત્રિભંગી પ્રકરણ ... ... | ૦-૧૦-૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૯ ધર્મ પરિક્ષા | ૧-૦-૦ | ૨૬ ચન્દ્રવીર શુભા-ધનધર્મ-મિત્ર દત્તાંપિન-સુમુખ નૃપાદિમિત્ર ચતુષ્ક કથા ચતુષ્ટયમ્ | ૦ ૧૧ ૦ |
| ૨૦ સપ્તતિશત સ્થાન પ્રકરણમ્ | ૧-૦-૦ | ૨૭ જૈન મેઘદૂતમ્ | ૨-૦-૦ |
| ૨૧ ચૈત્ય વંદન મહાભાષ્ય | ૧ ૧૨ ૦ | ૨૮ શ્રાવકધર્મ વિધિ પ્રકરણ | ૦-૮-૦ |
| ૨૨ પ્રશ્ન પદ્ધતિ | ૦-૨-૦ | ૨૯ ગુરુતત્ત્વ વિનિશ્ચય | ૩-૦-૦ |
| ૨૩ યોગદર્શન તથા યોગવિંશિકા | ૧-૪-૦ | ૩૦ ચતુર્વિંશતિ ઐન્દ્રસ્તુતિ " | ૦-૪-૦ |
| ૨૪ મંડલ પ્રકરણ | ૦-૮-૦ | ૩૧ વસુદેવ હીંડી ભાગ ૧ લો | ૩-૮-૦ |
| ૨૫ દેવેન્દ્ર નરેન્દ્ર પ્રકરણમ્ | ૦ ૧૨ ૦ | | |

## પ્રવર્તક શ્રી કાંતિવિજયજી જૈન ઐતિહાસિક ગ્રંથો.

| | | | |
|---|---|---|---|
| ૧ દ્રૌપદી સ્વયંવરમ્ | ૦-૪-૦ | ૨ પ્રાચીન જૈન લેખ સંગ્રહ ભા. ૨ જો | ૩-૮-૦ |
| ૩ જૈન ઐતિહાસિક ગુર્જર કાવ્ય સંચય | ૨ ૧૨ ૦ | | |

## ગુજરાતી ભાષાના-ભાષાંતર વિગેરેના ગ્રંથો

| | | | |
|---|---|---|---|
| ૧ તત્વ નિર્ણય પ્રાસાદ | ૧૦ ૦ ૦ | ૨૬ અધ્યાત્મમત પરિક્ષા | ૦-૪-૦ |
| ૨ જૈન તત્વાદર્શ | ૫-૦-૦ | ૨૭ ગુરૂ ગુણમાળા | ૦-૬-૦ |
| ૩ નવતત્વનો સુંદર બોધ | ૦ ૧૦ ૦ | ૨૮ શત્રુંજય તીર્થ સ્તવનાવલી | ૦-૫-૦ |
| ૪ જીવવિચાર વૃત્તિ | ૦-૪-૦ | ૨૯ જ્ઞાનામૃત કાવ્યકુંજ | ૦-૮-૦ |
| ૫ જૈનધર્મ વિષયક પ્રશ્નોત્તર | ૦-૮-૦ | ૩૦ ઉપદેશ સપ્તતિકા | ૧-૦-૦ |
| ૬ દંડક વૃત્તિ | ૦-૮-૦ | ૩૧ પંચ પરમેષ્ટિ ગુણ રત્નમાળા | ૧-૮-૦ |
| ૭ નયમાર્ગ દર્શક | ૦ ૧૨ ૦ | ૩૨ સુમુખનૃપાદિ ધર્મ પ્રભાવકોની કથા | ૧-૦-૦ |
| ૮ હંસ વિનોદ | ૦ ૧૨ ૦ | ૩૩ નેમનાથ પ્રભુનું ચરિત્ર | ૨-૦-૦ |
| ૯ આત્મવલ્લભ પૂજાસંગ્રહ | ૧-૮-૦ | ૩૪ સુપાર્શ્વનાથ ચરિત્ર ભાગ ૧ લો | ૨-૦-૦ |
| ૧૦ કુમાર વિહાર શતક | ૧-૮-૦ | ૩૫ આદર્શ જૈન સ્ત્રી રત્નો | ૧-૦-૦ |
| ૧૧ જૈનધર્મ વિષયક પ્રશ્નોત્તર બીજી આવૃત્તિ | ૦-૮-૦ | ૩૬ સુપાર્શ્વનાથ ચરિત્ર ભાગ ૨ જો | ૨-૮-૦ |
| ૧૨ જૈન તત્ત્વસાર મૂળ તથા ભાષાંતર | ૦-૬-૦ | ૩૭ દાન પ્રદીપ | ૩-૦-૦ |
| ૧૩ શ્રી આત્મવલ્લભ જૈન સ્તવનાવલી | ૦-૬-૦ | ૩૮ નવપદજી પૂજા ( અર્થ સહિત ) | ૧-૪-૦ |
| ૧૪ શ્રી મોક્ષપદ સોપાન | ૦ ૧૨ ૦ | ૩૯ કાવ્ય સુધાકર | ૨-૮-૦ |
| ૧૫ ધર્મબીન્દુ ગ્રંથ આવૃત્તિ બીજી | ૨-૦-૦ | ૪૦ આચારોપદેશ | ૦-૮-૦ |
| ૧૬ પ્રશ્નોત્તર પુષ્પમાળા | ૦ ૧૪ ૦ | ૪૧ ધર્મરત્ન પ્રકરણ | ૧-૦-૦ |
| ૧૭ શ્રાવક કલ્પતરૂ | ૦-૬-૦ | ૪૨ પંચ પ્રતિક્રમણ સૂત્ર ( અર્થ સહિત ) | ૧ ૧૨ ૦ |
| ૧૮ આત્મપ્રબોધ ભાષાંતર | ૨-૮-૦ | ૪૩ આત્મવિશુદ્ધિ | ૦-૬-૦ |
| ૧૯ જૈન ગ્રંથ ગાઇડ | ૧-૦-૦ | ૪૪ કુમારપાળ પ્રતિબોધ | ૩ ૧૨ ૦ |
| ૨૦ નવાણુ પ્રકારી પૂજા ( અર્થ સહિત ) | ૦-૮-૦ | ૪૫ જૈન નરરત્ન ' ભામાશાહ " | ૨-૦-૦ |
| ૨૧ તપોરત્ન મહોદધિ ભાગ ૧-૨ | ૧-૦-૦ | ૪૬ આત્માનંદસભાની લાઇબ્રેરીનું અક્ષરાનુક્રમ લીસ્ટ | ૦ ૧૪ ૦ |
| ૨૨ સમ્યક્ત્વ સ્વરૂપ સ્તવ | ૦-૪-૦ | ૪૭ વિમલનાથ ચરિત્ર | ૧ ૧૨ ૦ |
| ૨૩ ચંપકમાળા ચરિત્ર | ૦-૮-૦ | ૪૮ ચંદ્રપ્રભુ ચરિત્ર | ૧-૮-૦ |
| ૨૪ સમ્યક્ત્વ કૌમુદી ભાષાંતર | ૧-૦-૦ | ૪૯ પ્રભાવક ચરિત્ર | ( છપાય છે ) |
| ૨૫ પ્રકરણ પુષ્પમાળા ( દ્વિતીય પુષ્પ ) | ૦-૮-૦ | | |

**સૂચના**—આ સિવાય અમારે ત્યાં જૈનધર્મના તમામ ગ્રંથો, જેવા કે-શ્રાવક ભીમશી માણેક મુંબઇ, શ્રી જૈનધર્મ પ્રસારક સભા-જૈન ઓફીસ-ભાવનગર, શેઠ દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડ-મુંબઇ, શાહ હીરાલાલ હંસરાજ-જામનગર, સલોત અમૃતલાલ અમરચંદ-પાલીતાણા, શ્રી જૈન સસ્તી વાંચનમાળા-ભાવનગર, નથમલ ચાડાલીયા ફોટોગ્રાફર-કલકત્તા વિગેરેના પુસ્તકો, તેમજ અન્ય પુસ્તકો, નકશાઓ, અને મુનિરાજ તથા તીર્થોના તેમજ શ્રી તીર્થંકર ભગવાન તથા શ્રી ગૌતમસ્વામીના ફોટોગ્રાફ ( છબીઓ ) અમારે ત્યાંથી મળશે નફો જ્ઞાનખાતામાં જાય છે, જેથી મંગાવનારને તે પણ લાભ થાય છે

**લખો —શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર.**

# મનોવિજ્ઞાન અને મનોયોગ.

**મ**ન, વચન અને કાયા એ ત્રણ યોગ કરવું, કરાવવું અને અનુમોદવું એ ત્રણ કરણ યોગ અને કરણના સંમિલનથી નવ પ્રકારે કર્મબંધન થાય છે એ જૈન ધર્મનો પરમ સિદ્ધાન્ત છે. મનુષ્યની કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો દ્વારા દેહનો બધો વ્યાપાર ચાલે છે, પરંતુ એ વ્યાપાર ચલાવનાર તો મન છે, અર્થાત મનના અધિકારની બહાર ઇંદ્રિયો કશો વ્યાપાર કરી શકતી નથી, એટલે કર્મબંધન કરનાર તો ખરૂં મન જ છે. મન ઇંદ્રિયોને આજ્ઞા કરે છે અને એ આજ્ઞાને અનુસરીને મુખ વાણીનો વ્યાપાર કરે છે તથા હાથ-પગાદિ અવયવો સ્વ સ્વ વિષયાનુસારી પ્રવૃત્તિ કરે છે. આમ હોવા છતાં ઘણી વાર મનુષ્યના અનુભવમાં આવે છે કે અણમાનતે મને મનુષ્યને કેટલાક કાર્યો કરવા પડે છે. તે વખતે અણમાનતું મન કયું અને ઇંદ્રિયોને વ્યાપાર કરવા માટે પ્રવૃત્ત થવાની આજ્ઞા કરનારૂં મન કયું ? આ પ્રશ્નનો ઉત્તર મેળવવા માટે આપણે મનોવિજ્ઞાનની દૃષ્ટિએ મનોયોગને જોઈશું.



લેખક—ચુનિલાલ વર્ધમાન શાહ.

**ક**ર્મબંધન કરનાર અને કર્મ નિવારણ કરનાર માત્ર મન છે અને તેથીજ મનને ઇંદ્રિયોથી ' પર ' માનવામાં આવે છે. ઇંદ્રિયેભ્ય પરં મનઃ બંધ અને મોક્ષના કારણરૂપ એવા મનને સંયમિત કરવા અને સંસ્કારી કરવા માટે ધર્મશાસ્ત્રમાં અનેક વિધિ-નિષેધ આપ્યા છે, ક્રિયાઓ સૂચવી છે, અને ભયો દર્શાવીને કર્મબંધનથી દૂર રહેવા માટે ઉપદેશ આપવામાં આવ્યો છે. જ્યાં સુધી આ મનનો વ્યાપાર વૈજ્ઞાનિક રીતે સમજવામાં ન આવે ત્યાં સુધી તેની ઉપર સુસંસ્કારની છાપ પાડવા માટેનું મથન નિરુપયોગી નીવડવાનો સંભવ છે. અનેક મનુષ્યોના મગ ધમાં ધર્મ-ક્રિયાઓ કેવળ જડસ્વરૂપી જોવામાં આવે છે અને એવી ક્રિયાઓ મનોયોગને સુસંસ્કારી બનાવવાના ઉપયોગી નીવડતી નથી, કારણ કે ક્રિયાઓનો પરમ હેતુ તેઓ જાણતા નથી અને ક્રિયાઓ તથા મનોયોગનો સંબંધ જોડવાને તેઓ યત્નશીલ બનતા નથી. પરિણામ એ આવે છે કે જીવનના અંત સુધી એક તરફથી જડક્રિયાઓ ચાલુ રહે છે અને મન તો ઠેરનું ઠેર રહે છે.

**મ**નુષ્યના દેહરૂપી આ કારખાનું પ્રત્યક્ષ રીતે તો જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો દ્વારા ચાલતું હોય એવું આપણને ભાન થાય છે. ઇંદ્રિયોનો વ્યાપાર ચાલે છે એટલે આપણને સમજાય છે કે કારખાનું બંધ પડયું નથી પરંતુ ચાલે છે. વસ્તુતઃ ઇંદ્રિયોનું નિયમન મનના તાબામાં હોય છે અને મનની આજ્ઞાથી જ ઇંદ્રિયો વ્યાપાર કરે છે એટલે મન એ કારખાનામાં શક્તિ છોડનાર-પ્રેરનાર એંજીનરૂપ છે. આ મનજ ઇંદ્રિયોદ્વારા સત્કર્મો અને દુષ્કર્મો કરે છે, એ મનજ સંકલ્પ અને વિકલ્પ કરે છે અને મનજ કર્મબંધનો હેતુ છે. તેટલા માટે પ્રાકૃત ભાષામાં મનને ઘણીવાર માંકડા જેવું ચંચળ કહેવામાં આવે છે. પરન્તુ આ મન કાંઈ આ દેહનો રાજા નથી. માત્ર પ્રધાન છે. રાજા તો આતમ મન છે. ઇંદ્રિયોરૂપી દૃષ્ટિવર્ગ-ખેડુતો અને આતમનરૂપી રાજાની વચ્ચે મન એ પ્રધાન છે. ઇંદ્રિયોદ્વારા મન એક વસ્તુ જુએ છે, સાંભળે છે, પિછાણે છે, પછી મન આતમનરૂપી રાજાપાસે એ વસ્તુનું સ્વરૂપ નિવેદન કરે છે. રાજા, પ્રધાને નિવેદિત કરેલી વસ્તુસ્વરૂપનો ન્યાય તોળે છે. સારૂં શું અને ખરાબ શું તે વિચારે છે, અને જે કાંઈ સારૂં હોય તે કરાવવા પ્રધાનને આજ્ઞા

કરે છે, પછી પ્રધાન ઇંદ્રિયોદ્વારા તે કાર્ય કરાવી લે છે. આ આંતર્મન જ સદસદ્ વિવેકબુદ્ધિ છે. તેને ઘણીવાર ચિદ્દવૃત્તિ, Coscience, અથવા બુદ્ધિ એ નામે પણ ઓળખવામાં આવે છે. રાજા આંતર્મન છે, પ્રધાન બહિર્મન છે અને ઇંદ્રિયો–કૃષિકારો કિંવા કામદારો છે. તેમાં જો રાજા ગમે તેવો પવિત્ર હોય છે, છતાં જો તે જાગૃત હોતો નથી તો પ્રધાન રાજાને કશું પૂછયા વિનાજ કાર્ય કરાવી લે એવો સંભવ હોય છે. તેટલા માટે આંતર્મનને–સદ્સદ્દવિવેક બુદ્ધિને સદા જાગૃત રાખીને તેના અભિપ્રાય મુજબ જ મનની દ્વારા ઇંદ્રિયો પાસે વ્યાપાર કરાવવો એ મનુષ્યના હિતને અર્થે આવશ્યક ઠરે છે, બીજી રીતે જોતાં રાજાની આજ્ઞા થવા છતાં પ્રધાનની ઇચ્છા નહિ હોવાથી ઇંદ્રિયો પાસે તેવું કામ કરાવતો નથી કિંવા અન્યથા કરાવે છે. રાજા રૂપી આંતર્મન ફરમાવે છે કે— આ ભિખારી સત્પાત્ર છે માટે તેને દાન દેવું આવશ્યક છે અને પ્રધાનને તે મુજબ તે કહે છે. બહિર્મનરૂપી પ્રધાનમાં કરૂણાવૃત્તિ જ નથી કિંવા રાજા પોતાનો અભિપ્રાય આપીને તુરત ચૂપ બની જાય છે, એટલે પ્રધાન તે દાન આપવાનું કાર્ય ઇંદ્રિયો પાસે કરાવતો જ નથી. આથી બહિર્મન સર્વોપરિ અવસ્થા ભોગવીને પોતાની ઇચ્છા તથા અનુકૂળતાએ વર્તે છે. તેટલા માટે જ આંતર્મન રૂપી રાજાએ જાગૃત રહેવાની અને સ્વકાર્યકારી આવશ્યકતા સિદ્ધ થાય છે.

**મ**નોવિજ્ઞાનના વિચારકોએ વિધવિધ શોધો અને વિચારણાને અંતે નિશ્ચિત કર્યું છે કે મનુષ્ય જ્યાંસુધી જાગૃત અવસ્થામાં હોય છે, ત્યાંસુધી તેનું બહિર્મન જાગૃત હોય છે અને ઇંદ્રિયો જે કાંઇ વ્યાપાર કરે છે તે આ બહિર્મનની આજ્ઞાને અનુસરીને જ કરે છે; પરન્તુ મનુષ્યની જાગૃત અવસ્થા પૂરી થઇ કે તુરત બહિર્મનનો વ્યાપાર બંધ પડે છે, કિંવા અન્યથા બહિર્મનનો વ્યાપાર બંધ પડ્યા પહેલાં નિદ્રાવસ્થા આવતી નથી. પરન્તુ રાજા રૂપી આંતર્મનની વાત કેવળ જુદી જ છે. મનુષ્ય જાગૃત હોય કે નિદ્રિત હોય પણ આંતર્મનનો વ્યાપાર અપ્રતિહત રીતે ચાલુજ હોય છે. મનુષ્ય ઉંઘી જાય છે છતાં તેનું હૃદય ચાલ્યા કરે છે, રૂધિરાભિસરણ થાય છે, અન્ન પચે છે, શ્વાસોચ્છવાસ ચાલે છે, એ બધી ક્રિયાઓ સહેતુકપણે થતી હોવી જોઇએ એવી કલ્પના જ્યારે મનોવિજ્ઞાનના વિદ્વાનોને આવી ત્યારે તેમને આંતર્મનનું અસ્તિત્વ સ્પષ્ટ રીતે સમજાયું. દેહના અહેતુક વ્યાપાર માટે પણ આંતર્મનની આવશ્યકતા હોવાથી તેને કદિ વિશ્રાન્તિ મળતી નથી. કોઇ સદૈવ જાગૃત દેવતાના જેવી આ આંતર્મનની સ્થિતિ છે અને આપણે જેને વ્યવહારમાં ઘણી વાર ' મનોદેવતા ' ને નામે ઓળખીએ છીએ.

**આ** આંતર્મન ઉપર કોઇ પણ બનાવ કે વસ્તુની છાપ પડે છે તે કદાપિ ભુંસાતી નથી. બહિર્મન અનેક વસ્તુઓ ભૂલી જશે, પરન્તુ આંતર્મનની સ્મૃતિ તો અભેદ્ય છે. આજે જોએલી કે સાંભળેલી વસ્તુ કાલે કે કાળાંતરે ભૂલી જવાય છે તે બહિર્મનનો વિષય છે. બહુ જુની કે ઓછી મહત્ત્વની વાતો સંભારી રાખવાની શક્તિ બહિર્મનમાં નથી, પરન્તુ આંતર્મનની સ્મરણશક્તિ તો અપૂર્વ છે. પરન્તુ જ્યાંસુધી પ્રધાન રાજાની સમીપે વસ્તુસ્થિતિ રજુ કરીને કોઇ બાબતની સલાહ લેતો નથી, તેનો ન્યાયરૂપી અભિપ્રાય પૂછતો નથી, ત્યાંસુધી રાજા કશો ન્યાય આપતો નથી અને પ્રધાનને કશી સલાહ મળતી નથી. આંતર્મન વિશેષ શક્તિમાન છે પરન્તુ તેની શક્તિ બહિર્મનની દ્વારાજ કાર્યકારી થતી હોવાથી અને આંતર્મન સીધી રીતે કાર્યકારી થઇ શકતું નહિ હોવાથી આંતર્મન અને બહિર્મનનો સંબંધ જોડવાને મનુષ્યે મથન કરવું જોઇએ. બહિર્મનમાં અનેક વિકારો અને વાસનાઓ જડાએલાં હોય છે એટલે તે આંતર્મનના ઉદ્દગારની દરકાર કરતું નથી અને પોતાના વિકાર તથા વાસનાથી દોરાઇને ઇંદ્રિયો દ્વારા વ્યાપાર કર્યે જાય છે. આ સ્થિતિને અટકાવવા માટે મથન કરવું જોઇએ. આંતર્મનનો અભિપ્રાય પૂછવાને બહિર્મન તત્પર બને તેટલા માટે તેનામાં વિકાર કે વાસનાનું પ્રબળપણું ન હોવું જોઇએ અને જે આંતર્મન સદૈવ જાગૃત હોવા છતાં દેહની સુષુપ્તિના કાળમાં જાગૃત થએલું ભાસે છે તેને દેહની જાગૃત અવસ્થામાં પણ જાગૃત રાખવું જોઇએ. ઘડીભર બહિર્મનને સંયમવડે સુષુપ્ત કરો એટલે આંતર્મન જે સદૈવ જાગૃત જ છે તે આગળ આવશે અને પોતાનો ઉદ્દગાર પ્રકટ કરશે. આ ધ્યાન અથવા ચિંતન અથવા માનસિક સમતાની અવસ્થા છે. પુનઃ પુનઃ આંતર્મનના ઉદ્દગારોની છાપ બહિર્મન ઉપર પાડતા રહેવાથી બહિર્મનમાંની વાસના કિંવા વિકાર દૂર થવા લાગશે અને ધીમે ધીમે બહિર્મનરૂપી પ્રધાન આંતરમનરૂપી રાજાની સલાહ પૂછયા વિના કોઇ પણ કાર્ય નહિ કરે એવી ખાત્રી રાખજો. આ આંતર્મન કે જેને વેદાંતીઓ व्यवसायात्मिका बुद्धि. કહે છે અને બહિર્મન કે જેને व्याकरणात्मकम् કહે છે, અંગ્રેજ તત્ત્વવિદો અનુક્રમે Conscience અને Mind કહે છે, તેઓની બેઉની દ્વારા ઇંદ્રિયોનો જે વ્યાપાર ચાલે છે તે એકલા બહિર્મનના વ્યાપાર કરતાં વિશેષ શુદ્ધ હોય છે. ઉદાહરણ તરીકે–મનુષ્યની

આંખ એક ભીખારીને જુએ છે તેના મેલા વસ્ત્ર, ક્ષીણ શરીર અને મંદ ઉદ્ગાર ઉપરથી મન નિશ્ચય કરે છે કે તે ભીખારી જ છે બહિર્મનમા જો દયાવૃત્તિ હશે તો તે હાથને આજ્ઞા કરશે અને હાથ ગજવામા પેસી એક રૂપિયો કાઢી ભીખારીને આપશે જો બહિર્મનમા દયા નહિ હોય તો તે ભીખારીને જોયા છતા તેને કશુ આપવાનો નિશ્ચય નહિ કરે અને ઇંદ્રિયોને દાન દેવા માટે પ્રવૃત્ત નહિ કરે જો બહિર્મનમા લોભ કે દ્વેષનો વિકાર હશે તો તે ભીખારીને ગાળો દેશે અને લાકડી લઇને હાંકી કાઢવા દોડશે એ વખતે બહિર્મન આત્તર્મનની સલાહ લેતુ હોતુ નથી જો આત્તર્મનને સબળ બનાવીને અને બહિર્મનને સંયમિત કરીને તેની ઉપર આત્તર્મનનો પ્રભાવ પાડવાનો યત્ન સેવ્યો હોય તો તે વખતે આત્તર્મન –સદસદ્વિવેકબુદ્ધિ ભીખારીના બાહ્યવેશથી દાન આપવાને લલચાઇ જશે નહીં કિંવા બહિર્મનના લોભ કે દ્વેષથી દોરાઇ જશે નહિ તે સમયે તે સદ્ અને અસદ્નો નિર્ણય પોતાના અપૂર્વ જ્ઞાન અને સ્મૃતિના આધારે કરશે. જો તેને એ ભીખારીની અવસ્થા, ઉદ્ગાર કિંવા ક્ષીણતા ઉપરથી લાગશે કે તે ખરેખર સુપાત્ર ભિખારી છે તો તે બહિર્મનને સલાહ આપશે કે એ ભીખારીને એક રૂપિયો અપાવ જો તેને એમ લાગશે કે રોકડો રૂપિયો આપવાથી તેનો દુરૂપયોગ થવાનો સંભવ છે તો બહિર્મનને તે સલાહ આપશે કે તેને એક રૂપિયાનુ અનાજ અપાવ, પરંતુ જો આત્તર્મનને એમ લાગશે કે બહિર્મનમા દયાવૃત્તિ છે, પરન્તુ એ ભીખારી કુપાત્ર છે તે દાનનો ઉપયોગ વ્યસનમા કે પાપમા જ કરશે, તો તે 'દયાવૃત્તિનો ઉપયોગ કરવો યુક્ત નથી' એવી બહિર્મનને સલાહ આપશે અને તેને દાન દેતા અટકાવશે આવી હરહંમેશ સલાહ વિકારવશ બહિર્મન માને કિંવા ન માને પરન્તુ આત્તર્મનનો ધર્મ તો પોતાની શક્તિના પ્રમાણમા વિશુદ્ધ ન્યાય તોળીને ઉદ્ગાર કાઢવાનો છે અને તે ધર્મ તે જરૂર બજાવે છે मनसस्तु पराबुद्धि એવુ જે ગીતામા કહેલુ છે તે બુદ્ધિ લક્ષણ આ આત્તર્મનનુ જ છે તાત્પર્ય એ છે કે જે મનુષ્ય બહિર્મનનો વ્યાપાર બુદ્ધિપૂર્વક કરે છે અને એ બુદ્ધિપૂર્વક ઇંદ્રિયોનો વ્યાપાર કરે છે તેની પ્રવૃત્તિ, ક્રિયા, કર્મ ઇત્યાદિ વિશેષ વિશુદ્ધ નીવડે છે

**પ**રન્તુ આ આત્તર્મન કિંવા સદસદ્વિવેકબુદ્ધિ પણ સંપૂર્ણ કિંવા કેવળ વિશુદ્ધ હોતી નથી એકજ કાર્ય ઉપર બે વિચારકોની સદસદ્વિવેકબુદ્ધિ જુદો જુદો ન્યાય તોળે છે, એવુ ઘણીવાર માલૂમ પડે છે આપણા દેશમા બે ભાઇઓ વચ્ચે એક સ્ત્રી હોય એ કલ્પના અસહ્ય છે, પરંતુ ઉત્તર હિંદના કેટલાંક ભાગમા બે ભાઇઓ વચ્ચે એક સ્ત્રી હોય એજ નીતિ મનાય છે। મોટો ભાઇ જે સ્ત્રી પરણે તેને નાનાભાઇએ પણ સ્વીકારવી પડે છે અને જો નાનો ભાઈ બીજી સ્ત્રી પરણે તો તે તેણે દુષ્ટ કાર્ય કર્યું એમ તેનો મોટો ભાઇ જ નહિ પણ આખો સમાજ માને છે। નાનાભાઇનુ આત્તર્મન પણ કહે છે કે પોતે ખોટુ તો કર્યું જ છે, પરન્તુ પોતાને માટે જુદી સ્ત્રી પરણવાની તેને દુર્બુદ્ધિ સૂઝી। આ ઉપરથી સમજાય છે કે આત્તર્મનને પણ–સદસદ્વિવેકબુદ્ધિને પણ વિશેષ શુદ્ધ કર્યા વિના મનુષ્ય કેવળ સત્કર્મો આદરી શકતો નથી આ આત્તર્મનને વિશુદ્ધ કરવા માટે અંતરાત્માને જાગૃત રાખવો જોઇએ અને તેજ મનુષ્યત્વમા ચક્રવર્તી રાજા છે અંતરાત્મા સહજમા જાગૃત થતો નથી તે માટે સદ્જ્ઞાન જોઇએ અને સદ્જ્ઞાન માટે બહુશ્રુત થવા ઉપરાંત ધ્યાન, ધારણાદિવડે આત્માને સમતાથી પરિપોષવો જોઇએ સદ્જ્ઞાન વિના આત્મા–પરમાત્માનુ સ્વરૂપ સમજાતુ નથી અને ધ્યાન–ચિંતન વિના એ સ્વરૂપનુ યથાર્થ ભાન થતુ નથી વેદાંતીઓ જેને આત્મનિષ્ઠ બુદ્ધિ કહે છે તેજ આ અંતરાત્મા છે

ઉત્તરાધ્યયન સૂત્રમા એક સ્થળે કહ્યું છે કે—

जहासे सयंभूरमणे उदही अक्खओदए ।
नाणा रयणपडिपुन्ने एवं हवइ बहुस्सुए ॥

અર્થાત્–જેમ સ્વયંભૂરમણ સમુદ્ર અક્ષય જળવાળો નાના પ્રકારના રત્નોથી પરિપૂર્ણ છે, તેમ મનુષ્ય પણ બહુશ્રુતધારી સમો છે

**આ** પ્રમાણે બહુશ્રુતતા, ચિંતન, મનનાદિથી જ્યારે આત્મા અને પરમાત્માનુ સ્વરૂપ સમજાય છે, ત્યારે ચક્રવર્તી રાજા જેવો અંતરાત્મા જાગૃત બનીને આત્તર્મનને અન્યાય થવા દેતો નથી, બહિર્મન આત્તર્મનના અવાજની વિરૂદ્ધ ઇંદ્રિયોને આજ્ઞા કરી શકતુ નથી અને ઇંદ્રિયોનો વ્યાપાર પણ પરિણામે વિશુદ્ધ બને છે આ બધા સોપાન સિદ્ધ કરવાને શ્રમ તો સેવવો જ જોઇએ, સંયમ કરવો જોઇએ, પણ સંયમ પૂર્વકની ઇંદ્રિયો દ્વારા થએલી બાહ્યત સુષ્ઠુ પ્રવૃત્તિઓ ગમે તેવી હોય તોપણ તેથી શુભકર્મ ઉપાર્જિત થતુ નથી

**ઇ**ંદ્રિય, બહિર્મન, આત્તર્મન અને અંતરાત્મા વિષેના વિશેષ સ્પષ્ટીકરણાર્થે આપણે એક વધુ દૃષ્ટાન્ત લઇએ એક મનુષ્ય માર્ગમા ચાલ્યો જાય છે, તેને માર્ગની ધૂળમા પડેલી એક વસ્તુ દેખાય છે નેત્ર તે વસ્તુનો ચળકાટ જૂએ છે એટલે મન સમજે છે કે તે સુવર્ણ કાચનો

ટુકડો છે. મન–બહિર્મન હાથને આજ્ઞા કરે છે કે તે કાચનો ટુકડો ઉપાડી લે. ટુકડો હાથમાં આવતાં મન સમજે છે કે તે કાચનો ટુકડો નથી પણ મૂલ્યવાન હીરો છે. હવે બહિર્મન આંતર્મનની સલાહ લે છે કે–આ હીરો મને ધૂળમાંથી હાથ લાગ્યો છે, તે કોઈનો ખોવાઇ ગએલો હશે, તેના માલીકને હું ઓળખતો નથી, તો મારે તે હીરો રાખી લેવો કે શું કરવું ? આંતર્મન સલાહ આપે છે કે–જે વસ્તુ તારી નથી તે તારાથી રાખી શકાય નહિ. માટે યત્ન કરીને તેના માલીકને શોધી કાઢ અથવા રાજાને જઇને કહે, એટલે તે દાંડી પીટાવી તેના માલીકને શોધી કાઢશે અને તેને તે હીરો સોંપશે. એ વખતે વિકારો અને વૃત્તિઓથી પ્રેરાયેલું બહિર્મન આંતર્મનરૂપી ન્યાયાધીશ પાસે વિધવિધ દલીલો કરે છે કે–એવી રીતે હીરાનો માલીક નહિ જડી આવે તો રાજા પોતે હીરો રાખી લેશે, તેને બદલે મારા ભાગ્યમાં હીરો લખેલો હશે તેથી તે મને જ જડયો તો હું રાખી લઉં તેમાં ખોટું શું ? આતર્મન કહેશે કે–પરાઇ વસ્તુ વિના પરિશ્રમે પોતાની કરી લેવી તે વાજબી નથી. આવી રીતે અનેક પ્રકારના પ્રશ્નોત્તરને અંતે આંતર્મન બલિષ્ઠ હોવાથી બહિર્મનને તે હીરો તેના માલીકને કે રાજાને આપવો પડે છે. પરન્તુ એ મનુષ્ય જો સુજ્ઞાની અને આત્મા તથા જગતના સ્વરૂપના યથાર્થ ભાનવાળો હશે તો તેનો અંતરાત્મા કાંઇ જૂદું જ કહેશે. તે કહેશે કે આ અનિત્ય જગતમાં એ હીરો એક માટીના કણથી કાંઇ વિશેષ નથી. તે તારે ન જોઇએ અને અન્યનું આત્મકલ્યાણ એ મૃત્તિકાકણથી થવાનું નથી તો તેને ફેંકી દે !

**મ**નોવિજ્ઞાનની દૃષ્ટિએ મનોયોગનું આ પૃથક્કરણ કરવાનો હેતુ એ છે કે મનનો સંયમ કેળવવાની આવશ્યકતા આજે જડક્રિયાઓમાં રચી–પચી રહેલો જૈનસમાજ સમજે અને ક્રિયાઓનું કેંદ્ર કેવળ દેહને કે ઇંદ્રિયોને નહિ પણ મનને–બહિર્મનને બનાવે, તથા ઉત્તરોત્તર અંતરાત્માને જાગૃત કરવા સુધીનાં સોપાને ચડવાના અભિલાષ પૂર્વક શ્રમસેવન કરે.

# અહિંસા પ્રાપ્તિનો ઉપાય.

અહિંસા એ મોટામા મોટો ધર્મ છે. પણ પાળવો તે પણ તેટલોજ કઠીન છે. જેનું હૃદય સઘળાય જન–પ્રાણી માટે પ્રેમથી દ્રવે છે તેજ સ્ત્રી કે પુરૂષ અહિંસા ધર્મ પાળી શકે છે કોઇ જીવની શરીરથી હિંસા ન કરવી તે સારૂ છે, પણ તે અહિંસાનો એકજ પ્રકાર છે. શરીરથી વાણીથી તથા મનથી કોઈનું જરાય બુરૂં ન થાય ત્યારે સાચી અહિંસા કહેવાય આવી અહિંસા મનુષ્યે પોતાના ગૃહમા. પોતાના પાડોશમા પોતાના ધધા–રોજગારમા રહીને ખીલવવાની છે. ગૃહસંસારનો ત્યાગ કરીને અહિંસા પાળવી સહેલી છે. પણ વ્યવહારમા રહીને તે સિદ્ધ કરવી એમાજ ખરી મહત્તા છે.

જ્યા સુધી આપણા ગૃહોમા કંકાસ થાય છે, એક બીજાને કડવા શબ્દો સંભળાવીએ છીએ. આપણા પાડોશીને અડચણ કરીને આપણે સુખી થવા ઇચ્છીએ છીએ. આપણા નોકર–ચાકરની સગવડ અગવડનો વિચાર કરતા નથી: પણ ઓછે પગારે વધારે કામ લેવાની વૃત્તિ રાખીએ છીએ. ધંધા–રોજગારમા બીજાને ખર્ચે અને જોખમે અને ધીરધાર કરતા હોઇએ તો મોટુ વ્યાજ લઇને આપણે પૈસાદાર બનવા માગીએ છીએ. બીજાના ધર્મની નિંદા કરીએ છીએ ત્યા સુધી આપણી અહિંસા માત્ર નામનીજ છે સાચી અહિંસા પાળવી હોય તો આપણે તેને માટે પ્રબળ અને ચાલુ પ્રયત્ન કરવો જોઇએ.

સવારના ઊઠવાની સાથે પહેલો વિચાર અહિંસાનોજ કરવો અને ‘ દિવસભર અહિંસા પાળીશ ’ એવો નિશ્ચય કરવો. અને રાત્રિના સુતી વખતે સાંજથી સવાર સુધીનો જીવનવ્યવહાર તપાસી જવો. કોની કોની સાથે, કેવા સંયોગમા કયા પ્રકારની હિંસા થઇ ગઇ છે તે જોઇ જવુ અને આવતી કાલથી એ અથવા એવા મનુષ્યની સાથે એવા સંયોગોમાં. એ પ્રકારની હિંસા નહિ કરવાનો સંકલ્પ કરવો.

આ રીતે પ્રયત્ન કરતા, હજી આપણી અહિંસા કેટલી કાચી છે, આપણા શરીરમા, વાણીમા, મનમા કેટલી હિંસા રહેલી છે, આપણે હજી કેટલો પ્રયત્ન કરવાનો છે, આપણે હજી નામનાજ અહિંસક છીએ તેનુ ભાન થશે અને દિન પ્રતિદિન અહિંસા વધતી જશે અને એકાદ માસમા જ આપણી પ્રગતિ આપણે જોઇ શકીશું.

અહિંસા સિદ્ધ થતા તે મનુષ્યની પાસે હિંસક મનુષ્યો, પશુઓ અને પક્ષિઓ પણ અહિંસક બની જાય છે અહિંસક મનુષ્યનો ચહેરો, અને તેનું વાતાવરણ પ્રેમપૂર્ણ હોય છે, કારણકે અહિંસા એ પ્રેમનું જ સ્વરૂપ છે.

**હરજીવન કાલીદાસ મહેતા.**

'જૈન' રૌપ્ય મહોત્સવ અંક

'जैन' पत्र के अधिपति योग्य धर्म नाम जैनपत्र जैन समाज में वृद्धिगत होता जा रहा है इसमें तुम्हारी कार्यप्रणालिका और समयसूचकता के बाधक जनतामें परिचय हो रहा है। शासनदेवता तुम्हें सहायता देवे ता कि तुम अधिकसे अधिक शासन सेवा-समाजसेवाका लाभ उठा सको। इति शम।

'द वल्लभविजयका धर्मलाभ।



નીચેની અનુક્રમે—(૧) પં મોતીવિજયજી (૨) ગ૦ શ્રી મતિવિજયજી (૩) આ૦ શ્રી વિજયવલ્લભસૂરિ (૪) શાન્તમૂર્તિ શ્રી હંસવિજયજી (૫) પં શ્રી ન પલવિજયજી અને ઉપની લાઇનોમાં પૂ૦ શ્રી મહિન્યાન દ (આત્માનંદ) સૂરીશ્વરજી મહારાજના ન ધાડાના મુનિઓનું સંયુક્ત મંડળ જણાય છે [પાટણ (ગુજરાત) ૧૯૮ ]

'જૈન'પત્રે પ્રાચીન તીર્થોના ઇતિહાસ પ્રગટ કર્યા અને જીર્ણોદ્ધાર તેમજ પ્રાચીન પુસ્તકોના ઉદ્ધાર માટે પાટણ જેસલમેર આદિના ભંડારોના ઉ લેખ કરી તીર્થ તથા સાહિત્યસેવા બજાવી છે તથા સંઘ અને જ્ઞાતિના ઝગડા મીટાવવા જે સૂચનાઓ કરી છે તેમજ ચતુર્વિધ સંઘમાં સુલેહ-સંપ વધારવા અને તીર્થોન્નતિ કરવા જે જે સાવચેતીઓ આપી છે તે બાબત અમો સંતોષ જાહેર કરીએ છીએ અને તેવી જ રીતે આગળ પણ મદદ સેવા બજાવે એવી આ રૂપેરી જયુબિલી પ્રસંગે ખાસ ભલામણ કરી ધર્મલાભનો આશીર્વાદ અર્પણ કરીએ છીએ

લી. હંસવિજય



# વર્ત્તમાન જૈન સમાજ.

લેખક—જગજીવન એમ. કપાસી—સુરત.

આપણે જોઈએ છીએ કે આ યુગ પ્રગતિનો છે દેશના અભ્યુદયને માટે દેશનેતાઓ પ્રયાસો કરી રહ્યા છે સામાજીક ઉન્નતિ માટે સમાજનાયકો જૂદા જૂદા અખતરા અજમાવી રહ્યા છે જનતાના શરીરવિકાસ માટે વ્યાયામ મંદિરો અને અખાડાઓની સ્થાપના થતી જાય છે માનવોના માનસિક ઉદ્ધારને માટે વિશાળ વિદ્યાલયોની યોજનાઓનો અમલ થાય છે અને સ્ત્રી તથા પુરૂષના આત્મિક ઉત્કર્ષને માટે પણ ધાર્મિક સંસ્થાઓ દ્વારા પ્રયત્નો થાય છે બ્રીટીશ હિન્દના લોકો સ્વરાજ્ય પ્રાપ્ત કરવાને વાસ્તે અસહકારના પ્રયોગો આદરી જુએ છે દેશી રાજ્યોની પ્રજા, પરિષદો ભરીને પોતાના ઉદ્ધારને વાસ્તે પોકાર કરે છે હિન્દુઓ પોતાનું જાતીય ઐક્ય કરવાને વાસ્તે શુદ્ધિની ચળવળ ચલાવી રહ્યા છે મુસલમાનો પોતાની સંખ્યા વધારવા તનતોડ પ્રયત્નો કરી રહ્યા છે થીઓસોફીસ્ટો ભ્રાતૃભાવનો સંદેશ ફેલાવી રહ્યા છે આર્યસમાજીઓ હિંદુ સમાજને એકત્ર કરવાને મથી રહ્યા છે વર્ત્તમાન પત્રકારો તેમના પત્રો દ્વારા લોકમત કેળવી રહ્યા છે વિદ્વાનો ભાષણો આપી અને લેખકો લેખો લખીને પ્રગતિનો ઉપદેશ આપી રહ્યા છે ખાદી અને ચરખાના પ્રચાર માટે ફંડો થાય છે અન્ત્યજ ગણાતી જાતિઓના ઉદ્ધારને વાસ્તે ઉપદેશ અપાય છે સામાજીક કુરૂઢીઓનો નાશ કરવા માટે સખ્ત આલોચનાઓ થાય છે વિધવાઓના દુઃખ નિવારણને વાસ્તે પુનર્લગ્નને ઉત્તેજન આપવામાં આવે છે શ્રીસ્વાતંત્ર્ય માટે મહિલાશ્રમ ઠેકાણે સ્થપાય છે અને જનતાની સેવાને વાસ્તે સ્વયંસેવક દળો પણ તૈયાર થાય છે ટુંકામાં કહેવાનો આશય એ છે કે ચારે તરફ દેશમાં પ્રગતિ કહો, નવચેતન કહો, નવજીવન કહો કે જાગૃતિ કહો જે કહો તેના મોજાઓ ફરી વળ્યા છે અને મનાય છે કે દેશનું કલ્યાણ હવે થોડા જ સમયમાં થવાનું એ નિશ્ચિત છે વર્ત્તમાનમાં દેશમાં જે રાજકીય અને સામાજીક ઉન્નતિને માટે અનેકવિધ પ્રવૃત્તિઓ ચાલી રહી છે તેથી દેશનું અને સમાજનું કેટલું વાસ્તવિક હિત સધાયું છે અને ભવિષ્યમાં કેટલું સધાશે, એ પ્રશ્ન અતિ મહત્ત્વનો છે, પરંતુ તત્સંબંધી ચર્ચામાં ઉતરવાનો આશય પ્રસ્તુત લેખમાં રાખ્યો નથી અને તેથી તે પ્રશ્નને અત્રે જતો જ કરવામાં આવે છે અત્રે તો વર્ત્તમાન જૈનસમાજ સંબંધી જ ચર્ચા કરવાનો ઉદ્દેશ રાખ્યો છે અને તે ઉદ્દેશને લક્ષ્યમાં લેતાં દેશમાં જે નવજીવનનો સંચાર થઈ રહ્યો છે તેથી જૈન સમાજને કાંઈ અસર થઈ છે કે નહિ? અને થઈ હોય તો કેટલી? તે સવાલ આપણી સન્મુખ ઉપસ્થિત થાય છે બહુ વિચાર કરતાં જણાય છે કે જૈનસમાજ દેશમાં વ્યાપી રહેલા નવજીવનના સંચારની અસરથી તદ્દન મુક્ત તો નથી રહી શક્યો આજે જૈન સમાજમાં નજર નાખીએ તો સ્થળે સ્થળે ધાર્મિક મહોત્સવો ઉજવાય છે, નવકારશી અને સ્વામીવત્સલના જમણવારો થાય છે, તીર્થયાત્રા માટે નાના-મોટા સંઘો નીકળે છે, દીક્ષા આપવાની પ્રવૃત્તિ પણ જોસભેર ચાલી રહી છે, સાધુઓને પદવીઓ પણ ઉત્સાહભેર અપાય છે, નવા તીર્થો અને મંદિરો બંધાય છે, ગુરૂની મૂર્તિઓ અને પાદુકાઓ સ્થપાય છે, વર્ત્તમાન પત્રો, માસિકો અને પુસ્તકો પ્રગટ કરવાનું કામ અવિરત ચાલી રહ્યું છે અને સંખ્યાબંધ સભાઓ વિદ્યાર્થીભૂવનો, પાઠશાળાઓ તથા એવીજ બીજી કમી

ટીઓ અને સંસ્થાઓ તથા એવાંજ બીજાં ખાતાઓ ખોલીને જૈન સમાજનું ગાડું પ્રગતિના માર્ગે પ્રયાણ કરી રહ્યું છે. જૈન સમાજની પ્રગતિના આ વિવેચનથી વસ્તુસ્થિતિથી અજાણ કોઇ પણ વાંચનાર જરૂર માની લે કે વર્ત્તમાન સમયમાં જૈન સમાજથી ભાગ્યેજ બીજો કોઈ સમાજ પ્રગતિશીલ હશે. પણ વસ્તુસ્થિતિના જે જ્ઞાતા હશે તેમના સમજવામાં તો જરૂર હોવું જોઇએ કે જૈન સમાજની આ કહેવાતી પ્રગતિ કેવળ પોકળ છે. ખરૂં કહીએ તો વર્ત્તમાન જૈન સમાજનું ગાડું પ્રગતિના માર્ગે પ્રયાણ કરતું નથી; કિન્તુ અધોગતિના ઉંડા ગર્તમાં ધસતું જાય છે. અને એ ગર્તમાં કાદવ તથા અંધકાર એટલો બધો ભરેલો છે કે જૈન સમાજરૂપી એ ગાડાંને જેમ જેમ બહાર ખેંચી કાઢવાનો પ્રયત્ન કરવામાં આવે છે, તેમ તેમ તે વધારે ઉંડું અને ઉંડું ખુંચતું જાય છે; કારણ કે આ ગાડાંનો હાંકનાર તો કોઈ છેજ નહિ, તેના બન્ને બળદો ધોંસરીમાંથી છુટી ગયા છે અને એ ગાડાને કાદવમાંથી બહાર કાઢવાનો પ્રયાસ થોડાં જ માણસો કરી રહ્યાં છે, જેથી તે ફલિભૂત થતો નથી. વસ્તુતઃ જોઇએ તો જૈન સમાજરૂપી ગાડાની વર્ત્તમાન સ્થિતિનું આ આછું ચિત્ર છે. આ ચિત્ર જોઇને ગમે તે સહૃદય જૈન બંધુને ખેદ થયા સિવાય રહેશે નહિજ. વિશેષ ખેદજનક તો એ છે કે જે ધર્મ એકવાર દેશનો મુખ્ય ધર્મ હતો, જેનાં ઉચ્ચ તત્વજ્ઞાન અને સર્વદેશીય ઉપદેશથી મહાન્ નૃપતિઓ જેનું બહુમાન કરતા હતા, જેણે વિવિધ પ્રકારનાં ઉત્તમ અને જ્ઞાનગર્ભિત સાહિત્યની રચના કરી છે, જેમાં સમર્થ ત્યાગી અને સમભાવી આદર્શ મહાત્માઓ થયા છે, જેમાં પ્રખર વિદ્વાનો, કુશળ કળાકારો, મહાન્ દાનવીરો, મોટા ધનાઢયો, પ્રભાવશાળી મંત્રીઓ, ઉત્તમ ચારિત્રધારીઓ ઇત્યાદિ નરરત્નો અને પવિત્રતાના નમુનારૂપ નારીરત્નો ઉત્પન્ન થયાં છે તથા જે ધર્મ અને સમાજે અનેક ભવ્ય તથા કળાના આદર્શરૂપ તીર્થસ્થાનો ઉપરાંત અતિ ઉચ્ચ આધ્યાત્મિક જ્ઞાનની સંસ્કૃતિ આપી છે, તેવા ઉત્તમ ધર્મ અને ભવ્ય સમાજની વર્ત્તમાનનાં ચોતરફથી અવનતિ થતી જાય છે. વર્ત્તમાન જૈન સમાજમાં આ ચિત્રને કોઈ અતિશયોક્તિભરેલું માનશે; પરંતુ જેઓ શાંત ચિત્તથી વિચાર કરી જોશે તેમને સ્પષ્ટ જણાઈ આવશે કે તેમાં અતિશયોક્તિ નથી; કિન્તુ વાસ્તવિક્તાજ છે. પ્રતિ દિવસ જૈન સમાજની સંખ્યામાં ઘટાડો થતો જાય છે, સામાજીક જીવનની અનેક પ્રકારની ચિંતાઓ, કેળવણીની ખામી અને ધાર્મિક જ્ઞાનના અભાવથી તથા જ્ઞાતિબંધારણના અતિ સંકુચિત વ્યવહારથી જૈન સમાજમાંથી અન્યધર્મમાં ભળી જવાની ઘટનાઓ વારંવાર સંભળાય છે, શ્વેતામ્બર તથા દિગમ્બરના તીર્થ સંબંધી ક્લેશો અને દેરાવાસી તથા સ્થાનકવાસીના મતભેદોથી કુસંપની વૃદ્ધિ દિન–પ્રતિદિન થતી જાય છે અને ધાર્મિક આચાર તથા વિચારને એક બાજુએ રાખી મૂકીને સ્વતંત્રતાનાં નામે સ્વચ્છંદતા અથવા તો નિરંકુશતાનું જોર વધતું અનુભવાય છે. સારાંશ કે જૈન સમાજની માત્ર અગીયાર લાખની જનસંખ્યામાં શ્વેતાંબર, દિગંબર અને સ્થાનકવાસી સંપ્રદાયોમાં તીર્થવિષયક તથા બીજા અનેક ક્લેશો વખતોવખત ઉત્પન્ન થાય છે અને તેના અંગે સમાજની ધનસંપત્તિનું પાણી પણ થાય છે. સમસ્ત જૈન સમાજની વાતને જવા દઈ માત્ર શ્વેતાંબર સંપ્રદાયની વાતને લક્ષ્યમાં લઇએ તો એ પાંચેક લાખની જનસંખ્યામાં પણ અનેક તડો, વિવિધ ભેદો, જૂદી જૂદી પાર્ટીઓ, જ્ઞાતિનાં નામે સાંકડા બંધારણો, દેવદ્રવ્ય અને દીક્ષાની તકરારો અને ઈર્ષારૂપી અગ્નિનું જોર સર્વત્ર પ્રસરેલું જોવામાં આવે છે. દાખલારૂપે એક ચોક્કસ ગામમાં શ્વેતાંબર સંપ્રદાયના માત્ર પોણોસો ઘરોમાં છોંતેર આગેવાનો અને તેના દોઢસો મતો છે. એટલે એ પોણોસો ઘરોનાં નિર્નાયક ટોળાંની સ્થિતિ શાસ્ત્રમાં વર્ણવેલા પાંચસે સુભટો જેવી હોય તો એમાં આશ્ચર્ય જેવું કાંઈ નથી. પણ પાંચસો સુભટો જેવી અસ્તવ્યસ્ત સ્થિતિ ઉપર કહ્યા તેવા કોઈ એક ગામની નથી; કિન્તુ સમસ્ત જૈન સમાજની પણ મોટા ભાગે તેવીજ અવસ્થા છે. ક્લેશ અને ઈર્ષાના પ્રભાવથી સમસ્ત જૈન સમાજની નિર્નાયક અને અસ્તવ્યસ્ત અવસ્થા થવા પામે તો એ સર્વથા સ્વાભાવિક અને સંભવિત જ છે. તીર્થોના હક્કો જાય તો એની દરકાર નથી, જીવનનાં જરૂરી સાધનોના અભાવે તથા ધાર્મિક અજ્ઞાનનાં કારણે કંટાળીને કોઈ જૈનધર્મ ત્યજીને ચાલ્યા જાય તો એની પરવા નથી, કોઈ માર્ગભૂલી વિધવાઓ સામાજીક દુઃખોથી થાકીને વિધર્મી બની બેસે તો તેની ચિંતા નથી, સમૃદ્ધિશાળી વ્યાપારોના બદલે સટ્ટા કિંવા જુગારથી સમાજનું વ્યાપારી જીવન નાશ પામે તો એની હરકત નહિ, યુવાન સ્ત્રી–પુરૂષો અને બાળકોનાં વધતાં જતાં મરણપ્રમાણથી જનસંખ્યા ઘટતી જાય તો કાંઈ ફીકર નહિ, વિદ્વાન ગણાતાં જૈનેતર લેખકો અને વક્તાઓ જૈન આચાર્યો અને મહાપુરૂષોની કેવળ કલ્પના અને માત્ર નવલકથાના રસની ખાતર અણઘટતી નિંદાત્મક અને તદ્દન અસત્ય ટીકા કરે તો સહન કરવામાં કાંઈ અડચણ નથી અને એકજ ધર્મના સંતાનો હોવા છતાં વીશા, દશા, ઓસવાળ, પોરવાડ ઇત્યાદિ અનેક ભેદો, ઉપભેદો, તડો, એક-

હાઓ અને નાના ગોળોથી લગ્નના નામે વિવિધપ્રકારના ફન્ને ફાંઓ ગોઠવાતા હોય તો એનુ ભાન નથી, પરંતુ કુસંપ, કલેશ અને ઈર્ષાના સહકાર વિના અત્યારે જૈનસમાજને ક્ષણવાર પણ ચાલે તેમ નથી તેને પોતાના જ સંપ્રદાયના સાધર્મી બંધુને માટે લાગણી નથી, તેમજ જ્ઞાતિ, સમાજ કે ધર્મને માટે અભિમાન નથી એટલુ જ નહિ, પરંતુ પોતાના સગા કે કુટુંબી ભાઇ પ્રત્યે સ્વાભાવિક પ્રેમ પણ નથી ચતુર ચાપરાજ, વીર વિમળ, મહામંત્રી ઉદયન, વસ્તુપાળ અને તેજપાળ, દાનવીર જગડુશાહ, ભડવીર ભામાશાહ અને પ્રતાપી પેથડ કુમારના વંશજ આજના જૈનની વર્ત્તમાન અવસ્થાનુ ચિત્ર નિહાળવાનો જો વિચાર કરવામા આવે તો ગામ બહાર શિયાળ અને બજારમા સિંહ, કમજોર અને ગુસ્સા બહોત, થોડુ જ્ઞાન અને અધિક દોઢડહાપણ, મુખમા રામ અને બગલમા છૂરી, વાતોમા ન્યાય, નીતિ અને ધર્મ, પણ વર્ત્તનમા કેવળ સ્વાર્થપરાયણતા, ખાવાપીવામા ભક્ષ્યાભક્ષ્યનો વિચાર પણ વ્યવહારમા વિશ્વાસીનુ ગળુ કરી નાખવાની ઉત્સુકતા અને જીભમા મીઠાશ પણ હૃદયમા હળાહળ વિષ, એવા ઘણા અંશે પરસ્પર વિરૂદ્ધ લક્ષણવાળો જૈન વણિક વાચક મહાશયોની દૃષ્ટિ સન્મુખ ખડો થશે. મતલબ કે પ્રતાપી પૂર્વજના વર્ત્તમાન વંશજ જૈનમા શારીરિક, માનસિક અને આત્મિક ઉચ્ચ ગુણોને બદલે શરીરની નિર્બળતા, મનની સંકુચિતતા અને આત્માની પામરતા જ મોટા ભાગે જોવામા આવશે

વર્ત્તમાન જૈન સમાજના આ ચિત્ર ઉપરથી કોઈ પ્રશ્ન કરે કે શુ અત્યારના જૈન સમાજમા કોઈ શુભ તત્વ જ નથી ? તો તેના ઉત્તર રૂપે અહીં એક વાતનુ સ્પષ્ટીકરણ કરવાની અગત્ય છે વર્ત્તમાન સમયમા દેશમા જે નવચેતન પ્રસરી રહ્યુ છે, તેની અસરથી જૈન સમાજમા પણ પ્રગતિ સાધવાનો જુસ્સો થોડા કે ઘણા અંશે ઉત્પન્ન થયો છે અને એ જુસ્સાને વધાવી લેવા માટે મુનિ મહારાજો, સમાજના આગેવાનો અને સેવાભાવી યુવાનો યથાયોગ્ય પ્રયાસો પણ કરી રહ્યા છે અને તેઓ સઘળા ધન્યવાદ કિંવા પ્રશંસાને પાત્ર છે, પરંતુ વિશેષ તાએ તો ઉપર દોરેલા ચિત્ર સમાનજ સમાજની વર્ત્તમાન સ્થિતિ છે, એની કોઇપણ વિચારકથી ના પાડી શકાય તેમ નથી અને એ વાતને લક્ષ્યમા નાખી સામાજીક વસ્તુસ્થિતિનુ ચિત્ર આળેખવામા આવે તો તેમા અસ્વાભાવિકતા જેવુ પણ કાંઈ નથી

વર્ત્તમાન જૈન સમાજની સામાજીક પરિસ્થિતિનુ ઉપરનુ ચિત્ર અવશ્ય ખેદકારક છે, પરંતુ એ ચિત્રને સુધારી તેને ભવ્ય અને સુંદર બનાવવાનો ઉપાય છે અને એ ઉપાય સંબંધી વિચાર કરવાનુ અત્રે ઉપસ્થિત થાય છે બહુ ઝીણી અને વેધક નજરથી જોઇએ, તો સડાની વિશેષતાના પ્રમાણમા અનેક સાધનોનો ઉપયોગ કરવાની હાલમા જરૂર છે પરંતુ આ લેખમા તો આપણે મુખ્ય અને અતિ મહત્ત્વના સાધનો વિષેજ વિચાર કરશુ, કારણ કે આ સંક્ષિપ્ત લેખમા પ્રત્યેક સાધન અથવા ઉપાયનુ વર્ણન અને સમર્થન કરીએ તો એક વિસ્તૃત ગ્રંથ ભરાય અને તેથી અત્રે તો મુખ્ય મુખ્ય સાધનોનો જ વિચાર કરવાનુ ઉચિત માન્યુ છે અને વાચક મહાશયો પણ તે વાતને માન્ય રાખશે

હાલના સંયોગો જોતા જૈન સમાજની વર્ત્તમાન પરિસ્થિતિમા સુધારો કરવા માટે સૌથી પ્રથમ અગત્ય તો ઐકસંપ અને સંગઠ્ઠનની છે જૈન સમાજના ત્રણ સંપ્રદાયો શ્વેતાંબર, દિગંબર અને સ્થાનકવાસી જૈનો-વચ્ચે તીર્થ વિષયક કે બીજા જે કાંઈ મતભેદો હોય તેને એક બાજુ નાખી અથવા તો તેવા મતભેદોનુ સમાધાનીપૂર્વક નિરાકરણ લાવવાના કાર્યને ઉદાર મતવાળા બંધુઓને સોંપી દઇ ત્રણે સંપ્રદાયોના અનુયાયીઓએ જૈન તરીકે એકત્ર થવાનુ અતિ મહત્ત્વનુ કાર્ય કરવાનુ છે ત્રણે સંપ્રદાયો વચ્ચે બંધુભાવ સ્થાપવાનુ કાર્ય જો કે ઘણુ કઠિન છે, પરંતુ તે દિશામા દૃઢ નિશ્ચયથી યોગ્ય પ્રયાસ કરવામા આવે, તો તેનુ શુભ ફળ આવ્યા વિના રહેશે નહિ આ કાર્યને વાસ્તે ત્રણે સંપ્રદાયોમાથી ઉદાર અને સમભાવી બંધુઓનુ એક મંડળ રચાવુ જોઇએ અને એ મંડળ ત્રણે સંપ્રદાયો વચ્ચે જ્યા જ્યા મતભેદ ઉપસ્થિત થાય, ત્યા ત્યા વચ્ચે પડીને યોગ્ય સમાધાન કરી આપે અને તે દરેકે સ્વીકારી એ પ્રમાણે વર્ત્તવુ એવો પ્રબંધ કરવો જોઇએ આ કાર્ય કરવામા આત્મભોગની ખાસ કરીને અગત્ય રહેશે, કેમકે આત્મભોગ વિના સ્વાહ ક સંપનો કોઈપણ પ્રયત્ન ફલિભૂત થતો નથી

આ પછી બીજી મહત્ત્વની વાત ધાર્મિક શિક્ષણની છે અલબત અત્યારે જૈનસમાજમા ધાર્મિક શિક્ષણને માટે પાઠશાળાઓની વ્યવસ્થા છે, પરંતુ અનુભવે આપણને સમજાયુ છે કે માત્ર મૂળ સૂત્રોને મુખપાઠે કરાવવા સિવાય સદરહુ પાઠશાળાઓ ધાર્મિક કેળવણીના ક્ષેત્રમા કાંઈ વિશેષ ફાળો આપી શકતી નથી જો કે મૂળ સૂત્રોને મુખપાઠે કરવાથી તેટલુ પણ જ્ઞાન તો પ્રાપ્ત થાય છે, પરંતુ હાલની પરિસ્થિતિને લક્ષ્યમા લેતા તેટલા શુષ્ક જ્ઞાનથી જ આપણને ચાલે તેમ નથી આપણને તો આપણા પરમ પવિત્ર ધર્મના રહસ્યને જાણવાની તથા તેનુ શિક્ષણ

લેવાની ખાસ અગત્ય છે અને તે વિના આપણી ઉન્નતિ અધૂરીજ રહેશે એ નિઃસંશય છે. આપણે અવશ્ય જાણીએ છીએ કે આપણા પૂજ્ય મુનિરાજો ઉપાશ્રયમાં બેસીને પ્રતિદિન આપણને ધાર્મિક બોધ આપે છે; પરંતુ એ બોધ કેટલા મહાનુભાવોનાં હૃદયમાં ઉતરે છે, એ આપણાથી અજાણ્યું નથી. જીનાલયમાં પૂજાર્થે જતાં ઉચ્ચ સ્વરે સ્તવન ગાવામાં તથા ઉપાશ્રયમાં વ્યાખ્યાન સાંભળતાં તલ્લીનતા દર્શાવવામાં આપણે જેવા ધર્મપ્રિય છીએ, તેવાજ ધર્મપ્રિય આપણે આપણા નિત્યના જીવનવ્યવહારમાં છીએ કે નહિ, તે વિચારવાની જરૂર છે. પશ્ચિમના જડવાદના સંસર્ગથી ઘણા ભાઇઓનું માનવું છે કે અત્યારે દેશને કિંવા સમાજને અધ્યાત્મજ્ઞાનની આવશ્યકતા નથી, પશ્ચિમની બાહ્ય ઉન્નતિ નિહાળીને આશ્ચર્ય પામનારા ઘણા વિચારકો માને છે કે દેશનું અને સમાજનું આપણી ધાર્મિક વૈરાગ્ય ભાવનાથી જ અધઃપતન થયું છે અને કેટલાક પંડિતમન્યો તો એટલે સુધી કહેવાની હિંમત કરે છે કે દેશ તથા સમાજની હાલની અધમાવસ્થા અહિંસાધર્મને જ આભારી છે. આ પંડિતમન્યોને એમની વિલક્ષણ માન્યતા માટે શું કહેવું તે સમજાતું નથી; પરંતુ ભારપૂર્વક એટલું તો કહ્યા સિવાય ચાલતું નથી કે અગાઉ કરતાં પણ અત્યારે આપણા દેશને તથા પ્રત્યેક સમાજને ધર્મનાં જ્ઞાનની અને અહિંસાના વર્ત્તનની અધિક અગત્ય છે. ધર્મ એજ પ્રત્યેક મનુષ્યના જીવનનું મુખ્ય ધ્યેય હોવું જોઇએ અને જે દેશ કે જે સમાજ પોતાની વાસ્તવિક ઉન્નતિ કરવાને ઈચ્છતો હોય, તેણે ધર્મનેજ મુખ્ય સાધન બનાવવું જોઇએ. આ ખાતરજ કહીએ છીએ કે આપણા સમાજમાં ધર્મનું વાસ્તવિક જ્ઞાન ફેલાવવાને વાસ્તે તેવા પ્રકારનું શિક્ષણ આપનારી સંસ્થાઓ સ્થાપવી જોઇએ અને જૈન ધર્મના સિદ્ધાંતોનો દુનિયાભરમાં પ્રચાર કરવાને માટે પ્રબંધ થવો જોઇએ આ કાર્યને અમલમાં મૂકવા વાસ્તે મુનિરાજો તથા ધર્મપ્રિય બંધુઓનું મધ્યસ્થ મંડળ રચાવું જોઇએ અને તે દ્વારા સમાજમાં તથા દેશ પરદેશમાં આપણા ધર્મનું પ્રચારકાર્ય થવું જોઇએ. ટુંકામાં ધાર્મિક કેળવણી માટે એવી વ્યવસ્થા થવી જોઇએ કે તેવા પ્રકારની અજ્ઞાનતાથી પ્રેરાઇને આપણા સમાજની કોઈ પણ વ્યક્તિ જૈન ધર્મ ત્યજીને જવી જોઇએ નહિ; કિન્તુ અન્ય ધર્મી મનુષ્યો પણ આપણા ધર્મનાં ઉચ્ચ રહસ્યોને સમજીને જૈન ધર્મનો સ્વીકાર કરવાને પ્રેરાય, તેવું મંડનાત્મક શૈલીએ પ્રચારકાર્ય થવું જોઇએ. આ પ્રમાણે પ્રચારકાર્ય થવાથી આપણને ધર્મનાં કેવળ પોપટીયા જ્ઞાનને બદલે તેનાં રહસ્યનું શિક્ષણ મળશે અને અન્યધર્મી વિદ્વાનો પ્રસંગોપાત જૈનધર્મના સંબંધમાં જે કેવળ ભ્રમણાજન્ય ટીકાઓ કરે છે તેઓ એવી ટીકાઓ કરવામાં પોતાની ભૂલ જોઈ શકશે અને જેઓ સત્ય વસ્તુના શોધકો હશે તેઓ તો આપણા ધર્મનો સ્વીકાર કરવાને પણ તૈયાર થશે. આ વાતનાં ઉદાહરણરૂપે પારસી બંધુ માણેકજી. ડૉ. જેકોબી અને કુમારી સુભદ્રાદેવી અથવા મીસ ક્રાઝ વિગેરેના દાખલાઓ મૌજુદ છે. અને તેટલા માટે ફરીથી પણ સ્પષ્ટતાથી કહીએ છીએ કે ધાર્મિક ઉન્નતિ એજ ખરી ઉન્નતિ છે અને તે વિનાની સાંસારિક, રાજકીય અને ઔદ્યોગિક ઉન્નતિ એ એકપક્ષી અથવા અધુરી ઉન્નતિ છે.

હવે ત્રીજી મહત્વની વાત સામાજીક વ્યવસ્થા અને સાંસારિક સુધારાને લગતી છે. સામાજીક કિંવા સાંસારિક સુધારામાં અનેક વાતોનો સમાવેશ થઈ શકે છે અને તેનાં સમર્થનમાં બાળલગ્ન. વૃદ્ધલગ્ન, કન્યાવિક્રય. રૂપ-ગુણ અને વયનાં કજોડાં, દેખાદેખી તથા ચડસાચડસીથી થતાં હદ ઉપરાંતના ખર્ચો. કારજના ફરજીયાત જમણવારો અને તે ઉપરાંત સમાજવ્યવહારના અનેક અનિષ્ટ રીવાજો વિગેરે ઘણી બાબતોમાં સુધારા કરવાની અગત્યનો આપણે સ્વીકાર કરીએ છીએ; પરંતુ એ પ્રત્યેક વિષય ઉપર વિસ્તારથી વિવેચન કરવાનું આ લેખમાં બની શકે તેમ નહિ હોવાથી માત્ર સમાજના સંકુચિત બંધારણો કિંવા જ્ઞાતિભેદો વિષેજ અત્રે વિચાર કરવાનું યોગ્ય માન્યું છે. શ્વેતાંબર. દિગંબર અને સ્થાનકવાસી એ ધર્મના ભેદો છે એટલે તે સંબંધમાં અત્રે કાંઈ કહેવાનું નથી; પરંતુ એકજ સંપ્રદાયને માનનાર સમૂહમાં દશા, વીશા. શ્રીમાળી, ઓસવાળ, પોરવાડ, કાઠિયાવાડી, કચ્છી, ગુજરાતી, મારવાડી, બંગાળી જ્ઞાતિના અનેક તડો છે અને એ તડોમાં અમુકજ સંખ્યાના નાના નાના ગોળો અથવા એકડાઓ છે અને એ પ્રકારની અતિ સંકુચિત સ્થિતિને લઇને આપણો સમાજ અવનતિમાં ઉતરતો જાય છે, એ કેવળ નિર્વિવાદ છે. આવા અતિ સાંકડાં બંધારણોથી એક જ્ઞાતિમા ઘણા મુરતિયા હોય તો તેમને કન્યાઓ મળવી મુશ્કેલ થઈ પડે છે અને બીજી જ્ઞાતિમાં કન્યાઓની છત હોય તો તેમને લાયક મુરતિયા મળવાનું અશક્ય અને છે. આવી પરિસ્થિતિમાં લગ્નની પવિત્ર ભાવના અને તેનાં ઉચ્ચ સંસ્કારને બદલે લાકડે માંકડું વળગાડી દેવાનું બહુધા બનતું જોવાય છે અને એથી કન્યાવિક્રય તથા કજોડાનું પ્રમાણ વધતું જતું હોઈ યુવકો અને યુવતિઓનાં જીવન વિષમ બની જાય છે તથા તેમનો સંસાર દુઃખમય થઇ પડે છે. વળી આવાં સંકુચિત તડોથી એકબીજા તડોમાં તેમજ એકજ તડમાં અંદરોઅંદર પણ

# સાહિત્યનો શોખ.



લેખક—શ્રી લીલાવતી મુન્શી

**સા**હિત્યનો શોખ કેમ કેળવવો અને કેવી રીતે કેળવવો એ વીશે આજે ઘણા જણે ખરેખર અને ઉંડો વિચાર કરવા માંડયો છે કેટલાકના મનમા એક પ્રશ્ન સતત્ ઘોળાયા કરે છે કે માણસે સાહિત્યનો શોખ શા માટે કેળવવો? કોઇ વિનોદમા ઉત્તર આપી દે કે "મારા મારી કરવા" તો એ પણ એ પ્રશ્નની એક બાજુ છે અને તે સાવ ખોટી છે એમ ન કહી શકાય પણ તેનો ખરો ઉત્તર તો બીજો જ છે સાહિત્યનો શોખ માત્ર ઉત્પન્ન કરવાને ખાતર ઉત્પન્ન થતો નથી પણ માનવની માનસિક ભુખમાથી તે પ્રગટે છે માણસને ભુખ લાગે ને એ અન્ન ખાય તેમ તેની માનસિક ક્ષુધા એની પાસે સાહિત્યનો શોખ ઉત્પન્ન કરાવે છે શરૂઆતમા તો ભુખ્યો માણસ સારામાઠાનો વિચાર કર્યા વિના ગમે તે વસ્તુ ખાઇ નાખે છે, તેમ જે માણસને વાચનનો શોખ પહેલ વહેલો ઉત્પન્ન થાય ત પહેલા તો જે કઇ તેના હાથમા આવે તે વાચી નાખે છે વિચાર કરવાની શક્તિ તે વખતે તેનામા હોતી નથી

**ત્યા**રે માનવની સાહિત્યની પરમ દશામા સુરુચિ ક્યારે ઉત્પન્ન થાય? આપણે જુનીજ ઉપમાને જરા આગળ લબાવીએ સારૂ ખાવાનો અને સારૂ જ ખાઇ શકવાનો આગ્રહ અને અધિકાર કોના હોય છે! જે અનેક પ્રકારના પકવાન્નોથી સદા પરિચિત હોય, જે સ્વાદુ રમવતી વારવાર આરોગી તેના સ્વાદ અને રસની ખુબીને પારખી શકતો હોય અને સાથે સાથે એ સ્વાદને પોષવાના જેની પાસે સાધનો હોય તેજ માણસ સ્વાદુ, સાત્વિક, સુરુચિવાળુ, એવા બધા પોતાને રુચતા ભેદો અન્નમા પાડી શકે છે અને તેમા મજાહ પણ લઇ શકે છે સાહિત્યના શોખને માટે પણ એવુ જ છે સાહિત્યનો સાચો શોખ ઉત્પન્ન કરવા માટે સૌથી પહેલા તો અનેક પ્રકારના સાહિત્યથી માણસ પરિચિત હોવો જોઇએ અને તેનુ વાચન વિવિધ અને વિશાળ થવુ જોઇએ માત્ર સદૈવ ત શાવળીઆ વાચનારને કદી પ્રેમાનંદની ખૂબીઓ સમજાય નહીં અને માત્ર પ્રેમાનંદનો અભ્યાસક 'કાન્તા' નાટિકાનો રસ પુરેપુરો પીછાની શકે નહીં, અને તેથીએ વધારે આગળ વધીને કહીએ તો માત્ર 'કાન્તા' જ વાચીને અટકી જનાર "મત્સ્યગધા ને ગાગેય" આદિ સુરમ્ય નાટકોનો રસ લઇ શકે નહીં

**અ**ને આ બધુએ વાચી જનાર માણસોમા પણ ભિન્ન રૂચિ તો રહેવાની જ કોઇને પૂ આનદશકરભાઇનુ શબ્દાર્થ ગભીર ગદ્ય ગમે અને કોઇ પૂ ગાધીજીની આડબર વિનાની સચોટ શૈલીના ભક્ત હોય, કોઇને ચદ્રશકર પડ્યાના તમતમતા વાક્યબાણોમા મજાહ પડે અને કોઇ 'ગુજરાતી'ની કિલષ્ટ વાર્તાઓમા પણ રસ લઇ શકે કેટલાક જુનાના ભક્તો હોય તે જુનુ એટલુ બધુ જ શિષ્ટ માને અને તેથી પ્રેમાનદ, શામળ, અખો, નરસિહ અને

---

કલહ અને કુસપના મૂળ એવા તો ઉંડા ઉતરી ગયા છે કે જેનુ પરિણામ જૈન જાતિને નામશેષ કરી નાખવામા આવે તો તેમા કશુ પણ આશ્ચર્ય નથી આ કારણથી જો સમસ્ત જૈન સમાજનુ સગઠ્ઠન સાધવુ હોય, તો જ્ઞાતિ, તડ, ગોળ અને એકડાનો નાશ કરી વસ્તુત એકજ જૈન જાતિ સ્થાપવાની અગત્ય છે, પરતુ હાલની જ્ઞાતિઓની ઘણી વિષમ સ્થિતિનો વિચાર કરીએ છીએ, ત્યારે એક સાથે એકજ જૈન જાતિ ઉત્પન કરવાનુ કાર્ય ઘણુ મુશ્કેલ લાગે છે જેથી હાલ તો પ્રાથમિક સુધારા તરીકે એકજ જ્ઞાતિમા નાના તડો અથવા ગોળો હોય તેને મીટાવી દઈ લગ્નપ્રદેશના વિશાળ બધારણો રચવાની અગત્ય છે અને જો એવા વિશાળ બધારણો રચાશે, તોજ વર્ષો જતાં એક જૈન જાતિ રચવાનુ કાર્ય સરલ થઈ પડશે. ॐ શાંતિ.

ભોજા ભગત જેવા જુદી જુદી કોટીઓના કવિઓથી માંડી " કુવડની ફજેતી " જેવા લોકગીતો સુધીમાં શિષ્ટતા જોતા હોય તો કેટલાક નવાઓના ઉપાસકોને નરસિંહરાવથી માંડી પુષ્પ, ભ્રમર કે કીટક એવી કોઇ પણ સંજ્ઞાધારી લેખક સુધી નવાઓના બધા જ વર્ગોમાં એક સરખી જ શિષ્ટતા લાગતી હોય. અને વળી કોઇ વિવેચકને તો પોતાના કે પોતાના વાડાના લેખકો શિવાય બીજા સૌ અશિષ્ટતાના અવતાર સરખા દેખાતા હોય.

વળી રૂચિભેદના બીજા પણ પ્રકારો છે. કોઇને સાહિત્ય પ્રેરક જોઇએ, કોઇને ઉત્તેજક જોઇએ, કોઇને માદક જોઇએ અને કોઇને ચમત્કારિક જોઇએ. કોઈ માત્ર આખા સોપારી જેવાં જડબાંતોડ શબ્દો ચાવી રાજી થાય, કોઇ રસીયા અર્થ ઉપર વારી જાય, કોઇને ખળખળ વહેતા ઝરણાસમી શૈલી ગમે, કોઇને કોકીલના કુજન જેવી કવિતાઓ પર પ્રેમ થાય. ચોથી ચોપડીમાં જેમ બાપ-દિકરો ટટ્ટુને મેળામાં વેચવા જતા ત્યારે લોકોના જુદા જુદા અભિપ્રાયોની વાર્તા વાંચીએ છીએ, તેમ આ વિષયમાં પણ સાહિત્યના દરેક પ્રકાર પર જુદા જુદા અભિપ્રાય અને જુદી જુદી રૂચી જડી શકે તેમ છે.

શું વાંચવું અને શું ન વાંચવું એ પ્રશ્નને પણ દરેક પોતાની દૃષ્ટિએ જુએ છે. કેટલીક ચીજો બાળકોને વાંચવા લાયક નથી હોતી, કેટલીક ચીજો બાલ મનોદશાવાળા મોટાં થએલાંઓને પણ વાંચવા લાયક નથી હોતી. કેટલાક ડાહ્યા માણસો તરફથી સ્ત્રીઓને વાંચવા લાયક પુસ્તકોની યાદીઓ તો હમણાં ઘણે ઠેકાણે વગર માંગ્યે અને વડીલતાના દમામથી પુરી પાડવામાં આવે છે.

ન વાંચવા લાયક પુસ્તકો એટલે ખાનગીમાં વાંચવા લાયક પુસ્તકો એવો અર્થ કેટલાકો કરે છે. કેટલાકો માત્ર ધાર્મિક ઝનુનની દૃષ્ટિએ સારાં પુસ્તકો પણ ન વાંચવાનો ઠરાવ કરે છે-આનાતોલ ફ્રાંસના પુસ્તકો કેથોલીક ધર્મીઓને ન વાંચવાનું ફરમાન છે તેમ-કેટલાક પિતાપુત્રી અને ભાઇ બહેન સાથે વાંચી શકે તેજ પુસ્તકો વાંચવા લાયક એવું દૃષ્ટિબિંદુ રજુ કરે છે. પણ શાકુન્તલ પણ એ રીતે તો સારા પુસ્તકમાં ગણાય કે કેમ તે વીશે શંકા પડે તેમ છે અને નાટક સીનેમામાં પુત્રીઓ અને બહેનોની સાથે ન જવાની પ્રતિજ્ઞા તો હજુ સુધી કોઇ એવા શિષ્ટતાના ઉપાસકે કરી જાણવામાં નથી એટલે ઘણાઓ તો માત્ર ડાહ્યામાં ખપવા પુરતો જ ભાઇ બહેન કે પિતા પુત્રી સાથે જુએ કે વાંચે તેટલું જ શિષ્ટ એ અભિપ્રાય ઉચ્ચારે છે એમ કોઇને શંકા થાય તો તે અસ્થાને નથી.

છતાં શિષ્ટતાનું કોઇ ધોરણજ નથી એમ નથી. સંસ્કાર અને રસજ્ઞતાની જુદી જુદી કોટિએ ઉભેલાં તેની જુદી જુદી મર્યાદાઓ. આંકે પણ તે એક મુળ મર્યાદાની આસપાસ. પૃથ્વીની ઉત્તર દક્ષિણ નક્કી કરવા જેમ આપણે ઇક્વેટરની મધ્યદોરી કલ્પીએ છીએ તેવી સાહિત્યમાં પણ શિષ્ટ અને અશિષ્ટ વચ્ચેની એક મર્યાદા છે. ઇક્વેટરની એક પાસ ઉત્તર અને બીજી પાસ દક્ષિણ. લેટીટ્યુડની ડીગ્રીઓનો તેમાં ફેર ખરો પણ છતાં તે ઉત્તર દક્ષિણ તો ખરાંજ. તેમ સાહિત્યમાં પણ શિષ્ટ અને અશિષ્ટ તે બેની વચ્ચે એવી એક દોરી ઉભેલી છે. કેટલી ડીગ્રીના તફાવતે? તે નક્કી કરવાનું કામ સંસ્કારી રસજ્ઞતાનું છે.

અને એમ પણ હોઇ શકે કે એકજ વિષયપર લખાએલી બે કૃતિઓમાં એક શિષ્ટ અને બીજી અશિષ્ટ કહી શકાય. કાળીદાસ અને જયદેવ કવિઓએ શૃંગાર ગાયો તે શિષ્ટમાં ગણાયો. તે વખતના બીજા કેટલાએ કવિઓએ શૃંગાર ગાયો હશે પણ તે અશિષ્ટમાં ગણાઇ નાશ પામ્યો હશે. આનાતોલ ફ્રાંસે ઘણા વર્ણનો આપણી દૃષ્ટિએ ભયંકર લાગે એવા લખ્યા છે છતાં તે શિષ્ટ સાહિત્યક ગણાય છે. ઝોલા અને રેનોલ્ડઝે કેટલાંક સારા પ્રસંગો લખ્યા હશે; છતાંએ તેઓ શિષ્ટતાની કોટીમાંથી બહિષ્કાર પામ્યાં છે. કૃતિ શિષ્ટ કે અશિષ્ટ તે તેના વિષય કરતાં લેખકની પોતાની શક્તિપર વધારે આધાર રાખે છે.

પણ આ બધીએ મુશ્કેલીઓ છતાં આનંદની વાત એટલીજ કે સાહિત્યનો શોખ જનસમાજમાં દિવસે દિવસે વધારે પ્રસાર પામતો જાય છે. તેથી સારાજ વાંચનનો શોખ વધે છે એવું કહેવું નથી. તે તો જ્યાંસુધી જનસમાજનો મોટો વર્ગ શિક્ષણ પામી અમુક હદની કેળવાયેલી રસવૃત્તિના પાયાપર ન ઉભો રહે ત્યાંસુધી બનેજ નહીં. આજે શિક્ષણ પામેલા દેશોમાં પણ મોટો ભાગ હલકા પ્રકારના સાહિત્યને વાંચનારો છે. પણ એટલું તો ખરૂંજ કે જે સાહિત્યનો શોખ આજે આપણા જનસમાજમાં છે તેટલો પૂર્વે કોઇ વેળા પ્રસરેલો નહોતો. જે રસ અને જીજ્ઞાસાથી આજના સાહિત્યકારો તરફ લોકો જુએ છે તેવું પૂર્વે કવચિતજ બનતું. આજે સાહિત્યકોની લોકો તરફ દૃષ્ટિ છે અને લોકોની સાહિત્ય તરફ છે. અને તેથી સાહિત્ય લખવાનો અને વાંચવાનો બન્ને શોખ વધે છે.

આ સાહિત્યના શોખની જીવનપર પણ કંઈ જેવી તેવી અસર નથી. પ્રજાજીવનનું ઘડતર એ સાહિત્યના શોખ પર રચાય છે. અને તેથી સાહિત્યકોએ જનસમાજનો એ શોખ સુરૂચિ ભર્યો બને તે માટે અને જનસમાજે સાહિત્યકો એવું સુરૂચિ ભર્યું સાહિત્ય સર્જે તે માટે પરસ્પરના પ્રેરક અને ઉત્તેજક બનવું જોઇએ. આવતી કાલનું સાહિત્ય એજ ઉદ્દેશ ધ્યાનમાં રાખી સર્જાશે એવો આશાવાદ આપણે જરૂર કેળવીએ.

'જૈન'

રૌપ્ય મહોત્સવ અંક



## સંપ્રતિ મહારાજના શિલાલેખો



વીર કુણાલ — મહારાજા અશોક

સમ્રાટ સંપ્રતિ

શ્રી કંચનમાળા દેવી — શ્રી પદ્માવતી દેવી

શ્રી સંપ્રતિ સ્વપ્નગજ

નીચેના ચિત્રમાં મહારાજા સંપ્રતિના માતુશ્રી કંચનમાળાને સ્વપ્નમાં હસ્તિ દર્શન થાય છે ઉપરના ઝુમખાની મધ્યમાં સમ્રાટ સંપ્રતિ ભાગ્યરેખાથી ઝળકે છે અને તેની આસપાસ ભામંડળમાં ઉપર જમણી તરફ તેમના પિતા કુણાલ અને ડાબી તરફ પિતામહ (દાદા) સમ્રાટ અશોક છે જ્યારે નીચે જમણી તરફ માતા કંચનમાળા અને ડાબી બાજુ રાણી પદ્માવતી દેવી ચિતરાયાં છે

(ગવર્મેન્ટ ઓફ ઇન્ડીયા–કલકત્તા ઓરીએન્ટલ સીરીઝ સને ૧૮૭૯ માં પ્રગટ થએલ ભારતીય સ્તુપો ના આલ્બમમાં આ ચિત્રોને આચાર્યોના કાલ્પનિક ભાવોથી ઓળખાવ્યા છે પરંતુ ડૉ. શાહ કૃત 'સમ્રાટ સંપ્રતિ' ના અપ્રગટ સાહિત્યનું અવલોકન કરતા અને મહારાજા સંપ્રતિના અવશેષોમાં હસ્તિચિહ્ન અગ્રસ્થાન ભોગવે છે વગેરે ઐતિહાસિક દૃષ્ટિએ તે ચિત્રપટોનો સંબંધ પ્રભુ મહાવીરની કૈવલ્ય ભૂમિ મધ્યમ અપાપા (ભારતદ્વીપ) સાથે હોય તેમ સ્પષ્ટ તરી આવે છે)

*Anand P. Press–Bhavnagar*

# નવો પ્રકાશ.

"સંપ્રતિ મહારાજાના શિલાલેખો"નો નિબંધ મુદ્રિત થવા પછી કેટલીક વધુ પૂર્તિ મળી આવતા અત્રે રજુ કરવામા આવે છે (પૃ ૮૪ દલીલ ન ૧ ના અંતે, અને નં ૨ ની પહેલા)

સમ્રાટ પ્રિયદર્શિન્ જેમ બીજા પ્રાંતો ઉપર, રાજકારભાર ચલાવવા પોતાના રાજકુટુંબી ખાસ નબીરાઓને[ક] સુબા તરીકે નીમતો, તેમ આ સૌરાષ્ટ્ર પ્રાંત ઉપર, શાલિશુક[ખ] નામના સગાની સુબાપદે તેમણે નીમણુક કરી હતી, અને તેની દેખરેખ નીચેજ, તે તળાવનું દુરસ્તીનુ કામ[ગ] પોતે કરાવરાવ્યું હતું. જેથી બધા વિશેષણો[ઘ] રાજા રુદ્રદામને સમ્રાટ પ્રિયદર્શિનને અનુલક્ષીને વાપર્યા છે, જ્યારે પોતાના સુકૃત્યોને જશ આપવા, માત્ર તુલના કરવાના સ્વરૂપમા તેના તેજ ખડક લેખ ઉપર અંતના ભાગમા વિહંગદ્દષ્ટિએજ કોતરાવ્યા છે. કારણ પોતે સમજતો હતોજ, કે કયા સાર્વભૌમ હિંદી મૌર્યવંશી સમ્રાટો અને કયા પોતે માત્ર પાશ્ચાત્ય હિંદના એક નાનકડા ભાગનો રાજા! તે બેની સરખામણી હોઈજ શકેજ નહી. આ વસ્તુની વિશેષ ખાત્રી એ ઉપરથી થાય છે કે, આ તળાવ તે સમયે શ્રી ગિરનારજીની તળેટીમાજ બંધાવાયેલુ હતું અને ખડકલેખ પણ ત્યાજ ઉભો[ચ] કરાવાયો છે, કે જ્યા તે તળાવના સ્મરણચિન્હ તરીકે, તેની પાળનો કેટલાક ભાગ તથા તેમા મળતી બે નદીઓના[છ] પ્રવાહમાર્ગરૂપી વોકળાઓ, આપણને અદ્યાપિ દૃષ્ટિગોચર થાય છે. મતલબ કે તે સમયે શ્રી ગીરનારજીની તળેટી, જ્યા હાલ ખડકલેખ નજરે પડે છે, ત્યાસુધી લંબાયલી હતી.

× × ×

(પૃ. ૮૫ પારી. ૯ પછી ઉમેરવું.)

(૧૦) બૌદ્ધ તેમજ અન્ય પુસ્તકો સાક્ષી પુરે છે કે, સમ્રાટ અશોક, પોતાના રાજ્યકાળના છવીસમે વર્ષે યવનકુંવરીને પરણ્યો હતો[૧૧] બીજુ એમ પણ ઇતિહાસના પાને નોંધાયલું છે કે, અલેકઝાંડર ધી ગ્રેટની પાછળ ગાદિએ આવનાર, તેના સરદાર સેલ્યુકસનીકેટોરને, ઈ. પૂ. ૩૦૪[૧૧] અમાં મગધપતિ સમ્રાટ અશોક સાથે સલાહ કરવાની[૧૨] ફરજ પડી હતી. ને તે તહમા બે મુખ્ય સરતો[૧૩] એ હતી કે, સેલ્યુકસે સિંધુ નદીની પેલી પારના પશ્ચિમના પોતાના પાચ પ્રાંતો મગધપતિને હવાલે કરવા તથા પોતાની કુંવરીને મગધપતિ વેર પરણાવવી, અને સામા બદલામા મગધપતિએ લશ્કરી સરંજામયુક્ત પાચસો હાથીઓ સેલ્યુકસને આપવા.

આ બંને હકીકતો સમ્રાટ અશોકને જ બંધબેસતી છે, નહીં કે સમ્રાટ્ ચંદ્રગુપ્તને (સેંડ્રેકોટ્સને:) કેમકે, અશોકનું ગાદિએ આવવું ઈ. પૂ. ૩૩૦ માં છે.[૧૪] એટલે તે હીસાબે તેનું છવીસમું વર્ષ તે ૩૩૦-૨૬= ઈ. પૂ ૩૦૪ થયું. તથા યવનકુંવરીને જે પરણવું તે સેલ્યુકસ પોતાની કુંવરીને, તહનામાની રૂએ સમ્રાટ અશોકને પરણાવી છે. તે હકીકત સમજવી. આ ઉપરથી, નિર્વિવાદ રીતે સાબીત થઇ શકે છે કે, સેંડ્રેકોટસ તે ચંદ્રગુપ્ત નહીં પણ અશોકજ છે.

ઉપર પૃ. ૮૫ મે દલીલ નં. ૨ જે લખી છે તે આ દલીલની સાથેસાથ વાચવાથી વસ્તુસ્થિતિ વિશેષ સ્પષ્ટ સમજાશે.

(૧૧) જે સર્વ સ્તંભલેખો અત્યારસુધીમાં મળી આવ્યા છે. અને જૈન ઇતિહાસકારોએ-પુરાતત્વ વિશારદોએ-સમ્રાટ્ અશોકના બૌદ્ધધર્મની પ્રરૂપણા કરતા જાહેર કર્યા છે, તે દરેકની ટોચ ઉપર મથાળે જે સિંહ સ્થાપિત કરેલ છે. તેનો અર્થ શું છે!

શું ભગવાન બુદ્ધ પોતાને કે, તેમના ધર્મના કોઇ સિદ્ધાંતો સાથે, આ સિંહની આકૃતિને કાંઈ સબંધ બતાવી શકાય તેમ છે! ના. તેને બદલે જૈનધર્મના કેટલાંક તત્વોના શોધનમાં જો ડુબકી મારવામા આવશે તો ખુલ્લું જણાશે કે, તેમાં સિંહને એક ઉમદા પ્રાણી ગણેલ છે અને કેટલાયે જીનાલયો[૧૫] ઉપર માંગળિક ચિન્હ તરીકે તેની આકૃતિ જ બેસાડવામાં આવે છે. અરે એટલું જ નહીં, પણ આતો જગજાહેર વાત છે કે, જે ભગવાન મહાવીર ભગવાનના પ્રરૂપિત જૈન ધર્મનો સમ્રાટ પ્રિયદર્શિન પરમ ભક્ત હતો, તે ખુદ ભગવાન મહાવીરનું ઓળખવા માટેનું લાંછન[૧૬] જ સિંહ છે. અને તેથી જ ભગવાન મહાવીરના જીવન વૃત્તાત સાથે સંકલિત થયેલ કેટલાક બનાવોના[૧૭] નિર્દેશ માટે સમ્રાટે, તે તે સ્થળે આ સર્વે સ્તંભલેખો ઉભા કરાવ્યા છે અને તેની ઓળખ-માટે જ, તે સર્વે સ્તંભો ઉપર તેમણે સિંહાકૃતિ ગોઠવી છે.[૧૮]

ત્રિભુવનદાસ લહેરચંદ શાહ.

---

(ક) અશોકના લેખ—પ્રો૦ હુલ્ટઝ કૃત P. XXXVII Seq અશોકચરિત્ર ગ વ સો કૃત પૃ ૪૮-૪૯: Bhandarkar Asoka P 49-50.

(એક) નેપાળમા દેવપાળને (વીન્સેંટસ્મીથ કૃત ત્રીજી આવૃતિ પૃ ૧૯૬-૭) (બીજો) મગધમા દશરથને (જુવો નાગાર્જુની ગુફા લેખો) (ત્રીજો) કલિંગમા તોસલીપુત્ત (ચોથો) સત્યપુત્ર (પાચમો) કેરલપુત્ર અને ઉજ્જયિનીમા છઠો: ઉપરના છમાંથી બધા ચારનો ઉલ્લેખ કરે છે બાકીના બેને બીજીરીતે જણાવે છે.

(ખ) જુઓ બુદ્ધિપ્રકાશ પુ ૭૬ અંક ૩ પૃ. ૯૩ કે જ્યા ગર્ગ સંહિતા ઉપર વિવરણ કરેલ છે: વીન્સેંટ સ્મીથ કૃત અર્લી-હીસ્ટરી ઓફ ઇન્ડીઆ ત્રીજી આવૃતિના પૃ-૨૧૪ ટીકા નં ૧ પૃ-૧૯૪ ટીકા નં-૧: પૃ-૨૮૮ પૃ-૨૦૭ ટીકા નં-૧

(ગ) જુઓ આ નિબંધમા પૃ-૭૪ દલીલ નં-૨ અને ૩

(ઘ) પૃ-૮૪ ઉપર ચર્ચેલી દલીલ નં-૧-૨ અને ૩માં વપરાયલા સર્વે વિશેષણો: તથા પૃ-૭૪ ઉપર દલીલ નં-૨ ૩, અને ૪ સાથે સરખાવો

(ચ) રાજા પ્રિયદર્શિને, શામાટે ખડક લેખો ઉભા કરાવ્યા છે તે માટે મારૂ પુસ્તક, સમ્રાટ પ્રિયદર્શનનું જીવન ચરિત્ર જે હું તૈયાર કરી રહ્યો છું તે પ્રગટ થયે જોવું.

(છ) લેખમા તે બેનાં નામ સુવર્ણસિક્તા અને પલાશિની જણાવેલ છે, જેના અપભ્રંશ થઇને તે હાલ અનુક્રમે સોનરખ અને પલાસિસો-વોકળો તરીકે ઓળખાય છે

૧૧ અ-હી-ઇ સ્મીથકૃત ત્રીજી આવૃતિ પૃ-૧૧૯: કેમ્બ્રીજ હીસ્ટરી ઓફ ઇન્ડીઆ પૃ-૪૩૧, ૪૭૨

૧૧ અ-ટીકા નં ૧૧: ઉપરાંત: અ-હી ઈન્ડીઆ-વીન્સેંટ-પૃ-૧૯૬-૭

૧૨ ટીકા નં-૧૧ની સાક્ષીઓ તેજ અહીં પણ સમજી લેવી.

૧૩ વીન્સેંટસ્મીથ કૃત, ત્રીજી આવૃતિ અર્લી હીસ્ટરી ઓફ ઇન્ડીયા પૃ-૧૧૯ કેમબ્રીજ હીસ્ટરી ઓફ ઈન્ડીઆ પૃ-૪૩૧ તથા ૪૭૨

૧૪ ઉપર પૃ-૭૦ જુઓ (અ) તથા ફકરા નં-૪-૫-૬ તેની ટીકાઓ સાથે—

૧૫ જેસલમીરના મંદિરો રાજા સંપ્રતિના બનાવેલા અત્યારે તેની કીર્તિ ગાતાં જગતને આશ્ચર્ય પમાડતાં ઉભા રહેલાં છે: જેના ઉપર અનેક સિંહો ગોઠવી દીધેલા નજરે પડે છે.

૧૬ ચાલુ અવસર્પિણી કાળમાં થયેલ ચોવીશે તીર્થંકરોના નામો તથા તેમની ઓળખ માટેના લાંછનો માટે જુઓ.

૧૭-૧૮ હું અત્યારે બે પુસ્તકો લખી રહ્યો છું: (૧) સમ્રાટ પ્રિયદર્શનનું જીવન ચરિત્ર, અને (૨) ભગવાન મહાવીરનું જીવન ચરિત્ર: તે પુસ્તકોમાં આ બધાનું સવિસ્તર વર્ણન લખીશ.

# સંપ્રતિ મહારાજના શિલાલેખો

કિંવા

## પદચ્યુત સમ્રાટ અશોક.

ભારતવર્ષના ઇતિહાસ ઉપર અનોખોજ પ્રકાશ પાડતો આ લેખ અશોકના શિલાલેખો માટે જડ કરી બેઠેલ રૂઢ માન્યતાનો પ્રમાણભૂત શૈલીએ પ્રતિકાર કરે છે. આજના ઇતિહાસકારો અને સામાન્ય જનતાની પણ એવી માન્યતા છે કે—"જે જે શિલાલેખો, સ્તંભલેખો વિગેરે નજરે પડે છે તે સમ્રાટ અશોકની કૃતિઓ છે, અશોક એક જબરજસ્ત બાદશાહ થઇ ગયો અને બૌદ્ધ ધર્મે જ સામાન્ય જનતા ઉપર ઉપકાર કર્યો છે" પરંતુ એ શિલાલેખો અશોક સમ્રાટના નથી તેમજ બૌદ્ધધર્મના પણ નથી; પરંતુ સમ્રાટ સંપ્રતિના છે અને તેમાં આળેખાયેલ સર્વધર્મ-લીપી જૈન લીપી જ છે એ વાત જૈન અને ખાસ કરીને જૈનેતર પ્રમાણભૂત આધારો આપી લેખકે સારો પરિશ્રમ સેવીને સિદ્ધ કરી બતાવી છે. આરોએ લેખ મનનપૂર્વક વાંચી જવા પછી સ્હેજે સમજાય છે કે જે મહત્વ કે કીર્તિ સમ્રાટ અશોકને વરી છે તે સર્વ કીર્તિ સમ્રાટ સંપ્રતિને જ વરવી જોઇએ અને એ શિલાલેખોએ જગતની જનતા પરત્વે જ માનેલ અમર બૌદ્ધધર્મને નહિ પરંતુ જૈનધર્મને જ આભારી છે. ઐતિહાસિક જગતમાં મહાન પરિવર્તન નોંધાવતો આ લેખ કોઈ ઇતિહાસ-પ્રેમી વિચારે અને તે માટે પોતાનું મંતવ્ય રજુ કરી આ પ્રશ્નને યોગ્ય ન્યાય આપે એમ ઈચ્છતું અસ્થાને નહિ લેખાય.

અદ્યાપિ એમ ગણાય છે કે, સમસ્ત ભારત વર્ષમાં જે જે શિલાલેખો, સ્તંભલેખો વિગેરે નજરે પડે છે તે સર્વે સમ્રાટ અશોકની કૃતિઓ છે, પણ તે તેમની નથી એમ સિદ્ધ કરી બતાવવાનો આ લેખનો મુખ્ય હેતુ છે એટલે, તેમ જો સાબીત થાય તો (અને તેમજ છે) ઉપરનું મથાળું વાસ્તવિક છે એમ માલુમ પડશે.

[illegible]ગિરીની વાત તો એ છે કે ગ્રીક પાદશાહ મહાન્ સિકંદરશાહ હિંદ ઉપર ચડી આવ્યો તે પૂર્વે, જે જે બનાવો હિંદમાં બની ગયા છે તેનો કાર્યક્રમ ગોઠવવાને ગમે તેટલા પ્રયત્નો કરવામાં આવ્યા છે, પણ હજુ સુધી કોઇ પુરાતત્વવેત્તા, ચાહે તો પૌર્વાત્ય કે પાશ્ચાત્ય—ચોક્કસ અને સંપૂર્ણ ફતેહમંદ નીવડ્યા નથી એટલું જ નહીં પણ એવું દેખાઇ આવે છે કે જ્યારે કાંઇક નક્કર પ્રશ્ન સામો આવીને ઉભો રહે, અને આડી અવળી રીતે, સ્વેચ્છાપૂર્વક અનુમાનો-પ્રમાણો ગોઠવતાં છતાં પણ ઘડ બેસતી નજર આવે ત્યારે, પોતાની કામ કરવાની રીતો-એટલે કે પોતાનાં મૂળ પાયાજ [illegible] છે એમ નિષ્પક્ષપાતપણે એક વખત તો સત્ય વસ્તુ માની, તેને સુધારવાને બદલે-પોતે એમ તુરત જાહેર કરવાને લલચાઇ જાય છે કે, હિંદના જુના-પુરાણા કાળના જે અનેક ધર્મોના પુસ્તકો લખાયાં છે, તે ભલે બધા એક બીજાના વૃત્તાંતોને મળતા આવે છે, છતાં તેઓની બુદ્ધિને ગમ્ય ન હોવાથી, તે સર્વે ક્ષેપક કે માત્ર કાલ્પનિક અને દંતકથારૂપે જ છે જેથી તેઓ અવિશ્વસનીય હોઇને ઐતિહાસિક સંશોધન માટે તદ્દન નકામાં છે. આ સ્થિતિ ઉપરથી, વિશેષ નહીં તો એટલું તો ચોક્કસ થાય છે કે તેઓની રીતમાં પણ ક્યાંક સુધારવા યોગ્ય જગ્યા છે ખરી.

જે મુખ્ય બનાવ ઉપરથી આખા ઇતિહાસ ગોઠવવામાં આવેલ છે અને જે ઉપર જણાવ્યા પ્રમાણે કાંઇક શંકાસ્પદ રીતે ઇ. પૂ. ૩૨૭ની સાલમાં બનાવ બન્યો છે, જ્યારે ગ્રીક પાદશાહ મહાન્ સિકંદરશાહ હિંદ ઉપર ચડી આવ્યો હતો, અને સિંધુ નદીને કાંઠે [illegible] નાખી પડયો હતો, ત્યારે મૌર્યવંશનો નવયુવાન ભૂપતિ કિંવા કુમાર તેમને મળ્યો હતો અને તેનું નામ, તે સમયના મૌર્યવંશી સમ્રાટની રાજ્યગાદી પાટલીપુત્ર જે ગ્રીક એલચી મી. મેગેસ્થનીસ ગયો હતો તેણે જે કાંઇક ભાગી તુટી નોંધો પોતાની રોજનીશીમાં કરી રાખેલી હતી, તેમાં સેંડ્રોકોટ્સ લખેલું હતું તેને ગ્રીક ઇતિહાસવેત્તા-લેખકો મી. જસ્ટીન અને સ્ટ્રેબોએ, કાંઇ પણ જાતના સાબીતી પુરાવા કે પ્ર



લેખક—ડૉ. ત્રિભોવનદાસ લહેરચંદ શાહ

માણ બતાવ્યા સિવાય સેન્ડ્રેકોટ્સ એટલે ચંદ્રગુપ્ત ઠરાવી દીધું હતું. ઉપરના બનાવની જે સાલ ઇ. પૂ. ૩૨૭ આપેલી છે. તેને વિષે તો જરાએ શંકા જેવું છેજ નહીં, કારણ કે તેને અનેક પ્રમાણોથી ટેકો મળે છે. પણ સેંડ્રેકોટ્સ તે ચંદ્રગુપ્ત જ છે તે માની લેવા પહેલા જરા આંચકો ખાવો પડે છે.

આપણે સર્વે છેલ્લા દોઢસો વરસથી નામદાર બ્રીટીશ સરકારની કે તેમના સંરક્ષિત દેશી રાજ્યોમાની, કોઇને કોઇ નિશાળમાં જ ભણી ભણીને બહાર પડેલા હોવાથી એવી તો દ્રઢ માન્યતા ધરાવતા થઇ ગયા છીએ કે, સેંડ્રેકોટ્સ તે ચંદ્રગુપ્ત જ છે, અને તે જ મહાન્ સિકંદરશાહને તેમની છાવણીમા મળ્યો હતો આ વિચારને ઉખેડી નાંખવાની વાત તો કોરે મૂકીએ, પણ તેને માત્ર હચમચાવવાને પણ તેટલો જ સામો જબરજસ્ત પ્રયાસ કરવોજ જોઇએ. અને તોજ ઇતિહાસને શુદ્ધ સ્વરૂપમા આળેખી શકાય

તે માટે અન્ય શોધકો, જેમ ઇ. પૂ. ૩૨૭ની સાલને મધ્યવર્તી ગણીને બીજા બનાવોને સાલ અર્પતા ગયા છે તેને બદલે આપણે કોઈક બીજા જ બનાવને મધ્યવર્તી ગણી કામ લેવું જોઇશે.

આવો વિકટ પ્રશ્ન હાથ ધરવા પહેલાં, મારે નિખાલસ દિલે સર્વ પાઠક વર્ગ પાસે એકરાર કરવાની જરૂરીઆત છે કે; આવા વિષયો ગ્રહણ કરવામાં આ મારો પ્રથમજ પ્રયાસ છે. અને તેથી મુદ્દાઓ કેમ ઉભા કરવા અને તેની ચર્ચા કરી કેમ તેને સ્થાપિત સિદ્ધાંત તરીકે પુરવાર કરી આપવા, તે કળામાં કોઈ રીતે નિષ્ણાત છું જ નહીં અને તેથી આ લેખમાં જ્યા જ્યા કાંઈ ત્રુટી દેખાય કે ભાષામા અવિનય કે શિથિલતા નજર પડે તે સર્વે મારા ઉપર કરૂણા લાવી ઉદાર હૃદયે ક્ષમા કરી સહી લેશોજી.

એટલું તો ન્યાયસરજ છે, કે જો કોઇ ઐતિહાસિક ઘટનાની સાલ સિદ્ધ થઈ ગઈ હોય અને કોઇ બીજી ઘટનાની સાલ પણ ગણિતશાસ્ત્રના આંકડા પ્રમાણે તેને બંધબેસ્તીજ ઠરાવી શકાય તેમ હોય તો, તે આ બીજી પાછળની ઘટનાને પણ સત્ય સિદ્ધ થયેલી જ માની શકવાને જરા પણ સંકોચ ખાવો ન પડે: આ નિયમને અનુસરીને, સેંડ્રેકોટ્સ તે ચંદ્રગુપ્ત જ છે એમ માની લેવાને બદલે પ્રથમ દરજ્જે મૌર્યવંશની વંશાવળી ઉભી કરવાનો પ્રયાસ આદરીશ. જો કે તે પગલું કાંઇક કંટાળા ભરેલું છે છતા અનિવાર્ય તો છે જ—અને તે ઉપરથી આપ સૌ સ્વયં નિર્ણય ઉપર આવી શકશો કે આ સેંડ્રેકોટ્સ તે કોણ છે મૌર્યવંશની વંશાવળી ગોઠવવા માટે સૌથી પ્રથમ દરજ્જે તો આપણે બૌદ્ધ સંવતના મદદની જરૂર છે.

તાત્પર્ય કે, આખા વિષયને યથાસ્થિત સમજાવવા માટે, આ લેખને મારે ત્રણ વિભાગમા વહેંચી નાખવો પડશે. પહેલો—બૌદ્ધ સંવત્ નિર્ણીત કરી બતાવવાનો. બીજો મૌર્યવંશની વંશાવળી ગોઠવવાનો. અને છેલ્લો પણ અતિ ઉપયોગી અને રસિક ભાગ કે જેમા બધા ખડક શિલાલેખો અને સ્થંભલેખોમા આળેખાયેલ હકીકતો. તેની ટીકા-ટીપ્પણ અને વિવેચનો સાથે આપ સમક્ષ રજુ કરી તેનો નિર્ણય કરવાનું કામ આપને સોંપવાનો—કે આ બધી કૃતિઓ સમ્રાટ અશોકનીજ હોઈ શકે કે કોઇ બીજી વ્યકિતની ?

# વિભાગ પહેલો.

બૌદ્ધ સંવત્ નક્કી કરવા માટે, આપણે ઇ. પૂ. ૩૨૭ ની સાલ મધ્યબિંદુ તરીકે લઇને ત્યાથી પાછળ ખસતાં ખસતા જવાનું છોડી દેવુ પડશે; કારણકે તે બે બનાવ વચ્ચેનો આંતરો (અંતરકાળ) અનેક શંકાઓ, દુર્ઘટનાઓ, ભૂલો, ત્રુટિઓ અને ભંગાણોથી ભરપૂર છે. તેને બદલે, તેજ સમયમા જે બીજા બે ધર્મો અસ્તિત્વમા હતા તેમાંના એક ( બ્રાહ્મણ ધર્મ કે જૈન ધર્મમાથી ) જૈન ધર્મની—જે ઘટના સિદ્ધ થઇ ચૂકી છે તેનેજ મધ્યબિંદુ તરીકે લઇને આગળ વધવાનું ઇચ્છિત ગણીશું. મારૂં કહેવું, જૈન ધર્મના છેલ્લા તીર્થંકર ભગવાન્ શ્રી મહાવીરના નિર્વાણ સમયને અનુલક્ષીને છે.

મહાવીર નિર્વાણ ( મોક્ષપ્રાપ્તિ—જેમ દક્ષિણ હિંદના બૌદ્ધ પુસ્તકોમાં જ્ઞાનપ્રાપ્તિને નિર્વાણ કહેવામા આવે છે તેવા અર્થમાં નહીં ) ઇ. પૂ. પ૨૬[1] માં થયું છે; આ સ્થળે મારે જણાવી દેવાની જરૂર છે કે, જે વિદ્વાનોને આ સાલ માન્ય નથી તેઓ પોતાની ગણત્રી સેન્ડ્રેકોટ્સ તે ચંદ્રગુપ્ત. અને તે ચંદ્રગુપ્તજ પાદશાહ સિકંદરશાહને છાવણીમા ઈ. પૂ. ૩૨૭ માં મળ્યો હતો. તે બનાવનો આધાર લઇનેજ આગળ વધ્યે ગયા છે. જ્યારે તે રીત તો આપણે ઉપર જોઇ ગયા છીએ કે ભૂલ ભરેલીજ છે. અને એ તો સિદ્ધજ છે કે, જેનો પાયો લુલો તેની ઇમારત પણ ડગુમગુજ હોય.

ઇ. પૂ. પ૨૬[2] ની સાલ ઉપરથી ( મહાવીર નિર્વાણની )

---

(૧) (અ) જુઓ હેમચંદ્રસૂરિનું પરિશિષ્ટ પર્વ (બ) (સેક્રેડ) બુકસ ઓફ ધી ઈસ્ટ નામક ગ્રંથમાળાના ક્રમાંક અંક ૨૨ મો. પ્રો જેકોબી સાહેબનું ટીપ્પણ; જેમાં તે લખે છે કે શ્વેતાંબર અને દિગંબર નામના જૈન સંપ્રદાયના બંને વિભાગોવાળા મહાવીર ભગવાનના નિર્વાણ સમય ( ઇ પૂ પ૨૬ ) વિષે તો એક મત જ છે. ( ક ) મીસીસ સ્ટીવન્સન નામની ગ્રંથકર્ત્રી, પોતાના "હાર્ટ ઓફ જૈનીઝમ" નામના પુસ્તકની પ્રસ્તાવના પૃ XIV ( ડ ) સર કનીંગહામની, બુક ઓફ ઈન્ડીઅન ઇરાઝ નામે પુસ્તક પૃ. ૩૭ ( વિક્રમ સંવત પહેલા ૪૭૦ વર્ષે વીર નિર્વાણ છે ) (ઇ) ડો. સ્ટીવન્સન કૃત કલ્પસૂત્ર. પ્રસ્તાવના VIII અને ટીકા પૃ ૯૬ ( ફ ) મેરૂતુંગાચાર્યની સ્થવીરાવલી, ડૉ ભાઉ દાજીએ બનાવેલી ( જ. રો એ. સો બો પુસ્તક ૯ પૃ. ૧૪૯ ) ( ગ ) કર્નલ માઇલ્સ ( ટ્રા. રો એ સો પુસ્તક ત્રીજું પૃ ૩૫૮ ) (હ) પ્રો કાર્પેન્ટીઅર ( ઈ એ પુ ૪૩ ૧૯૧૪ પૃ ૧૬૨ ) ગમે તેમ પણ ઈ પૃ પ૨૭ ની સાલ તે દંતકથારૂપે ઉતરતી આવેલી છે અને ઈ પૃ ૪૭૭ ની સાલને માત્ર ગણત્રીથી ઉભી કરેલી છે અને તેથી પાછલી હકીકત, તે સાચી ન પણ ઠરે એમ બનવાજોગ છે"

( ૨ ) મહાવીરનું નિર્વાણ કાર્તિક વદ ૦)) ( જુની ગણત્રી, અમાસાંત મહિનાથી ) હાલની પદ્ધતિએ ( પૂર્ણિમાંત મહિનાથી ) આશ્વિન વદ ૦)) એટલે ઇ પૂ પ૨૭ના ઓકટોબર માસમાં કદાચ આવશે.

બુદ્ધ સંવત્ તારવી કાઢવાને, અને હકીકતો અને બનાવોની સહાય આપણે લઇ શકીએ તેમ છે પણ અત્ર તે વિષય નથી એટલે જે એક બે તવારીખો આપણને પ્રમાણભુત અને ઉપયોગી થઇ પડે તેમ છે તેનોજ ઉલ્લેખ કરીશ

(૧) સિંહાલીઝ ઇતિહાસમાં[3] બુદ્ધભગવાનના જીવન ક્રમની કેટલીક હકિકત, રાજાના રાજ્ય અજાતના સંવતમાં, નીચે પ્રમાણે લખેલી માલુમ પડે છે

| | | બુદ્ધ ભગવાનની ઉમ્મર |
|---|---|---|
| (अ) | બુદ્ધભગવાનનો જન્મ (અજાત સંવત) | ૬૮—૦ |
| (ख) | ,, ભિક્ષુકપણુ (અ સ) | ૯૭—૨૯ |
| (क) | ,, ધર્મપ્રવર્તકપણુ (અ સ) | ૧૦૩—૩૫ |
| (ड) | ,, નિર્વાણ (જ્ઞાનપ્રાપ્તિ) (અ સ) | ૧૨૭[?]—૫૯[4] |
| | (સાંસારિક મોહથી વિમોચન) | |
| (इ) | ,, પરિનિર્વાણ (સંસારની જંજીરથી–સર્વથા મુક્ત થવુ–દેહત્યાગ) | |
| | મોક્ષ (અ સ) | ૧૪૮—૮૦[5] |

(૨) રાજા અજાતશત્રુના રાજ્ય અમલે, બીજાવર્ષે ભગવાન મહાવીરનો મોક્ષ અને આઠમાવર્ષે[6] ભગવાન બુદ્ધનો મોક્ષ થયો છે

આ બે પુરાવામાં બીજાની હકીકત ઉપરથી નિશ્ચયથી આપણે કહી શકશું કે તે બન્ને ધર્મસ્થાપકના અંતકાળની વચ્ચે ૭ વર્ષનો અંતર છે ભગવાન મહાવીરની મુક્તિ પ્રથમ અને ભગવાન બુદ્ધની મુક્તિ પાછળથી થયેલ છે એટલે ઈ પૂ ૫૨૭ માં મહાવીરનુ મોક્ષગમન છે અને ઇ પૂ ૫૨૦માં બુદ્ધનુ મોક્ષગમન સિદ્ધ છે

મહાવીરનુ આયુષ્ય ૭૨ વર્ષનુ[8] લખાયુ છે, અને મોક્ષ ઇ પૂ ૫૨૬ માં છે એટલે તેમનો જન્મ ઇ પૂ ૫૨૬+૭૨ =૫૯૮ માં થયો કહેવાય તેવીજ રીતે બુદ્ધ ભગવાનનુ આયુષ્ય ૮૦ વર્ષનુ[9] લખાયુ છે અને મુક્તિ ઇ પૂ ૫૨૦ માં છે તો તેમનો જન્મ ઇ પૂ ૫૨૦+૮૦=ઇ પૂ ૬૦૦ માં થયો ગણી શકાય તે બધાની સરખામણી અને સમન્વય નીચે પ્રમાણે ગોઠવી શકાય

| ભગવાન મહાવીર | उम्मर | उम्मर | ભગવાન બુદ્ધ |
|---|---|---|---|
| जन्म ઈ પૂ ૫૯૮ | | | जन्म ઈ પૂ ૬૦૦ |
| | | ૨૯ | સંસારત્યાગ भिक्षुकपणु ઈ પૂ ૫૭૧ |
| प्रवर्तक धर्मोपदेशक, ઈ પૂ ૫૬૮ | ૩૦ | ૩૫ | प्रवर्तकपणु Attainment of Buddhahood ઈ પૂ ૫૬૫ |
| ज्ञानप्राप्ति, कैवल्यप्राप्ति Attainment of supreme knowledge ઈ પૂ ૫૫૬ | ૪૨ | ૫૭ | निर्वाण[10] ઈ પૂ ૫૪૩ |
| मोक्ष ( death निर्वाण ) ઈ પૂ ૫૨૬ | ૭૨ | ૮૦ | परिनिर्वाण[11] ઈ પૂ ૫૨૦ |

ઉપરના કોષ્ટકથી આ પણ સાબીત થાય છે કે, બુદ્ધના સમસ્ત જીવનકાળ[12] માં મહાવીરની હૈયાતી હતીજ, તેમનો જન્મ બુદ્ધના જન્મ બાદ બે વરસે થયો છે અને તેમનો મોક્ષ બુદ્ધના મોક્ષ પૂર્વે ૭ વર્ષે થયો છે એટલે બન્નેના આયુષ્ય–ઉમર વચ્ચે આઠ વર્ષનો અંતર છે મહાવીરનુ આયુષ્ય ૭૨ વરસનુ અને બુદ્ધનુ ૮૦ વરસનુ છે

એટલે બન્ને સંવતો નીચે પ્રમાણે નિર્ણીત થઇ ચુકયા ગણીએ

મહાવીર સંવત ( મ સ ) ઈ પૂ ૫૨૬

બુદ્ધ સંવત ( બુ સ )

ઉત્તર હિંદ પ્રમાણે ( મહાવંશ ) ઈ પૂ ૫૨૦[13]

દક્ષિણ હિંદ પ્રમાણે ( દીપવંશ ) ઈ પૂ ૫૪૩

# વિભાગ બીજો

**મૌર્યવંશની વંશાવળી**—આ હકીકતને સ્થાપન કરવાને આપણે ત્રણે ધર્મના કેટલાક અનાવોની માહીતીઓ ઉતારવી પડશે (ત્રણે ધર્મો–બ્રાહ્મણ બુદ્ધ અને જૈન) અને તે સર્વે જ્યારે એક બીજાને ટેકારૂપ અને સમર્થનમાંજ ઉભી રહેતી આપણે જોઇ શકીશું, ત્યારે આપણે બેધડક છાતી ઠોકીને ઉદ્‌ઘોષણા પણ કરી શકીશુ કે, "તે તેમજ છે અને અન્યથા હોઇ શકેજ નહીં"

(૩) ઈન્ડીઅન એન્ટીકવેરી પુ ૩૨ પૃ ૨૨૮

(૪) આને બદલે ૧૨૫–અને ૫૭ જોઇએ ( આ ભૂલ કેમ થઇ હશે તે કલ્પી શકાતુ નથી )

(૫) કેમ્બ્રીજ હીસ્ટરી ઓફ ઈન્ડીઆ પુ પહેલુ પૃ ૧૫૬

(૬) ઈન્ડી એન્ટી પુ ૩૭ પૃ ૩૪૨ કેમ્બ્રી હીસ્ટ ઓફ ઈન્ડીઆ પુ ૧ પૃ ૧૫૭, એસે બાઈ પ્રો છે એચ્ જેકોબી ઇન્ડીઅર ઇ ઍ ૧૯૧૪ ( મહાવીરનો સમય વિષે ) પૃ ૧૩૨

(૭) ભગવાન મહાવીરનુ નિર્વાણ ઇ પૂ ૫૨૭ ના નવેમ્બરમાં ( જુઓ ટીકા નં ૮ ) તે પહેલા ૧૮ મહીને અજાતશત્રુ રાજા ગાદીનશીન થયા છે અને મહાવીર નિર્વાણ બાદ સાડા છ વર્ષે બુદ્ધ નિર્વાણ છે એટલે અજાતશત્રુનુ ગાદીનશીન થવુ ઈ પૂ ૫૨૮ ના એપ્રીલ માસમાં, તેમજ બુદ્ધનુ નિર્વાણ પામવુ તે પણ ઈ પૂ ૫૨૦ ના એપ્રીલમાસના સમજવુ

(૮) સર્વે જૈન ગ્રંથો એકમત છે

(૯) ઉપર ટીકા નં ૫ જુઓ.

(૧૦–૧૧) દક્ષિણ હિંદમાં ( સિંહાલીઝ બરમીઝ સીઆમીઝ ) બુદ્ધ નિર્વાણથી સંવત ગણે છે જ્યારે ઉત્તર હિંદમાં બુદ્ધના પરિનિર્વાણથી બુદ્ધ સંવત ગણે છે એટલે આ પ્રદેશોના બુદ્ધ સંવત્ વચ્ચે ૨૨–૨૩ વરસનો અંતર રહે છે અને મહાવંશ તે ઉત્તર હિંદનુ અને દીપવંશ તે દક્ષિણ હિંદનુ ધર્મ પુસ્તક છે જેથી તે બે વચ્ચે ઉપર પ્રમાણેજ ૨૨–૨૩ વર્ષનો અંતર રહે છે

(૧૨) જ્યારે બુદ્ધ ભગવાન સંગામ નામે ગામમાં હતા ત્યાં તેમને સમાચાર મળ્યા કે તેમના હરીફ મહાવીર પાવાપુરીમાં નિર્વાણ પામ્યા છે અને નિર્ગ્રંથોમાં ઘણી ફાટફુટ પડી રહી છે ( દિઘ્નિકાય પૃ ૧૧૭ અને આગળ, ૨૦૯ ને આગળ મજ્ઝિમનિકાય II પૃ ૨૪૩ ને આગળ, ઈ ઍ, એન્ટી ૧૯૧૪ પૃ ૧૭૬ )

(૧૩) ઉપર જુઓ ટીકા નં ૬ થી ૧૦ અને ટીકા નં ૭

## આપણે પ્રથમ સમ્રાટ અશોકથી શરૂઆત કરીશું.

(૧) સિંહાલીઝ તવારીખ પ્રમાણે, સમ્રાટ અશોકનો રાજ્યાભિષેક, બુદ્ધ નિર્વાણ[૧૪] પછી ૨૧૮ વર્ષે છે. અને સિંહાલીઝ લોકોની ગણત્રી[૧૫] (દક્ષિણ હિંદ) બુદ્ધ નિર્વાણ ઇ. પૂ. ૫૪૩-૪ છે, એટલે ૫૪૩-૨૧૮=ઇ. પૂ. ૩૨૫ માં અશોકનો રાજ્યાભિષેક થયો ગણાય.

(૨) સુદર્શન વિભાશ-જે ચિનાઇ ગ્રંથ છે-તેમા જણાવ્યુ છે કે, અશોક બુ. સં. ૨૧૮ માં[૧૬] થઇ ગયો. ચિનાઓ પણ બુદ્ધ સંવતની ગણત્રી, બર્મીઝ અને સિંહાલીઝ લોકો પ્રમાણેજ કરતા હોવાથી નં. ૧ ના પારિગ્રાફ પ્રમાણે ઇ. પૂ. ૩૨૫ ની સાલ આવી ગણાય.

(૩) ડૉ૦ ફ્લીટ સાહેબ[૧૭] પણ અશોકનો રાજ્યાભિષેક બુ. સં. ૨૧૮ મા ગણે છે.-ઉપર પ્રમાણેજ.

(૪) જનરલ સર કનિંગહામ પોતાના પુસ્તક (કોરપસ ઇન્સ્ક્રીપ્શન્સ ઇન્ડીકૅરમ) મા પ્રસ્તાવના પૃ. ૯. (IX) મા જણાવે છે કે, અશોકનું રાજ્ય બુ. સં. ૨૧૫ થી ૨૫૬ સુધી ૪૧ વર્ષ[૧૮] ચાલ્યું. (૫૪૪-૨૧૫=ઇ. પૂ. ૩૨૯ [૧૯]થી ઇ. પૂ. ૨૮૮ સુધી).

(૫) અંતિમ શાકય મુનિ બુદ્ધનું નિર્વાણ. સિંહલદ્વીપ અને બર્માના, બૌધગ્રંથ પ્રમાણે, ૫૪૪ ઇ. પૂ. થયું છે. તથા તે બાદ અશોકનો રાજ્યાભિષેક ૨૧૮ વરસે થયો છે. તેના પિતાનું મરણ બુદ્ધ નિર્વાણ પછી ૨૧૪ વર્ષે છે, તે પછી ચાર વરસે પોતાના ભાઇઓને સમજાવી[૨૦] કરીને પોતે રાજ્યારૂઢ થયો છે.

આ ઉપરથી અશોકના પિતા બિંદુસારનુ મરણ ઇ. પૂ. ૫૪૪-૨૧૪=ઇ. પૂ. ૩૩૦ મા નિપજ્યું ગણી શકાય. તેજ વરસે અશોક ગાદીએ આવ્યો ગણાય પણ તેનો રાજ્યાભિષેક ચાર વરસ બાદ એટલે ઇ. પૂ. ૩૨૫-૬ મા ગણાય

(૬) અશોક ઇ. પૂ. ૩૨૯ અને ૩૨૫ ની વચ્ચે[૨૧] ગાદીએ બેઠો છે.

(૭) શિશુનાગવંશી રાજા શ્રેણિક ગાદીએ આવ્યો, અને અશોકના રાજ્યનો[૨૨] અંત (વધારે સ્પષ્ટ એમ કહી શકાય કે તેનું મરણ થયું તેને) આવ્યો તે એની વચ્ચે ૩૧૧ વરસનો[૨૩] આંતરો છે. શ્રેણિકરાજા ઇ. પૂ. ૫૮૦ માં[૨૪] ગાદીએ આવ્યો છે. એટલે ૫૮૦-૩૧૧=ઇ. પૂ ૨૬૯ મા અશોકનું મરણ થયું કહેવાય.

(૮) ભગવાન બુદ્ધ અને સમ્રાટ અશોકના વચ્ચેનો અંતરકાળ[૨૫] **અવદાનશતક** પ્રમાણે **અંદાજ** બસો વરસનો છે. હવે બુદ્ધના મરણનો સમય ઇ.પૂ. ૫૨૦ છે તે હિસાબે, અશોકનો સમય ઇ. પૂ. ૩૨૦ આવે. (જો કે અશોકનો રાજ્યાભિષેક ઇ. પૂ. ૩૨૫ છે. અને તે[૨૬] બાદ ચાર વરસે જો તેણે બૌદ્ધધર્મનો સ્વીકાર કર્યો એમ અર્થ હોય તો તેની સાલ ઇ. પૂ. ૩૨૧-૨૦ આવે ખરી; પણ ગાદીએ આવ્યા બાદ ચારવર્ષે ધર્મ સ્વીકારની હોય તો ૩૩૦-૪=ઇ. પૂ. ૩૨૫ આવે.) જો કે, ૩૨૧ ની સાલને અશોક પોતે બૌદ્ધધર્મી થયો તેની સાથે કદાચ સંબંધ હશે એમ અનુમાન બાંધી શકાય; કારણ કે, નહીં તો ધાર્મિક પુસ્તકમા તે બનાવની મહત્વતા આપી નિર્દેશ કરત નહીં; છતા **અંદાજ** શબ્દનો પ્રયોગ વચ્ચે કરવામા આવ્યો છે. એટલે આપણે તે બાબત અહીં જ પડતી મૂકીશું.

ઉપરની આઠ સાક્ષીઓથી આપણે નીચે પ્રમાણે સાર **સમ્રાટઅશોક પરત્વે** કાઢી શકીએ

(अ) તેનું ગાદીએ આવવુ અને બિંદુસારનું મરણ પામવું, ઇ. પૂ. ૩૩૦-૩૨૯ (ફકરા ૪, ૫ અને ૬ પ્રમાણે)

(ब) તેનો રાજ્યાભિષેક, ગાદીએ આવ્યા બાદ ચાર વરસે, ઇ. પૂ. ૩૨૫ મા (ફકરા ૧, ૨, ૩, ૫, ૬ અને ૮ પ્રમાણે).

(क) તેનો રાજ્યકાળ ઇ. પૂ. ૩૩૦ થી ઇ. પૂ. ૨૮૯ સુધી ૪૧ વર્ષ,[૨૭]. (ફકરો ૪ જુઓ).

(ड) તેનું મરણ ઇ. પૂ. ૨૭૦ (તેનુ કુલ આયુષ્ય ૮૨ વરસનું લેખાય છે. એટલે તેનો જન્મ ૨૭૦+૮૨=ઇ. પૂ. ૩૫૨ મા ગણાય.) (ફકરો ૭ જુવો).

---

(૧૪) જુઓ દીપવંશ VI ૧ અને આગળ: ઈન્ડી એન્ટી ૩૨ પૃ.૨૬૬ ઇન્ડી એન્ટી ૩૭ પૃ ૩૪૫

(૧૫) ઉપર જુઓ ટીકા નં. ૯, ૧૦.

(૧૬) ઈન્ડી એન્ટી ૩૭ પૃ. ૩૪૯.

(૧૭) ઇન્ડી એન્ટી. ૩૭ પૃ. ૩૫૦.

(૧૮) આ ૪૧ વરસનો આંક કેમ આવ્યો તે માટે નીચે જુઓ નિર્ણય નં ક પૃ ૬ ઉપર તથા તેને લગતું ટીપ્પણ આંક નં ૨૭

(૧૯) તે ગાદીએ બેઠો ઈ પૂ ૩૨૯-૩૦ અને તે બાદ ચાર વર્ષે રાજ્યાભિષેક થયો છે એટલે ઈ પૂ. ૩૨૫

(૨૦) બુક ઑફ ઇન્ડીઅન ઇરાઝ, સર કનીંગહામ કૃત પૃ ૩૪ થી ૩૬; જો કે બીજા પુસ્તકોમાં, મારી નાંખ્યાનું લખેલ છે

(૨૧) ઈન્ડી. એન્ટી. પુ ૩૨ પૃ. ૨૩૨ જુઓ, મી. પી. સી. મુકરજી સાહેબ, આસીસ્ટંટ ઑફ ડીરેક્ટર જનરલ ઑફ આર્કીઓલોજી.

(૨૨) (ઈન્ડી. એન્ટી. ૩૨ પૃ. ૩૪૨) કોઈ વિદ્વાને મૂળનું ભાષાંતર કરતાં Death શબ્દને બદલે Termination of reign કરી નાંખ્યો લાગે છે.

(૨૩) વાયુ પુરાણમા ૩૧૨ વર્ષ, અને મત્સ્ય પુરાણમાં ૩૧૧ વર્ષ લખેલ છે બુક ઓફ ઈન્ડીઅન ઈરાઝ પૃ ૩૫ તથા ઈન્ડી એન્ટી. પુ. ૩૨ પૃ. ૨૩૨ જુઓ.

(૨૪) જુઓ મારો લેખ-શિશુનાગ વંશની વંશાવળી ટીકા નં. ૫

(૨૫) કોરપસ ઈન્સ્ક્રીપ્શન્સ ઇન્ડીકેરમ પ્રસ્તાવના IX જુઓ

(૨૬) દીપવંશ VI ૧૮, તથા ઇન્ડી એન્ટી. ૧૯૧૪ પૃ. ૧૬૯, મહાવંશ V ૧૮૯,

(૨૭) તેના ત્રણ ભાગ; પ્રથમના ચાર વરસ રાજા તરીકે, પછીના ૨૩ વરસ મહારાજ તરીકે, અને તે પછીના ૧૪ વરસ વાલી તરીકેના ૪+૨૩+૧૪=કુલ વરસ ૪૧

(ङ) તેણે રાજ્યની લગામ જે ઈ. પૂ. ૨૮૯ માં છોડી[28] દીધી (ઉપર फ જુઓ) અને તેનું મરણ[29] જે ઈ. પૂ. ૨૭૦ માં નીપજ્યું (ઉપર ङ જુઓ) તે બંને વચ્ચેનો ૧૯ વરસ જેટલો કાળ તેણે સંન્યસ્તદશા અને પ્રાયશ્ચિત્ત કરવામાં ગાળ્યો દેખાય છે.

## હવે સમ્રાટ ચંદ્રગુપ્તની સાલો તપાસીએ.

(૧) બ્રાહ્મણધર્મના પૌરાણિક ગ્રંથોમાં લખેલ છે કે, નંદ પહેલાના પછી બરાબર એકસો વરસે[30] ચંદ્રગુપ્તનો મગધાધિપતિ તરીકે રાજ્યાભિષેક થયો; નંદ પહેલાનો રાજ્યસમય ઈ. પૂ. ૪૭૨ છે; એટલે ચંદ્રગુપ્તનો રાજ્યાભિષેક[31] ઈ. પૂ. ૩૭૨ માં થયો કહેવાય (૪૭૨–૧૦૦=૩૭૨)

(૨) સિલોનીઝ તવારીખ પ્રમાણે ચંદ્રગુપ્ત બુ. સં. ૧૬૨ માં ગાદીએ આવ્યો. સિલોનીઝ લોકો બુ. સં. ૫૪૩ ઈ. પૂ. થી ગણે, તે ગણત્રીથી ૫૪૩–૧૬૨=ઈ. પૂ. ૩૮૧ આવશે અથવા તેના રાજ્યાભિષેક પહેલા (ઉપર નં. ૧ ફકરો જુઓ) નવ વરસે[32] ગાદી ગણાશે.

(૩) જનરલ સર કનિંગહામ સાહેબ લખે છે[33] કે, ગમે તેમ પણ એટલું તો સત્ય છે કે, ચંદ્રગુપ્તની ગાદીએ બેસવાની સાલ લેવામાં છાસઠ (૬૬) વર્ષની ભૂલ થયેલી છે ઈ. પૂ. ૩૧૬ ને બદલે બુદ્ધ સં. ૧૬૨ જોઈએ

ઈ. પૂ. ૩૧૬+૬૬=ઈ. પૂ. ૩૮૨ થાય, અને તે નં. ૨ ફકરા પ્રમાણે બુદ્ધ સંવત ૧૬૨ માં થયાનું બરાબર મળતું આવે છે

(૪) જૈન પુસ્તકોમાં ચંદ્રગુપ્તે નંદવંશનો અંત[34] મ. સં. ૧૫૫ (ઈ. પૂ. ૩૭૨) માં કર્યાનું લખ્યું છે ઈ. પૂ. ૫૨૬–૧૫૫=ઈ. પૂ. ૩૭૧–૨ થયા (ઉપર ફ. નં. ૧ સરખાવો)

(૫) મૌર્યવંશની સ્થાપના=ચંદ્રગુપ્તનું ગાદીએ આવવું બુ. સં. ૧૬૨ માં છે[35] એટલે ઈ. પૂ. ૫૪૪–૧૬૨=ઈ. પૂ. ૩૮૨ માં ચંદ્રગુપ્ત ગાદીએ બેઠો ગણાય

ઉપરની ૭ સાલ તે–પુરાવાથી આપણે જાણી શક્યા છીએ કે સમ્રાટ ચંદ્રગુપ્તની સાલો નીચે પ્રમાણે ઠરાવી શકાય છે

(अ) મૌર્યવંશની સ્થાપના કિંવા ચંદ્રગુપ્તનું ગાદીએ આવવું ઈ. પૂ. ૩૮૨ (ફકરા નં. ૨, ૩ અને ૫)

(ब) મગધની ગાદી ઉપર તેનો રાજ્યાભિષેક થયો કિંવા નંદવંશનો અંત આવ્યો ઈ. પૂ. ૩૭૨ (ફકરા નં. ૨ અને ૪ જુઓ)

(क) ઉપરાંત, પુરાણમાં, બૌદ્ધ પુસ્તકમાં અને જૈન ગ્રંથોમાં સર્વેએ[36] ચંદ્રગુપ્તનું રાજ્ય ૨૪ વર્ષ ચાલ્યાનું લખેલ છે, તો તે ગણત્રીથી ઈ. પૂ. ૩૮૨–૨૪=ઈ. પૂ. ૩૫૮ માં અંત આવ્યો લેખાય એટલે ૩૮૨ થી ૩૫૮=૨૪ વર્ષ

હવે આપણે મૌર્યવંશના પ્રથમના ત્રણ રાજ્યકર્તાઓની સાલ ગોઠવવાની સ્થિતિમાં આવી ચૂક્યા અને તે નીચે પ્રમાણે ઠરી કહેવાય

| | ગાદીએ બેસવું ઈ. પૂ. | રાજ્યાભિષેક ઈ. પૂ. | રાજ્યનો અંત ઈ. પૂ. | કેટલા વર્ષ |
|---|---|---|---|---|
| (૧) ચંદ્રગુપ્ત | ૩૮૨ | ૩૭૨ ૧ | ૩૫૮[37] | ૨૪ |
| (૨) બિંદુસાર | ૩૫૮[38] | ૩૪૫[39] | ૩૩૦ | ૨૮[40] |
| (૩) અશોક | ૩૩૦[41] | ૩૨૫ ૬ | ૨૮૯ | ૪૧ |

હવે આપ સર્વે, ઉપરની વંશાવળીની સાલની સરખામણી કરીને નિર્ણય કરી શકશો કે, મહાન્ સિકંદરશાહ ઈ. પૂ. ૩૨૭ માં હિંદ ઉપર ચડી આવ્યો ત્યારે મૌર્યવંશી કયો પુરુષ તેને છાવણીમાં મળવા ગયો હોય અને ગ્રીક ઇતિહાસકારોએ, જે સેંડ્રોકોટ્સ=ચંદ્રગુપ્ત લખી માર્યું છે, તેમ લખવામાં તેમણે સત્યનું કે અસત્યનું સમર્થન કર્યું છે તથા તે વ્યક્તિ કુમાર૫દે હતી કે રાજ્યપદે હતી?

---

(૨૮) ઉપર જુઓ फ ઈન્ડી એન્ટી ૩૨ પૃ. ૨૩૩

(૨૯) ઉપર જુઓ ङ

(૩૦) જુઓ મારા લેખ–શિશુનાગવંશની વંશાવળી ટીપ્પણ નં. ૧૧ (ગમે તેમ હોય પણ હજુ ચંદ્રગુપ્તની ગાદીએ આવ્યાની સાલ દરેકના મત પ્રમાણે એક સરખી ગોઠવી શકાતી નથી વધારે શોધ કરવી રહે છે)

(૩૧) મૌર્યવંશની સ્થાપના, અથવા તો ચંદ્રગુપ્તનું ગાદીએ બેસવું તે તો ઈ. પૂ. ૩૮૨ માં થયું છે પણ પછીના પ્રાયઃ દશ, નંદ નવમા જેવા સમર્થ હરીફની સામે ટક્કર ઝીલવાની સામગ્રીનો સંગ્રહ કરવામાં ગાળવા પડયા હતા સરખાવો ફકરો (૨) તથા (૪)

(૩૨) સરખાવો ઉપરની ટીકા નં. ૩૧ તથા જુઓ ઈન્ડી એ ટી પુ. ૩૭ પૃ. ૩૪૫

(૩૩) કોરપસ ઈન્સ્ક્રી ઇન્ડીક પ્રીફેસ IV

(૩૪) ઉપરની ટીકા નં. ૩૧–૩૨ સરખાવો હેમચંદ્રસૂરિનું કહેવું એમ છે કે, આ બનાવ બન્યો ત્યારે મહાવીર નિર્વાણને ૧૫૫ વર્ષ થયા હતા (કેમ્બ્રીજ હીસ્ટરી ઓફ ઈન્ડીઆ પુ. ૧ પૃ. ૧૫૬)

(૩૫) ઈ. ઍ. ઍ ટી ૩૨ પૃ. ૨૨૭

(૩૬) ઈન્સ્ક્રીપ્શન્સ ઓફ અશોક પ્રો. હુલ્ત્ઝ કૃત પુ. ૧ લું પ્રસ્તાવના XXXII જુઓ

(૩૭) વાસ્તવિક તો ઈ. પૂ. ૩૫૮ માં તેણે જૈન દીક્ષા લીધી છે, તે બાદ કેટલાક વરસે દક્ષિણ હિંદમાં શ્રવણબેલગોલા પાસે ચંદ્રગિરિ પર્વત ઉપર (તેના નામ ઉપરથી ચંદ્રગિરિ નામ પડયું છે) અનશન કરીને સ્વર્ગે ગયા છે. ભદ્રબાહુસ્વામિ જ્યારે દક્ષિણમાં ગયા ત્યારે તેમની સાથે વિહારમાં હતા

(૩૮) જૈન મત પ્રમાણે તેમણે ૧૬ વર્ષ રાજ્ય કર્યું છે તે વાત મળતી આવે છે ૩૩૦–૧૬=૩૪૪–૫માં રાજ્યાભિષેક થયો ગણાય ત્યાં સુધી એટલે ૩૫૮ થી ૩૪૫ સુધીના ૧૩ વરસ ચંદ્રગુપ્ત પોતે સાધુ તરીકે જીવંત રહ્યા હશે જેથી બિંદુસારે પોતાના બાપની હયાતીમાં રાજમુકુટ પહેરવા ઉચિત ધાર્યું નહીં હોય, એટલે ચંદ્રગુપ્તનું મરણ ઈ. પૂ. ૩૪૫ માં થયું કહેવાય

(૩૯) જુઓ ઉપરની ટીકા નં. ૩૮

(૪૦) પુરાણોમાં ૨૫ વરસ લખ્યા છે જ્યારે બૌદ્ધ પુસ્તકોમાં ૨૮ વર્ષ લખ્યા છે (પ્રો. હુલ્ત્ઝ, અશોકના લેખો પુ. ૧ લું પૃ. XXXII) જૈન મત પ્રમાણે તેનું રાજ્ય માત્ર સોળ વરસ જ છે એટલે બૌદ્ધ અને જૈન મત બંને મળતા કહી શકાય (ઉપર નોટ ૩૮ માં ખુલાસો જુઓ)

(૪૧) ઉપર પારા ૫ પૃષ્ઠ ૭૦ માં જુઓ

મી. સી. પી. મુકરજી સાહેબ પણ નીચેના શબ્દોમાં પોતાનું નિવેદન[૪૨] રજુ કરે છે કેઃ—

“ યુરોપી સાક્ષરોએ, જોઈતા પુરાવા સિવાય, માત્ર ઉચ્ચારના સામ્યપણાને લીધે, જેમ મેસર્સ જસ્ટીન, સ્ટ્રેબો અને અન્ય સંમાનિત ગ્રીક લેખકોની ટોળીએ મેગેસ્થેનીસ સાહેબની કલ્પિત નોંધ ઉપરથી લખી માર્યું હતું કે સેંડ્રેકોટ્સ એટલે ચંદ્રગુપ્ત[૪૩] અને તેણે મહાન્ સિકંદરશાહની મુલાકાત લીધી હતી તથા ઈ પુ. ૩૧૦ સેલ્યુકસ નીકેટોરને હરાવ્યો હતો અને પંજાબમાથી (કે જે પ્રદેશનું ચંદ્રગુપ્તે કોઈ દીવસ દર્શન પણ કર્યાનું ક્યાય નોંધાયું જણાતું નથી.) ગ્રીક લોકોને કાઢી મૂક્યા ”— આ હકીકતને, હાયે હા, ભણીને નક્કર સત્ય તરીકે ઠોકી બેસારી છે.

ગ્રીક ઇતિહાસમાંનું અસલ લખાણ કે જેના ઉપરથી મેસર્સ જસ્ટીન અને સ્ટ્રેબો સાહેબે સકળ જગતને સેન્ડ્રેકોટ્સ એટલે ચંદ્રગુપ્ત એમ જે જાહેર કર્યું છે તેનુ ભાષાતર મી. ક્રીન્ડેલ સાહેબે (જુઓ પોમ્પી ટ્રોગી XV, 4) કર્યું છે ને જેનો ઉતારો પ્રો. હુલ્ટ્ઝ સાહેબે,[૪૪] પોતાના પુસ્તકમાં કર્યો છે, તે સદાવરો હું અત્રે ઉતારૂં છું—ભલે તે બહુ લાંબો છે પણ બીજા અનેક મુદ્દાઓ તેમાંથી આપણને જાણવાને મળી આવે છેઃ— ( તે ફકરાનું ભાષાંતર )

“ સિકંદરશાહના સરદારોએ રાજ્યના કડકાબુકળા કરી નાખ્યા પછી મી. સેલ્યુકસે પણ પૂર્વ તરફ ઘણાં આક્રમણો કર્યા. પ્રથમ તેણે બાબીલોનીયા જીત્યું અને પછી ફતેહથી, ગર્વિત થઇને, સૈન્ય સહિત બેક્ટ્રીઅન્સોને અંકુશમાં લીધા. પછી તે હિંદમા દાખલ થયો. સિકંદરશાહના મરણ પછી કેમ જાણે ગુલામગિરિની જંજીરો ફેંકી દીધી હોયની ! તે મીસાલે તેના બધા સુબાઓની હિંદે કત્લ કરી વાળી હતી. તેમનો મુખ્ય સરદાર સેન્ડ્રેકોટ્સ હતો કે જેણે જ તેમની સ્વાતંત્ર્ય માટે વિજય મેળવ્યો હતોઃ પણ વિજય મેળવ્યા બાદ, જે જુલ્મ[૪૫] તેણે આદર્યો હતો તેથી મુક્તિદાતા તરીકેનું બિરૂદ તે ગુમાવી બેઠો હતો. કારણ કે ગાદીએ બેસીને, [૪૬] પરદેશી રાજ્યકર્તાની[૪૭] ઝુંસરીમાથી પ્રજાનો તેણે ઉદ્ધાર કર્યો હતો. તેજ પ્રજાને તેણે ગુલામગીરીમા કચડવા માંડી હતી. તેનો જન્મ સામાન્ય[૪૮] સ્થિતિમાં થયો હતો. પણ પ્રબળ સૌભાગ્યદર્શક શુકનના બળે પોતે રાજ્યાધિપતિ થશે એવી આશાથી પ્રેરાયો હતો. કારણ કે. પોતાના ઉદ્ધત[૪૯] વર્તનથી જ્યારે તેણે રાજા નંદ્રુમનું[૫૦] અપમાન કર્યું, ને જે ઉપરથી નંદ્રુમે તેને મારી[૫૧] નાખવાનો હુકમ કર્યો, ત્યારે તે પોતાનો જીવ બચાવવા મુઠી વાળીને નાઠો.[૫૨] અને થાકથી લોથપોથ થઇને ઘોરનિદ્રામા સુતો હતો.

(૪૨) ઈન્ડી-એન્ટી પુ ૩૨ પૃ ૨૩૨ જુઓ.

(૪૩) ઉલટો પ્રશ્ન એમ ઉઠાવી શકાય છે કે, સેંડ્રેકોટ્સ તે ચંદ્રગુપ્ત જ છે એમ ઠરાવવાને શું સાક્ષી છે. તેમજ અશોક જ મગધની ગાદી ઉપર હતો અને તેના સમકાલીન તરીકે ગ્રીકના પાંચ ભાગ પાડીને જૂદા જૂદા રાજાઓ જેના નામ શીલાલેખમા આપેલ છે તે રાજ્ય કરતા હતા તે સાબીત કરવાને શા પુરાવા છે અથવા અશોકે તે પ્રદેશમાં પોતાના ભિક્ષુકોને મોકલ્યાનો પુરાવો ક્યાં છે. મહાવંશ અને દીપવંશ જેવા સત્તા સમાન ગણાતા બૌદ્ધ પુસ્તકોમાં પણ તે વિશે એક શબ્દ લખાયો જડતો નથી.

(૪૪) અશોકના શિલાલેખો નામક ગ્રંથ પુ ૧ લું પૃ XXXIII જુઓ

(૪૫) અશોક જુલ્મી હતો તે આ વાકયથી સાબીત થાય છે

(૪૬) તે વખતે અશોક ગાદીપતિ તરીકે રાજ્ય કરતો હતો તે આ શબ્દથી નક્કી કરી શકાય છે. (ઈ પૂ. ૩૨૭ માં)

(૪૭) અશોક કેવો બળવાન તથા હિંમતવાન હતો તે સિદ્ધ કરી બતાવાય છે; તેમજ હિંદ ઉપર કેવા આક્રમણો થયા તે પણ જાણી શકાય છે

(૪૮) અશોક પોતે રાજકર્તાનો જ્યેષ્ઠ પુત્ર નહીં હોય, પણ માત્ર રાજકુમારજ હશે એમ આ શબ્દથી સૂચવાય છે.

(૪૯) અશોક પોતે ઉગ્ર સ્વભાવી હતો એમ જે બૌદ્ધ પુસ્તકોમા વર્ણન છે તે આ ઉપરથી બરાબર લાગે છે. પણ જો તેને ગજહારી ભાષામાં થતા અર્થ પ્રમાણે લઈએ તો અશોક કોઈથી ગાંજ્યો જાય તેવો નહોતો, મોં ઉપર જ રોકડો જવાબ પરખાવે તેવો જવામર્દ હતો. અને સામો માણસ પ્રબળ સત્તાવાહી હોય તોયે જો અયોગ્ય માંગણી જાહેર કરે તો, જેવાની સાથે તેવા થવા, પોતે શક્તિમાન છે એમ પોતે સમજતો હતો.

(૫૦) નંદ્રુમ્ શબ્દ બીજી વિભક્તિનો પ્રયોગ છે. ગ્રીક હસ્તલીખીત પુસ્તકોમાં કેટલાકમાં નંદ્રુમને બદલે અલેકઝંદ્રુમ્ શબ્દ વપરાયેલ છે એટલે દેખાય છે કે નંદ્રુમનું અપમાન નહીં પણ અલેકઝંદ્રુમનું અપમાન થયું હતું, બીજો પ્રશ્ન એમ પણ થાય છે, કે એક હિંદી રાજા જે બીજા હિંદી રાજાનું પ્રદેશી રાજાની છાવણીમાં કાંઇ પણ કારણ સિવાય કે બોલાચાલી થયા સિવાય (કારણ કે નંદ્રુમ શબ્દ તે નંદ રાજાની બીજી વિભક્તિ છે. અને નંદ નામ તે હિંદુ રાજાનું નામ છે. પ્રદેશી રાજા નથી ) અપમાન કરવાનું પ્રયોજન શું ? એટલે ચોખ્ખું તરી આવે છે કે, નંદરાજાને હરાવીને ચંદ્રગુપ્ત મગધની ગાદીએ આવ્યો છે એમ સાબીત કરવાને, મારી મચડીને સ્વેચ્છા પૂર્વકજ નંદ્રુમ્ શબ્દને અલેકઝંદ્રુમ્ શબ્દ તરીકે ગોઠવી દીધો છે.

(૫૧) એક રાજકર્તાને પોતાની છાવણીમાં સલાહની વિષ્ટિ કરવા મળવા બોલાવવો, અને તે કબુલ ન રાખે, એટલે તેને મારી નાખવાનો હુકમ કરવો તે વસ્તુ જ સાબીત કરે છે કે, અલેકઝાંડર પોતે કેવો ઝનુની હશે, અને ન્યાય અન્યાયનો તેને કેવો વિચાર થતો હશે

(૫૨) એક માણસ ગમે તેવો વીર, શૂરો અને હિંમતે બહાદૂર હોય છતાં જ્યાં તેને સલાહની ગોષ્ઠિ માટે બોલાવ્યો હોય ત્યારે તો માત્ર એકાકિજ હોય ને ! પછી તેને નાસી છુટવા સિવાય બીજો ઉપાય શો ! આવું કૃત્ય સિકંદરશાહ જેવા પ્રતાપી બાદશાહને અણછાજતું કહેવાય. ઉલટું મહત્વાકાંક્ષી સ્વભાવને બદલે જુલ્મી સ્વભાવવાળા તેમને કહી શકાય, કારણકે સામો માણસ તેમની ઈચ્છા—પછી વ્યાજબી કે ગેરવ્યાજબી—ને તાબે ન થાય માટે મારી જ નાંખવો, તે શું ડહાપણ ભરેલી રાજનીતિ ગણાય ? ભલે ગ્રીક લેખકો પોતાના પાદશાહને ઉચી ટોચે ચડાવવા ગમે તેવા કલગી ભરેલા વિશેષણો વાપરે, પણ સત્યશોધક તો જરૂર બીજાં અનુમાનો જ આ ઉપરથી તારવી કાઢશે.

તે વખતે એક મોટા કદનો સિંહ ત્યાં આવી ચડ્યો હતો અને તે નેસકોટસ ઘરડતા માણસનું શરીર જે પરસેવાથી રેબઝેબ થઇ ગયું હતું તેને પોતાની જીભથી ચાટતો હતો[૫૩] અને જેવો તે જાગૃત થયો કે સિંહ ગુપચુપ પોતાને પંથે પડ્યો આ બનાવને તેણે શુભ શુકન તરીકે માની પોતે રાજગાદી મેળવવા ઉત્સાહિત થયો હતો એટલે લુટારાની ટોળીઓ એકત્રિત કરી વિદ્યમાન રાજ્યસત્તાને ઉથલાવી નાખવા કટિબદ્ધ થયો હતો વળી તે પછી જ્યારે સિકંદરશાહના સુબા ઉપર હુમલો લઈ જવાની તૈયારી કરતો હતો, ત્યારે એક જબર જસ્ત જંગલી હાથી તેની સામે ધસી આવ્યો અને જાણે કેમ તેનો પાળેલો હોય તેમ તેને ઘુંટણીએ પડી,[૫૪] નમન કરી, પોતાની સુંઢથી ઉંચકીને પોતાની પીઠ ઉપર તેને બેસારી દીધો, અને સારા સૈન્યમાં, તેને પીઠ ઉપર બેસાડીને ઘુમ્યો, લડ્યો. આ પ્રમાણે સેન્ડ્રેકોટ્સનો[૫૫] વિજય થયો, અને હિંદ ઉપર અમલ ચલાવવા લાગ્યો આ સમયે સેલ્યુકસ પોતાની સત્તા જમાવવા અને રાજ્યનો પાયો મજબુત કરવામાં ગુંથાયો હતો જેથી તેણે પૂર્વમાં બધું ઠાકઠીક કરીને સંધી[૫૬] કરી અને એન્ટીગોનસની સાથે બળ અજમાવવા સ્વદેશ તરફ પાછો વળ્યો

ઉપર આપણે જોઈ ગયા કે સેન્ડ્રેકોટ્સ તે ચંદ્રગુપ્ત નહીં, પણ તેમનો પૌત્ર અશોક છે એટલે કે બે રાજ્ય આપણે આગળ વધવાનું રહ્યું જેનો સમય લગભગ ૬૦ વરસ થાય છે તેવી જ રીતે, નવા ખડક લેખોના કર્તાનો સમય પણ અશોકને બદલે તેની આગળ ૬૦ વરસ[૫૭] ખસેડીને, જે રાજ્યકર્તાનો અમલ મગધદેશ ઉપર હશે તેજ સ્વીકારવો પડશે જે આપણે વિશેષ સાક્ષી પુરાવાને આધારે, આ લેખમાં આગળ ઉપર સાબીત કરીશું અત્યારે તો આપણે એટલુંજ કહીને સંતોષ ધરીશું કે જૈન મત આ વાતને ટેકો આપે છે જૈન ધર્મના પરમ પુરસ્કર્તા-ભક્ત રાજા તરીકે બે વ્યક્તિના નામો જાણીતા છે એક મૌર્યવંશી સમ્રાટ સંપ્રતિ અને બીજો ચૌલુક્યવંશી રાજા કુમારપાળ તેમાંયે, રાજ્ય પ્રદેશના વિસ્તારની, તેમજ દરેકે કરેલા જૈન ધર્મકાર્યોની દૃષ્ટિએ, રાજા કુમારપાળ તો સમ્રાટ સંપ્રતિ પાસે કંઇ વિસાતમાં છેજ નહીં સમ્રાટ સંપ્રતિએ[૫૭અ] તો કુમારપાળ રાજા કરતા આગળ વધીને, જૈનધર્મનો પ્રચાર કરવામાં સતત અને સબળ પ્રયત્નો કર્યા હતા એટલુંજ નહીં, પણ સાતે ક્ષેત્રો ( મૂર્તિ, મંદિર, પુસ્તક, સાધુ, સાધ્વી શ્રાવક અને શ્રાવિકા ) ને ઉત્તેજન દેવામાં પોતાની શક્તિનો વ્યય કર્યો હતો સારાંશ કે જૈનધર્માનુયાયી રાજપુરૂષોમાં, સમ્રાટ સંપ્રતિની જગ્યા સર્વોત્કૃષ્ટ છે અને જૈનો તેના અત્યંત ઋણી છે છતાં પ્રો૦ જેકોબી સાહેબને[૫૮], ( સંપ્રતિના વિષે ઘણી હકીકત વાંચી છે છતાં ) કહેવું પડ્યું છે કે તે તો એક કાલ્પનિક વ્યક્તિ તરીકે છે આમ કહેવાનું કારણ શું ? મારી સમજ પ્રમાણે, જેમ સર કનિંગહામ સાહેબે મત દર્શાવ્યો[૫૯] છે કે, ચંદ્રગુપ્તના ગાદીએ આવવાની સાલ નક્કી કરવામાં ૬૦ ( સાઠેક ) વરસની ભૂલ થયેલી લાગે છે—તેમ આ હકીકત જ કારણભૂત થઇ પડે છે

પ્રો૦ જે એન. કાર્પેન્ટીયર સાહેબ[૬૦] લખે છે કે ' પૌરાણિક અને જૈન ગ્રંથોમાં નંદ નૃપમાનું જે વર્ણન વાંચવામાં આવે છે, તે કોઇરીતે તેજ રાજાઓના ડીઓડોરસ સીક્યુલસ અને કર્ટીઅસ રૂફસે આપેલા વર્ણન સાથે મળતા આવતા નથી, કે જે નંદ જ્યારે સિકંદરશાહે પંજાબ ઉપર ચડાઈ કરી ત્યારે પાટલીપુત્રની ગાદી ઉપર હતો તેમજ ગ્રીકલોકોએ વર્ણવેલા સેન્ડ્રેકોટ્સ ઉર્ફે ચંદ્રગુપ્તનો પૂરોગામી હતો

સેન્ડ્રેકોટ્સ તે ચંદ્રગુપ્ત નહીં પણ અશોક છે, એટલું પાકે પાયે સાબીત થઈ ગયું હવે આપણે આ લેખના ત્રીજા વિભાગ ઉપર જઇશું કે જે આગળના બંને કરતા વધારે રસપ્રદ છે

## વિભાગ ત્રીજો

જો કે ખડકલેખોમાં કોતરેલા દરેક વાક્ય તેમજ શબ્દ અને તેની રચના, તેમજ અશોકની જીવનકળાના વૃત્તાંતો બારીક તપાસના અંતે, જેમ હાલ માની લેવામાં આવે છે તેના કરતા અન્યથા સાબીત કરી શકાય તેમ છે, છતાં તેમ કરવાનું આ સ્થાન પણ નથી તેમ સમય પણ નથી એટલે અત્રે તો થોડ

---

(નં ૫૩-૫૪) આવા કોઈ બનાવ વિષે બૌદ્ધ પુસ્તકોમાં કાંઈ લખાણું છે કે કેમ તે જોવું જોઈએ, અને તેમાં પણ આમ જ લખાણો હોય તો તે અશોક છે એમ નક્કી થઈ શકે

(૫૫) એમ સૂચના કરવા ઈચ્છા થાય છે કે સેન્ડ્રેકોટસ શબ્દનો વ્યુત્પતિ પ્રતિપાદિત અર્થ શું છે તે તપાસવું—અશોક પોતે શરીરે ખીલેવાન હતો તેમજ કદરૂપો પણ હતો તો તેવો કંઈ અર્થ સૂચવતો તે સેન્ડ્રેકોટ્સ શબ્દ નથી ને ! આ બાબત પાછળથી મે એક સારા ગ્રીક ભાષાના સત્તા સમાન લેખાતા વિદ્વાનને મળીને બધો ખુલાસો લીધો હતો પણ તેનાથી કાંઇ વિશેષ પ્રાપ્તિ થઈ નથી

(૫૬) અલેકઝાંડરની પાછળ ગાદીએ બેસનાર ગ્રીક પાદશાહ હતો તેણે ઇ પૂ ૩૦૫ અરસામાં હિંદ ઉપર ચડાઈ કરી હતી અને મગધપતિને તાબે કરવા ફાવ્યો નહોતો ( અશોક કેવો રાજ દ્વારી તથા શૂરવીર હશે તે દેખાઈ આવે છે નીકેટોર પણ નબળો પોચો નહોતો જ તે પણ સિકંદરશાહ જેવો જબરો પ્રતાપી હતો એમ ગ્રીક ઇતિહાસ ઉપરથી સાબીત થાય છે ) એટલે સંધી તરીકે પોતાની પુત્રી મગધપતિને આપી હતી અને સામા પાંચસોક જેટલા હાથી લઈને સગપણ સંબંધ જોડી પોતાના દેશ તરફ હમેશ માટે વિદાય થયો હતો

(૫૭) ચંદ્રગુપ્તના ૨૪ }
બિંદુસારના ૨૯ } કુલ મળી ૫૭ એટલે આશરે
અશોકના ૪ } ૬૦ વરસ કહી શકાય

(૫૭ અ) સરખાવો આ લેખમાં ટીકા નં ૬૫ પૃષ્ઠ ૭૭ મે

(૫૮) જુઓ પરિશિષ્ટ પર્વ અને એ સાઈક્લોપીડીઆ ઓફ રીલીજીયન્સ એન્ડ એથીકસ નામે પુસ્તકમાં જૈન શબ્દે બધું વર્ણન

(૫૯) કોરપસ ઈન્સ્ક્રીપશન્સ ઇન્ડીકેરમ પ્રીફેસ IV

(૬૦) જુઓ ઈ ડી એ'ડી ૧૯૧૪ મહાવીરનો સમય નામક તેમના લેખો ત્રણ વિભાગમાં

બંધ પુરાવામાથી માત્ર બે–અઢી ડજન આપણા વિષયને પુષ્ટિ અર્પનારી જે હકીકતો છે તેનું જ હું પૃથક્કરણ કરી બતાવીશ અને આપ સર્વેને ખાત્રી થવાથી મારા મતને સંમત થશો એવી ઉમેદ ધરાવું છું.

( ૧ ) સૌથી પ્રથમનો જ ખડક્લેખ શુ બતાવે છે? શા માટે " અહિંસા "–અપ્રાણાતિપાત–ને સર્વોપરી સ્થાન આપવામા આવ્યુ છે? જે ક્રમથી ખડક્લેખો લખવાનુ શરૂ કરવામા આવ્યું છે તે વસ્તુજ સાબીત કરી આપે છે કે, તેનો લખાવનાર–કર્તા તે જૈન જ[૬૧] હોવો જોઇએ. બૌધ નહીં.

( ૨ ) શ્રી ગિરનારજીની તળેટીમા જે સુદર્શન નામનુ મોટું તળાવ હતુ તેનું સમારકામ કર્યા બાબતનો લેખ ત્યા કોતરેલ છે. તેનુ ભાષાતર પ્રો. પીટરસન સાહેબ[૬૨] એમ કરે છે કે–આ તળાવ પ્રથમ સમ્રાટ ચંદ્રગુપ્તના સમયમા વૈશ્યગુપ્તે[૬૩] બંધાવ્યું હતું અને તેનો ફરતો કાંઠો, સમ્રાટ અશોકના વખતમા તુપસ નામના અમલદારે પ્રથમવાર સમરાવ્યો હતો. જ્યારે બીજી વખતનું સમારકામ પ્રિયદર્શિનના સમયે કરવામા આવ્યું છે.

આ કથનમા ત્રણ ૬૩અ રાજ્યકાળનું સૂચન થયેલું છે. એક ચંદ્રગુપ્તનુ, બીજુ અશોકનુ અને ત્રીજું પ્રિયદર્શિનનુ. આથી સાબીત થાય છે કે, અશોક અને પ્રિયદર્શિન તે બંને જુદી જુદી વ્યક્તિઓ છે. આવા શિલાલેખરૂપી પુરાવા કરતા બીજા વધારે મજબુત કયા પુરાવાની જરૂર હોઇ શકે? છતા પ્રો. જેકોબી સાહેબ સપ્રતિને[૬૪] કાલ્પનિક વ્યક્તિ ગણવાને દોરાયા છે.

( ૩ ) મજકુર સુદર્શનના લેખવાળા બાદશાહના રાજ્ય અમલ વિષે લખતા પ્રો પીટરસન સાહેબ જણાવે છે કે " તે રાજવંશી પુરૂપને પોતાના જન્મકાળથી માંડીને ઉત્તરોત્તર અપ્રતિબદ્ધ સમૃદ્ધિજ વર્ષા કરી હતી " વિશેષણરૂપે વપરાયલા આ શબ્દોજ શુ જૈન સમ્રાટ્ સપ્રતિ ઉર્ફે પ્રિયદર્શિન માટે છે એમ કહી ન શકાય? કે જેને માત્ર ૧ થી ૧૦ મહિનાની અર્ભક અવસ્થામાજ ગાદી પ્રાપ્ત થઇ હતી.

( ૪ ) પ્રો. રા. ગો. ભાંડારકર સાહેબ[૬૫] કહે છે કે " રાજા સંપ્રતિની ઉમ્મર માત્ર ૧૦ દીવસની હતી ત્યારે ગાદીએ બેસારવામાં આવ્યો હતો. " દશ દિવસને બદલે દશ મહીના લખવા જોઇતા હતા. છતા એટલુ તો ફલિતાર્થ કાઢી શકાય છે કે, સંપ્રતિ જ્યારે હજુ તદ્દન બાળક અવસ્થામાં માતાનું ધાવણ ધાવતો હતો ત્યારે ગાદિપતિ તરીકે જાહેર કરવામા આવ્યો હતો.

( ૫ ) એમ હકીકત નીકળે છે કે, [૬૬] મગધની ગાદીએ શ્રેણિક રાજા થઇ ગયા. તેમની પછી ૧૭ મા રાજા સંપ્રતિ[૬૭] થયા છે. તેમનું રાજ્ય મ. સ. ૨૩૮ ( ઇ પૂ. ૨૮૯ ) થી શરૂ થયું છે. કે જ્યારે સમ્રાટ અશોકના રાજ્યનો અંત આવ્યો.[૬૮] આ ઉપરથી એમ પણ નક્કી થયું કે સમ્રાટ અશોક પછી લાગલો જ સમ્રાટ્ સંપ્રતિનો રાજ્ય અમલ પ્રવર્ત્યો છે.

( ૬ ) કર્નલ ટોડ સાહેબ[૬૯] લખે છે કે સંપ્રતિનુ રાજ્ય ઇ. પૂ ૩૦૩–૪ મા શરૂ થયું–એટલે રાજા સંપ્રતિનો જન્મ ઇ. પૂ. ૩૦૪ મા થયો છે. અને દશ મહિનાની ઉમરે ગાદીપતિ થયા તથા ૧૫ મા વર્ષે ઇ. પૂ ૨૯૦–૮૯ મા તેમનો રાજ્યાભિષેક થયો ગણી શકાય

( ૭ ) ખડક લેખોમા લખેલ છે કે,[૭૦] જ્યારે સમ્રાટ્ પ્રિયદર્શિનનું રાજ્ય ચાલતુ હતુ, ત્યારે ગ્રીક સામ્રાજ્યના પાચ[૭૧] ભાગલા પડી ગયા હતા; જે નામ તેમા નિર્દેશ્યા છે તે પાચેના નામ ઉપરથી યુરોપી વિદ્વાનોએ તેમનો રાજ્યકાળ નીચે પ્રમાણે તારવી કાઢ્યો છે. ( ૧ ) ઈ. પૂ. ૨૬૧–૨૪૬ ( ૨ ) ઈ. પૃ. ૨૮૫–૨૪૭ ( ૩ ) ઈ. પૂ. ૨૭૮–૨૪૨. ( ૪ ) ઈ. પૂ. ૨૫૬ અને ( ૫ ) ઈ. પૂ. ૨૭૨–૨૫૪.

---

( ૬૧ ) અહિંસાતત્વને જેવું મહત્વ જૈન ધર્મમા અપાયું છે, તેવું કોઈપણ ધર્મમા અપાયું હોય એમ સાબીત કરી શકાય તેમ નથી

( ૬૨ ) જુઓ ભાવનગરના શીલાલેખો સંસ્કૃત અને પ્રાકૃત પૃ. ૨૦.

( ૬૩ ) મગધપતિ–ચંદ્રગુપ્તના રાજ્યનો વિસ્તાર કયા સુધી હતો તે હકીકત આ ઉપરથી જોઈ શકાય છે. ( પ્રશ્ન : કૌટિલ્ય અથવા ચાણાક્ય, જે ચંદ્રગુપ્તના મુખ્ય મંત્રીપદે હતો, તેનું નામ તો વિષ્ણુગુપ્ત હતું, તેને અને આ વ્યક્તિને કાઇ સંબધ હશે કે! કારણકે આવું મોટું તળાવ બંધાવવું તે જેવા તેવા સાધનવાળા પુરૂષનું કામ નથી! જો કે મૂળ લિપિના શબ્દો તપાસતાં તો વૈશ્યગુપ્ત જ લખેલું સ્પષ્ટ વંચાય છે કે પછી, ચાણાક્યનુ નામ અત્યાર સુધી વિષ્ણુગુપ્ત જણાયુ છે; તેને બદલે વૈશ્યગુપ્ત હોય અથવા બન્ને નામ એક જ વ્યક્તિના હોય અથવા સબંધ વિનાની પણ નિરાળી વ્યક્તિ પણ હોય ).

( ૬૩ અ ) આ બાબત વિશેપ ખુલાસા માટે, લેખની છેવટે પરિશિષ્ટ જુઓ.

( ૬૪ ) સપ્રતિ તેજ પ્રિયદર્શિન છે. એની સાબીતી માટે જુઓ પારા ૩, ૫, ૧૫, ૨૫, ૨૭, ૨૮ અને ૩૦.

( ૬૫ ) જુઓ ભાંડારકર સાહેબનો રીપોર્ટ IV ૧૮૮૩–૪ પૃ ૧૩૫.

( ૬૬ ) જુઓ ઈન્ડી એન્ટી પુ ૧૧ પૃ. ૨૪૬

( ૬૭ ) જુઓ શીશુનાગ વંશની વંશાવળીવાળો મારો લેખ

( ૬૮ ) ઉપર પૃ. ૬ મા क કલમ જુઓ તથા નીચેના પારા. ૨૪ જુઓ

( ૬૯ ) કર્નલ ટોડ રાજસ્થાન બીજી આવૃત્તિ

( ૭૦ ) જુઓ ખડક શીલાલેખ નં ૨ તથા ૧૩

ડે. રા. ભાંડારકર પોતાના સમ્રાટ્ અશોક નામના પુસ્તકમા પૃ. ૧૫૬ લખે છે કે, હિંદુસ્તાનની બહાર બુદ્ધધર્મનો ફેલાવો અશોકના રાજ્યે ( R. E. XIII ) થયો હોય એ બાબત ઘણા વિદ્વાનોને શંકા છે. વળી ( પા ૧૫૮ ) લખે છે કે, તોપણ ગ્રીક લોકોએ, બૌદ્ધધર્મ તેમજ હિંદના બીજા ધર્મોનો સ્વીકાર કર્યો હોય તેવા ઘણા દાખલાઓ ( જુઓ ઇન્ડી. એન્ટી ૧૯૧૧ પૃ ૧૧–૩ ) ગ્રંથોમા તેમજ શીલાલેખોમા આપણા વાચવામાં આવે છે.

( ૭૧ ) પૃ. ૭૯ ઉપર પારા ૨૭ સાથે સરખાવો. તથા પૃ. ૮૦ મા પારા ૨૯ પણ સરખાવો: સીલોનનો રાજા તિસા ( ઇ. પૂ ૨૪૭–૨૦૭ ) પણ અશોકનો સમકાલિન હતો એમ લખે છે તો આ સાલની સાથે મળતાપણું કયા આવે છે. સરખાવો આ લેખની નોટ–૨૨૭.

ખડક લેખ કોતરાવ્યાનો સમય ભલે મોડો હશે, પણ તેમાં ચોખ્ખું લખેલ છે કે, ઉપરનો બનાવ (શિલાલેખમાં જણાવેલ) પ્રિયદર્શિન રાજાએ પોતાના રાજ્યાભિષેકને આઠ વર્ષ થયાં બાદ કલિંગ દેશ જીતી લીધો તે પૂર્વે બન્યો છે હવે જો અશોક અને પ્રિયદર્શિન એકજ હોય તો ઈ પૂ. ૩૨૫-૮ માં અશોકનો રાજ્યાભિષેક થયો છે તે હિસાબે ઈ પૂ ૩૧૭ ની સાલ[72] આવે અને તેમ જોતાં તો ઉપરની પાંચ સાક્ષીમાંથી કોઈપણની સાથે (રાજ્ય અમલના આદિ કે અંત સાથે) મેળ ખાતો નથી, પણ ઉલટી તેના કરતાં ૫૦-૬૦ વર્ષ પૂર્વે થઈ જાય છે આથી ચોક્કસ થાય છે કે પ્રિયદર્શિન અને અશોક એક વ્યક્તિ છેજ નહિ

(૮) જનરલ સર કનિંગહામ[73]નું એમ મંતવ્ય છે કે, "ખડકલેખ અને સ્તંભલેખમાં લખેલ પ્રિયદર્શિન રાજા તે અશોક મૌર્ય હોવા વિષે પ્રો૦ વીલ્સન સાહેબ હજુ સુધી શંકાશીલજ રહ્યા છે" પ્રાચીન શોધખોળના આવા અઠંગ-કે અથાગ અભ્યાસી-વ્યક્તિની લખાવટ જ્યારે આવી છે ત્યારે પ્રિયદર્શિન તે અશોક છે એમ બાપોકાર જાહેર કરતાં, ભલે વધારે નહીં તો થોડાક પણ આંચકા તો ખાવાજ પડશે.

(૯) રૂપનાથ, વરાટ અને સહસ્રામના લેખમાં[74] (૨૫૬) નો આંક છે જો કે હાલ તેનો અર્થ લિપિજ્ઞાતાઓએ, એમ કર્યો છે કે "પૂજામાં ૨૫૬ રાત્રી વિતાવ્યા બાદ" પણ ખરો અર્થ તેનો એમ છે કે "તે સદ્‌ગતના દેવ પામ્યા પછી ૨૫૬ વર્ષે" આવો અર્થ હજુ માત્ર થોડા વખતથી જ બંધ કરવામાં આવ્યો છે બાકી તે પહેલાં તો આ પ્રમાણે જ અર્થ કરાતો હતો

પ્રો૦ હુલ્ટશ સાહેબ લખે છે કે "શા માટે તેમને (તેમની માન્યતા અશોકની છે તેથી તેમણે અશોક શબ્દ લખેલ છે) આ ૨૫૬ નો આંક વાપરવો પડ્યો છે તેનું ખાસ કારણ હજુ સુધી જાણવામાં આવ્યું નથી વળી પોતે જણાવે છે કે ડાક્ટર ફ્લીટ સાહેબે જે એમ સૂચના કરી છે કે (જ રૉ એ સો ૧૯૧૦ પૃ ૧૩૧-૭) બુદ્ધનિર્વાણ બાદ ૨૫૬ વર્ષ વીતી ગયા હતા માટે ૨૫૬ રાત્રી પૂજા કરી છે આ સૂચના સાથે હું કોઈ રીતે સંમત થતો નથી

હવે જો ૨૫૬ ના આંકને[76] આપણે બુદ્ધ સંવત તરીકે લેખીએ તો બુદ્ધનું સ્વર્ગ ઈ પૂ ૫૨૦ છે તે હિસાબે ૫૨૦-૨૫૬=૨૬૪ આવે, એટલે કે અશોકના મરણ[77] પછી ૭ વર્ષ આવે છે અને બુદ્ધના નિર્વાણના હિસાબે ૫૪૪-૨૫૬= ઈ પૂ ૨૮૮ આવે એટલે કે અશોકે રાજ્ય લગામ છોડી દીધી હતી તે આ આવે છે આ ઉપરથી સાબીત થાય છે કે ખડકશિલાના લેખો સાથે અશોકને[78] કોઈ રીતે કાંઈ પણ નિસ્બત જ નથી

(૧૦) રૂપનાથ વરાટ અને સહસ્રામના લેખો[79] પણ રાજાપ્રિયદર્શિનના જ છે એમ પ્રો પીશલ સાહેબનું કહેવું છે આ અસલ નિબંધનો તરજુમો કરતાં, ડૉક્ટર બુલ્હર સાહેબ પોતાનું મંતવ્ય જુદું છે એમ જાહેર કરે છે વળી ઉમેરે છે કે, પ્રો રીઝ ડેવીસ, જો કે પ્રથમ ૨૫ ની સાલ સાથે મળતા નહોતા થતા પણ વધારે ઉંડા અભ્યાસની ગવેષણાએ તેઓ પણ પીશલ સાહેબના મતને મળતા થયા છે

(૧૧) નાગાર્જુનની ગુફાના લેખોમાં અશોક સમ્રાટના પૌત્ર તેમજ તેમની પછી તુરતજ ગાદીએ આવનાર તરીકે દેવાણાંપ્રિય દશરથનું[80] નામ લખ્યું છે આથી ખાત્રી થાય છે કે, અશોકની પછી ગાદીએ આવનાર[81] પ્રિયદર્શિન રાજાજ[82] હતા. તેણેજ ગુફાની ભીંતમાં લેખો કોતરાવેલ છે અને તેનું બીજું નામ દશરથ હતું

(૧૨) મહાવંશ કે દીપવંશ જેવા સર્વમાનનીય બૌદ્ધ ગ્રંથોમાં ક્યાંય પણ યવન રાજાનું નામ સુદ્ધાં પણ સૂચવેલું જડતું નથી[83] ડૉ વીન્સેટસ્મીથ આ નામોના અભાવનું કારણ[84] એમ જણાવે છે કે, આ પુસ્તકો ઇ સ પાંચમી કે

---

(૭૨) જુઓ, નિર્ણય ૪ પૃ ૭૦ ઉપર અશોકની સાલવારી

(૭૩) કો ઇન્સ્ક્રી ઇન્ડી પૃ ૪

(૭૪) જુઓ ઇન્ડી એન્ટી ૧૯૧૪ પૃ ૧૭૩ ડૉ બુહલર, ઇન્ડી એન્ટી VI પૃ ૧૪૯ અને આગળ, ટીકા ૨૨ પૃ ૨૯૯ અને આગળ એપીગ્રાફીકા ઇન્ડીકા III પૃ ૧૩૪ અને આગળ ડૉ ફ્લીટ જ રૉ એ સો ૧૯૦૪ પૃ ૧ વિગેરે આ બધામાં એમ લખાણ છે સિદ્ધપુર સહસ્રામ અને રૂપનાથના શીલાલેખમાં ૨૫૬નો આંક છે તે બુદ્ધનિર્વાણ પછી તેટલામાં વરસે એમ સમજવું આ માન્યતા એફ ડબલ્યુ થોમસસાહેબે તદ્દન ખોટી છે એમ સાબીત કર્યું છે

(૭૫) ઇન્સ્ક્રીપ્શન્સ ઑફ અશોક પૃ ૧૬ XLVII

(૭૬) વાત એમ છે કે પ્રિયદર્શિન રાજાને ગાદીએ બેઠા ૩૨॥ (૩૦+૨૧/૨ જ્ઞીતિમાનિ જુઓ રૂપનાથનો લેખ) વર્ષ થયાં હતાં ત્યારે એટલે કે ઈ પૂ ૩૦૩-૩૨॥ ઈ પૂ ૨૭૦ ની સાલમાં તેણે આ પત્થર લેખો કોતરાવ્યા હતા એમ લખવાનો તેનો હેતુ છે અને ઇ પૂ ૨૭૦ એટલે મહાવીર સંવત ૨૫૬ ની સાલ, પોતે જૈનધર્મી હોવાથી મહાવીર સંવતનો ઉપયોગ કરેલો હતો અને કર્યો છે

(૭૭) જુઓ પૃ ૭૧ (ઈ) નું લખાણ

(૭૮) નીચેનો પેરો નં ૧૦ જુઓ

(૭૯) ઇન્ડી એન્ટી પુ ૭ પૃ ૧૪૨ આ અસલ લખતો પ્રો પીશલે લખેલ છે પણ તેનું ઇંગ્રેજી ભાષાંતર કરીને ડૉ બુલ્હરે છપાવ્યું છે

(૮૦) જુઓ પ્રો હુલ્ટશકૃત 'અશોકના શીલાલેખો" પુસ્તક ૧ લું પ્રસ્તાવના પૃ LXV અને XXVIII વિશેષ માટે જુઓ ટીકા નં ૧૨૩ મ પૃ ૮૦

(૮૧) જુઓ પૃ ૭૯ મે પારીગ્રાફ નં ૨૪

(૮૨) જુઓ પૃ ૭૪ પારીગ્રાફ નં ૫

(૮૩) (દે રા ભાંડારકર પૃ ૧૬૪) ગ્રીક રાજ્યના પ્રદેશોમાં કોઈ બૌદ્ધ ભિક્ષુકોએ જઈને ધર્મનો ઉપદેશ કર્યો હોય એમ કોઈ ઠેકાણે વાંચવામાં આવતું નથી (તેજ પુસ્તક પૃ ૧૬૬)

(૮૪) ઇન્ડી એન્ટી પુ ૩૪ પૃ ૧૮૩

૭ઠ્ઠી સદીમાં લખાયા છે તેથી તેના લેખકોને, કાંતો આ વિસ્મૃતિમા ગયેલું: અને કાંતો તે ને દેશોના નામોની હાલના દેશો સાથે ઓળખ નહીં પડવાથી ( કારણકે લગભગ ૮૦૦ વરસનો અંતર પડી ગયો હતો તેથી ) તેનો નિર્દેશ આ પુસ્તકોમા કરેલો નથી.

શું આ બચાવ સ્વીકારી શકાય તેવો છે ? કે બૌદ્ધ જેવી પ્રજા જે જૈનધર્મને પોતાથી પાખંડ મતના ગણે, અને તે પ્રજાના સત્તાસમાન. લેખાતા મહાવંશ અને દીપવંશ જેવા ગ્રંથોમા લેખકો–ગ્રંથકર્તાઓ, શું આવી બાબત લખવી જ ભૂલી જાય, કે જે હકીકત સારી દુનીયાને જાણ થતા પોતાના ધર્મનું ગૌરવ વિશેષ વૃદ્ધિ ને પામે ? તે બનવાજોગ નથી. ખરી વાત તો એમ છે કે, મૌર્યવંશી રાજાઓમા અશોક સમ્રાટ્જ માત્ર બૌદ્ધધર્મી હતો ને તેણે કોઈ કાળે આ પ્રાંતોમા ધર્મોપદેશકો મોકલ્યા પણ નથી[૮૫] તેમ તે પ્રાંતો સાથે તેને કોઈ જાતનો સંબંધ પણ નહોતો.

( ૧૩ ) ખડકલેખ પાચમામાં રાજા પ્રિયદર્શિનને પાટલીપુત્ર શહેરમા તેમજ અન્ય શહેરોમાં પોતાના ભાઇઓ, બહેનો તથા બીજા કૌટુંબિકો તેમજ અંતઃપુરની રાણીઓ, દાસીઓ વિગેરે હોવાનું જણાવ્યું છે. જ્યારે અશોકના વિષે તો ઉલટું એમ કહેવાય છે કે, તેણે ગાદીએ આવ્યા પહેલાં,–પોતાના રાજ્યાભિષેક પહેલાં માત્ર એક ભાઈ સીવાય, બીજાં બધા ભાઇ ભાંડરૂની કત્લ કરી નાંખી હતી કે જેથી નિષ્કંટક તે રાજ્ય ચલાવી શકે. ઉપરાંત રાજાપ્રિયદર્શિનના પુત્રો તેમજ બીજી રાણીના પેટના પુત્રોનો ઉલ્લેખ દીલ્હી–ટોપરાના સ્તંભલેખ નં. ૭ માં પણ કરેલ છે. આ બધા ઉપરથી એજ અનુમાન ઉપર અવાય છે કે, આ સર્વે લેખો અશોકની કૃતિઓ નથીજ.

( ૧૪ ) ગ્રીક ગ્રંથકર્તા મી. જસ્ટીનની માન્યતા પ્રમાણે સેંડ્રેકોટ્સ ઉર્ફે ચંદ્રગુપ્તનો રાજ્યકારભાર જુલ્મી[૮૬] હતો: જ્યારે હિંદી ઇતિહાસના પુરાવા આ માન્યતાને કોઈ રીતે ટેકારૂપ જણાતા નથી

આ કથનથી જ ખરી સ્થિતિ તાદશ્ય સમજી શકાય છે કે કેવી રીતે મેસર્સ જસ્ટીન અને સ્ટ્રેબોએ, યુરોપી પુરાતત્વ વિશારદોને, સેંડ્રેકોટ્સ તે ચંદ્રગુપ્ત છે એમ સમજાવીને ઉંધે રસ્તે દોરવેલ છે હવે તેને બદલે જો સેંડ્રેકોટ્સ એટલે અશોક[૮૭] લઇએ, ( જેમ ઉપરે આપણે સાબીત કરી ગયા છીએ તેમ ) તો દરેક વાતની ઘડ આપો આપ બેસી જાય છે.

( ૧૫ ) ખડકલેખોમા નીચેના શબ્દો જે અહીંતહીં વપરાયલા છે, તે ઉપરથી પણ સાબીત થાય છે કે, તેનો કર્તા એક ચુસ્ત બૌધ ( અશોક ) હોવા કરતાં વધારે દરજ્જે એક ચુસ્ત જૈન છે ( પ્રિયદર્શિન ઉર્ફે સંપ્રતિ ).

( **अ** ) **अनारंभ** ( ખ. લે. નં. ૩ ગીરનારના લેખો, ઇ. એ. પુ. ૩૭ પૃ. ૨૪ ) જૈનધર્મમા સંસારી કાર્યનો આરંભ કરવાને હંમેશાં પ્રતિબંધ કરેલ છે, કારણ કે આખાં કાર્યમા જે હિંસારૂપ પાપકર્મ ઉપાર્જન થાય છે, તેનો ભોક્તા તે આદિ પ્રવૃત્તિ કરનારને માનવામાં આવે છે. અને 'હિંસાથી નિવૃત્ત થવુ ' તે તો જૈનધર્મનું પ્રથમ સૂત્ર જ છે.

( **ब** ) **मंगलं+धर्म** ઉપસર્ગ=**धर्ममंगलं** ( ખ. લે. નં. ૯ ) આ બંને શબ્દો, છૂટા છૂટા કે એકત્રિતપણે, જૈનધર્મમાં સ્તુતિ, પદ, સજ્ઝાય કે સૂત્રના અંતે [૮૭અ] સાધારણરીતે વપરાય છે; કોઈ વખતે શુભશુકન તરીકે પ્રારંભમા પણ વપરાય છે.

( **क** ) **देवाणांप्रिय** [૮૭બ] ( સર્વે લેખોમાં વપરાયેલ છે ) આ શબ્દનો ઉપયોગ બહુધા સાધુ મહારાજ, કોઈ ભક્તજન ( શ્રેષ્ઠિ કે રાજકુટુંબ વર્ગનો હોય કે કોઈ મોટો હોદ્દેદાર હોય તો ) ને ઉપદેશ દેતી વખતે કે સંબોધતી વખતે સામાન્યરીતે હંમેશાં કરતા આવ્યા છે ને હજુપણ કરવામાં આવે છે.

( **ड** ) **स्वामिता** ( ગિરનાર લેખ નં. ૩ ) પ્રો. પીટરસન સાહેબ[૮૮] આનો અર્થ સ્વજ્ઞાતિજનનું રક્ષણ કરવુ, એવો કરે છે. જેને સ્વામિવાત્સલ્યતાનું નામ અપાયલું છે. જૈન સાંપ્રદાયીક શાસ્ત્રોમા જે કેટલીક ચીજોને બહુ મહત્વતા અપાયલી છે તેમાં આ સ્વામિવાત્સલ્યતાનો પણ સમાવેશ કરી શકાય છે. આ ઉપરથી કહી શકાય છે કે, તેનો લખાવનાર જૈન જ છે. બીજું આ શબ્દનું અસ્તિત્વ પણ બૌધધર્મમાં સંભવિ શકતું નથી. કારણ કે તેમનામાં તો भिक्षुक (monk) અને भिक्षिका (Nun) એમ બે મળીને દ્વિવિધસંઘ[૮૯] જ છે એટલે કે જ્યારે શ્રાવક

( ૮૫ ) ( જુઓ ઈન્ડી એન્ટી પુ ૩૪ પૃ. ૧૮૧ ) તવારીખના ધ્યાન જોતાં તો ( અત્રે બધા પ્રાંતોનો કોઠો કરીને નામો આપ્યા છે ) દક્ષિણહિંદના સ્વતંત્ર રાજ્યો જેવા કે ચોલા, પાંડયા, સત્યપુત્ર અને કેરલપુત્ર તેમજ પાચ યવન રાજ્યો ( શીલાલેખમાંના ) કોઈના નામ નજરે પડતાં નથી

આટલું જણાવવું ખાસ અગત્યનું છે કે, અત્યારના સમયે દક્ષિણહિંદને સુધરેલા અને સંસ્કારિત પ્રદેશ ( આર્યદેશ ) તરીકે ઓળખાવાય છે. નહીં તો ઈ સ ના ત્રીજા–ચોથા સૈકા સુધી તો વિંધ્યાચળ પર્વતની નીચેથી માંડીને બધાં પ્રદેશને અનાર્ય પ્રદેશ તરીકે જ લેખવામાં આવતો તેથીજ જેમ અફઘાનિસ્તાન, ઇરાન, અરબસ્થાન, સીરીયા આદિ અનાર્ય દેશમાં રાજાપ્રિયદર્શિને પોતાના ધર્મોપદેશકો મોકલ્યાનું જણાવ્યું છે તેવીજ રીતે, દક્ષિણના અનાર્ય દેશોમાં પણ મોકલાયાનું લખ્યું છે.

( ૮૬ ) જુઓ કેમ્બ્રીજ હીસ્ટોરી ઓફ ઇન્ડીયા પુ. ૧ લું પૃ ૪૭૩ તથા પૃ. ૭૨ ગે ટીપ નં ૪૫.

( ૮૭ ) સરખાવો ઉપરના પારા નં ૧૪ ની હકીકત તથા તેને લગતી ફુટનોટ્સ એટલે સેન્ડ્રેકોટ્સ તે અશોક છે એમ સમજાશે

( ૮૭ ) અ–જુઓ આ લેખની અંતે ફુટનોટ ૧૩૦

( ૮૭ ) બ–ધણી–ધણીઆણી પણ એકબીજાને સંબોધતી વખતે દેવાણાંપ્રિય અને દેવાનુપ્રિયે શબ્દનો ઉપયોગ કરી શકે છે (જુઓ કલ્પસૂત્રની સુખબોધિકાની ટીકા પૃ ૪૭ )

( ૮૮ ) જુઓ ભાવનગરના સંસ્કૃત તથા પ્રાચિન શિલાલેખ નામનું પુસ્તક.

( ૮૯ ) આ ખામીયુક્ત બંધારણને લીધેજ ( શ્રાવક શ્રાવિકાને સંઘના અંગભૂત નથી ગણ્યા તે ) બૌદ્ધધર્મની પડતી મુખ્યપણે થઈ છે એમ ડૉ બરગેસ સાહેબ અને ડૉ ફરગ્યુસન સાહેબની માન્યતા છે.

કે શ્રાવિકા તેમનામા છેજ નહીં, તો પછી સ્વામિવાત્સલ્યતા શી રીતે સભવી શકે ? ' મૂલ નાસ્તિ કુત શાખા ' જ્યારે જૈનધર્મમા તો ચતુર્વિધ સઘ કહ્યો છે ( જેમા સાધુ સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એમ ચારેનો સમાવેશ થાય છે

( ङ ) पासंड ( ખ લે ન ૧૩ ) પ્રો એચ એચ વીલ્સન સાહેબ ભારપૂર્વક જાહેર[૯૦] કરે છે કે, આ શબ્દ બૌધ ધર્મનો હોઇ શકેજ નહીં

( क ) श्वेत ( ખ લે ન ૧૩ ) આ શબ્દ પણ જૈન સપ્રદાયનો છે જો તેનો અર્થ શ્વેતાંબર સપ્રદાય કરવામા આવતો હોય તો, રાજા સપ્રતિ ઉર્ફે પ્રિયદર્શિનના ગુરુમહારાજ જે આર્યસુહસ્તિજી[૯૧] હતા તેમના સમયમાજ જૈન ધર્મના બે મુખ્ય ભાગના પડવાની તૈયારી થઇ રહી હતી—જે બનેના[૯૨] નામ અત્યારે મશહુરપણે જાણીતા છે શ્વેતાંબર, અને દિગંબર તેમા પણ સપ્રતિ રાજા શ્વેતાંબર પથના[૯૩] અનુયાયી હતા અથવા બીજો અર્થ શ્વેત=સફેદ હાથી[૯૪] એમ કરવામા આવે છે ( પ્રો કેર્ન સાહેબનો મત ) અને તેનો તાત્પર્ય એમ બતાવે છે કે, જ્યારે ભગવાન બુદ્ધ[૯૫] સ્વર્ગથી ચ્યવીને તેમની માતાના ઉદર–ગર્ભમા આવ્યા ત્યારે સ્વપ્નમા તેમની માતાએ મોટા હાથીને પોતાના મુખમા પ્રવેશ કરતો જોયો હતો ( પ્રો કેર્ન સાહેબ આ પ્રસગ બુદ્ધ ભગવાનના સબધમા લાગુ પાડે છે છતા જો તેજ પ્રમાણે હોય તો, વધારે સભવિત તો ભગવાન મહાવીરની બાબતમા છે ) જે ચૌદ સ્વપ્ના નિયમા સર્વે તીર્થંકરની માતા ગર્ભસક્રમણ સમયે જુએ છે ( અને જેમા પ્રથમ શ્વેત હસ્તિ છે, ) તેનો જૈનધર્મમા સુવિદિત છે ( તેમજ પર્યુષણના તહેવારમા શહેરે શહેર અને ગામે ગામ ત્યા ત્યાના ઉપાશ્રયમા, ભાદ્રપદ શુક્લ પ્રતિપદાના દિને ભગવાન મહાવીરના જન્મવાચન સમયે દર્શન માટે રજુ કરાય છે તથા રથયાત્રાના વરઘોડા સાથે પણ શ્રાવિકાવર્ગ પોતાના શિરે મૂકીને પગેપાળા ચાલે છે ) ભગવાન બુદ્ધની માતાને આ સ્વપ્ન દર્શન થયા હતા કે કેમ તે શકાસ્પદ છે

( ग ) संबोधिमयाय ( ખ લે ન ૮ ) આ શબ્દનો અર્થ સાક્ષરોએ એમ કર્યો છે કે " જે વૃક્ષની નીચે ભગવાન બુદ્ધને સર્વોત્કૃષ્ટ જ્ઞાનની પ્રાપ્તિ થઇ હતી તે बोधिवृक्ष ની નીચે–છાયામા જઇને " આ ભાવાર્થ અસગત છે એમ તેના સ્વરૂપથીજ કહી શકાય તેમ છે પણ સાથે સાથે તેઓ એમ પણ કબુલ કરે છે કે, સારાએ ખડક લેખોમા જો કોઇ પણ શબ્દનુ ભાષાતર કરવામાં દુર્ઘટમા દુર્ઘટ લાગતુ હોય તો તે આ શબ્દજ છે જ્યારે જૈન સપ્રદાયમા તો આ શબ્દ સાધારણ વપરાશનો છે એમ પણ કહી શકાય અને તેનો અર્થ ' सम्यक्त्वप्राप्ति=સપૂર્ણ શ્રદ્ધા, સમ્યગ્દર્શન " થાય છે

( ૧૬ ) ભાબ્રા શિલાલેખ, અથવા જેને બીજો વૈરાટનો લેખ[૯૬] પણ કહેવાય છે તેની આદિમાજ અશોકને બુદ્ધ ભગવાન, ધર્મ અને સઘ પ્રત્યે ભક્તિભાવ જાહેર કરતો લખેલ છે, જે પ્રમાણે બૌદ્ધધર્મમા ત્રિપદીનુ સ્વરૂપ વર્ણવ્યુ છે તે સિવાયે ભલે કેટલાક વિદ્વાનો આ અર્થને સમત થતા હોય, પણ જો તેજ અર્થ નિર્મિત હોય તો તેજ લેખમા આગળની જે લીટીઓ છે તેની સાથે તે શા માટે બધબેસતો થતો નથી ? વળી, ખડક લેખોમા તેમજ સ્તભ લેખોમા, જે ધર્મ પ્રરૂપેલો છે તે કોઈ પણ અંશે બૌદ્ધધર્મ નથી, આમ ડૉ ફ્લીટ સાહેબની રેઠ સુધી માન્યતા હતી કારણકે તેમા ક્યાય " બુદ્ધ " એવો શબ્દ લખેલ નજરે પડતો નથી અને "સઘ" શબ્દ પણ માત્ર એકજ વખત વપરાયલો છે અને તે પણ એવો ખૂણે ખાંચરે વપરાયલો છે કે તેનુ મહત્વ એટલુ બધુ સ્વીકારી શકાય નહીં

જે ત્રિપદીનો ઉપરમા નિર્દેશ કરાયો છે તેની ત્રિપદી જૈન સપ્રદાયમા, " सुदेव सुगुरु सुधर्म " એ ત્રણ તત્વોની બનેલી रत्नत्रयम् કહેવાય છે અને સમ્યગ્ દર્શન=सम्यक्त्वप्राप्ति=बोधि બીજ મેળવવા માટે પ્રાથમિક જરૂરીઆત, પ્રથમ પાયારૂપે તેની ગણના કરેલી છે

( ૯૦ ) જ રૉ એ સો પુ ૧૨ પૃ ૨૩૬

( ૯૧ ) ભગવાન મહાવીરની દશમી પાટે આ સુરિજી મહારાજ થયા છે તેમનુ સુરિપદ મ સ ૨૧૦ થી ૨૯૨ સુધી હતુ અને તેમના વડીલ બધુ ( સસાર તેમજ દિક્ષાથી ) આર્ય મહાગિરિજી મ સ ૨૪૫ મા સ્વર્ગે સીધાવતા સઘનો ભાર તેમને વહન કરવો પડયો હતો

( ૯૨ ) શ્વેતાંબર—સફેદ કપડા પહેરતા તે અને દિગંબર–(દિક્–દિશા રૂપી જેઓને કપડા છે તે એટલે કે નગ્ન સ્થિતિમા જે રહે છે તે)

( ૯૩ ) આર્યમહાગિરિજી મોટા હતા અને આર્યસુહસ્તિજી નાના હતા મહાગિરિજી પોતે જિનકલ્પિ આચાર સાચવવાના હિમાયતી હોઇને " દિગંબર ' મતના કહી શકાય જો કે તદ્દન દિગંબર જ મત તો તેમના બાદ કેટલાક વરસે સ્થાપિત થયો છે પણ તેમનાથી શરૂઆત થઈ ગયેલી ગણી શકાય જ્યારે આર્યસુહસ્તિજી, જમાનાનુસાર, રૂઢીને વલણ દેવાના મતવાળા હોવાથી, શ્વેતાંબર સ્થિતિને જ વળગી રહ્યા અને સપ્રતિરાજા પોતે, આર્ય સુહસ્તિને જ ગુરુ તરીકે માનતા

( ૯૪ ) જૈનપુસ્તકો જણાવે છે કે (કલ્પસૂત્ર સુખબોધિની ટીકા પૃ ૫૮) જ્યારે કોઈ તીર્થંકરનો જીવ માતાના ઉદરે ગર્ભરૂપે આવે ત્યારે ચૌદ સ્વપ્ના જુએ છે ચક્રવર્તીની માતા પણ ચૌદ વાસુદેવની માતા સાત, બળદેવની માતા ચાર પ્રતિવાસુદેવની માતા પણ ચાર અને કોઈ મોટો માડળિક રાજા હોય તેની માતા એક સ્વપ્નુ જુએ છે ( ચૌદમાથી ઉપરની સખ્યાએ કોઈપણ સ્વપ્ના જુએ અનુક્રમવારે જ જુએ એમ નહીં ) ( પૃષ્ઠ ૭૮ ઉપર આ લેખમા ટીકા ન ૯૮ જુઓ )

( ૯૫ ) વધારે સભવ તો એમ લાગે છે કે, રાજા સપ્રતિ તેમની માતાના ગર્ભે આવ્યા હશે ત્યારે ' શ્વેત હસ્તિન્ ' આકાશમાથી ઉતરી પોતાના મુખદ્વારા શરીરમા પ્રવેશતો તેણીએ જોયો હશે એટલે તે જીવ ભવિષ્યમા કેવો નીવડશે તેની આગાહી બતાવી અને તેનો યથાર્થ પ્રભાવ જણાયો ત્યારે રાજા સપ્રતિએ ખડકશીલા લેખોમા " હસ્તિન્ ' ની આકૃતિ આલેખી છે જુઓ આ લેખમા પૃ ૭૩ ટીકા ન ૫૭ અ

( ૯૬ ) દે રા ભાંડારકરકૃત રાજા અશોક પૃ ૭૩ જુઓ

(૧૭) પ્રો કુલ્ટશ સાહેબ એવું મત[૯૭] ધરાવે છે કે, સ્તંભ લેખ નં. ૩ માં જે મલિન વિકૃતિના સ્વરૂપની અને મનોવિકારની તથા આશ્રવ ( પાપ ) आसिनवगामिनिजातम् ) ની ટીપ આપી છે. તેનો અને બૌદ્ધધર્મમા વર્ણવાયલા આસિવ અને ક્લેશ સાથે કોઈ રીતે મેળ ખાતો નથી.

(૧૮) સાપ્રતકાળે જેમ મનુષ્ય કલ્યાણ માટે દવાખાના અને પશુકલ્યાણ માટે પાજરાપોળો છે તેવીજ પદ્ધતિ અનુસારે, દ્વિવિધ સંસ્થાઓ રાજા પ્રિયદર્શને સ્થાપ્યાનું જે શીલાલેખમા જણાવ્યુ છે તે પણ એમ સાબીત કરે છે કે, અશોક ( અથવા શીલાલેખનો કર્તા ) તે પોતે બૌદ્ધ ન હોતો પણ જૈન હતો અને જે સાહિત્ય અત્યારે બૌદ્ધધર્મમા અસ્તિત્વ ધરાવે છે તે પ્રમાણે અશોકનું ચારિત્ર્ય તો તેવું છે જ નહીં. એટલે નિર્વિવાદ રીતે સાબીત થાય છે કે તે સર્વ કૃતિ અશોકની નથી જ, પણ અન્ય પુરૂષની—અને તે જૈનધર્મી પ્રિયદર્શિનની.

(૧૯) દેવવિમાન, હસ્તિન્ અગ્નિસ્કંધ વિગેરે દેખાવો,[૯૮] પ્રજાને આનંદ પમાડવાને માટે રાજા પ્રિયદર્શિને બતાવવાને ગોઠવણ કરી હતી,[૯૯] તેનો ખુલાસો એમ છે કે, જે ચૌદ સ્વપ્નાની વાત આપણે ઉપર ( પારીગ્રાફ નં. ૧૪ क, પૃષ્ઠ ૧૪) લખી છે તે ચૌદ સ્વપ્ના માંહેલી છે. જેમ શ્રાવકોને તેના દર્શન કરાવાય છે. તેવી જ રીતે રાજા પ્રિયદર્શિને, સકળ પ્રજાને બતાવવાની યોજના ઘડી હોય, અને તે એવડા હેતુથી નિર્માયાનું જણાય છે, પ્રથમ દરજ્જે લોકોને આનંદ પડે, વખતનો સદ્વ્યય થાય અને "નવરા બેઠા નખોદ વાળે" એમ જે કહેવત છે તેવા દુર્ગુણોમાં પડતા અટકે, અને બીજો પણ પ્રાધાન્ય હેતુ એ કે પોતાના ધર્મ વિષે લોકોને શ્રદ્ધાન ઉપજે.

(૨૦) સ્તંભ લેખ નં. ૫ માં પંખીઓના વધની, જળચર પ્રાણીઓના શિકારની, ગોધાઓ ને ખસી કરવાની—વિગેરે આવા પ્રકારની હિંસાને નિષેધ કરનારા જે છપ્પન દિવસોની[૧૦૦] ગણના કરાવી છે. જેમકે चातुर्मासि पौसह [૧૦૧] તે બધાં જૈનધર્મનુજ મહત્વ સૂચવનારા છે.

કારણ કે. જૈન ધર્મમાં અષ્ટમી તથા ચતુર્દશીનું જેવું મહાત્મ્ય મનાય છે તેવું નથી બૌદ્ધમા કે નથી બ્રાહ્મણોમા[૧૦૨] તેમજ બાર મહિનાની ત્રણ ઋતુના અને આઠ આઠ દહાડાની અઠ્ઠાઈ જેને चातुर्मास કહેવાય છે (જેમકે કાર્તિક ચોમાસું ફાલ્ગુણ ચોમાસુ તથા અષાઢ ચોમાસું ) તે સારી રીતે પ્રસિધ્ધ છે ઉપરાંત આયંબીલની બે ઓળી આવે છે ( આશ્વિનમાં અને ચૈત્ર માસમા ) તથા પર્યુષણ પર્વની અઠ્ઠાઈ આવે છે આ બધા જૈન ધર્મના પવિત્ર દિવસોમા ગણાય છે. અને તેવા દિવસોમાં કોઈપણ જાતની હિંસા થતી અટકાવવા પ્રયત્ન સેવવોજ જોઈએ તે જૈન ધર્મના ભક્ત એવા પ્રિયદર્શિન રાજાની પ્રથમ ફરજ માની શકાય તેમ છે.

(૨૧) આ નીચે લખેલા બધા શબ્દો પણ જૈનધર્મના પારિભાષિક શબ્દોજ છે. पचूपगमन [૧૦૩] ( સંસ્કૃત શબ્દ प्रत्युपगमन ) ( સ્તં. લે. નં. ૬. ) कल्याण અને पाप એ શબ્દના અર્થનો તફાવત—ભેદ ( ખ. લે. નં. ૫ ) वचगुति[૧૦૪] ( वाचागुप्ति અથવા वचनगुप्ति ) ( ખ. લે. નં. ૧૨ તથા ૭ ) તથા તે શબ્દો પરત્વે संयम અને भावशुद्धि વપરાયા છે: आसिनव ( आश्रव ) ( ખ. લે. નં. ૧૦; સ્તં. લે નં. ૨ ) समवाय ( ખ. લે. ૧૨ ) निक्रपयिसंति ( સ્તં. લે. ૪ ) भदंत (બાભ્રાલેખ) थेरा[૧૦૫] ( દે. રા. ભાંડારકર પૃ. ૯૮ ) આ શબ્દો[૧૦૬] અન્ય ધર્મ પરત્વે વપરાતા દેખાતા નથી.

(૨૨) आसिनव (आश्रव) पाप प्राण, भूत, जीव, सत्त આ બધા સમાનાર્થી શબ્દના જોડકા વિષે મી. દે. રા. ભાંડારકર સાહેબ[૧૦૭] છે કે—આ વિચિત્ર आसिन શબ્દ ( સ્તં. લે ૩ ) નો અર્થ શું હશે ? શા માટે સેનાર્ટ સાહેબે તેને पाप શબ્દ જોડેજ લખ્યો હશે ? બૌધ્ધ દર્શનશાસ્ત્રમાં पाप અને आश्रव આ બે શબ્દો વિષેનો ભેદ ક્યાય જણાવાયો નથી. તેમજ प्राण અને भूत વચ્ચેનો તફાવત પણ ક્યાંય વર્ણવાયો નથી: જ્યારે જૈન દર્શનમાં આ બધા શબ્દો વચ્ચેનો જે ફેર છે તે પણ સમજાવાયો છે. અને ઉપરાંત जीव અને सत्त વિશેનો ભેદ પણ સમ-

(૯૭) જુઓ ઇન્સ્ક્રીપ્શન્સ કોરપોરમ ઈન્ડીકેરમ પુ. ૧ લુ જૈનધર્મમાં ૧૮ પાપસ્થાનક વર્ણવેલા છે. ( ૧ પ્રાણાતિપાત ૨ મૃષાવાદ ૩ અદત્તાદાન ૪ મૈથુન ૫ પરિગ્રહ ૬ ક્રોધ ૭ માન, ૮ માયા ૯ લોભ, ૧૦ રાગ ૧૧ દ્વેષ ૧૨ કલહ ૧૩ અભ્યાખ્યાન ૧૪ પૈશુન્ય ૧૫ રતિઅરતિ ૧૬ પરપરિવાદ ૧૭ માયામૃષાવાદ ૧૮ મિથ્યાત્વશલ્ય )

(૯૮) ચૌદ સ્વપ્નાના નામ ( કલ્પસૂત્ર—સુખબોધિની ટીકા પૃ ૧૦ ) હાથી, વૃષભ ( બળદ ), સિંહ, લક્ષ્મીમાતા, પુષ્પમાળા, ચંદ્ર, સૂર્ય, ધ્વજ, કળશ, પદ્મસરોવર, સમુદ્ર ( ક્ષીરસમુદ્ર ), વિમાન અથવા ભુવન, રત્નરાશિ તથા અગ્નિશિખા (ઉપર ટીકા નં. ૯૪ જુઓ)

(૯૯) જુઓ ખડક શીલાલેખ આંક નં. ૪

(૧૦૦) સમ્રાટ્ અકબર અને હીરવિજયસૂરિ નામક ગ્રંથમાં, જે દિવસોએ હિંસા નહીં કરવાનું ફરમાન સૂરિ મહારાજે સમ્રાટ્ પાસેથી મેળવ્યું છે તે દિવસો સાથે સરખાવો. ( શાહી ફરમાન છ મેળવ્યાં છે તે ), તથા વૈરાટ નગરે પાર્શ્વનાથના મંદિરના લેખમાં ૧૦૬ દીવસ ( આ લૌ. સર્વે વેસ્ટર્ન સર્કલ કનીંગહામ ) ૧૯૧૦; પ્રાચીન જૈન લેખ સંગ્રહ ભાગ બીજો, ખંડ ત્રીજો નં. ૩૭૯

(૧૦૧) ( જુઓ ખ. લે. નં. ૨ )

(૧૦૨) મારી સમજ પ્રમાણે, બ્રાહ્મણધર્મમાં ચતુર્દશી કરતાં એકાદશીનું મહાત્મ્ય વધારે ગણાય છે. બૌદ્ધધર્મમાં કઈ તીથીનું છે તે હું જાણતો નથી. પણ ચોક્કસ છે કે જૈનધર્મની માન્યતાથી તો જુદું જ હશે.

(૧૦૩) "પ્રતિક્રમણ" શબ્દ સાથે સરખાવો

(૧૦૪) આઠ "પ્રવચન માતા" ગણાવી છે. પાંચસમિતિત્રણ ગુપ્તિ—આઠ. તેમાં ત્રણ ગુપ્તિના નામો, મનગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ.

(૧૦૫) બુદ્ધમાં ભિક્ષુકશબ્દ વપરાય છે દે—રા ભાંડારકૃત અશોક પૃ ૯૮

(૧૦૬) પારા ૨૧ માં દર્શાવેલા આ શબ્દના અર્થોનું સ્પષ્ટીકરણ કરવાનું અત્ર સ્થાન નથી.

જણાવ્યો છે આ ઉપરથી ચોખ્ખું થાય છે કે, આ બધા લેખો જૈન સાંપ્રદાયિક છે એટલે તેને લખાવનાર પણ જૈનજ હોવા સંભવ છે

(૨૩) પ્રો૦ ર્હીસ ડેવીડ્સ સાહેબ એમ નિવેદન કરે છે કે બૌધમતની તત્ત્વવિદ્યામાં, વનિદ્યા સંબંધી તથા આત્મવિદ્યા સંબંધી જે વિકાસીક્રમ મનાયો છે, તેના કરતા જે વિકાસ-ક્રમ શિલાલેખોની લિપિમાં ધમ્મપદના સંબંધે આલેખાયો છે તે બેમાં જ પ્રથમ તો ન્હ્ મોટો ફેર છે તેમનામાં નિર્વાણ જેવું કાંઈ તત્વજ દેખાતું નથી. પણ આ સંસારમાં સારા સારા કૃત્યો કરવામાં આવે તેનું ફળ, આવતા ભવમાં, વધુ સુખ[107] મળે એવું હિંદુધર્મનું જે સામાન્ય મંતવ્ય છે તેને મળતું જ બૌદ્ધધર્મનું પણ મંતવ્ય છે જ્યારે અશોકે તો પરભવમાં સુખ મળે છે એમ લખવાને બદલે, વારંવાર સ્વર્ગ[110] શબ્દનો પ્રયોગ કરેલ છે અને ધમ્મપદ, સ્વર્ગ અને નિર્વાણ તે બધાને ભિન્નભિન્ન અર્થમાં વાપર્યા છે

જો કોઇપણ દર્શનમાં સ્વર્ગ (દેવલોક-કે જ્યાંથી જીવનો મોક્ષ સિવાય થતો જ નથી પણ સંસારભ્રમણ બાકી રહે છે જ) અને મોક્ષ (જ્યાંથી જીવને ફરી ફરીને દેહધારણ કરવાપણું રહેતું જ નથી સંસારનો અંત તે મોક્ષ) આ બે શબ્દોનો તફાવત-ભેદ મનાતાયા હોય તો તે માત્ર જૈન દર્શનજ છે આ ઉપરથી બેધડક અને નિઃસંશયપણે કહી શકાય છે કે શિલાલેખોની ધમ્મલિપિની આખી રચનાજ જૈનધર્મને અનુસરીને જ કોતરાયલી છે

(૨૪) તિબેટ ગ્રન્થાગ્રંથોમાં લખેલું[111] છે કે, સંપ્રતિ પાદશાહ (તે ગ્રંથોમાં "સંપ્રતિ" ને બદલે "સંબાદિ" શબ્દ લખેલ છે) મ. સં. ૨૩૫ માં ગાદીનશીન થયો છે દિવ્યદાન[112] નામક ગ્રંથમાં, મગધદેશના રાજાની જે અનુક્રમવાર ટીપ આપેલી છે તેમાં પણ અશોકનો પૌત્ર અને કુણાલનો પુત્ર સંપ્રતિ[113] હતો એમ જણાવ્યું છે

(૨૫) પ્રો૦ પીશલ સાહેબનો એવો દૃઢ અભિપ્રાય છે કે, રૂપનાથ સહસ્રામ અને વૈરાટના ખડક લેખો પણ સંપ્રતિ મહારાજના છે આ અભિપ્રાય સાથે પ્રો૦ રીઝ ડેવીસ સાહેબ[114] પણ સહમત થયા છે

(૨૬) ખડક લેખ નં. ૮ મુખ્ય કરીને શિકારની બંધીને લગતો છે અને તે પોતાના રાજ્યાભિષેક થયા બાદ દશમા વરસે કોતરાવેલ છે હવે જો તે અશોક મહારાજનો હોય તો તે તો તે સમયે પશુઓનો શિકાર બંધ કરવાની વાત તો ઉલટી મનુષ્ય સંહાર કરવામાં મગ્ન[115] રહેતો મનુષ્યઘૃણાને લીધે તેણે એક નરકાલય નામનું સ્થાન ઉભું કર્યું હતું અને તે રસ્તે જો કોઈ માણસ આવી ચડ્યો તો, તેના કોઇપણ ગુન્હો ન હોય અને તદ્દન નિર્દોષ હોય છતાં પણ તો તે સ્થાનમાં તેને ફાંસીને માંચડે લટકાવી દેવામાં આવતો, અથવા તો ઉકળતા તેલના કડામાં હડસેલી દેઇ મારી નાખવામાં આવતો જ્યાં તેમની મનોદશા જ આમ પ્રવર્તતી હોય ત્યાં, તેમની તરફથી શીકારનો નિષેધ થવાનું ફરમાન થાય એવી કલ્પના કરવી તે પણ બેહુદુ અને બેનમુરી ભરેલું છે તેમાંય વળી બૌદ્ધધર્મનો જે પરમ ચુસ્ત ભક્ત હોય તેના તરફથી, કે જે ધર્મમાં મારી ખૂન ન થતી હોય તો, મૃગયામાં મરેલા પ્રાણીઓના માંસની તો આનંદથી ઉજાણી કરવાનું વિધાન લખેલું છે આ બધું એજ છેવટના અનુમાન ઉપર આવવાને આપણને ફરજ પાડે છે કે, આ શિલાલેખોના કર્તા, તે બૌદ્ધ નથી પણ જૈન જ છે અને તે કોઇ બીજો નહીં પણ રાજા પ્રિયદર્શિન જ છે કે જેણે રાજ્યાભિષેક થયા બાદ નવમા વરસે (શ્રાવકના) આઠ વ્રત[116] ગ્રહણ કર્યા હતા

(૨૭) સંપ્રતિરાજાના જીવનવિષે જૈન ગ્રંથોમાં[117] નીચે પ્રમાણે ઉલ્લેખ મળી આવે છે-દિગ્વિજય કરીને પાછા ફર્યા બાદ એકદા તે પોતાના મહેલના ગવાક્ષમાં બેઠો હતો ત્યાં જીવત સ્વામિની રથયાત્રાનો વરઘોડો નીકળ્યો. તેના ઉપરી ભાગે મને[118] સૂરિમહારાજ ચાલતા હતા તેમને જોઇને વિચાર કરતા જાતિસ્મરણ જ્ઞાન થવાથી પોતાનો પૂર્વભવ જોતા રાજાને મૂર્છા આવી મંત્રીઓના વાયુ પ્રક્ષેપ આદિ શીતોપચારથી તે સચેતન થયો એટલે મહેલથી નીચે ઉતરી, ગુરૂમહારાજ પાસે આવી, ત્રણ પ્રદક્ષિણા દઇ તેમને વંદન કરી બે હાથ જોડી પૂછવા લાગ્યા કે 'આપ મને ઓળખો છો?' સૂરિમહારાજે જ્ઞાનનો ઉપયોગ દીધો અને તેમને પોતાના ક્ષુલ્લક શિષ્ય તરીકે ઓળખી લીધો રાજાને ગુરૂવચન ઉપર શ્રદ્ધા થઈ તેજ વખતે પોતે જૈનધર્મ અંગીકાર કર્યો તે વા બે

---

(૧૦૭) જુઓ દે. રા. ભાંડારકૃત 'અશોક' નામક પુસ્તક પૃ. ૧૨૭, ૧૨૮ અને ૧૩૦

(૧૦૮) કોર ઇન્સ્ક્રી ઇન્ડીકે પુ. ૧ લું (અશોકના શિલાલેખો) પૃ. XLVII

(૧૦૯) જુઓ ખ. શી. લેખ નં. ૯, ૧૦, ૧૧ અને ૧૩; ધૌલીના જુદા લેખો નં. ૧ અને ૨ સ્તંભ લેખો નં. ૧, ૩, ૪ અને ૭

(૧૧૦) જુઓ, રૂપનાથ, સહસ્રામ અને વૈરાટના ખડકલેખો બ્રહ્મગિરિ અને સિદ્ધપુરના ખ. લે. નં. ૬, ૯, ધૌલીના લેખો નં. ૧ અને ૨

(૧૧૧) ઇંડી એન્ટી પુ. ૩૨ પૃ. ૨૩૦

(૧૧૨) ઇંડી એન્ટી ૧૯૧૪ પુ. ૧૬૮ની ફુટનોટ નં. ૬૭ (પ્રો. જે એમ કાર્પેન્ટીઅર)

(૧૧૩) ઉપર જુઓ પૃ. ૭૫ ફકરો ૧૧ નોટ ૮૧.

(૧૧૪) ઇંડી એન્ટી પુ. ૬ પ્ર. ૧૪૯

(૧૧૫) સરખાવો ટીકા નં. ૪૫ પૃ. ૭૨ ઉપર

(૧૧૬) ની. ૨૭ મો પારીગ્રાફ જુઓ

(૧૧૭) હેમચંદ્રસૂરિકૃત પારિશિષ્ટપર્વ, મહાન સંપ્રતિ નામનું તેમનું જીવન વૃત્તાંતનું પુસ્તક, તથા ભરતેશ્વર બાહુબળવૃત્તિ વિગેરે ગ્રંથો જુઓ

(૧૧૮) આર્ય મહાગિરિજી અને આર્ય સુહસ્તિજી-સંસારીપણે આ બન્ને આચાર્યો સગા ભાઇઓ હતા અને દિક્ષા અવસ્થામાં ગુરૂ-ભાઇઓ હતા વિશેષ માટે જુઓ ટીકા નં. ૮૧-૮૨ અને ૯૩

વર્ષથી ઝાઝેરૂં થયે તેમણે કલિંગદેશ જીત્યો; વ્રત ઉચ્ચર્યાં અને સમ્યક્ત્વવ્રતધારી શ્રાવક થઈ સંઘ સહિત તીર્થયાત્રાએ નીકળ્યો: કુવા કરાવ્યા, ધર્મશાળા દાનશાળા વિગેરે સ્થાપી, અનેક મંદિરો બનાવ્યા, જૈનબિંબો ભરાવી અંજન શલાકા કરાવી ઈત્યાદી અનેક પ્રકારે શુભ કાર્યો કરાવ્યા.

ઉપરના વર્ણન માટે કોઇ જાતની ટીકા કે ખુલાસો કરવાની જરૂરીઆત દેખાતી નથી. ખડક લેખોમા આળેખાયલી સર્વ હકીકતની સાથે તેનુ સમર્થન થતું દેખાય છે.

( ખડક લેખ ન. ૮ ) તેમણે રાજ્યાભિષેક બાદ નવમા વર્ષે, આઠ વ્રત[૧૧૯] લીધાનું લેખન કરેલ છે તે પહેલા એક વરસ તે સંઘ સાથે રહ્યા છે, અને તે પહેલા અઢી વરસ ઉપાસક પણે ગાળ્યા છે. એટલે કે તેમણે ( ૧૦ વર્ષમાથી ૧+૨૩/૪ =૩૩/૪ બાદ જતા ૬।। વરસ ) રાજ્યાભિષેક થયા બાદ ૬।। વર્ષે જૈન ધર્મમા પ્રવેશ કર્યો હતો.

આગળ જતા તેમના જીવનવિષે લખેલ છે કે [૧૨૦] તેમણે પોતાની યુવાવસ્થામાં હિંદના સર્વે રાજાઓને ખંડણી ભરતા કર્યા, અને અટક પાસે આવી સિંધુ નદી ઓળંગી અફગાનિસ્તાનમા થઇને ઈરાન, અરબસ્તાન, મીસરાદિ યવન પ્રદેશો[૧૨૧] તાબે કર્યા ને ખંડણીઓ લીધી. બાદ પાછા અવંતિ ફર્યા, ત્યારે આચાર્ય મહારાજ પણ વિચાર કરતા ઉજ્જયિનીમા પધારેલ હતા, તેમની પાસે વ્રતો લેઇ સમ્યક્ત્વ–વ્રતધારી શ્રાવક થયા. આ હકીકત પણ ખડક લેખોના વર્ણન સાથે આબેહુબ મળતી જ આવે છે.

( ૨૮ ) પ્રાચીન શોધખોળ ખાતાના આસિસ્ટંટ ડીરેકટર જનરલ મરહુમ મી. પી સી. મુકરજી સાહેબ લખે છે કે [૧૨૨] આ બધા શિલાલેખો કે જેમાં યવન રાજાઓના નામનો અંગુલિ–નિર્દેશ થયો છે તે કોઈકાળે પણ સમ્રાટ અશોક (બીજો)[૧૨૨] ના બનાવેલા હોય નહીં. વધારે સંભવ તો, તેના પૌત્ર રાજા સંપ્રતિએ બનાવેલા લાગે છે, કે જેણે જૈનધર્મનો સ્વીકાર કરીને, પોતાના પિતામહના પગલાનું અનુકરણ કરી શિલાલેખો કોતરાવ્યા હોય અને ચંદ્રગુપ્ત=ચંદ્રરક્ષિત, તે તો માત્ર ઉપનામ લાગે છે."

( ૨૯ ) સમ્રાટ સંપ્રતિ શીર્ષક ગ્રંથમા લખ્યું છે કે "સિંધુનદીની પેલીપાર[૧૨૩]ના સરદારોને જીતીને કે જેઓને સમ્રાટ અશોક પણ પોતાની આણમા લાવી શકયો નહોતો, તેમને ખંડણી આપવાનું કબુલ કરાવ્યુ. જેમ અજાતશત્રુ રાજાને ૧૬૦૦૦ ખંડીયા રાજા આણમા હતા તેમ આમની સંખ્યા પણ તેટલીજ હતી અને જ્યારે તે દિગ્વિજય કરીને સ્વદેશ પાછો ફર્યો, ત્યારે સમ્રાટ અશોકે ઉદ્દગાર કાઢ્યા કે, મારા પિતામહ ચંદ્રગુપ્ત તો માત્ર ભારતવર્ષનાજ સમ્રાટ હતા જ્યારે આ મારો પૌત્ર સંપ્રતિ તો સારા જગતનો સમ્રાટ થયો છે."

આ શબ્દો ઉપરથી ચંદ્રગુપ્ત, અશોક અને પ્રિયદર્શિન્ એ ત્રણેના રાજ્યનો વિસ્તાર માપવાનું સાધન મળી શકે છે.

( ૩૦ ) ઉપરના કેટલાક મુદ્દાની ચર્ચાના પરિણામે આપણને ખાત્રી થઈ છે કે, સંપ્રતિ અને પ્રિયદર્શિન્ તે નિરનિરાળી વ્યક્તિઓ નથી. તો સંપ્રતિનું નામ પ્રિયદર્શિન્ શાથી પાડવામા આવ્યું છે તે પણ જરા જાણવાની અગત્યતા છે. તેનો ઇતિહાસ નીચે પ્રમાણે ટુંકામા કહી દઇએ:–

પ્રિયદર્શિનના પિતા કુણાલ, તે અશોક મહારાજનો લાડકો પુત્ર હતો. વળી તે જ્યેષ્ઠ પુત્ર હોવાથી તેમજ બહુ ચાલાક અને ઉજ્વળ કીર્તિ મેળવવાની આગાહી આપતો હોવાથી તેને યુવરાજપદે નિયુક્ત કરવામા આવ્યો હતો. મહારાજા અશોકે, પોતાના ભાઇના સીધા સંરક્ષણ નીચે ઉછેરવા તેને અવંતી ( ઉજ્જયિનિ ) રાખ્યો હતો. કારણકે અશોકને હમેશા સંશય રહ્યા કરતો કે, રખેને પોતાની પટ્ટરાણી તિષ્યરક્ષિતા, કુમાર કુણાલની જીંદગીની સાથે અડપલા રમે કે કાવત્રું કરી તેને મારી નાખે, એવી ઉમેદથી કે તેણીના પોતાના કુંવર મહેંદ્રને રાજ્યગાદી મળે. અંતે અશોકનો ભય ખરો પડયો હતો.

તે સમયે બાદશાહી–રાજકુટુંબની સર્વે ટપાલ ખાસ દૂતો મારફત મોકલવામા આવતી. જ્યારે કુમાર કુણાલની ઉમર રાજદ્વારી અનુભવ લેવા યોગ્ય થઈ, ત્યારે અશોકના મનમા એવો વિચાર સ્ફૂર્યો કે જો કુમારને તેવી કેળવણી અપાય તો સારૂ, તે ઉપરથી પોતાના ભાઇ, કે જેમની દેખરેખમાં કુણાલને મૂકયો હતો, તેમના ઉપર ખાસ પત્ર ( આજ્ઞા ) લખ્યો કે કુમારને અધ્યયન કરાવો આ આજ્ઞાપત્ર પુરો તો લખ્યો. પણ તેવામા જરૂરી કામને અંગે, સહી સીક્કો કર્યા સીવાય ને પોતાનું સીલ માર્યા સિવાય, ઉભો થઇને બહાર ચાલ્યો

(૧૧૯) શ્રાવકના બાર વ્રત છે. તેમા પાંચ ગુણવ્રત, ૩ અણુવ્રત અને ૪ શિક્ષાવ્રત છે. પણ શિક્ષાવ્રત છે તે વિશેષે કરીને ગૃહસ્થ સંસારીથી પળાય તેવાં છે. રાજકર્તાને દુઃસાધ્ય હોવાથી સંપ્રતિએ આઠ જ વ્રત ગ્રહણ કર્યાં લાગે છે.

(૧૨૦) ઉપરના જ ગ્રંથો જુઓ ટીકા નં. ૧૧૭

(૧૨૧) સરખાવો પારા ૭ પૃ. ૭૪ તથા પારા ૨૯ પૃષ્ઠ ૮૦

(૧૨૨) ઇંડી એન્ટી ૩૨ પૃ. ૨૩૨ મજકુર સાહેબ પ્રશ્નાવળી રજુ કરે છે કે (૧) જો બધા ખડકલેખો મહારાજ અશોકનીજ કૃતિ રૂપે હોય તો શામાટે પોતે પોતાનું નામ એકેમાં નિર્દિષ્ટ કર્યું નથી? (૨) પ્રિયદર્શિને રાજ્યાભિષેક બાદ નવમા વર્ષે વ્રત લીધાં છે; ત્યારે જો અશોકપરત્વે તે હકીકતનું નિવેદન હોય તો, તેણે રાજ્યાભિષેક પહેલાં છ મહિને અને ગાદીએ આવ્યા પછી ૪ થા વર્ષે બૌદ્ધધર્મમા પ્રવેશ કર્યો છે (૩) જો બીજુ ધર્મપરિવર્તન કહી શકાતું હોય તો રાજા પ્રિયદર્શિને, મગધ સંઘયાત્રા પોતાના રાજ્યના દશમા વર્ષે કરી છે જ્યારે મોગલપુત્રની સરદારી નીચે ત્રીજી બૌધકોંસીલ અશોક રાજ્યે સત્તરમા વરસે ભરાઈ છે. આવાં આવાં કારણોને લીધે તે અશોકના લેખો નથી એમ પોતે સમર્થન કરે છે

(૧૨૨) આ શિશુનાગવંશી- કાળાશોકને ઊર્ફે મહાપદ્મને અશોક પહેલો કહેવાય છે જેનું રાજ્ય ઈ ૪૫૪ થી ૪૨૬, જુઓ શિશુનાગવંશની વંશાવળીવાળો મારો લેખ ટીકા નં ૧૬–૧૭ પૃ. ૨.

(૧૨૩) સરખાવો પૃ. ૭૪ પારા ૭ તથા પૃ. ૭૯ પારા ૨૭

ગયો તેવામાં રાણી તિષ્યરક્ષિતા ત્યાં અકસ્માત્ આવી ચઢી, તેણી ઉઘાડો કાગળ જોતાં ચમકી, પોતાના હાથમાં લીધો, વાંચ્યો, અને જોઈતી તક અનુકૂળતા મળી જવાથી તુરત લાભ ઉઠાવી લીધો પાસે માનરાણીની સળી પડી હતી તે તેણે પોતાની આંખમાં આંજવાથી ફરી કાજળવાળી કરીને પત્રમાં જે અધ્યયન શબ્દ હતો તેમાં अ ને માથે અનુસ્વાર ઉમેરી દીધો એટલે अध्ययन=વિદ્યાભ્યાસ કરાવવો તેને બદલે अंध्ययन કરવું એટલે આંધળો કરવો' તેવો અર્થ થતાં એવી ગણત્રીથી કે કુણાલ જો આંધળો થાય તો મહેન્દ્રને ગાદી મળે પછી જેવી તે આવી હતી તેવી જ તે ખંડમાંથી બહાર નીકળી ગઈ મહારાજ અશોક પાછા આવ્યા ને ઉતાવળમાં ને ઉતાવળમાં ફરીને કાગળ વાંચ્યા સીવાય, સહી કરી મહોર મારી દૂતને આપી અવંતી તરફ રવાના કરી દીધો દૂતના પહોંચ્યા બાદ શું પરિણામ આવે તે કલ્પી શકાય તેમ છે જેવો કાગળ ત્યાં કચેરીમાં ફાડીને વંચાયો કે બધાના મુખ કાળાશ્યામ પડી ગયા રાજકુમારના વાલી, સમ્રાટ્ના ભાઈ તો તુરત સમજી જ ગયા કે આ માત્ર રાજખટપટનું જ પરિણામ છે પણ પોતાના પિતાના શાહી ફરમાનનું પાલન કરવા, તુરતજ કુમાર કુણાલે અગ્નિમાં તપાવેલા લાલચોળ બે લોઢાના સળીયા મંગાવ્યા અને પોતાના હાથે જ પોતાની આંખમાં ખોસી દીધા પોતે આંધળો થયો તે સમાચાર વળતા દૂત દ્વારા પાટલીપુત્ર પહોંચ્યા મહારાજ અશોક બહુ દુઃખ પામ્યા અને પોતાની ગફલતિ ઉપર પશ્ચાત્તાપ કરવા લાગ્યા

હવે આ બાજુ કુણાલ અંધ થવાથી રાજગાદી પરનો તેનો હક્ક ઉડી ગયો ઉમર પહોંચતાં તેને પરણાવવામાં આવ્યા અને પોતાનું જીવન સુખમય બનાવવા તેણે સંગિતકળાનો અભ્યાસ કરવા માંડ્યો થોડા સમયમાં સંગિત વિશારદ બન્યો તે સમયમાં તેને પુત્ર થયો એટલે પોતાની ધાવમાતા (પોતાના જન્મ પછી થોડા સમયમાં જ જન્મદાતા જનની સ્વર્ગે સીધાવી હતી તેથી ધાવમાતાને જ જન્મદાતા જેટલું સન્માન તે આપતો)ની સલાહથી તેણે અશોક સમ્રાટ પાસે જઈ, પોતાના સંગીતથી રીઝવી વર માગવાનો પ્રસંગ આવે તો તે બાળકુમાર માટે કાકિણી=રાજ્યની માગણી કરવાનો નિર્ધાર કરી, પાટલીપુત્રના પંથે પડ્યો પહોંચ્યો પ્રથમ શહેરમાં ફરી પોતાના સંગીતથી સર્વના મન હરણ કરી લીધાં મહારાજા સુધી વાત પહોંચી તેમને પણ તેને એક વખત તો સાંભળવો જ એમ તાલાવેલી થઈ, પણ તે વખતમાં માર્ફક એવો જ રીવાજ પ્રવર્તિત હતો કે રાજકર્તા પોતે અંધપુરૂષને પોતાના સમીપે હાજરાહજુર બોલાવી સાંભળી શકે નહી, એટલે પડદા પાછળ બેસારી ગાયનની લીજ્જત ચાખવી એમ ઠરાવ્યું ગવૈયાના કંઠમાધુર્યથી અને સંગીત કળાના ગુણથી મહારાજા અત્યંત ખુશ થઈ ગયા વર માગવા કહ્યું વરમાં તેણે "કાકિણી" ની માગણી કરી મહારાજા એમ સમજ્યા કે હાથનો ટુકડો માગે છે કારણ કે તે શબ્દનો સામાન્ય અર્થ તે પ્રમાણે થતો હતો પણ જ્યારે ત્યાં બેઠેલા મંત્રી રાજપુરુષો-સભાસદોએ સમજાવ્યું કે, તે રાજ્ય (કાકિણીનો બીજો અર્થ) માગે છે એટલે મહારાજાએ પ્રશ્ન કર્યો કે તેને રાજ્યનું શું કાર્ય છે? જવાબમાં તેમણે માર્મિક ગીત સંભળાવ્યું, જેનો ભાવાર્થ એમ થતો હતો કે, હું પોતે મહાન્ સમ્રાટ્ ચંદ્રગુપ્તના વંશનો બિંદુસારનો પૌત્ર છું અને મારા પુત્ર-કુમાર માટે રાજ્ય માગું છું આ સમસ્યાથી મહારાજા અશોકે તે ગવૈયાને પોતાના અંધપુત્ર તરિકે કુણાલ તરીકે તુરત ઓળખી લીધો કે જેણે માત્ર પિતૃઆજ્ઞા શિરસાવંદ્ય કરીને સ્વહસ્તેજ અંધાપો વહોરી લીધો હતો તુરતજ પડદો ખસેડી નાખી લાંબા વિયોગ પછી હર્ષાશ્રુથી પુત્રને ભેટી પડ્યો અને એક સામટો પ્રશ્ન કર્યો કે 'કયારે પુત્ર આપ્યો?' કુણાલે જવાબ દીધો કે સમ્પ્રતિ[૧૨૩अ] (આ સંસ્કૃત શબ્દનો અર્થ હાલમાંજ-હમણાંજ એવો થાય છે કારણ કે તે વખતે કુમારની ઉમર ૭ માસની જ હતી) પોતાને ત્યાં પૌત્રનો જન્મ થયો છે એવા શુભ સમાચાર સાંભળી મહારાજા અશોક એટલા બધા હર્ષઘેલા થઈ ગયા કે (એક તો લાંબે કાળે પુત્રવિયોગ ટળ્યો હતો તેથી આનંદ આનંદ છવાઈ રહ્યો હતો અને તેમાં વળી પૌત્ર જન્મની ખુશાલી મળી એટલે પછી બાકી શું રહે?) ત્યાંને ત્યાંજ મુખ્ય સચિવને આજ્ઞા ફરમાવી દીધી કે, તીવ્ર અવંતિ જાઓ ને એક રાજ્યની બક્ષિસ રાજ્ય સ્થાને શોભે તેવા પુત્રના શરીરમાં અને સ્વારીથી બાળકુમારને અહીં તેડી લાવો ને મગધપતિ તરીકે રાજ્યાભિષેક કરો (સંપ્રતિ જન્મ ઈ. પૂ. ૩૦૪ જ્યારે સંપ્રતિને રાજ્યાભિષેક થયો ત્યારે તેમની દશ મહીનાની ઉમર હતી ઈ. પૂ. ૩૦૪) અને પ્રસંગને અનુસરીને કુમારનું નામ મહારાજા અશોકે પ્રિયદર્શિન્[૧૨૩ब]

* મૂળ દૃષ્ટાન્તમાં-इदानीमधीयतां कुमार એ વાક્ય છે, તેમાં માત્ર म ના ઉપર અનુસ્વાર કરી દીધો, જેથી इदानीमंधीयताम् कुमार એ પ્રમાણે વંચાયું એટલે પહેલા વાક્યથી-'હવે કુમારને અધ્યયન-ભણાવવો જોઈએ' તેને બદલે 'હવે કુમારને આંધળો કરવો-બનાવવો' આ મતલબ નિકળવાથી વિવેકી કુમ પિતાની આજ્ઞા પાલન કરવા માટે સ્વયં-પોતે જ આંધળો થયા

(૧૨૩) अ જુઓ નીચે ૧૨૩ ब

(૧૨૩) ब આ ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે રાજા પ્રિયદર્શિને, પોતાના પિતાના વ્હાલની નીશાની તરીકે તેમણે પાડેલું નામ પણ સંભાળી રાખ્યું છે, તેમ રાજકાજમાં પોતાના પિતામહની ગાદીએ આવ્યો છે તેની અધિકારી તરીકે, તેમનું આપેલું નામ તેણે સાચવી રાખી વારવાર શીલાલેખોમાં ઉપયોગ કર્યો લાગે છે આ બંને ઉપરથી તે પોતે પોતાના પિતા અને પિતામહ તરફ કેવો ભક્તિભાવ ધરાવતો હતો તે પુરવાર કરવાને સબળ કારણરૂપ થઈ પડે છે જ્યારે દશરથ નામ તે તેનું, ગાદિને અનુકૂળ પડતું રાશીથી નામ રાજ્યારે પાડવી રાખ્યું હશે અને તે નામ તેમણે કદાચ પોતાના પિતામહના અવસાન પછી-નાગાર્જુનની ગુફામાં કોતરાવ્યું હોય અને તેમજ જો બન્યું હોય તો નાગાર્જુનની ગુફાનો કાળ ઈ. પૂ. ૨૦૦ પછીનો થયો ગણાય (જુઓ આ લેખમાં પૃ. ૭૫ મે ટીકા નં. ૮૦) આ લેખ લખાયા બાદ અને તે છપાવા માંડ્યા તે બે વખતના અંતરમાં, વિશેષ વાંચનથી સાબીત થયું છે કે દશરથ તે પણ અશોકનો પૌત્ર છે અને પ્રિયદર્શિનના હાથ નીચે એરિયાનો સુબો હતો પ્રિયદર્શિન અને દશરથ ભિન્ન ભિન્ન વ્યક્તિઓ છે

પાડયુ, કેમકે, તેમના ચહેરાના દર્શનમાત્રથીજ મહારાજા અશોકને આનંદ, સુખ, અને હૃદયશલ્યથી મુક્તિ મળી હતી અદ્યાપિપર્યંત તે પોતેજ કુણાલના અંધત્વ માટે કારણભૂત છે. એવા વિચારથી હમેશા ઉદ્‌વિગ્ન રહ્યા કરતો હતો અને તેથી કુણાલને થયેલા અન્યાયને કંઇક અંશે નિર્મૂળ (આછો–પાતળો) કરવા તેનાજ પુત્રને ગાદી આપી દીધી; સાથે સાથે પોતાના મનમા એમ સંતોષ ધાર્યો કે મેં જે ભૂલ કરી હતી તેની શિક્ષા પણ સ્વહસ્તે ખમી ખાધી છે. આ સમયથી માંડીને સંપ્રતિ કુમાર પંદરેક વર્ષની પુખ્ત ઉમરના થયા ( ઇ. પૂ ૨૮૯–૯૦ ) ને તેમનો રાજ્યાભિષેક થયો ત્યા સુધી મહારાજા અશોકે તેમના વાલી તરીકે રાજ્યવહીવટ કર્યો.

આ ઉપરથી દરેક જણ સમજી શકશે કે પ્રિયદર્શિન્ તે વિશેષ નામ છે. પણ વિશેષણ નથી [૧૨૪] અદ્યાપિ પર્યંત કોઇપણ પુરાતત્ત્વ વિશારદે પ્રિયદર્શિન્ શબ્દ, જે શિલાલેખોમા સર્વત્ર વપરાયો છે તે વિશેષનામ છે કે મહારાજા અશોકનું ઉપનામ છે એમ સાબીત કરવાનો પ્રયાસ કર્યાનું વાંચ્યું નથી.

(૩૧) અશોકના બધા શીલાલેખો, સિકંદરશાહના સમય [૧૨૫] પછી આશરે ૮૦ વરસ બાદના લાગે છે; તે ગણત્રીથી તેનો સમય ઇ. પૂ. ૩૨૩–૮૦=ઇ. પૂ. ૨૪૩ આવે છે. જ્યારે મહારાજ અશોકનું મરણ તો ઇ. પૂ. ૨૭૦ મા નીપજ્યું છે એટલે કે શીલાલેખો અશોકની કૃતિઓ નથીજ. એટલે હવે સમ્રાટ સંપ્રતિના સમયનો નિષ્કર્ષ નીચે પ્રમાણે થયો ગણાય.

| | ઉમર |
|---|---|
| જન્મ ઇ. પૂ. ૩૦૪ ( પોષમાસ–જાન્યુઆરી ) | ૦ માસ |
| ગાદિનશીન ઇ. પૂ ૩૦૩ | ૧૦ માસ |
| રાજ્યાભિષેક ઇ. પૂ. ૨૮૯ ( કદાચ અક્ષય તૃતીયા કે વિજ્યાદશમી હોય કારણ કે તે શુભમુહૂર્ત ગણાય છે ). | ૧૫ વર્ષ |

મહારાજા સંપ્રતિએ પોતાની રાજગાદિ, અવંતિ ઉર્ફે ઉજ્જયિનીમાં કરી હતી. તેને તેના તરફ પ્રીતિ–પક્ષપાત હતો કારણ કે જન્મસ્થાન તેજ હતું, પોતાની શિશુ અવસ્થા પણ ત્યાંજ ગાળી છે, પોતે ધર્મનું અવલંબન પણ ત્યાંજ ગ્રહણ કર્યું છે. મતલબ કે આખી જીંદગીના સર્વ સારભૂત બનાવનું સ્થાન તેજ છે. વળી રાજદ્વારી નજરે જોતાં પણ તે કાંઈક દીર્ઘદૃષ્ટિવાળું ગણી શકાશે, કારણ કે એવડા મોટા સામ્રાજ્યનો વહિવટ, ઠેઠ પાટલીપુત્ર કે રાજગૃહી જેવા એક ખુણે પડેલ મગધદેશમાથી ચલાવવો તેના કરતાં ભારતવર્ષના હૃદયરૂપ મધ્યસ્થળ અવંતિથી [૧૨૫ અ] રાજ્ય વહિવટ ચલાવવો તે શ્રેયસ્કર અને વધારે ઉચિત ગણાય.

હું ધારૂં છું કે. આ આખા લેખના વાચન ઉપરથી આપ સર્વને નીચે પ્રમાણેના મુદ્દાની હવે ખાત્રી થઈ હશે:—

[ પહેલો ] મહાન્ સિંકદરશાહના સમકાલિન નરપતિ જેનું નામ ગ્રીક ગ્રંથકર્તાઓએ સેંડ્રેકોટ્સ તરીકે જણાવ્યું છે તે મગધરાજ ચંદ્રગુપ્ત નહીં પણ મગધરાજ અશોક હતો [ વિભાગ ત્રીજો. પારીગ્રાફ ૧૪ અને ૩૧ ]

[ બીજો ] મહારાજ અશોક જે પરમ બૌદ્ધ હતો તેણે નહીં, પણ મહારાજ પ્રિયદર્શિન જે એક પરમ જૈની હતો, તેણેજ ખડકલેખો [૧૨૬] કોતરાવેલ છે [ વિભાગ ત્રીજો, પારીગ્રાફસ ૧, ૯, ૧૦, ૧૨ ૧૩. ૧૪. ૧૫. ૧૬, ૧૭. ૧૮, ૧૯, ૨૦. ૨૧, ૨૨. ૨૩. ૨૬. ૨૭ અને ૨૮ જુઓ ]

[ ત્રીજો ] મહારાજ અશોક અને મહારાજ પ્રિયદર્શિન્, તે બન્ને ભિન્ન ભિન્ન વ્યક્તિઓ છે. વિભાગ ત્રીજો પારીગ્રાફ્સ ૨. ૫, ૬. ૭, ૮. ૧૧. ૧૮. ૨૪, ૨૬, ૨૭, ૨૮. ૨૯ અને ૩૦ જુઓ. ]

[ ચોથો ] મહારાજ પ્રિયદર્શિન્ અને જૈન સંપ્રદાયના રાજા સંપ્રતિ તે બન્ને એકજ પુરૂષ છે. [ વિભાગ ત્રીજો પારીગ્રાફ્સ ૩, ૫, ૧૫, ૨૫, ૨૭, ૨૮ અને ૩૦ જુઓ. ] તેમનું બીજું નામ દશરથ પણ સંભવે છે. [ પારીગ્રાફ ૧૧ જુઓ ].

[ પાંચમો ] પ્રિયદર્શિન શબ્દ તે વિશેષનામ છે. ગુણવાચક વિશેષણ નથી ( વિભાગ ત્રીજો, પારા ૩૦ જુઓ ).

આ લેખ સમાપ્ત કરૂં તે પહેલા એક–બે શંકાઓ કદાચ વિદ્વાનવર્ગના મનમાં ઉભી થાય એવી મને બીતિ રહે છે તેનું સમાધાન કરી લેવા ઇચ્છા થાય છે. ( ૧ ) જો અશોક તેજ પ્રિયદર્શિન ન હોય તો શા માટે મસ્કિના શિલાલેખમા "અશોક" શબ્દ ચોખ્ખા અક્ષરે લખ્યો છે? ( ૨ ) શા માટે પ્રિયદર્શિન, બૌદ્ધધર્મના યાત્રાસ્થાન લુંબિનિ અને નિગ્લીવિ ગામે ગયા છે? જો પોતે બૌદ્ધધર્મી ન હોત તો જાય ખરા, માટેજ પ્રિયદર્શિન તે અશોક સંભવે છે. આ બે શંકાનું સમાધાનઃ–( પહેલી શંકા ) નિર્વિવાદ છે કે, મસ્કિના શિલાલેખમા મહારાજ અશોકના નામનો નિર્દેશ થયેલો છે. પણ તેમાં "देवाणाप्रिय अशोकस्य ........" આવા શબ્દો છે–પહેલી દલીલ એ કે देवाणांप्रिय [૧૨૭] શબ્દ તો કોઇપણ ભક્તજનના સંબોધન

---

(૧૨૪) ઇંડી એન્ટી પુ ૩૧ પૃ ૨૩૩ જુઓ મી પી સી. મુકરજી સાહેબનું ટીપ્પણ

(૧૨૫) જુઓ સરકનીંગહમની "બુક ઓફ એન્સીયન્ટ ઇરાઝ" પૃ ૨ જું.

(૧૨૫) અ આ સમયથી અવંતિનગરીનું મહત્વ હિંદના રાજપાટનગર તરીકે વધ્યું ને તે મેળવવાને સર્વકોઈ રાજકર્તા, મહત્વાકાંક્ષા ધરાવતો; અવંતિપતિ સાધારણ રીતે સર્વેનો મોવડી ગણાવા લાગ્યો.

• ટીકા નં. ૧૨૩ બ જુઓ

(૧૨૬) મસ્કીના શીલાલેખ માટે જુઓ નીચે, આ પાનાનો અંતભાગ.

(૧૨૭) ઉપર પૃ. ૧૩ ક જુઓ. સીલોનના ગાના તિસ્સાને પણ સંબોધતી વખતે દેવાણાપ્રિય શબ્દનો ઉપયોગ કરાયો છે ( જુઓ દીપવંશ તથા દે. રા ભાંડારકર કૃત અશોક પૃષ્ઠ ૭) આ તિસ્સાનું રાજ્ય ઈ પૂ. ૨૪૭ થી ૨૦૭ સુધી ચાલ્યુ હતું તે અશોક ( સંપ્રતિ ) નો સમયવર્ત્તિ હતો પ્રીન્સેપ્સ ઇંડીયન એન્ટીકવીટીઝ પુ ૨ પૃ. ૨૯૫, તેનો સમય ઇ. પૂ ૩૦૭–૨૦૭ આપ્યો છે સરખાવો નોટ ૭૧ પૃ ૭૪.

માટે વપરાય છે [ જુઓ પારા ૧૫ ક ] એટલે પ્રિયદર્શિનના સંબંધમાં જેમ તે વાપરી શકાય, તેમ અશોકના સંબંધમાં પણ વાપરી શકાય આથી કાંઈ એમ સાબીત નથી થતું કે પ્રિયદર્શિન્ તે અશોક જ છે હા, "देवाणाप्रिय प्रियदर्शिन् अशोक" એવા શબ્દો હોત તો અશોક જ છે એમ સાબીત થઈ જાત બીજી દલીલ એ છે કે अशोकस्स શબ્દ છઠ્ઠી વિભક્તિમાં લખીને જગ્યા ખાલી મૂકેલી છે [ સમર્થનમાં નીચેની હકીકત ઉપયોગી થઈ પડે છે જેમ હું "अशोकस्स" શબ્દને છઠ્ઠી વિભક્તિના રૂપ તરીકે લખું છું તેમ ગ. રા. ગધાકુમુદ મુકરજી પણ પોતાના "અશોક" નામક પુસ્તકમાં પૃ ૧૨ માં લખે છે "of his Gracious Majesty Asoka" આવા શબ્દો તેમણે ભાષાંતર કરતા લખ્યા છે ] એટલે કોઈક બીજો શબ્દ[૧૨૮] હજુ લખવાનો હોય એમ જણાય છે અથવા લખાયો હોય ને કાળે કરીને ભુસાઈ ગયો હોય અથવા अशोकस्स છઠ્ઠી વિભક્તિ ને બદલે अशोक એમ પ્રથમા વિભક્તિ વપરાઈ હોત તો શંકાનું નિરાકરણ થઇ જાત [ ઉપરનાજ લેખ વિષે લખતા કહે છે કે 'It indicates that it was drafted and incised by the local authorities in commemoration of the emperor's visit and gifts to the place and not directly by the emperor, like most other edicts [ એટલે महीयते શબ્દના અર્થમાં જે હેરફેર સમજી જવાય છે તેનું કારણ અહીં નજરે પડે છે ] [ બીજી શંકા ] લુંબિનિના[૧૨૯] લેખમાં देवाणांप्रिय प्रियदर्शिन् છે ખરૂં પણ લેખનો અર્થ એટલો જ થાય છે કે પ્રિયદર્શિન રાજાએ, પોતાના રાજ્યાભિષેક થયા બાદ ૨૦ મા વર્ષે આ સ્થળની મુલાકાત લીધી લેખમાં કોતરેલા महीयते નો અર્થ "પૂજા કરી એમ જે ગોઠવેલ છે તે બરાબર નથી તો Worship of personalities નો અર્થ શું કરાય? મતલબ કે महीयते=મહિમા વધાર્યો મહીમા ગાયો તેવા અર્થમાં તે વપરાયો છે, અને તેમ કરવાના અનેક કારણ હોઈ શકે છે [ વળી વ્યાકરણનો એક એવો અબાધિત નિયમ છે કે, વિશેષણ અને વિશેષ બંનેને એકજ વિભક્તિ અને વચન હોવા જોઇએ તે નિયમ પ્રમાણે જો "देवाणांप्रिय" શબ્દ "अशोकस्स" નું વિશેષણ હોત, તો देवाणांप्रिय ને બદલે "देवाणांप्रियस्स अशोकस्स" આવા શબ્દો લખાયા હોત. પણ જ્યારે "देवाणांप्रिय" શબ્દ પહેલી વિભક્તિમાં છે ત્યારે તેનું વિશેષ પણ પહેલી વિભક્તિમાં જ હોવું જોઇએ એમ સહજ અનુમાન કરી શકાય છે, અને તે શબ્દો ખાલી રાખેલી જગ્યામાં હતા પણ હાલ ભુસાઇ ગયા છે એમ જે મે અનુમાન કર્યું છે તેને ટેકો મળે છે ] સાથી પ્રાધાન્ય એમ સંભવે છે કે રાજા પ્રિયદર્શિનના રાજ્યાભિષેક બાદ ૧૯ મા વર્ષે [ ઇ પૂ. ૨૮૯-૧૯=ઈ પૂ ૨૭૦] અશોકનું મરણ થયું છે અને તે બાદ એક વર્ષે પોતાના પૂજ્ય પિતામહની સાંવત્સરિક ક્રિયા કરવાને તેમના ધર્મતીર્થે રાજા પ્રિયદર્શિન ગયો હોય, [અત્યારે પણ હિંદુ લોકોમાં આ રીવાજ પ્રચલિત છે] બીજું કારણ જેમ તેણે પોતાના રાજ્યમાં દરેક ભાગની મુલાકાતો લીધી છે તેમ અહીં પણ આવ્યા હોય ત્રીજું રાજકર્તા તરીકે પોતાની રૈયતના ધર્મસ્થળોનું સન્માન કરવા પુરતો પણ હોય, એટલે પોતે ધર્મસહિષ્ણુતા કેવી દાખવી શકે છે અથવા એક સમ્રાટે કેવી રીતે વર્તવું જોઇએ તે બતાવવા માટે હોય ચોથું ઘણા હિંદુરાજાઓએ, પોતે અન્ય ધર્માનુયાયી હોવા છતાં, બીજા ધર્મોના મંદિરો વિગેરે કરાવી આપ્યાનું આપણે વાંચીએ છીએ એમ રાજપિતા તરીકે પ્રજાવાત્સલ્યતા બતાવવાનો હેતુ પણ હોય

ઉપર પ્રમાણે બંને શંકાનું નિરાકરણ કરીને હવે છેવટે વાચકવર્ગને પ્રાર્થના કે, જો તેઓ ઉપરમાં જે જે સાક્ષી પુરાવા આપીને મેં સારાંશ કાઢી બતાવ્યા છે તે તેમને કબુલ હોય અને મારી સાથે સંમત થતા હોય તો સ્વાભાવિક રીતે માન્ય કરશે કે, અદ્યાપિ પર્યંત જે મહત્તા કે કીર્તિ સમ્રાટ્ અશોકને વરાયલી છે, તે સર્વ સમ્રાટ સંપ્રતિને અર્પવી જોઇએ તેમજ, શીલાલેખો[ખડક કે સ્તંભ લેખો ]એ જે કંઈ અસર સકળ જગતની સામાન્ય જનતા ઉપર-સામાજીક, રાજદ્વારી કે અન્ય ક્ષેત્રપરત્વે-નીપજાવી હશે તે બૌદ્ધધર્મને લીધે નહીં પણ જૈનધર્મને લીધે છે એમ ઠરાવવું પડશે અને તેથી આ વિષયનો જેમ બને તેમ બહોળો અને વિસ્તૃત ફેલાવો કરવા પોતપોતાનો હાથ લંબાવશે કે જેમ કરીને જે અન્યાય જૈનધર્મને અત્યાર સુધી કરવામાં આવ્યો છે તેને ભૂસી નખાય એટલી પ્રાર્થના કરી, સર્વેની ક્ષમા ચાહી વિરમુ છું

सर्व मंगल मांगल्यम, सर्व कल्याणकारणम ।
प्रधान सर्वधर्माणा, जैन जयतु शासनम् ॥

## પરિશિષ્ટ "अ"

( પૃ ૭૪ પારિ ૨ અને પારિ ૩ અન્વયે નીચેનું લખાણ છે )

સુદર્શન તળાવની પ્રશસ્તિનો અનુવાદ[૧૩૧] જે કરવામાં આવ્યો છે તે બાબતમાં-પ્રો. હુલ્ટશ સાહેબે[૧૩૨] જાતે યશકીર્તિનો આખો કળશ ક્ષત્રપ રૂદ્રદામનના શીરે ઢોળ્યો છે, છતાં માનપૂર્વક મારે તેમના વિચારથી જૂદા પડવાનું થાય છે હું તે કીર્તિકળશ સમ્રાટ સંપ્રતિ ઉર્ફે પ્રિયદર્શિનને શીરે ચડાવવા માગુ છું અને તે માટે નીચે પ્રમાણે મારી દલીલો રજુ કરૂં છું

● આ સૂચના માટે દીવાનબહાદુર કેશવલાલભાઇ ધ્રુવ રાય ધ્રુવનો આભાર માનું છું

(૧૨૮) કદાચ अशोकस्स पौत्र राजाप्रियदर्शिन् એમ લખવાનો મુદ્દો હોય.

(૧૨૯) ડૅ રા ભાન્ડારકરકૃત અશોક પૃ. ૭૪

(૧૩૦) જુઓ ब પારા ૧૫ મે પૃષ્ઠ ૭૬ ઉપર

૧૩૧ જુઓ પારિ ૨ ભાગ ત્રીજે પૃ ૭૪

૧૩૨ એપિગ્રા ઇન્ડીકા પુ ૮ પૃ. ૩૨ અને આગળ.

(૧) પંક્તિ નવમા–" विस्तृत " અને " णा आ गर्भात् प्रभृत्य अविहत समुदित राजलक्ष्मी " આમે વાક્યની વચ્ચે મોટી ખાલી જગ્યા રહી ગઇ છે. અને આ વાક્યનો અર્થ એમ કરેલ છે કે, (તે) જ્યારથી ગર્ભમા આવ્યો,[૧૩૩] ત્યારથી રાજ્ય-રૂદ્ધિમા અબાધિતપણે વૃદ્ધિ થયા કરી હતી."

આપણે ઐતિહાસિક પૂરાવાથી જાણીએ છીએ કે રૂદ્રદામનના પિતામહ ચષ્ટાણ મહાક્ષત્રપે જે જે મુલકો જીતી લીધા હતા, તેમાનો મોટો ભાગ, તેના પિતા જયદામને ગુમાવી દીધા[૧૩૪] હતા એટલે કે રૂદ્રદામન જ્યારે ગર્ભમા હતો, ત્યારે તેમજ તે બાદ તેના બચપણમા તેના પિતાની રાજરૂદ્ધિ અને જાહોજલાલીનો તો ઓટ હતો. એટલે ઉપરની હકીકત રૂદ્રદામનને લાગુ પાડી ન શકાય. કદાચ એમ માનો કે, રૂદ્રદામનનું ગર્ભમા આવવું અને જન્મ તથા બચપણનો સમય બધો મહાક્ષત્રપ ચષ્ટાણની ઉત્તરોત્તર ચઢતી થતી જતી હતી તે સમયે થયા હતા, તો પણ એટલું તો નિર્વિવાદ છે કે, તે ચઢતીનો જુવાળ અટકીને, તેનાજ પિતાના સમયે ઓટ થયો હતો. મતલબ કે, ઉપરનું શ્લાઘાત્મક વાક્ય સર્વાંશે રૂદ્રદામનને લાગુ નજ પડી શકે. જ્યારે સમ્રાટ્ સંપ્રતિને તે સર્વાંશે લાગુ પડે છે.

વળી તે વાક્ય સમ્રાટ્ સંપ્રતિને જ લાગુ પાડેલ છે, એમ અનુમાન કરવાને પણ કારણ છે, કેમજે ઉપરની આઠમી પંક્તિમા, મૌર્યવંશી સમ્રાટ્ ચંદ્રગુપ્ત અને તે બાદ સમ્રાટ્ અશોક પરત્વે ઉલ્લેખ કરેલ છે, અને પછી જગ્યા ખાલી આવે છે, એટલે સ્વાભાવિક છે કે સમ્રાટ્ એક પછી એક ગાદિએ આવનારનુ વર્ણન કરવાનો શિરસ્તો હોઇને સમ્રાટ્ અશોક પછી તેની ગાદીએ આવનારને જ લગતું તે બ્યાન હોઇ શકે.

(૨) તેજ નવમી પંક્તિમાં વળી લખેલ છે કે " રણસંગ્રામ સિવાય,[૧૩૫] પ્રાણાન્તે[૧૩૬] પણ, મનુષ્યવધ ન કરવો તેવી પ્રતિજ્ઞા તેણે લીધી હતી "

આ વાક્યજ રૂદ્રદામન ક્ષત્રપ કરતા, સમ્રાટ્ સંપ્રતિને વધારે બંધબેસતું થઇ પડે છે. કારણ કે શિલાલેખ નં ૮ ઉપરથી સંપ્રતિ રાજાના જીવન સિદ્ધાંતોથી[૧૩૭] આપણે વાકેફ થયા છીએ, કે કલિંગદેશ જીતવા માટે જે ચડાઇ તેણે કરી હતી, તેમા અગણિત સંખ્યામાં મનુષ્ય હત્યા થતી જોઇ તેનું દયાળુ હૃદય કંપી ઉઠ્યું હતું અને તેવી લડાઇઓ ન લડવા પોતે તુરતજ પ્રતિજ્ઞા પણ કરી છે જ્યારે ક્ષત્રપ રૂદ્રદામનના જીવન વૃત્તાંતમા આપણને ક્યાય આ બાબતે ઇસારો વટિક પણ નજરે પડતો નથી. ઉપરાંત, શક જેવી ઘાતકી અને ક્રુર સ્વભાવવાળી અનાર્ય જાતિની કોઇ વ્યક્તિનું–(કે જે જાતિના રાજા રૂદ્રદામન હતા) આવી અનુકંપા ધરાવતું હૃદય હોય એમ સ્વપ્ને પણ ખ્યાલ કરી શકાય નહીં

(૩) આગળ જતા એમ નિર્દેશ કરેલ છે કે " પૂર્વ તથા પશ્ચિમ આકરાવતિ,[૧૩૮] અનૂપદેશ[૧૩૯] આનર્ત્ત[૧૪૦] સુરાષ્ટ્ર. શ્વભ્ર[૧૪૧] મરૂ, કચ્છ, સિંધુ સૌવીર,[૧૪૨] કુકુર[૧૪૩] અપરાત, નિષાદ[૧૪૪] વિગેરે દેશો તેણે પોતાના બાહુબળથી તાબે કરી લીધા હતા.[૧૪૫]

ક્ષત્રપ રૂદ્રદામને પોતાના બાહુબળથી ઘણા દેશો જીતી લીધા હતા તે આપણે ભલે કબૂલ રાખીએ (જો કે આપણી આ માહિતિનો આધાર પણ મુખ્યત્વે કરીને તો આ સુદર્શન તળાવનો સંશયાત્મક લેખજ છે) તો પણ એટલું તો ચોક્કસજ છે કે, આવા વિસ્તૃત પ્રદેશ ઉપર તેણે કદી સત્તા જમાવી નહોતીજ, પણ સમ્રાટ્ સંપ્રતિના દિગ્વિજયમાજ[૧૪૬] આ બધા પ્રદેશોનો સમાવેશ થઇ જાય છે

---

૧૩૩. જુઓ ટીપ્પણ નં. ૬૪

૧૩૪. જ. બો. બ્રાં. રૉ. એ. સો. નવી આવૃત્તિ પુ. ત્રીજું પૃ. ૭૩ અને આગળ

૧૩૫ પોતે રાજપદે હતો એટલે રણસંગ્રામમા ઉતરવું પડશે જ એમ તેને ખબર હતી અને તેથીજ તેણે આવા આગાર–અપવાદ સાથે વ્રત ધારણ કર્યાં હશે: અથવા કલિંગદેશ જીત્યાબાદ, જે તેણે આઠ વ્રત્ત લીધાં છે. (જુઓ નીચેનું ટીપ્પણ નંબર ૧૩૬) તે આ બાબતની યાદ આપે છે

૧૩૬. સરખાવો. પૃ. ૮૦ નુ ટીપ્પણ નં. ૧૧૯: પુરવણી પૃ. ૬૯ ટીપ્પણ ન. ૧૦ તથા અહિંસાનો ખડકલેખ નં. ૧

૧૩૭ મુખ્ય લેખ (આ નિબંધનો ભાગ ત્રીજો) મા જુદા જુદા પારિગ્રાફો જુઓ. મુખ્ય કરીને પારિ. નં. ૭–૨૭ વિગેરે:

(૧૩૮) આ શબ્દો છુટા પાડતાં, આકર=ખાણ+અવંતિ=ઉજ્જયિની વાળો પ્રદેશ પણ આ શબ્દાર્થ બંધબેસતો થતો નથી. દેખાય છે કે તે પ્રદેશના બે વિભાગ રાજકારણની દૃષ્ટિએ પાડયા હશે. પૂર્વ અને પશ્ચિમ: અત્યારે પણ આવા વિભાગો ઘણા પ્રદેશોમાં આપણને દૃષ્ટિગોચર થાય છે.

૧૩૯ હાલ જે વરાડપ્રાંત છે તે તથા તેની દક્ષિણનો પ્રદેશ (રૉ. એ. સો. બૅં પુ. ૭ પૃ. ૩૪૧).

૧૪૦ કંબોજ, સિંધ, અને યવનપ્રાંતો સાથે તેનું વર્ણન કરાયેલું હોવાથી (જુઓ રૉ. એ. સો. બૅં. પુ. ૭ પૃ. ૩૪૧ ટીપ્પણ તથા એશીયા. રીસર્ચિઝ પુ. ૭ પૃ. ૩૩૯) તે પ્રાંત પણ હાલના પંજાબનો સીમા પ્રાંત હોવો જોઈએ એમ અનુમાન કરી શકાય. જો આનર્ત્તદેશને કાઇપણ સંબંધ હોય તો શત્રુંજય પ્રકાશ (ભાવનગર મુદ્રિત. ૧૯૨૯ પૃ. ૧ ટીપ્પણ નં. ૨) મા તેનું બીજું નામ વડનગર સૂચવ્યું છે. કે જે ઉત્તર ગુજરાતમાં આવેલું એક શહેર છે આનર્ત્ત=ગુજરાત અને માલવાનો થોડો ભાગ (જુઓ નંદલાલ ડે, કૃત Anı, Geo, India.)

૧૪૧ હાલ કયો પ્રદેશ છે તે હું જાણતો નથી.

૧૪૨ હાલના કચ્છના ઇશાન ખુણે હાલ રાજપુતાનાના અગ્નિ તથા પશ્ચિમ ભાગે આવેલ પ્રદેશ

૧૪૩ બનારસ શહેરવાળો ભાગ (રૉ. એ. સો. બૅં. પુ. ૭ પૃ. ૩૪૧ ટીપ્પણ)

૧૪૪ રાજપુતાનાના જયપુરના કચ્છવાહો અંબ રાજ્યના છે એમ ઓળખાય છે અને અંબરના ક્ષત્રિયોને નિષદ (હાલ નિર્વુર) દેશમાં વસતા અસલ ક્ષત્રિઓની એ શાખા છે. જે ક્ષત્રિઓમાં પ્રખ્યાત દુર્ભાગી નળ–દમયંતીનું નામ આપણને જાણીતું અને મશહુર છે, (ટોડરાજસ્થાન પુ. ૧ પૃ ૧૪૦)

૧૪૫ આ સુદર્શન તળાવના શિલાલેખ સીવાય રૂદ્રદામનનો સત્તા વિસ્તાર બહુ વિશાળ હોવાનું જાણવાને આપણી પાસે બીજું ઐતિહાસિક સાધન હાલ નથી.

૧૪૬ જુઓ પારિ. ૨૭, ૨૯ પૃ. ૧૭ અને ૧૮ સરખાવો પારિ. ૭ પૃ. ૭૪ મું.

વિશેષમાં સમ્રાટ્ સંપ્રતિ સંબંધી એમ પણ હકીકત નીકળે છે કે, તે શ્રી સંઘ સાથે[147] પ્રતિવર્ષે શ્રી ગિરનારની યાત્રાએ જતો અને આ સુદર્શન તળાવ તે ગિરિરાજની તળેટીમાં આવેલું છે એટલે જે તેનો કાંઈ સમરાવવા જેવું હોય તો તેની નિગાહ ઉપર પ્રજાજને તે મૂકયું પણ હોય, અને લોક કલ્યાણ તથા પ્રજાહિતના કાર્યો[148] કરવામાં જે ચીવટ અને ઉત્સાહ તે ધરાવતો હતો તે જોતાં, તે તેણે દુરસ્ત કરાવી આપ્યું હોય તો તેમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું પણ નથી તેમજ રુદ્રદામન અને સંપ્રતિના સમય વચ્ચે લગભગ ત્રણસો વર્ષનો અંતર[149] છે એટલે જનતામાં દંતકથારૂપે પણ આવા લોકકલ્યાણના કાર્યો વિશેની હકીકત કર્ણોપકર્ણ તરવરતી રહ્યાજ કરતી હોય, કે જે ઉપરથી આવા મૌર્યવંશી મહાન સમ્રાટના મહત્કાર્યોનો ઉલ્લેખ કરવાનું રાજા રુદ્રદામનનો મન થયું હોય જેથી એમ પછી એક સમ્રાટના કારાનત નિવેદ કર્યું હોય અને તેમની હકીકતમાં પોતાનું નામ પણ ગૌરવવંતુ-શોભતું કરવા માટે એમ જણાવ્યું હોય કે ઉપરના સમ્રાટો કે જેઓએ અન્ય દેશો સ્વબાહુબળે જીતી લીધા હતા, તેમની માફક જ કે જેણે પણ ઇત્યાદિ ઇત્યાદિ કાર્યો કર્યા છે જો પોતાના કાર્યોનો આમ ગુણો મહિમા વધારવાનો હેતુ જ હોય તો, રાજા રુદ્રદામને પોતાના કાર્યો જૂનીજ ખડકશીલાના ઉપર કોતરાવ્યા પણ હોત પણ એકજ શીલા ઉપર કોતરાવેલ હોઇને તે સરખામણી કરવા માટેજ છે એમ આપણું અનુમાન દ્રઢીભૂત થાય છે

ઉપર પ્રમાણે બધી પરિસ્થિતિનું અવલોકન કરતાં સહજ પણે અનુમાન થાય છે કે પંક્તિ નવ અને દશમીમાં જે વંચાયા વિનાના ભાગ રહી ગયા છે તેમાં રાજા પ્રિયદર્શિનનું નામજ હોવું જોઇએ કારણકે તે સમ્રાટ અશોક પછી તુરત જ રાજ્યારૂઢ થયેલ છે અને બધી હકીકત તેનાજ જીવનની શોભારૂપ અને બંધબેસતી છે તેમજ પ્રશંસારૂપે જે વાક્યો ઉમેરાયા છે જેવા કે ' જ્યારથી ગર્ભમાં આવ્યો ત્યારથી રાજ્યસમૃદ્ધિમાં અબાધિત વૃદ્ધિ થયા કરી હતી, ' રણસંગ્રામ સિવાય પ્રાણાન્તે પણ મનુષ્ય વધ ન કરવાની પ્રતિજ્ઞા લીધી હતી" અને " આવા આવા પ્રદેશો[150] પોતાના બાહુબળથી જીતી લીધા હતા' —આ સઘળા રાજા પ્રિયદર્શિનના જ યશોગાન મેં વિશેષણો છે અને તે સર્વે માત્ર તેના નામને જ સમગ્રપણે લાગુ પડી શકે તેવા છે, બીજા કોઈ રાજાને સમગ્ર રીતે અને સર્વાંશે લાગુ પડે તેવા નથી

[147] જુઓ ખડકશિલાલેખ નં ૮ ( ઉપરના પારિ ૧૧ ગ પૃ ૧૪ પારિ ૨૭ પૃ ૧૭, ૧૮ ) પરિશિષ્ટ પર્વ ભાવનગર મુદ્રિત

[148] તેણે હજારો ગામે કુવા તળાવ વાવો, ધર્મશાળાઓ દાનશાળાઓ જીન મંદિરો વિગેરે બંધાવ્યા છે ( ભાવનગર મુદ્રિત પરિશિષ્ટ પર્વ ભાષાંતર પૃ ૨૧૦-૮ અને આગલામાં જણાવેલ વર્ણન સરખાવો )

[149] સમ્રાટ્ સંપ્રતિનું મરણ ઇ પૂ ૨૩૦ આસપાસ છે જ્યારે રૂદ્રદામનનું અસ્તિત્વ ઇ, સ ૧૫૦ માં છે

[150] જે જે પ્રદેશો સાથે રાજ્યદ્વારી સબંધ સમ્રાટ પ્રિયદર્શિન ધરાવતો હતો, તે બધાની સરખામણી કરો ( ખડક લેખ નં ૨ તથા ૧૩ ટીપ્પણ નં ૭૦ પારિ, ૭ પૃ ૧૦ ૬ કે રા ભાંડારકર કૃત અશોક પૃ ૧૫૬ ૧૫૮ ઇન્ડીઅન ટી ૧૯૧૧ પૃ ૧૧ ઉપર પૃ ૧૭ ૧૮ પારિ ૨૩ જુઓ વિગેરે વિગેરે )

# પુરવણી

## पदच्युत् महाराजा अशोकना लेखनी पुरवणी

[ ૧ ] રૉયલ એશીઆટીક સોસા જ પૃ ૧૮૮૭ પૃ ૧૭૫ ના ટીપ્પણમાં લખ્યું છે કે, The testimony of Megasthenes would likewise seem to imply that Chandragupta submitted to the devotional teachings of the Sramanas as opposed to the doctrines of the Brahamins આ વાક્ય ઉપરથી બે હકીકત પુરવાર થઇ શકે છે, એક તો એ કે ચંદ્રગુપ્ત પ્રથમ બ્રાહ્મણધર્મ પાળતો હતો પણ પાછળથી તેણે જૈનધર્મનો સ્વીકાર[1] કર્યો હતો, અને બીજુ એ કે મેગેસ્થનીઝ તે સમકાલિન તરીકે નહીં પણ પુરોગામી તરીકે ચંદ્રગુપ્તનો સમય હશે જ્યારે ગ્રીક લેખકોએ મેગેસ્થેનીઝ તો ચંદ્રગુપ્ત ઉર્ફે સેન્ડ્રેકોટ્સના દરબારે એલચી તરીકે લખ્યું છે મતલબ એ થઇ કે, ગ્રીક લેખકોનો સેન્ડ્રેકોટ્સ તે ચંદ્રગુપ્ત નથી, પણ ચંદ્રગુપ્ત તો સેન્ડ્રેકોટ્સનો પુરોગામી છે

[ ૨ ] એક તરફ એમ લખે છે કે,[2] ઇ પૂ ૩૦૪-૫ માં સેલ્યુકસે પોતાની કુંવરીને સેન્ડ્રેકોટ્સને પરણાવી અને બીજી બાજુ લખે છે કે, આ સેન્ડ્રેકોટ્સ પોતે ઇ પૂ ૩૩૦ માં ગાદીએ બેઠો છે એટલે સાર એ થયો કે, સેન્ડ્રેકોટ્સનું લગ્ન પોતાના રાજ્યે ૩૩૦-૩૦૪=૨૬ મે વર્ષે સેલ્યુકસની કુંવરી વેર થયું હવે ચંદ્રગુપ્તજ જો સેન્ડ્રેકોટ્સ હોય તો ચંદ્રગુપ્તનું લગ્ન પોતાના રાજ્યે ૨૬ વર્ષે થયું કહેવાય, પણ ચંદ્રગુપ્તનું રાજ્યતો તેમના અને સર્વના મતે પણ માત્ર ૨૪ વર્ષનું દેખાય છે તો શું ચંદ્રગુપ્ત પોતે પોતાના મરણબાદ કુંવરીને પરણ્યો ? મતલબ કે સેન્ડ્રેકોટ્સ તે ચંદ્રગુપ્ત છેજ નહીં

[૩] પ્રો૦ કૅર્ન કે જે પાલીભાષાનો અચ્છો અભ્યાસી હતો, તે લખે છે[3] કે, સમ્રાટ અશોકે, પોતે કયા પંથનો છે તે મ

[1] શ્રવણ બેલગોળાનો શીલાલેખ જુઓ

[2] Prof Hultzsch નું અશોક પુ ૧ હુ પૃ XXXV Seleucus gave his daughter to Sandrocottus in B C 304 & this Sandrocottus came to the throne in B C 330, (that is marriage took place in 26th year of his reign )

[3] રૉ એ સો ૧૮૮૭ પૃ ૧૮૭ At fitting time and place Asoka makes mention in a most becoming manner of the doctrine he had embraced but nothing of the Buddhist spirit can be discovered in his state policy

સભ્ય અને શિષ્ટ ભાષામા તેણે જણાવ્યું છે ખરૂં, પણ પોતાની રાજનીતિમા કયાય તે પંથના—બૌદ્ધના સૂત્રાનુસાર વર્તન દેખાઇ આવતું નથી.

આ શબ્દોથી ચોખ્ખું અનુમાન કરી શકાય છે કે, શીલાલેખનો કર્તા બૌદ્ધધર્મી નથી જ.

[૪] એમ હકીકત નીકળે છે કે[૪], ફાહીયાન અને યુઆનચાગ નામના બે યાત્રાળુઓ જે હિંદમા આવ્યા હતા તેમણે પોતાના વર્ણનો જે લખ્યા છે તેમા આ બધા શીલાલેખોની હકીકત છે પણ તે અશોકની કૃતિઓ છે એમ કયાંય જણાવેલુંજ નથી. માત્ર એટલુંજ તેઓ કહે છે કે, આ લેખો પ્રાચીન છે અનેતેમાં જણાવેલ હકીકત આગળના જમાનાની છે.

બૌદ્ધધર્મી મુસાફરોથી શુ આટલી વાત અજાણી હોય ખરી કે? "તેમના જ સ્વધર્મી અશોક મહારાજે આ બધા શીલાલેખો અને સ્તંભલેખો કોતરાવેલ છે!" આ શબ્દો સ્પષ્ટ રીતે પુરવાર કરે છે કે, શીલા લેખોને અને અશોકને કાંઈ જ લેવા દેવા નથી

[૫] દીવ્યદાન[૫]મા પૃ. ૪૩૦ મા, કુણાલનો પુત્ર સંપ્રતિ હતો એમ સ્પષ્ટ જણાવેલ છે; અને મુખ્ય લેખમાં આપણે સાબીત કર્યું છે કે, અશોકની પછી ગાદીએ આવનાર પ્રિયદર્શિન ઉર્ફે સંપ્રતિ હતો. આ ઉપરથી સાબિત થયું કે, અશોકની પછી તેના પુત્ર કુણાલનો પુત્ર સંપ્રતિ જ ગાદીએ બેઠા છે. પુરાણમા જે કુણાલનું નામ રાજકર્ત્તા તરીકે દાખલ કર્યું છે તે બનવાજોગ નથી.

[૬] પાલીભાષાના સત્તા સમાન લેખાતા અભ્યાસક પ્રો૦ વીલસન સાહેબ લખે છે[૬] કે "પ્રાણીઓના જીવ બચાવવા સંબંધી તેના વટ હુકમો, બૌદ્ધધર્મના કરતાં તેના હરીફ જૈનધર્મના સિદ્ધાંતોને વધારે બંધ બેસતા આવે છે.

## નવયુવકને સંબોધન !

( મંદાક્રાન્તા. )

ઉંચા વૃક્ષે ગગનપથમાં વેલ્ય આ જેમ જાવે,<br>
વ્હાલા મારા નવયુવક! તું દિવ્યશક્તિ પ્રભાવે,<br>
જાજે નિત્યે જીવનપથમાં વર્ધતો હર્ષ સાથે,<br>
કૃત્યોરૂપી નવલ સુમનો વેરજે લોક કાજે.

જો આ જુઇ સહુ દુઃખ સહી મૌનથી ધૈર્ય ધાને,<br>
ચારે બાજુ નિજ શરીરથી સૌરભી ફોરવીને;<br>
લોકો કેરાં સહુ દુઃખ હરે પુષ્પના હાસ્યથી જે,<br>
તેને વીરા! અનુસર સદા શાંતિથી સર્વ રીતે.

આવા એક સમર્થ અને ઉંડા અભ્યાસીના શબ્દોથી પુરવાર થાય છે કે, અશોક લેખોની લિપિ જૈન ધર્માનુયાયીની જ છે. બૌદ્ધધર્મને વિશેષ લાગતું વળગતુ નથી.

[૭] તેવાજ બીજા બૌદ્ધ ધર્મના અભ્યાસી રેવરંડ એસ બીલ ભાર દઇને જાહેર કરે છે કે[૭] ગ્રીકના પુસ્તકોમાં બૌદ્ધધર્મ વિષે જરા પણ ઉલ્લેખ હોય તો તે વિશે મને પરેપુરો શક છે. મતલબ કે ગ્રીકના કોઇ પણ પુસ્તકમાં બૌદ્ધધર્મ વિષે કિંચિત ઉદ્ગાર સરખો પણ નિર્દિષ્ટ થયેલ નથી તો પછી બુદ્ધધર્મી અશોકના ધર્મોપદેશકો ગયા કયા ને ધર્મનું પ્રકરણ કર્યું કયાં ?

[૮] ઉપરના જ[૮] પુસ્તકમા પૃ. ૧૯૯ મા આગળ જતાં લખેલ છે કે "સ્તંભ લેખોમા. નિરાધાર તેમજ દુઃખિત પ્રતિ, દ્વિપદ તેમજ ચતુષ્પદ પ્રતિ, અને વાયુઆશ્રિત જીવ જંતુ તથા જળચર પ્રતિની જે દયા ઈસાદી"..........આવી ઝીણી જીવદયાના જે શબ્દોનું સૂચન કરાયેલુ છે તે જૈન ધર્મ સિવાય કોઈ બીજા સંપ્રદાયનું સંભવતું નથી.

[૯] ભાંડારકર સાહેબ[૯] લખે છે કે. સ્તંભલેખ નં. ૩ મા નો પાંચ આશ્રવ બતાવ્યા છે, જ્યારે બૌદ્ધધર્મમા તો માત્ર ત્રણ જ છે. જો કે બુલ્હર સાહેબે આ પાચને આશ્રવને બદલે જૈનના પાચ અણુવ્રત[૧૦] હોવા વિષે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે.

ઉપરના શબ્દોથી પ્રતિત થાય છે કે, સ્તંભલેખોની હકીકત જૈન ધર્મનીજ છે.

---

૪ Radha Kumud Mookerjee Asoka P. 14 f n. 3.It should be noted that neither of these Chinese pilgrimes ( Fa-Hian and Yuan Chwang ) has described the inscriptions they had noticed as the inscriptions of Asoka they generally decribe them as belonging to and recording events of earlier times.

૫ Radha Kumud Mukerjee Asoke p. ?: Ind Ant 1914 P I68 f. n. 67.

૬ જુઓ જ રો. એ. સો ૧૮૮૭ પૃ. ૨૭૫ His ordinances concerning sparing of animal life agree much more closely with the ideas of the heretical Jains than those of the Buddhits,

૭ જ. રો. એ. સો પુ. ૧૯ મું. પૃ. ૪૨૦ Rev. S. Beal emphatically declares "I doubt very mucd whether there is any deference to Buddhism in the Greek accountts." ( R. A S. vol. p 1?I ).

૮ જ. રો. એ. સો પુ. ૯ પૃ ૧૯૯ " Pillar Edicts:—Towards the poor and afflicted, towards the bipeds and quadrupeds towards the fowls of the air and things that move in the waters."

૯ દે. રા ભાંડારકર કૃત અશોક પૃ ૧૨૭

૧૦ તે પાચ અણુવ્રતનાં નામ—(૧) પ્રાણાતિપાત વિરમણવ્રત (૨) મૃષાવાદ વિરમણવ્રત (૩) અદત્તાદાન વિરમણવ્રત (૪) મૈથુન વિરમણવ્રત (૫) પરિગ્રહ વિરમણ વ્રત




પ્રભાવશાળી જૈન સાહિત્યનો, ખાસ કરીને જૈનેતર સમાજમા પ્રચાર કરવો એ શાસનપ્રભાવનાનુ એક મહત્વનું અગ છે અને એ દિશાએ જીવનની સઘળી શક્તિ જો ખર્ચવામા જીવનનુ મહત્વ સમજી સ્વ૰ આચાર્ય શ્રી વિજયધર્મસૂરિજીએ વિદેશના આગેવાન સાહિત્ય સેવકોમા જૈન સાહિત્યનો સારો પ્રચાર કર્યો પરિણામે વિદેશી જૈન-સ્કોલરોની વૃદ્ધિ થવા પામી, અને જૈનધર્મના પ્રચાર માટે તેઓની પીપાસા આજે જગૃત થઇ રહી છે આવા શાસનપ્રભાવનાના શુભ સસ્મરણો રજુ કરવુ આ ગ્રુપ આચાર્યશ્રી અને તેઓશ્રીના પ્રેરીત વિદેશના કેટલાક જૈન સ્કોલરોનો આછો પરિચય રજુ કર છે

આનંદ પ્રેસ ભાવનગર.



જૈન સાહિત્યના અભ્યાસક

ન્યાયાધિકારી શ્રીયુત્ અરદેશર જ. સુંનાવાલા.



"જૈન" રૌપ્ય મહોત્સવ

અંક.

# જૈન સમાજ

## તેની આર્થિક. સાંસારિક અને ધાર્મિક સ્થીતિ

[ લખનાર —અરદેશર જ. સુનાવાલા. ]

કોઇ સમાજની ઉન્નતિનો આધાર મુખ્યત્વે કરીને તેની આર્થિક, સાંસારિક અને ધાર્મિક સ્થીતિ ઉપર રહેલો છે આ ત્રણ સવાલોના સંતોષકારક ફડચાથીજ સમાજનો ઉદ્ધાર થઇ શકે છે જૈન સમાજનુ સ્થાન જગતમા અનેક નાની–મોટી ભાઇબંધ કોમો વચ્ચે ક્યા અને કેવુ છે, તેનો નિર્ણય કરવા માટે આ ત્રણે સ્થીતિઓનો બારીકીથી અભ્યાસ કરવાની જરૂર છે

આર્થિક નજરે જોતા વર્ત્તમાન જૈનોની સ્થીતિ આગળના જેવી રહી નથી; કોમમા શ્રીમંતો છે, પરંતુ કોમનો મોટો ભાગ ગરીબાઇમા સબડતો નજરે પડે છે વેપાર–ઉદ્યોગ આગળના જેવો રહ્યો નથી, દિવસે દિવસે બેરોજગારી વધતી જાય છે જુવાનો અને તેમા પણ કેળવાયલા જુવાનોનો મોટો ભાગ નોકરી–ધંધાના સાધન વિના ટળવળે છે ખરૂ છે કે, કેટલેક ઠેકાણે આવશ્યક્તા ઉપરાંતના ફંડો એકઠા થઇ રહ્યા છે, જ્યારે બીજી તરફ સમાજ ઉપયોગી અનેક સંસ્થાઓ, નાણાની તંગીને લીધે દુખદાયક સ્થીતિમા સબડતી જોવામા આવે છે એટલુંજ નહીં, પણ સમાજ હીત સાથે અતલગનો સંબંધ ધરાવતી એકે સંસ્થા આજ સુધીમા અસ્તિત્ત્વમા આવી નથી. માબાપ વિનાના નિરાધાર બાળકોને આશરો આપવા માટે એક 'ઑર્ફનેજ અગર બાળાશ્રમ જોવામા આવતુ નથી સમાજના યુવકોને તેમની શક્તિ અનુસાર હાલના ચાલુ જમાનાને બરની, વહેવારીક ઉપયોગી કેળવણી આપનારૂ એક પણ આદર્શ વિદ્યાલય અગર મહા વિદ્યાલય સ્થાપિત થયુ નથી કામ કરવાને અશક્ત એવા લાચાર સ્ત્રી–પુરૂષો માટે એક અનાથ આશ્રમની જોગવાઇ હજી સુધી થઇ નથી ગુજરાનના સાધન વિના ટળવળતા કેળવાયેલા અગર બીનકેળવાયેલા આસામીઓને નોકરી–ધંધે લગાડનારૂ, સમાજના આગેવાનો અને શ્રીમંતોનુ એક પણ મંડળ અસ્તિત્ત્વમા આવ્યુ નથી કમનસીબ દુખી વિધવાઓના રક્ષણ અર્થે એકે વિધવાશ્રમ નજરે પડતુ નથી દુખી દરદીઓને રાહત આપવા માટે એક સુંદર ઔષધાલય જોવામા આવતુ નથી ગરીબ અને મધ્યમ વર્ગના સ્ત્રી–પુરૂષોને અડી ભીડીએ નાણાની મદદ કરનારી, અથવા નાણુ ધીરનારી, સહકારી ધોરણે સ્થપાયેલી એક મંડળી અગર બેંક આજ સુધીમા અસ્તિત્ત્વમા આવી નથી અલબત, સંઘો કાઢવા કઢાવવામા, તેમજ ઉજમણા, ઉપધાન આદિ મહોત્સવો પાછળ પ્રતીવર્ષ લાખો રૂપીયાનો વ્યય કરવામા આવે છે, પરંતુ જે સમાજમા સેંકડો અને હજારો જીવોને એક વખતનુ પુરૂ અન્ન સરખુ મળતુ નહીં હોય, જ્યા સમાજના બાળકો અશિક્ષિત અવસ્થામા સબડતા હોય, જ્યા સ્કૂલ અને કોલેજની કેળવણી લીધા છતા પણ યુવકોનો મોટો ભાગ ઉદરનિર્વાહના સાધન માટે ચિંતામા દિવસો ગુજારતો હોય અને જ્યા અનેક દુખી વિધવાઓ રોટલીના ટુકડા માટે ઘરે ઘરે અથડાતી હોય, ત્યા આવા ખર્ચોની સાર્થકતા શી છે અને તેથી સમાજનો ઉદ્ધાર કઇ રીતે થઈ શકે છે, તે એક વિચારવા જેવો પ્રશ્ન છે, જેનો ઉકેલ કરવાનુ કામ સમાજના આગેવાનો અને ધનાઢયોને તેમજ સમાજની રાહબરી કરનારા પૂજ્ય મુનિવરો અને આચાર્યોને જ આપણે સોંપીશુ

સમાજની સાંસારિક સ્થીતિનુ અવલોકન કરતા જણાશે જે આજનો જૈન–સમાજ ઘણીએક બદીઓને આધિન થઇ પડયો છે બાળલગ્ન અને કન્યાવિક્રય વિગેરે કેટલાક દુષ્ટ રીવાજો કોમમા જડઘાલી બેઠા છે વિધવાનુ સ્થાન કુટુંબમા નમોઝુ છે પશ્ચિમના કેટલાક કુરીવાજો સમાજમા દાખલ થઇ, સમાજના આચાર–વિચાર અને રહેણી–કરણી ઉપર માઠી અસર કરી રહ્યા છે બાળકો અને યુવકોની શારીરિક સ્થીતિ નબળી થતી જાય છે આવક કરતા ખર્ચો દિનપ્રતિદિન વધ્યે જાય છે દેખાદેખીના કેટલાક ખોટા ખર્ચો પણ સમાજને હાની પહોચાડી રહ્યા છે પરિણામે જે કોમમા ભીખારીનુ નામ નહોતું, તે કોમમા સારા–માઠા પ્રસંગે અનેકવિધ ટીપોના ટીપણા

ઘરેઘરે ફરતાં નજરે પડે છે. કુટુંબકલેશો વધી પડ્યા છે. કોર્ટ દરબારે લડવાનો ચડસ પણ તેટલો જ વધ્યો છે. કુટુંબમાં પ્રેમ, સંતોષ, એકતા અને સહકાર આગળનાં જેવાં રહ્યાં નથી. આજનો શ્રાવક ઉપાશ્રયમાં જુદો છે, અને બહારનો જુદો છે. તેના ધર્મમાં અને વ્યવહારમાં. તેના વિચાર અને વચનમાં, તેના શબ્દ અને આચરણમા આકાશ–પાતાળનુ અતર છે, એવી ફરીયાદ વારંવાર સાંભળવામાં આવે છે. સત્યતા, ઉદારતા. સ્વતંત્ર વિચારોની આપ–લે અને સહનશીલતા જવલ્લેજ જોવામાં આવે છે. વૃદ્ધો અને વડીલો પ્રત્યે વિવેક, માન અને તાબેદારી યુવકોમાંથી ઓછાં થતાં જાય છે, અને તેનાં પરિણામે વડીલોનો ચાહ અને વિશ્વાસ યુવકો ગુમાવતા જાય છે. ટુંકમાં કહીએ તો, સંસાર ઇમારતના પાયા સમાન લેખાતા ઉત્તમ સદ્દગુણો ધીમે ધીમે સમાજમાંથી નાબુદ થતા જાય છે: સુંદર આચાર–વિચારો કે જેનાં ઉપર કુટુંબ અને સંસાર સુખનો સર્વ આધાર રહેલો છે, તે ધીમે ધીમે પણ મક્કમપણે સમાજમાંથી નષ્ટ થતા જાય છે.

સમાજની આ દુર્દશા ઘણાંયે કારણોને આભારી છે. જે માંહેનું એક મુખ્ય કારણ ઘર તથા ઘરની બહાર સ્કૂલ અને કોલેજોમાં અપાતી હાલની ખામીભરી કેળવણી છે. આ કેળવણીના ક્ષેત્રમાં નજર નાંખીશું તો જણાશે જે. જૈન કોમમાં કેળવણી પામેલાં જ્ઞાનરૂપી ફુલોનો કાંઇ તોટો નથી; વકીલો અને બેરીસ્ટરો, ડોકટરો અને ઇજનેરો. સારા સારા લેખકો અને વક્તાઓની એક મોટી સંખ્યા કોમ ધરાવે છે. નાના મોટા બાળાશ્રમો, બોર્ડીંગો, ગુરૂકુળો, અને પાઠશાળાઓ પણ અનેક મોજુદ છે, જે પાછળ પ્રતિવર્ષ સમાજના લાખો રૂપીયા ખરચાઇ રહ્યા છે: પરંતુ આ સઘળું છતાં આવી સંસ્થાઓમા સમાજના બાળકો અને યુવકો ચાલુ જમાનાને અનુસરતી ઉપયોગી શિક્ષા કેટલી પ્રાપ્ત કરે છે, તેમજ જે શિક્ષણ અપાય છે તે શિક્ષણ લેનારને પોતાને, અગર સમાજ, જાતિ, ધર્મ કે દેશને કેટલું ઉપયોગી નિવડયું છે અને નિવડે છે, તે અત્યાર સુધીના અનુભવથી જોવાઇ ગયું છે. અનુભવે આપણને શિખવ્યુ છે જે, સમાજની ઉન્નતિનો આધાર શિક્ષા આપનારી આવી સંસ્થાઓની સંખ્યા ઉપર જ નથી; કેળવાયેલાઓની સખ્યા ઉપર પણ નથી: પરંતુ કેવા પ્રકારની કેળવણી આપવા–લીધામા આવે છે. તે ઉપર જ રહેલો છે. શિક્ષાનો ઉદ્દેશ સુંદર જીવન, સુદર ચારિત્ર ઘડવાનો છે, શિક્ષકો અને પુસ્તકોદ્વારા બુદ્ધિનો વિકાસ કરી, જીવનમાર્ગ સરળ અને સુલભ કરવાનો છે. ખરી કેળવણી યુવકોને સાચા, સદ્દગુણી અને સદાચારી શહેરીઓ બનાવવામાં સમાયેલી છે; તેમનામાં આર્યત્વની ભાવના જીવતી જાગતી રાખવામાં સમાયેલી છે: તેમનામાં ઉત્તમ ધર્મસંસ્કારોની જ્યોતી કાયમ પ્રગટાવેલી રાખવામાં સમાયેલી છે; માતપિતા, ગુરૂ, ધર્મ. જાતી અને સમાજપ્રત્યેનુ કર્તવ્યજ્ઞાન અખંડિત રાખવામાં સમાયેલી છે: આવી કેળવણી બાળકોને ઘરમાં આપવા માટે. માવતરોએ પોતાના જાતી દાખલાથી અને બીજી રીતે પ્રયાસ કરવાની જરૂર છે; આવા પ્રકારની કેળવણી આપનારી સંસ્થાઓ સ્થાપવા અને સ્થપાવવા તરફ સમાજના શ્રીમંત અને સાધુવર્ગે પહેલી તકે લક્ષ વાળવાની જરૂર છે.

સમાજની ધાર્મિક સ્થીતિ પણ તેટલી જ શોચનીય છે. જેમ દિવસ પછી રાત. તેમ ચડતી પછી પડતીનો અચળ કુદરતી નિયમ આ જગતમાં એક સરખી રીતે કાર્ય કરી રહ્યો છે. એક પણ સમાજ એવો નથી, કે જેના ઉપર સમયનો પ્રભાવ પડ્યો નહીં હોય. એક વખત એવો હતો જ્યારે જૈનધર્મના અનુયાયીઓની સંખ્યા કરોડોની ગણાતી હતી; આજે માત્ર દશથી બાર લાખ મનુષ્યો જૈન ધર્મના અનુયાયીઓ રહ્યા છે. મારવાડ. મેવાડ. બંગાળ, બીહાર. પંજાબ, ને દક્ષીણ વિગેરે દેશો અને પ્રાંતોમાં સેંકડો અને હજારો જૈનધર્મીઓ જૈનધર્મથી વિમુખ થઇ, અન્ય ધર્મ અને સમાજમા ભળી ગયેલા જણાયા છે. એટલું જ નહીં, પરંતુ સને ૧૯૦૧ પછીનાં વસ્તીપત્રકો જોતાં પણ જણાય છે જે, જ્યારે બીજી બધી કોમોની સંખ્યા થોડી કે ઘણી વધી છે, ત્યારે આ એક જ કમનશીબ જૈનકોમ છે. કે જેની સંખ્યા માત્ર બેજ દાયકામાં દોઢ લાખ કરતાં વધારે ઘટી છે. આ પ્રમાણે જૈનધર્મના અનુયાયીઓની સંખ્યા દિન–પ્રતિદિન ઘટવાના શા શા કારણો છે, તેનું સશોધન કરી, તે કારણો જેમ અને તેમ જલદી દૂર કરવાનો વખત હવે આવી પહોંચ્યો છે.

જૈન કોમ નાનકડી છે, છતાં ધર્મશ્રદ્ધાળુ છે; ક્રીયાઓને તે ચીવટાઇથી વળગી રહેનારી છે; તે ઠેકઠેકાણે દેરાસરો અને ઉપાશ્રયો ધરાવે છે. આ દેરાસરોમાં સેંકડો સ્ત્રી–પુરૂષો નિયમીતપણે નીત્યકર્મ અને પૂજા કરતાં નજરે પડે છે; ઉપાશ્રયોમા દરરોજ વ્યાખ્યાનો થાય છે, અને સંભળાય છે: ઉપધાન અને ઉજમણાં. અઠાઇમહોત્સવો અને સમવસરણની રચનાઓ પાછળ વખતોવખત તે લાખો રૂપીયા ખર્ચી નાંખે છે: પરંતુ તેટલાંથી જ સમાજની ધાર્મિક સ્થીતિનુ ખરૂં માપ થઇ શકે તેમ નથી. ધાર્મિક જીવનનુ લક્ષબીંદુ તો એક જ છે, અને તે જીવનશુદ્ધિ અથવા કષાયશાતિ છે, જેને માટે જુદા જુદા ધર્મો જુદા

જુદા માર્ગો દેખાડી રહ્યા છે મહાવીરનુ શાસન વીતરાગ ધર્મને પ્રબોધે છે મહાવીરના પ્રવચનમા જ્યા જોશો ત્યા સમતા અને ક્ષમાના ઝરા વહી રહ્યા છે મહાવીરના સામ્યવાદે જગતના ધાર્મીક ઇતિહાસમા એક અતિ ઉત્તમ તત્ત્વ ઉમેર્યુ છે વીરશાસનનો મહીમા અને કીર્ત્તિ આ અદ્ભુત ઉદારતા અને વિશાળ ભાવનાને જ આભારી છે પરતુ આજે આ જ સમતાધારી વીતરાગદેવના ઉપાસકો અનેક નાના મોટા ઝગડાઓના લીન થઈ ધર્મના નામે અધર્મને પોષી રહ્યા છે, અને તેમ કરીને વીરના ધર્મ અને શાસનની જગતમા અપકીર્ત્તિ કરાવી રહ્યા છે એક જ પ્રભુને પૂજનારા, એક જ ધર્મને આરાધનારા આ જૈનો જુદા જુદા ગચ્છો અને તડાઓમા વહેચાઈ ગયા છે સૌ પોતપોતાના વાડાઓ મજબુત બનાવવા પાછળ, પોતપોતાના ભક્તોની સખ્યા વધારવા પાછળ મડી પડ્યા છે પરિણામે ફીરકાઓના ઝગડા, ગચ્છોના ઝગડા, નાત-જાતના ઝગડા, તીર્થોના ઝગડા, સાધુઓ અને શ્રાવકોના ઝગડા, આ રીતે જૈન શાસન અને સમાજના એકેએક અગમા સર્વત્ર કલહ-કકાસ અને કુસપના, ઈર્ષા-દ્વેષ અને અદેખાઇના વાદળો ચોમેર છવાઈ રહ્યા છે શુષ્ક વાદવિવાદો, શુષ્ક ક્રીયા કાડો, અને અર્થવિનાના માન-અપમાનના કજીયાઓ પાછળ સમાજનુ જીવન ઘસાઇ રહ્યુ છે, તેનુ બળ તુટી ગયુ છે, તેના પ્રત્યેક અગો છીન્ન ભીન્ન થઇ રહ્યા છે, તેની રગેરગમા અસતોષ-અશાતિ અને ઉદાસીનતાના ઝેરી બીજો રોપાઇ રહ્યા છે એ કડો સાધુઓ અને સાધવીઓ-ત્યાગી ઉપદેશકો અને ઉપદેશીકાઓ-ઠેકઠેકાણે વિચરવા છતા, સમાજનુ નાવ પ્રતિદિન પાછળ હઠતુ જાય છે તેમ થવાના શા કારણો છે તે શોધી કાઢી, તે દૂર કરવાનો પ્રયાસ સમાજના નેતાઓ અને સમાજની વહારી કરનારા સાચા સાધુઓએ કરવો જોઇએ છે કલેશ અને અસહકારથી જૈન સમાજે ઘણુ ખોયુ છે, અને હજી ખોવે છે માટે સમાજની જો ઉન્નતિ કરવી હોય, બીજી ભાઇબધ કોમો વચ્ચે સમાજનુ માન જાળવી રાખવુ હોય, સમાજની પૂર્વની જાહોજલાલી અને કીર્ત્તિને પાછી સજીવન કરવી હોય, તો આપસ આપસના કજીયા અને કલેશોને દૂર કરી, સમાજની હાલની પરિસ્થીતિનો ગભીરપણે વિચાર કરી, સમાજનુ કલ્યાણ કરવા પાછળ તમારી સર્વ શક્તીઓનો ઉપયોગ કરો, અને છેવટે વિજય તમારો જ છે



## એ કોણ છે?

કોઇકને જોઈ રહી છે ચેરતા મુજ આખડી,  
મારા જીવનના બાગમા ગુલાબ કેરી પાખડી,  
સુગન્ધથી એનુ હૃદય ઉલ્લાસમય હુ અનુભવુ,  
એ કોણ છે? એ કોણ છે? વ્હાલા પ્રભુ! વ્હાલા પ્રભુ!

અધાર કેરો પટ જીવનના માર્ગમા છાયો દીસે,  
ત્યા શ્વેત ઉજ્વલ તેજ દીપ ઝગમગ થતો આવ્યો દીસે,  
આશાભર્યો મારા જીવનનો માર્ગ એથી અનુભવુ,  
એ કોણ છે? એ કોણ છે? વ્હાલા પ્રભુ! વ્હાલા પ્રભુ!

મુજ જીવનપથમા ઘોર હા! નિરાશ્તા ફેલી રહી  
ત્યા મધુર મૃદુ સગીતધારા કર્ણમા રેની રહી  
સસારના સૌ શોક ને સતાપ ઉડ્યા અનુભવુ  
એ કોણ છે? એ કોણ છે? વ્હાલા પ્રભુ! વ્હાલા પ્રભુ!

જ્યારે તમારો પુત્ર ભૂલે માર્ગ જીવનનો ખરા,  
સસારના દુખ ને નિરાશામા પડે જીવ એકલો  
જીવનના કર્ત્તવ્યમા જવ મન બને શકાભર્યું  
ત્યાર જરૂર કે ઇક રૂપે આવો પ્રભુ! આવો પ્રભુ!



ચાપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી.



## શ્રી શંખેશ્વરજી તીર્થ.



ઉપર-સંખેશ્વરનું નવું દેરાસર.
નીચે-૧ સંખેશ્વરનું નવું દેરાસર-બાજુપરથી લીધેલ ફોટો
૨ સંખેશ્વરના જૂના દેરાસરની કોતરણી.

# શ્રીશંખેશ્વરજી.

**શંખેશ્વર પાસજી પૂજીએ નરભવનો લાહો લીજીએ**
**મન વંછિત પૂરણ સુરતરૂ જય વામાસુત અલવેસરૂ.**

શંખેશ્વર સ્વામિ ! તારા દર્શનની અભિલાષા અમારા દિલમા બલવતી હતી. તારા મંદિરની શોભા, તારી મૂર્ત્તિનો ચમત્કારિક પ્રભાવ અને મહિમાથી ભરેલ ઇતિહાસ, આ બધી બાબતોની આકર્ષણ શક્તિ અમને ઘણા વખતથી તારી પવિત્ર ભૂમિ તરફ ખેંચતી હતી આખરે અમારી ઇચ્છા પૂરી થવાની હતી મધૂર સ્વભાવવાળા સ્નેહી-મિત્રોની સંભાળમાં ભક્તિવાળા **માંડલ** ગામથી પ્રસ્થાન કરીને વિષમ સડક ઉપર આગલ વધતાં અને ક્યાય મૃગતૃષ્ણિકાની ચંચલ શોભા કે ક્યાય હરિણના વૃંદોનુ અદ્વિતીય લાલિત્ય ઉતાવળથી નિહાળતા અને ઘણા કલાકોની મુસાફરીના અંતે **શંખેશ્વર ગામમાં** નહીં પરંતુ અકસ્માત્ ઠેઠ **શંખેશ્વર ભગવાન**ના ચૈત્યની આગલ જ પહોચ્યાં. મધ્યાન્હકાળ હોવાના લીધે દેરાસરજી મંગલિક હતું.

# ગુજરાત-કાઠીઆવા-

લેખિકા:-ભારતીય સાહિત્ય

ઉઘાડવાનો બંદોબસ્ત ન થાય ત્યાં સુધી બાહેર ફરના જગ્યાનુ સિંહાવલોકન કરીએ ! અરે મિત્રો, જગ્યા કેવી વિશાળ છે ' દેરાસરનું કાર્યાલય, રસોડા સહિત ભોજનશાળા, નહાવાની જગ્યાઓ, અત્યંત વિશાલ સ્વચ્છ ધર્મશાળાઓ અને જેમા ગમે તેવી મોટી સંખ્યાવાળો સંઘ સહેજે માય એવી એક લાંબી ચોડી વ્યાખ્યાનશાળા. આ વિગેરે શોભાયમાન મકાનોની પુષ્કળતા ! થોડીક સાધ્વીજીઓ અને યાત્રાળુઓના બે-ત્રણ કુટુંબ દેખાતાં હતાં. બાકી બધું ખાલી હતું. આજ જેવા સાધારણ દિવસોમાં આ સમસ્ત જગ્યા હંમેશાં ખાલી રહે છે. એમ મુનિમજી સાહેબે અમને વિવેકપૂર્વક જણાવ્યું. પરંતુ જ્યારે શંખેશ્વરની ત્રણ મોટી તિથિઓ નજદીક આવે છે, અર્થાત્ ચૈત્ર શુદ પૂર્ણિમા, માગશર વદ દશમ અને કાર્ત્તક શુદ પૂર્ણિમાના દિવસોમાં શ્રી શંખેશ્વર ભગવાનના ચૈત્યની ભૂમિમા ઘણી મોટી યાત્રાળુઓની ગરદી ભેગી થઇને અહિંઆ મુકામ રાખે છે. જો કે આ બધા હજારો માણસોની એક નિશાની પણ હવે દશ્ય નહીં હોય, છતા હજારો હૃદયોમાં સમાઇ શકે તેટલી ધર્મવાસના, તેટલો વૈરાગ્ય અને તેટલી દેવ ભક્તિ, આ પવિત્ર ભૂમિની આસપાસમાંથી જાણે વરાળરૂપે નિકળે છે અને અમારા આત્માને પણ ધીમે ધીમે વીંટવા માંડે છે.

હવે શ્રી **બાવનજિનાલય**મા દાખલ થઇએ. એની ચારે લાંબી ભમિતિઓમા જુદી જુદી મૂર્ત્તિઓની મોટી સંખ્યા બેસાડી છે. મુખ્ય દેરાસરજીની પ્રદક્ષિણા કરતા તેના દર્શનનો લાભ લઇએ અને હવે દેરાસરજીને નિહાળીએ ! અહહા, આંખો જરા બંધ રાખો. રખે આવી શોભાથી તમે અંજાઈ જાઓ ! હવે ધીમે ધીમે જોવા માડો ! ત્રણ ઉંચા શિખરોના કલશોથી લાંબી ધ્વજાઓ ખુશાલીથી હવામાં ઉડે છે, ત્રણેમાં સોનેરી કુંભો ચક ચકે છે અને ત્રણે મંડપો ઉપર સરસ કોતરણી સાફ દેખાય છે અને વધારે નજદીકથી જોવાની ઇચ્છા મનમા ઉત્પન્ન કરે છે. આગલના બન્ને રંગમંડપની ઉપરના ભાગો ખૂંણાદાર કુંભોના સમૂહથી બનેલા ગુમ્મજોવાળા છે. વચ્ચેનો ભાગ મોટા ભારી કુંભોના એક ગોળ ઘુમ્મટવાળો અને આગળનો ભાગ અનેક નાના નાના કુંભોથી બનાવેલા એક સમચોરસ મિનારા જેવી આકૃતિવાળો છે. આ ઘુમટો ઉપર કોતરેલી સિંહોની શ્રેણિઓ તથા ચાર ચાર પાખવાલા કેસરીસિંહો. હાથીઓ ઉપર સ્વાર થએલા દેવતાઓ અને બીજા દેવો અને દેવીઓ જુદી

# ડની મારી તીર્થયાત્રા.

વિશારદા સુભદ્રાદેવી.

જુદી સ્થિતિઓમા દેખાય છે આ બધુ લગભગ સો વરસ પહેલાનુ કામ છે સુન્દર, સ્વચ્છ અને આપોને આનન્દ આપે એવુ કામ છે મૂળથી આ ઇંટો અને ચુનાનુ કામ હતુ ઇંટો અને ચુનાની દૃષ્ટિએ અને ઇંટો અને ચુનાને માટેજ શિલ્પીઓએ આ જ નકશો પસદ કરેલ હતો માટે ઇંટો અને ચુનામા જ આ શોભે છે આરસમા કોઇ દિન શોભી શકે એમ નથી. નાટકની હલકી શૈલી ધર્મશાસ્ત્રમા કે ધર્મશાસ્ત્રની ગભીર શૈલી નાટકમા શોભતી નથી, પરતુ ત્યા અયોગ્ય છે અરે મિત્રો ! આ અસાધારણ ચુનાનુ દેરાસર કે જે શિલ્પશાસ્ત્રની દૃષ્ટિએ ખરેખર એક કૌતુક છે, તેનો નાશ કરીને તમે અહીંઆ આરસથી જીર્ણોદ્ધાર શા માટે કરો છો ? અગર તમારે એવુ આરસનુ દેરાસર જોઇએ તો શુ એને માટે આ પુરાણા ચુનાના દેરાસરનો હોમ કરવો જોઇએ કે ? મિત્રો ! હુ હાથ જોડીને તમારી આગળ પ્રાર્થના કરૂ છુ કે ગમે તેટલા નવા ચકચકિત આરસના દેરાસરો બાધો, પરતુ તમારા જુના અસાધારણ મદિરોને જેવી શૈલીમા અને જેવા દ્રવ્યથી તે બાધવામા આવ્યાં હતા તેજ શૈલીમા અને તેજ દ્રવ્યથી તેનો જીર્ણોદ્ધાર કરજો ! નહીં તો તમારા વધારે શિલ્પજ્ઞાની પૌત્રો તમારા આવા કામને માટે બહુજ દિલગીરી જાહેર કરશે અને દુનિયા હસશે ! મિત્રો, જીર્ણોદ્ધાર આ એક રમત નથી પરતુ એ એવુ મોટુ અને કઠીન કામ છે કે જે માત્ર જુના વખતની શૈલી, અને સભ્યતાનો ગભીર અભ્યાસ કરીને જ યોગ્ય રીતે સાધી શકાય તેમ છે એ ભૂલી મત જાઓ !

પરતુ આ પ્રશ્નો હવે રહેવા દઇએ નિસીહિ, નિસીહિ, નિસીહિ ! શખેશ્વર નાથ, તારા શરણમા આવીએ ! બારણા ઉઘડયા છે, બોલો, આ મૂર્તિનુ રહસ્ય શુ છે ? આવી શાન્તિ, આવી કાન્તિ, આવી શીતલતા ! તમે પાછા જઇ શકતા નથી. હાલી શકતા નથી ધ્યાનમા બેસવુ, આ અદ્વિતીય મૂર્તિની છાયામા બેસવુ અને આખોને તૃપ્તિ થાય ત્યા સુધી એના દર્શનમા તલ્લીન રહેવુ આખો કોઇવાર તૃપ્ત થઇ શકે એમ નથી. મત્રના પ્રભાવથી જરાવડે કમજોર શરીરવાળા થએલા શ્રીકૃષ્ણજી આ મૂર્તિના ન્હવણથી સાજા થયા હતા એમ લોકો કહે છે આવી મૂર્તિના ચમત્કારો માટે તમે કેમ શકા રાખો છો ? એની આગળ બેસો અને એની શક્તિ અનુભવો ! કેટલા વરસની હશે એ કોણ જાણે ? દતકથા છે કે તે ગઇ ચતુર્વિંશતિના નવમા તીર્થંકરના વખતે બનાવવામા આવી હતી ! આષાઢ નામના શ્રાવક એને પોતાની પાઘડીમા રાખતા હતા અને દેવતાઓ એને લઇ જતા હતા ! ગમે તેમ હોય ! એમો અને શુદ્ધ ધ્યાનમા તમારા આત્માને પવિત્ર કરો !



( મિસ શાર્લોટ ક્રૌઝે પી એચ ડી લિપ્ઝિગ યુનિવર્સિટી—જર્મની )

આ મંદિર બાધવામા આવ્યુ હતુ, તે પહેલાના વખતના દેરાસરના ખડેરો પણ જુના શખપુરમા આજકાલના શખેશ્વર ગામમા નવા દેરાસરજી પાસેજ, હજુ વિદ્યમાન છે આ પણ ઇંટ અને ચુનાથી બાંધેલુ હતુ વિશાળ હતુ અને જુની કોતરણીના દર્શનીય અવશેષો હજુ દેખાય છે એનો કર્તા કોણ અને એનો નાશ કરનાર કોણ ? એ કોઇને માલૂમ નથી.

## ભાવનગર.

કોઇ કદાચ કહેશે કે ભાવનગર એ કઈ જૈન તીર્થસ્થાન નથી તો હુ એમની સાથે લડવા તૈયાર છુ ભાવનગર શ્રી વિજયધર્મસૂરીશ્વરજીનુ દીક્ષાસ્થાન છે અને એજ કારણથી એમના ભક્ત અને મિત્રજનને, અર્થાત્ શ્રી શ્વેતામ્બર જૈનસઘના મોટા ભાગને વદનીય છે ભાવનગર એ શ્રી યશોવિજયજી જૈનગ્રથમાળા, શ્રીઆત્માનદ જૈન સભા, શ્રીજૈનધર્મ પ્રકાશક સભા ઇત્યાદિ ધાર્મિકસસ્થાઓની તેમજ જૈનોના જૂનામા જૂના અને પ્રસિદ્ધ ‘જૈન’ પત્રની

ભાવનગર.



ઉપર–શ્રી દાદાસાહેબનું દેરાસર.
મધ્યમાં–મ્હોટા દેરાસરના મૂલનાયકજી.
નીચે–મ્હોટા દેરાસરમાંની બીજીમૂર્ત્તિયો

**પવિત્રભૂમિ** હોવાના લીધે પણ **જૈન** ધર્મના અનુયાયીઓને અને અભ્યાસીઓને પ્રિય છે. બાકી **ભાવનગરનો શ્રી સંઘ** પોતે જ એક જંગમ તીર્થ ગણી શકાય, કે જેના આગેવાન જૈન ભાઇઓની દેવગુરૂભકિત, વિદ્વત્તા, ઉદારતા, મધુર સ્વભાવ અને ચાતુર્ય અસાધારણ છે. વિદ્વાન્ **શેઠ શ્રીકુંવરજીભાઈ**, આદર્શ ભાવનાવાળા **ગિરધરલાલ શેઠ**, ચતુર **જીવરાજભાઇ**, લોકસાહિત્ય પ્રવીણ **મેઘાણીજી**, સ્નેહીભાઇ **અભેચંદ**, આનંદી અને ઉત્સાહી **દેવચંદભાઈ** ( 'જૈન' પત્ર ના અધિપતિ ) તથા વિનયી અને મધુરભાષી **ભાઈ ગુલાબચંદ** ( આનંદ પ્રેસના મેનેજર ) અને સદાસ્મરણીય, ગભીર, ન્યાયપ્રિય અને સરલ **શ્રીમાન્ સુનાવાલા સાહેબ** અને મારા વ્હાલા **માણેકબેન** ( મિસિસ્ સુનાવાલા ) ! તમારી વચમાં ગુજારેલ દિવસો હું કયારે પણ ભૂલી જઇ શકીશ ? અને તમારી સાથે થએલી વિવિધ ધર્મચર્ચાઓનો લાભ જે મને મળ્યો છે તે પણ મારે ચિરસ્મરણીય કેમ નહીં રહેશે ?

**ભાવનગરનાં દેરાસરો** પણ જો કે વધારે પુરાણાં નહીં તો પણ દર્શન કરવા લાયક છે. એની સંખ્યામા **શ્રી દાદાસાહેબનું** મંદિર પોતાની વિશાલતા અને શોભાને માટે તથા ગામની વચમાં આવેલ **મોટું દેરાસરજી** તથા **ગોડીજી મહારાજનું દેરાસર** પોતાની સરસ મૂર્તિઓના લીધે ખાસ આકર્ષક છે.

બાકી **ઘોઘા, તલાજા, મહુવા** જવા માટે પણ **ભાવનગર** કેંદ્રસ્થાન છે.

## ઘોઘા.

**ઘોઘા** પુરાણા વખતમાં એક મોટું અને **પીરંએટની** સાથે સ્પર્ધા કરતું આવું બંદર હતું. અહીંથી જ **ભાવનગર** વસાવવામા આવ્યું હતું જેના રહેવાસીઓનો મોટો ભાગ આજે પણ **'ઘોઘારીવાણીયા'** આ નામથી ઓલખાય છે. ભાવનગરના રસ્તાથી નજીક આવતાં મુસાફરને આખું ગામ સમુદ્રથી વીંટાએલા જેવું લાગે છે. પરંતુ આ 'જલ ઝાંઝવાનું' જલ જ છે. સમુદ્ર એક બાજુથી માત્ર ગામને અડે છે. આ **ઘોઘા** અત્યારે બિલકુલ જીર્ણ, અસ્વચ્છ, બદસુરત દેખાય છે. દીવાલો પડી ગઇ છે, અને ઘણા મકાનોના ખંડેરો જ જેવા તેવા ઉભેલા છે. ત્રણ દિગંબરોના અને ત્રણ શ્વેતાંબરોના દેરાસરો પહેલાંનાં વખતની પ્રૌઢતાની સાક્ષી પુરે છે. તેમાં **શ્રી નવખંડાપાર્શ્વનાથનું દેરાસર** ખાસ વિશાલ અને સુન્દર છે. ખરેખર આ એક જ નહીં પરંતુ ચાર જુદા જુદા શિખર અને ઘુમટવાલા દેરાસરોનો સમૂહ છે. નીચે વિશાલ ભોંયરા છે કે જેના કમરાઓમા અમે ઘણી ધાતુની તથા આરસની જૈન મૂર્તિઓ ઉપરાંત પણ ત્રણ કાંતિવાન શાંત મુખવાલી **બુદ્ધમૂર્ત્તિઓ** જોઇ શકયા હતા. એના માથા કાપેલાં હતાં. એક વિકસિત કમલના ફૂલ ઉપર, પાતળા કપડાની શોભામા કે જે સોનાના રંગથી ચિત્રિત છે અને ઉપદેશ આપવાની સ્થિતિમાં એવા **ગૌતમબુદ્ધ** દેખાતા હતા. દેરાસરજીના મૂલનાયક **શ્રી નવખંડા પાર્શ્વનાથજીની** પુરાણી મૂર્ત્તિ છે, તે મૂલ મારવાડથી **ભાવનગર** અને પછી **ભાવનગરથી ઘોઘા** લાવવામાં આવી હતી. એના બદલે મૂલથી **ઘોઘામા** રહેલ **શ્રી આદીશ્વર જીની** મૂર્ત્તિને કે જેના દર્શન કરવા માટે પહેલા એક એક સોનાની મ્હોર આપવી પડતી હતી, એમ લોકો કહે છે, તે **ભાવનગર** લેઇ જવામા આવી હતી અને હજુ ત્યાના મોટા દેરાસરજીમા શોભે છે. કેવી રીતે **શ્રી નવખંડા પાર્શ્વનાથજીની** મૂર્ત્તિ **ભાવનગરથી ઘોઘે** લાવવામા આવી હતી અને કેવી રીતે તેનુ શરીર નવ ટુકડા વાળું થયું અને પછી મંત્રના બલથી અપૂર્ણ રીતે સાજુ કરવામાં આવ્યું હતુ તે સંબંધી જિજ્ઞાસુ વાચક **ઘોઘે** જઇને ઘણી સુન્દર, ચમત્કાર રસથી ભરેલી દંતકથાઓ સાભલી શકે છે. એ વાત જરૂર સાચી છે કે આજે પણ શ્રી આદિનાથજીની અધિષ્ઠાત્રી **ચક્રેશ્વરી ઘોઘાના** નવખંડા પાર્શ્વનાથજી પાસે અને શ્રી **પાર્શ્વનાથ** ભગવાનની અધિષ્ઠાત્રી દેવી **પદ્માવતી ભાવનગરવાલા શ્રી આદીશ્વર** ભગવાનના દેરાસરમા બીરાજે છે.

પાસે આવેલ શ્રી **જીલાવાલા પાર્શ્વનાથજીના** દેરાસરમાં અમે એક ઘણો વિચિત્ર દેખાવ જોઇ શકયા હતાં.

ત્યાંના એક ગોખલામાં એક દેવની મૂર્તિ ઉભેલી છે કે જેણે હાથમાં એક **લોહીવાળું માથું** ગ્રહ્યું છે એક નીચે ઉભેલું વરૂ તેનું લોહી ચાટતું દેખાય છે આ ચિત્ર કે જે **જૈન શિલ્પકળાની** દૃષ્ટિએ ખરેખર અસાધારણ લાગે છે, તેનો શું અર્થ હશે તે અમને કોઈપણ કહી નથી શક્યું એનો ઇતિહાસ કોઈને પણ માલુમ નહીં હતો

## તળાજા

શ્રી **તાલધ્વજ**, આજ કાલનું **તલાજાતીર્થ**, એ ભાવનગરથી અતિ દૂર નથી ભાવનગરના શોભાયમાન મકાનો અને લીલા બગીચા છોડી દઈને તળાજાની મુસાફરીમાં આગળ વધતા મુસાફર જમણી બાજુમાં દૂર રહેલા પર્વતોની એક વાદળી રંગની રેખા નિહાળે છે તેમાં એક ઉંચી ટેકરી છે કે જે આખી મુસાફરીના વખતે અને પછી પણ મહીના સુધી આગળ વધતી વખતે હમેશા ઝાંખા ઝાંખા દેખાયે છે આ **પાલીતાણાની ટેકરી** છે આ **સિદ્ધાચલ**, આ શ્રી **શત્રુંજય** છે અત્યારે તે બધા જૈનોને માટે **મહાવિદેહક્ષેત્ર**ની માફક અગમ્ય છે* પવિત્ર પર્વત! તારા દર્શનનો લાભ ક્યારે થશે? ચૂપ ચૂપ આ મુસાફર લાખો છે અને ઘણા ભવો અમારી આગળ છે કોઈવાર જરૂર થશે કોઈવાર પૂર્વ ભવમાં કાંઈ થઈ ગઈ પણ હશે અને પૂર્વ સ્મરણોની ધારા બંધ થવાના લીધે આ બધું ભૂલી ગયાં છીએ હવે શાન્ત મનથી શ્રી **સિદ્ધાચળની** અડધી પ્રદક્ષિણા કરતાં જ સંતુષ્ટ રહીએ!

જુઓ, આ વિચારશ્રેણીમાં પડવાથી અમને ખબર નથી પડી કે આગળ શ્રી **તલાજાની** બે ટોચવાળી ટેકરી દૃષ્ટિગોચર થાય છે **તલાજી** નદીના કિનારે મોટા લીલા ઝાડો નીચે રહેલ **ધર્મશાળા તથા કચેરીમાં** અમે થોડીવાર રોકાઈ ઘણી માણીઓ અને શ્રી **કપુરવિજયજી મહારાજના** દર્શન અને વાર્તાલાપનો લાભ અમે ઉતાવળથી પણ લીધો તળાજાની ટેકરી અને ત્યાંના દેરાસરોના દર્શન સુગમ છે સુપ્રસિદ્ધ **એભલમંડપ** નામની ઇત્યાદિ અનેક ગુફાઓ રસ્તામાં આવે છે, અને અમારા મિત્રો તો મશહૂર **એભલવાળા**, અને **ચાંપરાજવાળા, નાકો અને નાકો, ધીકવો અને મોનવેલી** અને ફુલાણી ૧૬૦૦ કન્યાઓનું લગ્ન મહોત્સવ આ વિગેરેની વાતો કર્યા સિવાય રહી શકતા નહોતા કે જેથી **સૌરાષ્ટ્રની** રસધારની ઘણી શૂરરસથી ભરેલી કથાઓ અમને યાદ આવે છે **એભલમંડપ** વિગેરે ગુફાઓની કોતરણી ઉપરથી અનુમાન થાય છે કે અહીંયા બે હજાર વર્ષ પહેલા **બૌદ્ધ** લોકોના મઠો હતા અને **અશોક સમ્રાટના** વખતે કદાચ આ ટેકરી બૌદ્ધ લોકોની તીર્થભૂમિ અને એક મોટું ધાર્મિક કેન્દ્રસ્થાન હતું કે જ્યાંથી **ગૌતમ બુદ્ધના** પીળા કપડાવાળા ભિક્ષુઓ પોતાની જુની સભ્યતાનો સંદેશો ગામડાઓમાં ફેલાવતા હતા એ બધું ગયું છે **એભલવાળા** અને **ચાંપરાજવાળા** અને બીજા ઘણા શરીરો થયા છે

* આ હકીકત ત્યારે લખાઈ છે કે જ્યારે સિદ્ધાચલની યાત્રા બંધ હતી

ઘોઘા




ઉપર—શ્રી નવખંડા પાર્શ્વનાથનું દેરાસર
નીચે—બહારની દિવાલ ઉપરનું ચિત્રકામ

નવનિધિ મહેતાજી પણ બારીજ થઈ ગયા છે જેનું નામ એક ગુફા રાખે છે બૌદ્ધ ધર્મની શક્તિ અને મહિમા પણ ગયા છે હવે આ ટેકરી **જૈનોની** જ છે જૈનોનું રાજ્ય આ ટેકરીમાં તદ્દન નવું નથી જો કે હાલનું સૌથી જુનું દેરાસર માત્ર ૧૫૧૪ માં બાંધવામાં આવ્યું છે, છતાં એ ભૂમિમાંથી થોડા વરસ પહેલા એક મૂર્તિ નિકળી છે કે જેના શિલાલેખમાં સં. ૧૪૩૭ આ સાલ સ્પષ્ટ રીતે વાંચી શકાય છે

ટેકરી ઉપર ચડતા સૌથી પહેલા શ્રી **પાર્શ્વનાથજી**નું ત્રણ શિખરવાળું દેરાસર આવે છે એ માત્ર ત્રણથી ચાર વરસ પહેલાનું છે દેખાવથી એ બહુ મનોહર છે એની રચનામાં એક વિશેષતા છે કે જે ખરેખર નવા દેરાસરો બંધાવતી વખતે અનુકરણ કરવા લાયક છે, તે એ વિશેષતા છે કે દેરાસરજીની નિસરણીમાં શિખર સુધી ચડતી કે ભોંયરામાં ઉતરતી વખતે ભીંતોમાં રહેલ ગવાક્ષો દ્વારા મુખ્ય ગર્ભગૃહ તથા નીચેથી શિખરમાં રહેલી તથા ઉપરથી ભોંયરામાં રહેલી મૂર્તિઓના દર્શન થઈ શકે છે મૂળનાયકજીની મૂર્તિ સંપ્રતિ સમ્રાટના

તળાજા.



તાલધ્વજગિરિ ઉપરના શ્રી સાચાદેવ તથા પાર્શ્વનાથ વિગેરે જિનાલયો.

વખતનાં લક્ષણો બતાવે છે, તે થોડા વરસ પહેલાં સાંકલાસરના ખેતરમાંથી નીકળી હતી, બીજી મૂર્ત્તિઓ પણ સુન્દર છે.

અહીંથી થોડા પગલા આગલ ચઢતા શ્રી સુમતિનાથજીના દેરાસરમાં પહોંચીએ છીએ. એનું બીજું નામ સાચા દેવનું દેરાસર વધારે યોગ્ય લાગે છે; કારણ કે મૂલનાયકજીની મૂર્તિ કે જે સંપ્રતિના વખતની નિશાની રાખે છે, એ શ્રી સુમતિ સ્વામીની નહિ પરંતુ શ્રી કુંથુનાથજીની છે એમ મુનિરાજ શ્રી કપૂરવિજયજીએ સ્પષ્ટ બતાવ્યું છે. આ દેરાસરની જગ્યા મોટી છે, બાવન જિનાલયજીની એકજ ભમતી વિદ્યમાન છે. જેમા ઘણી મૂર્તિઓ શોભે છે; એક ખુણામાં ઘુમટવાળું ગુરૂમંદિર દેખાય છે, કે જ્યાં શ્રી ગૌતમસ્વામિ, જંબુસ્વામિ, સુધર્માસ્વામિ, શ્રી હેમચંદ્રાચાર્ય અને શ્રી વૃદ્ધિચંદ્ર મહારાજજી ઇત્યાદિ મોટા ધર્મગુરૂઓની મૂર્ત્તિઓ બીરાજે છે.

અહીંથી રસ્તો સૌથી ઉંચી ટેકરી ઉપર જાય છે, જેની ઉભા માંચડામાંથી શ્રી ચઉમુખજીની નાની દેહરી એક દુર્જેય ગઢની માફક શોભે છે. શ્રી અભિનન્દન, શ્રી અજીતનાથ, શ્રી સુપાર્શ્વનાથ, અને શ્રી મહાવીરસ્વામિની એક એક મૂર્ત્તિ એક ચતુર્મુખી મૂર્તિની રચનામાં ભેગી કરેલ છે. અહીંઆંથી તલાજા ગામ તથા દૂર રહેલ સમુદ્ર સુધી એક મોટા ચાંદીના સાંપની માફક ચાલનારી શેત્રુંજય નદી, લીલા લીલા ખેતરો અને જંગલો અને સામે શ્રી કદંબગિરિ અને શ્રી હસ્તગિરિ તથા તીર્થરાજ શત્રુંજય પોતે નજરે પડે છે. એક ખરેખર ભભકાવાલો દેખાવ! આ રમણીય જગ્યાને છોડી દેવી એ મનને કેમ ગમે? આગલના વખતના ઋષિઓની માફક ભોજન અને નિદ્રાની અગત્યતાને ભૂલી જતા આપણે પણ કેમ દિન રાત શુદ્ધ દર્શનમા બેસી રહેતા નથી! સંસાર આપણને બોલાવે છે અને સંસાર આપણને રાખે છે!

## મહુવા.

તલાજાથી અમારે મહુવા જવાનું હતું. મહુવા ખાસ પ્રોગ્રામમા રાખવામા આવ્યું હતું. આ શ્રી વિજયધર્મસૂરિજી ની જન્મભૂમિ છે. શ્રી વિજયધર્મસૂરીશ્વરજીના અમે બધા યૂરોપીયન જૈનધર્મના અભ્યાસીઓ આભારી છીએ એ નવી વાત નથી. બાકી હું આ મહાત્માની ખાસ આભારી છું. એટલા માટે કે જેના વિદ્યાશાલિ, બુદ્ધિશાલિ અને ચારિત્રશાલિ સાધુશિષ્ય મંડલે મારી ઉપર અવર્ણનીય ઉપકાર કર્યો છે. જે મહાત્માને આ બધા જુદા જુદા સ્વભાવવાલા વિદ્વાન્ અને પવિત્ર સાધુઓ કે જેમાંના દરેક ખરેખર જૈન કોમને માટે શોભારૂપ છે, એકજ ભક્તિભાવથી અનુસરતા હતા અને જેમની આગ્નામાં તેઓ હમેશાં સરખા ઉત્સાહથી રહેતા હતા અને એમના સ્વર્ગવાસ પછી આજે પણ રહે છે, આ મહાત્મામા કેવો ગુણોત્કર્ષ હોવો જોઇએ! આ વિદ્યાશ્રેણિને લઇને શ્રી વિજયધર્મસૂરીશ્વરજીની જન્મભૂમિના દર્શન કરવા, એ ઘણા દિવસોથી મારી તીવ્ર ઇચ્છા હતી.

મહુવા ગામ પોતાના વિશાલ બગીચા અને નાલીયેર ઝાડોના પ્લેન્ટેશનો વડે રમણીય છે અને "કાઠીઆવાડનું કાશ્મીર" આ નામ ખરેખર મહુવા માટે અયોગ્ય નથી. મહુવાનું દેરાસર પણ અજાણીતું નથી. આ જીવિતસ્વામિનું દેરાસર કહેવાય છે કારણ કે ત્યાંના મૂલનાયકજી શ્રીમહાવીર સ્વામીની મૂર્તિ શ્રીમહાવીરસ્વામીના વખતની છે, એમ લોકો કહે છે. જુદા જુદા રંગવાલા મીનાકારી કામથી આ મંદિરની શોભા વધે છે. અહીઆ પણ શ્રી હીરવિજયસૂરિજીની એક સુન્દર આરસની પ્રતિમા બિરાજે છે.

મહુવામા શ્રી ગુરૂદેવના ઘણા સંસ્મરણો મળ્યા હતા એમના ઘણા સગા અને મિત્રો વિદ્યમાન હતા. શ્રી વિજયધર્મ સૂરિજીએ સ્થાપિત કરેલ શ્રી યશોવૃદ્ધિ જૈન બાલાશ્રમ હજુ સારી રીતે ચાલે છે. અને મહાત્માજીની પવિત્ર યાદ દરેકના દિલમા હજુ તાજી છે અને તાજી રહેશે એ મારી ખાતરી છે.

## જામનગર.

ભાવનગર અને મહુવાનું નામ લઇને શ્રી જામનગર-નવાનગરના જૈન દેરાસરોની વાત કર્યા વિના કેમ રહી શકાય? જામનગરના રાજમહેલો મનોહર છે, એની ઋદ્ધિ સમૃદ્ધિથી આંખો અંજાઇ જાય છે અને ખોટા તથા લખોટા જેવાં ઐતિહાસિક સ્થલો જોવા લાયક છે એ ખરી વાત છે. છતા ભારતવર્ષમા એનાથી વધારે સુન્દર મહેલો અને વધારે ચકચકિત સમૃદ્ધિ અને જોવાલાયક સ્થલો મલતા હશે. પરંતુ જામ-

જામનગર.



શેરીવાળુ દેરાસર.

નગરના જૈન દેહરાસરો જેવા અપૂર્વ સ્થાનો ભારતમા દુર્લભ છે એ ચોક્કસ છે સફેદ શેરીવાળુ પોરબંદર, કે જ્યાથી અમે માનનીય શ્રીમાન દેવીદાસ લક્ષ્મીચંદ ઘેલાણીયાની ઉદાર મદદ લઇને મોટરમા પ્રસ્થાન કર્યુ હતુ, ત્યાની સુન્દર સડક થઇને નજદીક આવતા અમે દૂરથી જ આ ભભકાદાર મંદિરોના આકાશસ્પર્શી શિખરો જોયા હતા અને આ મનોરંજક દેખાવથી ખુશી ખુશી થયા હતા પછી શ્રી લાલનજીના મુખથી “આ તો આપણા જૈન દેરાસરો છે” એમ સાભળીને અમારા આનન્દનો પાર ન રહ્યો નજદીક આવતા, માલૂમ પડ્યુ કે આ તો ખરેખર દેરાસરોનો એક મોટો ગઢ છે જે શ્રી જામનગરના હૃદયમાજ શોભે છે એવી રમણીયતામા શોભે છે કે જેથી નગરની શેરીઓ અને મહેલો આ બધુ નાનુ, ગૌણ અને વ્યર્થજ જેવુ લાગે છે આ બધા દેરાસરો પુરાણા નથી બધાઓમા કાંગરા વિગેરે મુસલમાનોની શૈલીની નિશાનીઓ દેખાય છે શ્રી ચોરીવાળા દેરાસરનુ શિખર સૌથી ઉંચુ છે શ્રી શાંતિનાથજી આના મૂળનાયક છે આ મંદિરનુ નામ એક મોટી પત્થરની ચોરી ઉપરથી પાડવામા આવ્યુ છે કે જે શ્રી નેમિનાથ ભગવાનના લગ્ન અને દીક્ષાની યાદ કરાવવા માટે ત્યા શોભે છે આ દેરાસર તથા શ્રી વાસુપૂજ્યનુ દેહરુ અને શ્રી વર્ધમાનશાહનુ દેરાસર આ ત્રણે દહેરાસર ભેગા ભેગા ‘લાલબાગ’ આ નામની જગ્યામા એકજ દીવાલની અદર આવેલ છે ત્યાર શ્રી શેઠનુ દહેરૂ, કે જેમા શ્રી આદિનાથ બીરાજે છે, તેની સામે દેખાય છે

## ગિરનાર.

ઊંચો ગઢ ગિરનાર, વાદળથી વાતુ કરે,<br>
મરતા શણગાર, ખરેરી ખાગો નવ પડે<br>
મા પડ મા પડ મારા નાથ! ચોસલા કોણ ચઢાવશે?<br>
ગયો ચઢાવણહાર, શણગાર રણમા પડ્યો

આ સતી રાણકદેવીના શબ્દો છે ઘોર સગ્રામમા એમના પ્રાણનાથ શ્રી રા’ખેંગાર જેનુ નામ ચારણોને આટલુ બધુ પ્રિય છે, આખરે કામ આવ્યા હતા શ્રી ગિરનારના શિખર ઉપર આવેલ એનો રાજમહેલ શૂન્ય હતો વિલાપ કરતી રાણકદેવી સતી ઉતરતી હતી. મા પડ મા પડ મારા નાથ!

નથી પડી ગયો ગિરિરાજ, પ્રોઢતામા ઉભો છે બધા ધર્મોના અનુયાયીઓ, બધી જાતિઓ, બધા વર્ણો એના શરણમા આવે છે ડાળીમા મોટા શોખી રાજાઓ અને મોટા રોડીઆઓ, ચીપીઓ હાથમા રાખનાર રાખથી ચોપડાએલ બાવાઓ અને દાંડો, તરપણી તથા ઓઘા સહિત યતનાપૂર્વક ચાલનાર મુનિરાજાઓ, ભીરૂ મારવાડણો જેના ભારી આભૂષણો પગને પગલે ધમ ધમ બોલે છે, પાંખડી જેવી પાતળી સાડીઓમા નાચતી નાચતી રૂપાળી ગુજરાતણો, લાલ અને સફેદ, લાંબા અને ગોળ એમ જુદા જુદા તિલકવાળા ગભીર બ્રાહ્મણો અને હાથીની ગતિથી ચાલનાર દેવતાઓ જેવા પ્રતાપી ચારણો આ બધા ગિરિરાજના શિખર પહોચવાની ઉત્કંઠા સિવાય બીજો કાંઇપણ વિચાર નથી જાણતા, જાણે આ ખરબચડો અને ઉભો રસ્તો સ્વર્ગલોકનો દુર્ગમ માર્ગ હોય!

ગિરિરાજની આગળ આ બધા હજારો ઉત્સાહી યાત્રાળુઓ તો કીડી સમાન જ છે આવી કીડીઓ તેણે લાખો નહીં પરતુ કરોડો અને વધારે જોઇ છે

જ્યા ને યાદ કરી શકે ત્યારથી એની પહોળી પીઠ ઉપર તીર્થંકર ભગવાનોના ચૈત્યો હમેશા વિદ્યમાન હતા એક એવો વખત પણ આવ્યો હતો કે જ્યારે અશોક સમ્રાટના હુકમથી ખડકની ગુફાઓમા બૌદ્ધ સાધુઓને માટે વિહારો અને ચૈત્યો બાંધવામા આવ્યા હતા. આ બૌદ્ધ ગુફાઓ કે જે હ્યુએનત્સંગના વખત સુધી વાપરવામા આવતી હતી, તેની જગ્યા પણ આજે કોઇને માલૂમ નથી. બૌદ્ધો પછી હિંદુઓ આવ્યા હતા. હિંદુ મંદિરો બની ગયા હતા. અને ગિરનારનુ શિખર ‘વસ્ત્રાપથ ક્ષેત્ર’ આ નામથી હિંદુ સાહિત્યમા પ્રસિદ્ધ થવા માંડ્યુ હતુ વસ્ત્રાપથ ક્ષેત્રમા શિવ પાર્વતી વિગેરે દેવતાઓના અશાવતારો હમેશા મોજુદ છે, એ માન્યતા ઉત્પન્ન થઇ અને છેવટે વસ્ત્રાપથ ક્ષેત્ર પ્રભાસક્ષેત્રથી પણ વધારે પવિત્ર માનવામા આવ્યુ હતુ પછી, લગભગ ઈ. સ. ની દસમી શતાબ્દિની શરૂઆતમા, નાથપથ વિગેરે શક્તિઓ ગિરિરાજના શરણમા આવ્યા હતા. તેઓએ અને એમના વશજોએ મદિરો અને મઠો બધાવ્યા હતા અને શિલાલેખોની સાક્ષી પ્રમાણે તેઓ ઘણી સદીઓ સુધી ત્યા રહ્યા હતા. પછી આ મદિરો અને મઠો વિગેરેનો મોટો ભાગ પણ નાશ પામ્યો હતો, જ્યાથી અત્યાર યાત્રાળુઓ પ્રવેશ કરે

છે. આ બાજુની દીવાલ તથા જે '**રા'ખેંગારનો મહેલ**' આ નામથી પ્રસિદ્ધ છે, આ જાડી દીવાલવાળું પુરાણી શૈલીનું મજબૂત મકાન, એ જ રાજપુતોના વખતના અવશેષો છે. આ "**રા'ખેંગારના મહેલ**" ના ભોંયરા જેવા અંધારા કમરાઓમા હવે **શ્વેતાંબર જૈન ધર્મશાલા, તીર્થની પેઢી** (કાર્યાલય) **ભોજનશાલા** વિગેરે છે.

અને સમસ્ત શિખર ઉપર પણ **અત્યારે જૈનોનું સામ્રાજ્ય** ચાલે છે. એમ અતિશયોક્તિ વિના કહી શકાય તેમ છે. હિંદુઓના તો **ગોરખનાથજીની** ધૂણી, **ગૌમુખી ગંગા, સાચા કાકાની જગ્યા, બાલાજીનું મંદિર, ભીમકુંડ** ઇત્યાદિ થોડા ઘણા મઠો, કુંડો, અને ઝુંપડી જેવા મંદિરો છે એ ખરી વાત છે. પરંતુ એ તો બધા જીનાલયોની વિશાલતા સુન્દરતા અને પુષ્કળતાને લઇને સૂર્યની આગળ આગિયા જેવા લાગે છે.

હા, **શ્રી અંબામાતાનું પુરાણું મંદિર** ઘણું પ્રૌઢ અને ભભકાદાર છે એમાં શી શંકા ? સરસ કોતરેલા બબ્બે શિરસવાલા સ્તંભોવડે ટેકવી રાખેલા એના ઉંચા બે માળ શુદ્ધ આર્ય શિલ્પશૈલી કેવી હોવી જોઇએ, એ સ્પષ્ટ દૂરથી જ બતાવે છે. પરંતુ કોને માલૂમ નથી કે આ મૂલથી હિંદુમંદિર નહી હતુ, પરંતુ જૈનોએ નહી તો બૌદ્ધોએ બંધાવ્યું હતું.

બીજી બાજુમા કોઇક ઠેકાણે પણ સિંદુરનું ત્રિશુલ અને ચોખાનો સ્વસ્તિક એ બન્ને ભેગા દેખાય છે એમ છાતી ભેર ચઢી શકાય તેવી ઉભી **પાંચમી ટુંકની** સાકડી સપાટી ઉપર **શ્રી નેમીશ્વરસ્વામીની** પાદુકા સ્થાપિત છે કે જેને વૈષ્ણવ લોકો પોતાના ધર્મગુરૂ પરમહંસ **દત્તાત્રયજીના** પગલા તરીકે પૂજે છે. એના દર્શન કર્યા પછી જ તેઓ **દ્વારકાની** યાત્રા સફલ ગણે છે, એમ મેં સાભળ્યું છે. એમ જૈનોની અને હિંદુઓની પૂજા અહીંઆ ભેગી થાય છે. અહીંથી ઠેઠ નીચે લીલી ખીણમાં "**સેસાવન**" દેખાય છે આ **ઉત્તરાધ્યયન** સૂત્રની ટીકામા આવેલ **સહસ્રાવન** છે, જ્યા **શ્રી નેમિનાથજીને** કેવળજ્ઞાનનો ઉદય અને નિર્વાણ પ્રાપ્ત થયું હતું. ઉન્નત આમ્રવૃક્ષોની ઠંડી છાયામા જ્યાં હવા કુંપલીઓની સુગંધીથી મહેકે છે ત્યા ભગવાનની પાદુકાની પૂજા કરવામા આવે છે. અને જેઓ **શ્રી નેમિનાથ** ભગવાનના સમકાલીન અને સગા હતા અને જેઓ શ્યામ વર્ણવાળા શરીરના પણ હતા આવા શ્રીકૃષ્ણજીના અનુયાયીઓએ આજ જગ્યાએ પણ દેરીઓ વિગેરે બંધાવી છે.

બાકી સમસ્ત શિખર ઉપર જ્યા જ્યા સુન્દરતા અને સફાઇ જોવામા આવે છે અને જ્યા જ્યા તમને નજદીકથી દેખવાનું મન થાય છે ત્યા ત્યા જૈનોનું સામ્રાજ્ય સમજવું ! જે શ્રી **ગિરનારના** શિખર ઉપર આવેલ છે. આ સાતે ટુકોમાની દરેકમા ( **અનસુયા માતા** તથા **મહાકાલીની** આ બે છેલ્લી ભયાનક જગલમા આવેલી ટુંકો સિવાય અને ત્રીજી અંબામાતાની ટુંક સિવાય ) જૈનોનું એકાદ દેરાસર કે દેહરી કે બીજી પવિત્ર જગ્યા વિદ્યમાન છે, જેમ કે **પાંચમી ટુંકમાં** ઉપર્યુક્ત **શ્રી નેમીશ્વરસ્વામીનાં** પગલાં, **ચોથી ટુંકમાં શ્રી નેમિનાથના કેવલજ્ઞાન કલ્યાણકની** દેહરી, **બીજી ટુંકમાં શ્રી ગૌમુખી ગંગાની** જગ્યાની અંદર ચોવીસે તીર્થંકરોના પગલાં બીરાજે છે; અને જે સૌથી મોટી છે તે પહેલી ટુંકમા જેટલી અંતર્ગત ટુંકો અને તેમા જેટલાં મંદિરો દેખાય છે, એ લગભગ બધા જૈનોના જ છે.

મુખ્ય દરવાજાની ડાબી બાજુમા **રા'ખેંગારના** મહેલ પાસે જ **ગિરનારનું** સૌથી વિશાલ દેરાસર **શ્રી નેમિનાથનું દેરાસર** આવે છે, કે જે ઈ. સ.ની ૧૧ મી સદીની શરૂઆતમાં **પુરણ** નામના ગુજરાતના રાજાએ બંધાવ્યું હતુ, એમ એક પુરાણા લેખમા વાંચી શકાય છે. શ્રી **નેમિનાથ** ભગવાનનાં **દીક્ષા, કેવલ,** અને **મોક્ષ** આ ત્રણે કલ્યાણક શ્રી **ગિરનાર** ઉપર થયેલાં છે, માટે સમસ્ત **રૈવતગિરિ, ઉજ્જયંતગિરિ** આ જિનેશ્વરનુ પવિત્ર ક્ષેત્ર ગણાય છે, શ્રી **નેમિનાથ** ભગવાન **ગિરનારના** અધિરાજા, અને આ પ્રૌઢ દેરાસર એમની શોભતી ગાદી છે. ત્યા ભીંતની અદર જોડાવેલ આવી એમની પ્રસિદ્ધ શ્યામ રંગની અત્યત રમણીય પ્રતિમા બીરાજે છે, કે જે ઘણી શતાબ્દિઓ પહેલા અંબાજીની મદદ લઇને **કાશ્મીરવાળા શેઠ રત્નશાહ** કાચા તાતણાના આધારે અહીંઆ લાવ્યા હતા, એમ દંતકથા ચાલે છે, આ મૂર્તિના અંગે શ્રી વીતરાગ ભગવાનના જગત ઐશ્વર્ય સૂચક ભારી હીરા અને મણિ જડિત સોનાના આભૂષણો ઘીના દીવાના કોમળ પ્રકાશમાં ચમકે છે, ખરેખર આ પ્રાસાદ જગતના ઇશ્વર માટે યોગ્ય છે. જુઓ બન્ને વિશાલ રંગમંડપોમા કોતરકામની કેવી શોભા અને ઉંચા સ્તભોની કેવી પુષ્પલતા ! અને ઘુમટોના ગુપ્ત સ્થળોમા જેમ અગ્નિ લાગી શકતો નથી, આવાં અમૂલ્ય અનાશવાન લાકડાના મોભો નિહાળો ! સરસ રીતે કોતરેલી બહુ કોણાવાલી પ્રદક્ષિણાના ગોખલાઓમાં જુદી જુદી જાતની મૂર્તિઓના દર્શન પણ કરો ! પગલે પગલે આ મંદિરમા કંઇ નવો અસાધારણ દેખાવ દૃષ્ટિગોચર થાય તેમ છે. ત્યાં પીળા પત્થરમા ગણધરોના પગલા કોતરેલ છે. એક ખુણામા **શ્રી હેમચંદ્રાચાર્ય** અને **કુમારપાલ રાજાની** પ્રતિચ્છાયા અને ભગવાનની મૂર્ત્તિની છાયામાં એમની અધિષ્ઠાત્રી દેવી શ્રી **અંબિકાની** સુન્દર પ્રતિમા પણ બીરાજે છે, હવે જેનાથી મૂલ દેરાસર અને એના ચોકમા આવેલ દહેરીઓ વીંટાયેલી છે, એ બાવન જિનાલયની વિશાલ કરતી ભમતિઓમા દાખલ થાઓ ! ત્યા **શ્રી સહસ્રકમલ** તથા **વીશ વિહરમાનોનાં** નક્ષા ઉપરાત ઘણી જુદી જુદી મૂર્ત્તિઓ શોભે છે, કે જેમા બે જરૂર અસાધારણ છે, એક તો શ્રી **જીવિતસ્વામી** આ નામથી ઓળખાતી શ્રી **મહાવીરસ્વામીની** શ્યામ પ્રતિમા અને બીજી ઉંડા ભોયરામા આવેલ **શ્રી અમીઝરા પાર્શ્વનાથની** ચમતકારિક મૂર્ત્તિ છે, જેના ગુણોની વિવિધ વાર્તાઓ ચાલે છે.

આવી શ્રી **નેમિનાથની** ટુંક થઇને ઠેઠ '**શ્રી મેલકવશી રાજાની ટુંક**' આ નામથી ઓલખાતા **સિદ્ધરાજ** અને

એમના ધર્મપ્રિય મંત્રી મર્જુનના વખતમાં બંધાવેલા દેરાસરના ઝુમખાની અંદર દાખલ થઇ શકાય તેમ છે દાખલ થતાં જમણા હાથ તરફના દેરાસરમાં શ્રી આદિનાથ ભગવાનની અસાધારણ મોટી પ્રતિમા શોભે છે આ **શ્રી આદ્બુદ્જીનાથ** અથવા ભાષામાં **શ્રી અદબજી** આ નામથી સુપ્રસિદ્ધ અને ત્યાની પ્રતિ-ધ્વનિનું રહસ્ય પણ ભાનગોપાનને માલૂમ છે ડાબા હાથ તરફ આવેલ શ્રી **પાંચ મેરૂના** દેરાસરમાં પાંચે મેરૂની રચના પ્રતિષ્ઠિત છે મૂલ દેરાસર તો **શ્રી સહસ્રફણા પાર્શ્વનાથનું** એ મોટા રંગમંડપવાળું દેરાસર છે કે જે અત્યંત સુન્દર કોતરેલા ઘુમ્મટોથી અને સરસ મૂર્તિવાળી મોટી ફરતી ભમતીઓથી વિશિષ્ટ છે એના એક ભમતિની અંદર **શ્રી ચૌમુખજીનું દેરાસર** આવે છે અને એક બીજા સુન્દર કોતરણીવાળા દેરાસરમાં **શ્રી અષ્ટાપદજીની** ઉંચી રચના શોભે છે આ સમસ્ત ટુકના ઘુમ્મટો વિગેરેની કોતરણી ખાસ જોવા લાયક છે

જો, શ્રી નેમિનાથનું પુરાણું દેરાસર આખા ગિરનારનું મોટી વિશાળ ગણાય તો શ્રી **સીગરામ સોનીનું બે માળનું મંદિર** બધાઓમાં સૌથી ઉંચું છે જો કે તે ઇ સ. ની ૧૬ મી શતાબ્દિમાં બાંધવામાં આવ્યું હતું, છતાં એનો જીર્ણોદ્ધાર એટલીવાર થઇ ગયા છે કે જેથી જે જે હવે દેખાય છે તે ઘણે અંશે નવા વખતનું જ છે **સહસ્રફણા પાર્શ્વનાથ** અહીંયા મૂલનાયક છે, એની સફેદ મૂર્તિ પણ નવી છતાં મનોહર છે આ મંદિરની ભમતિઓમાં ત્રણ દેરાસર છે

શ્રી ગિરનાર (ઉજ્જયંત) તીર્થ



(૧) વસ્તુપાલ તેજપાલનું–શ્રીનેમનાથનું મંદિર
(૨) ગુમસ્તાનું મંદિર જેનો જિર્ણોદ્ધાર થઇ રહ્યો છે
(૩) અદબ જીની મૂર્તિ
(૪) એક મંદિરની છતનો દેખાવ

આખા ગિરનારનું સૌથી પુરાણું દેરાસર પાસે આવેલું **શ્રી સંપ્રતિ રાજાનું મંદિર** ગણાય છે સુપ્રસિદ્ધ **સંપ્રતિ રાજા** તેઓ તો અશોકના પૌત્ર હતા અર્થાત્ એમના વખતના હવે ત્યાં વધારે અવશેષો મળે, એ સંભવિત નથી, ત્યાંથી નિકળેલ સૌથી જુના શિલાલેખમાં તો માત્ર ઈ સ ૧૧૫૮ આ સાલ વંચાય છે, બાકી દેરાસરની શૈલી જરૂર પુરાણી છે મકાન બે માળવાળું છે, અને બબ્બે ખભોના વચ્ચેની જગ્યા કમાનરહિત છે, બાહેરની ભીંતોની કોતરણી ઉત્તમ છે મૂર્તિઓ ત્યાંથી ઘણી નીકળી હતી તેનો મોટો ભાગ હવે પરોણા દાખલ ત્યાં રાખવામાં આવેલ છે, કેટલીકોમાં સંપ્રતિના વખતની નિશાનીઓ સ્પષ્ટ દેખાય છે કેટલીકોની સુન્દરતા અને ગભીર દેખાવ અસાધારણ છે, **શ્રી નેમિનાથજીની** એક શ્યામ પ્રતિમા છે તે ઇ સ ૧૪૬૧ માં શ્રી કર્ણરામ જયરાજે અર્પણ કરી હતી આ મૂલનાયક ગણાય છે, એમ સંપ્રતિ રાજાનું જિનાલય વધારે વિસ્તૃત વર્ણન કરવા લાયક છે, એમાં શી શંકા ? પરંતુ આવા એક ટુંકા લેખમાં તેટલો પ્રસંગ કેમ મળે ?

હવે ઉત્તર દિશા તરફ આવેલું જૈનું દેરાસર શ્રી કુમારપાલ રાજાનું મંદિર છે જેના સંબંધમાં —

> **પાંચ કોડીને ફુલડે, પામ્યા દેશ અઢાર;**
> **કુમારપાલ રાજા થયો, વર્ત્યો જે જે કાર**

આ કથન ચાલે છે, અર્થાત્ જેઓ ઈ સ ની બારમી સદીની વચમાં ગુજરાતના રાજા હતા અને જેણે શ્રી હેમચંદ્ર આચાર્યના ઉપદેશથી જૈનધર્મ અંગીકાર કર્યો હતો એજ કુમારપાલે આ દેરાસર મૂલથી બંધાવ્યું હતું આનો ચોવીસ થાંભલાવાળો મંડપ જે પહેલા ખુલ્લો હતો તે અત્યારે યૂરોપીયન ગાર્ડન હાઉસની ગલી પ્રમાણે રંગીન કાચોથી બંધ કરવામાં આવ્યો છે, અને આજ ઉદ્ધારથી પહેલાનું કામ તે પણ મૂલનું કામ નથી રહ્યું, કારણ કે આ દેરાસરનો ઘણીવાર ઉદ્ધાર કરવામાં આવ્યો હતો શ્રી આદિનાથ, શ્રી સંભવનાથ અને મૂલનાયક તરીકે શ્રી અભિનન્દન સ્વામિની પ્રતિમાઓ ગર્ભગૃહમાં સ્થાપિત છે

અહીંથી દક્ષિણ દિશા તરફ શૃંગારના મહેલ સુધી પાછલ વળીએ, એની અને શ્રી નેમિનાથજીના દેરાસરની સામે **શ્રી વસ્તુપાલ અને તેજપાલની** ટુંક આવે છે, કે જેમાં ત્રણ પરસ્પર જોડાએલા દેરાસરોનું એક મોટું જુમખું શોભે છે. આ તો શ્રી રૈવતગિરિના સુન્દરમા સુન્દર ભૂષણ, આ ખરેખર શ્રી ગિરિરાજના અમૂલ્ય મુગટનો ચમકતો હીરા છે' એના દિવ્ય કોતરકામથી સુશોભિત અને જુદા જુદા નકશીવાળા ભદ્રોમાં શ્રી શિલ્પકળાદેવી પોતે અવતર્યા લાગે છે. માનુષીય હાથોથી આવું કામ કેમ બની શકે ? આ મનુષ્ય, દેવ, તિર્યગ્, નારક જીવોની ગરદીથી ભરેલા ચંચલ ત્રૈલોક્યના છાપરાભૂત જેમ ઇષત્ પ્રાગભારની શુકલશાંતિ રહે છે. તેમ બન્ને બાજુ દેરાસરોના સેંકડો થાભલા, સેંકડો દેવમૂર્ત્તિઓ અને સેંકડો ખુશનુમા કુંભો વિગેરે બીજા નકશાઓ ઉપર એક એક સાદો દિગણો ઘુમટ શોભે છે. જ્યારે વચ્ચેનું દેરાસર એક ઘુમટ ઉપરાંત ચાલતી રૂઢીને અનુસરીને પણ એક સુન્દર વિવિધ શૃંગ અને ઉરશૃંગવાળા શિખરથી શોભિત છે. બધા થાભલા આર્યશૈલી પ્રમાણે કમાનરહિત અને કેટલાક બે શિખરવાળા છે કે જેથી આ ત્રણ દેરાસરો અત્યંત ધરૂ અને ધીર દેખાય છે. **શ્રી શામળા પાર્શ્વનાથજીની** પ્રતિમા સલીના પત્થરના બાંધવાલા વચલા દેરાસરમા મૂલનાયક તરીકે પ્રતિષ્ઠિત છે. જમણા અને ડાબા મંડપમા લગભગ છજા સુધી ચઢતી અને લગભગ ભીંતો સુધી પસરેલી આવી મોટી **શ્રી સમવસરણ** અને **શ્રી મેરૂ શિખરજીની** રચના પીલા પત્થ-રમાથી કોતરેલી છે. શિલાલેખોથી માલમ પડે છે કે આ દેરાસરો ઇ. સ. ૧૨૩૧ મા **શ્રી વસ્તુપાલ** તથા **તેજપાલ** નામના આ બન્ને સુપ્રસિદ્ધ વણિકપુત્રો અને **વીરધવલ** રાજાના મંત્રીઓએ બંધાવ્યા હતા. બન્નેનો અને એના કુટું-બનો ઇતિહાસ વિસ્તારથી ત્યા લખાણો છે. રંગ છે આ દાનવીર બાંધવોને !

આ બધા પોતાની વિશાળતા અને બીજા કારણોથી પ્રસિદ્ધ દેરાસરો ઉપરાત શ્રી ગિરનારના જૈનરાજ્યમા હજુ ઘણું વર્ણવવાનું બાકી છે. ઉંચી ટેકરી ઉપરથી એક મોટા સફેદ પુષ્પ જેવું **દિગંબરોનું** સુકોમલ અને વિમલ દેખાવવાલું દેરાસર દૂરથી દેખાય છે, બાકી **શ્રી રથનેમિ** અથવા ભાષામા **રહનેમિ કે રેનેમીનુ** અને **જ્ઞાનવાવવાલું ચઉમુખજીનું**. એક બીજું **જિનહર્ષસૂરિએ** પ્રતિષ્ઠિત કરેલું **શ્રી ચઉમુખ-જીનું**, શેઠ **માનસંઘ ભોજરાજનું**, શ્રી **જોરાવરમલાવાલું**. **શ્રી હાથીપલાવાળું ચંદ્રપ્રભુજીનુ**, શ્રી **શાંતિનાથજીનું** ઇત્યાદિ ઘણાં બીજાં દેરાસરોના દરેકમા ઐતિહાસિક કે ધાર્મિક કે શિલ્પકલાની દૃષ્ટિએ કંઇક વિશેષતા બતાવી શકાય તેમ છે. પરંતુ પેલા રાજકીય જિનાલયોના વર્ણન સબંધમા જો આ ન્હાના દેહરા અને દેહરીનું વર્ણન જરા વિસારી મૂકીએ તો એમા અયોગ્ય જેવુ શું છે ? રાજા અને મહારાજાઓના સમ્મેલન પ્રસંગે પ્રધાનોના વાક્યમા શું વજન હોય ?

માત્ર એક વાત કરવી ભૂલી ન જવી જોઇએ અને તે એ વાત છે કે જેઓનો ઇતિહાસ **શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના** બાવીસમા અધ્યયનમા તથા **શ્રી દશવૈકાલિક સૂત્રની** કેટલીક સુન્દરમાં સુન્દર ગાથાઓમા પણ આવે છે, આ **રથનેમિ** અને મહાસતી **રાજીમતીની** મૂર્તિઓ દિગંબર મંદિરની પાસેની એક અંધારી ગુફામા બીરાજે છે બન્નેનો સંવાદ આજ ગુફામા થયો હતો, માટે આ ગુફાનું નામ આજે પણ **રાજુલમાતા** અર્થાત્ **રાજમતીની** ગુફા એજ છે, એમ સંભલાય છે. મહાસતી રાજમતીનું નામ બધા સાધુઓ રોજ લે છે અને એમના સબંધમા રહેલ ગાથાઓ બધા સાધુઓને રોજ બોલવી પડે છે એ પ્રસિદ્ધ છે. અને ખરેખર

एवं करंति संबुद्धा पंडिया पवियक्खणा ।
विणियट्टंति भोगेसु जहासे पुरिसुत्तमे ॥

શ્રી ગિરનારના વૈરાગ્યવાસિત વાતાવરણમા આવા શબ્દોને કોણ ખાસ આનન્દથી યાદ નહીં કરે !

હવે શ્રી ગિરિનારના દેરાસરોની વાત બંધ કરી શકાય તેમ છે. પરન્તુ એક વાત કહેવાની બાકી છે. અને એ **શ્રી ગિરનારના દેરાસરોના જીર્ણોદ્ધારની વાત** છે. શ્રી ગિર-નારના દેરાસરોમા ઘણીવાર જીર્ણોદ્ધાર કરવામા આવ્યો છે. ઇ. સ. ૧૧૫૮ જેવા જુના વખતમા જીર્ણ થએલા કેટલાક પુરાણા દેરાસરોની બદલે નવા બાંધવામા આવ્યા હતા. ઇ. સ. ૧૨૮૩ મા ફરીથી મૂલથી જ ઉદ્ધાર થયો હતો. ઇ. સ ૧૨૭૮ મા શ્રી નેમિનાથ ભગવાનનું દેરાસર દુરસ્ત કરવામાં આવ્યું હતું. એમ પાછલની શતાબ્દિઓમા પણ અત્યારસુધી વારંવાર જીર્ણો-દ્ધાર થઇ ગયો છે. એની સાક્ષી ઘણા શિલાલેખો પૂરે છે. આ પુરાણા વખતના જીર્ણોદ્ધારો કઇ જાતના હતા તે આપણે કહી નાખીએ તેમ છીએ લેખો અથવા કોતરકામવાલા પત્થરો ઘણે ઠેકાણે ઉલટી સુલટી રીતે દીવાલોની અંદર જોડેલા દેખાય છે **વસ્તુપાલ–તેજપાલના** દેરાસરમા આવેલી પીળા પત્થરમાથી કોતરેલી **શ્રી મેરૂશિખરની રચના** જરા જીર્ણ થઇ હોવાથી બિલકુલ ચુનાથી ઢાકવામા આવી છે ઇત્યાદિ નિશાનીઓથી અનુમાન થાય છે કે આ જુના ઉદ્ધારો હમેશા ઐતિહાસિક સમજણ તથા ચતુરાઇપૂર્વક તો નથી કરવામાં આવ્યા. છતાં શ્રી ગિરનારના સમસ્ત દેરાસરોનો શાંતિ-સૂચક અને આબરૂદાર દેખાવ આટલી ઘણી શતાબ્દિઓ સુધી અખંડિત રહ્યો છે. જો સતી સ્ત્રીની જુની સાદી સાડીમા કંઇ થીગડું જેમ તેમ લગાડેલું દેખાય તો એમાં અયોગ્ય જેવુ શું છે ?

આ વીસમી સદીનો જીર્ણોદ્ધાર તદન જુદી જાતનો છે કોઇ સતી સ્ત્રીએ પોતાના સાદા કપડા કાઢી મૂકીને મશક-રીમાજ નટીનો ચપલ પોષાક ઓઢી લીધો હોય. તેમ આ દેગમ્બરો આજે દેખાય છે. જે હું શ્રી ગિરિરાજના મુગટનો હીરા કહી ચૂકી છુ. આ સુન્દર **વસ્તુપાલ તેજપાલના** દેરાસરજીની ભીંતો ઉપર હવે ગઇ શતાબ્દિની યૂરોપીયન શૈલીવાલા રંગીન પડદાઓ ચિત્રેલ છે, કે જેથી **"અમે કેમ ભૂલથી એક નાટકશાલાની આગલ પહોંચ્યા છીએ ?"** એ શંકા મનમા ઉત્પન્ન થઇ શકે તેમ છે, આ શંકાનું -

સમાધાન જલ્દી થાય કારણ કે બીજા ત્યાંના દેરાસરોની માફક આ મંદિરાના ઘુમટો ઉપર પણ મ્હોટા ખાડાઓમાં તેનું ગામ નગર છે, જાણે શ્રી ગિરનાર ક્ષેત્રનું એડવર્ટાઈઝિંગ હવે એરાપ્લેન પ્રોપેગન્ડા દ્વારા શરૂ કરવામાં આવ્યું હોય ! જો આ અક્ષરોવાળા ઘુમટો જરા નજદીકથી તીહાળીએ તો માલમ થાય છે કે આ તો જે વિનાય તમા માયઝો વિગેરેના ફ્લોરિંગમાં વપરાય આવા રંગીન પથ્થરના જડાવકામથી ... થેલા છે શ્રી ગુમાસ્તાની નાની દેરીનું પુરાણું કોતરકામ તો હવે તદ્દન તોડી નાંખવામાં અને એને બદલે ચારે બાજુથી "અમ પી" શૈલીવાળુ રંગીન જડાવકામ લગાડવામાં આવ્યુ છે કે જેથી આ દેરાસરજી જોતા યુરોપ જઈ આવેલ મુસાફરને જાડું ત્યાંના બાગ અને ભોજનગાનાઓની યાદ આવે તેમ છે જુના વખતની સુન્દર નાની અને ... માટે યોગ્ય શૈલી કયા ગઈ છે ? અરે જેની સુન્દરતા સેંકડો વરસો સુધી અસ્પૃષ્ટ રહેલી હતી, આવા ઘણા દેરાસરોના ગભારાઓને હવે અસ્વચ્છ રીતે ઘણુંદાયક રંગીન ઓઇલકલરોથી લપેડવામાં આવ્યા છે અને આરસ જેવા સુન્દર પત્થરની અપૂર્વ સૂક્ષ્મ કોતરણી આનાથી બિલકુલ નષ્ટ કરવામાં આવી છે જાણે આ સરસ પત્થરના કુદરતી રંગ બનાવના બનાવના ને શરમ આવી હોય શ્રી ગિરનારનું આજકાલનું ઉદ્ધાર કામ જોતા દરેક શિલ્પજ્ઞાની અથવા સુન્દરતાપ્રિય હૃદયમાં અત્યંત દુખ ઉત્પન્ન થાય તેમ છે એ બધુ શા કારણથી બને છે ?

કોઈ કદાચિત કહેશે કે "અમે આ રંગો લેપ અને આ જડાવકામ તો ધાર્મિક દૃષ્ટિએ અથાત્ હિંસાને બંધ કરવા માટે લીલફૂલ વિગેરે જીવડાની ઉત્પત્તિ રોકવા માટે જ લગાડીએ છીએ એ તો ઉદ્ધારનું કામ છે" તો કહેવાની આવશ્યકતા છે કે લીલફૂલ વિગેરે જીવો ખાસ આ જાતના કામના નાના પથ્થરોની વચમાં જ પેદા જશે તે એનો સ્વભાવ છે અને જો ઓઇલકલરનો લેપ જીવદયાના કારણથી આવશ્યક છે તો સફેદ કે બીજો કોઇ સારો રંગ કેમ વાપરવામાં આવતો નથી ?

હવે તો કદાચ ઉદ્ધારનું કામ પૂરૂં થયું હશે છતા જ્યાં જ્યાં હજુ બની શકે ત્યાં ત્યાં ઇતિહાસ અને જુની શિલ્પકળાને માન આપી ગિરિરાજના પ્રાચીન શિખર ઉપર આવું સરસ અને યોગ્ય ઉદ્ધાર કામ કરી શકાય તો સારૂં કે જેથી શ્રી ગિરનારના પુરાણા જૈન દેરાસરો અને જૈન ભાઇઓની કીર્તિ જગતમાં ફેલાય

તે લક્ષ્યને સફળ કરવું એ શ્રી ઉદ્ધાર કમીટીના હાથમાં છે માટે જે જે માનથી ચિંતાતુર દિલથી અને શુભેચ્છાથી લખાયું છે, તે શબ્દોને શ્રી ઉદ્ધાર કમીટી વિચાર કરવા લાયક ગણશે એજ અંત કરવાની મારી ઇચ્છા છે

શ્રી પ્રભાસપાટણ.



ઉપર—અત્યારની જુમ્મા મસજીદ કે જે પહેલા શ્રી પાર્શ્વનાથનું દેરાસર હતું, તેનો બહારનો દેખાવ
નીચે— અંદરનો દેખાવ

## પ્રભાસ પાટણ

જે હિંદુ ધર્મને અગણિત વર્ષોથી પુજનીય છે આ પવિત્ર પ્રભાસ ક્ષેત્રના ૯... યમા ઇતિહાસ પ્રખ્યાત પ્રભાસપાટણ આવેલ છે ઇ સ ૧૦૨૫ મા મહમુદ ગીઝનીના દયાહીન યોદ્ધાઓ મૃત્યુદેવીની ભયંકર સોબતમાં સ્વાર થઇને પ્રભાસપાટણને આખરે લુટ્યું હતું વેરાવલ અને પ્રભાસપાટણની વચ્ચેના એ માઈલ લાંબા રસ્તામાં આખી જમીન સમુદ્ર સુધી મુસલમાન યોદ્ધાઓની કબરોથી ઢંકાયેલી છે જે બિલકુલ નષ્ટ થઈ ગઇ છે આવી અને જે અર્ધી તુટેલી પડેલી છે આવી અને જે હવે પીરોની જગ્યાઓ તરીકે મુસલમાનોને પૂજનીય છે આવી—એમ ઘણી હિંદુ ... વખતની દેરીઓ અને સમાધિઓ આ કબરોની વચમાં ઉભેલી દેખાય છે અહીઆ શ્રી કૃષ્ણ ભગવાનની મૃત્યુભૂમિ છે જે પીપળ નીચે તેઓ સુતા હતા તે તથા આકાશસ્પર્શી ભીડભંજન મંદિર પામેલી જગ્યા જ્યાંથી ભગવાનના હતાએ પોતાનું તીર માર્યું હતું, એ સ્થલ પણ હજુ બતાવવામાં આવે છે

પ્રભાસપાટણની બીજી બાજુમાં પરમ પવિત્ર ત્રિવેણીની જગ્યા, દેહોત્સર્ગ, બલભદ્ર મંદિર, ભીમઘાટ, નરસિંહ

મંદિર, **સૂર્યદેવના** અત્યંત રમણીય મંદિરના ભભકાદાર ખંડેરો અને જ્યા દિન-રાત ભયંકર મોજાંઓની ગર્જના સંભળાય છે, એવા સમુદ્રના કિનારે આવેલ **શ્રી સોમનાથના જગત્ પ્રસિદ્ધ મંદિરના** થોડા, ઘણા, અવશેષો-આ બધા સ્થળોની પ્રશંસા કોણે સાંભળી નથી? **શ્રી સોમનાથનું મંદિર,** કે જેની શોભા અને વિશાળતા અગ્યારમી શતાબ્દિમા **અલબીરૂની**ના વર્ણન પ્રમાણે અદ્વિતીય હતી, એનો ઇતિહાસ ખરેખર મહિમાથી ભરેલ છે મોટા રાજાઓ શ્રી સોમનાથવાલા શિવલિંગના દર્શન કરવા દૂરથી આવતા હતા તેઓમા પરમાર્હત્ શ્રી **કુમારપાલ** રાજાનું નામ પણ છે, જેની યાદ જૈનોને પ્રિય છે એમના પ્રસિદ્ધ ગુરૂ જૈનાચાર્ય **શ્રી હેમચંદ્રસૂરિની** ઉદાર સૂચનાથી આ અપૂર્વ મંદિરનો ઉદ્ધાર કરવામા આવ્યો હતો, એમ જુના કવિઓ કહે છે. પછી તે ફરીથી મુસલમાનોએ તોડી નાખ્યુ હતું અને જે થોડા ઘણા અપૂર્વ રીતે કોતરેલા સ્તંભો અને ભદ્રોના ભાગો હજુ ઉભા છે, તે પણ દિવસે દિવસે ઓછા થતા જાય છે, એમ સ્પષ્ટ માલુમ પડે છે કારણ કે બની શકે તેટલી કોતરણી કાકરા મારવાથી નષ્ટ કરવી, તે ત્યાંના મુસલમાનો જો એક આનન્દદાયક રમત નહીં તો કદાચ એક જાતની પુણ્યકારક ક્રિયા સમજતા લાગે છે. શું જુનાગઢ સ્ટેટના શિક્ષિત, ઉદાર વિચારવાલા અને નીતિજ્ઞ પ્રધાન **શ્રીમાન મહમદભાઈ** પાસે ખરેખર આ તોફાનને રોકવાની શકિત નહીં હોય?

આ પુરાણા **સોમનાથ પાટણના** બજારમા ઉંચા તથા જુની ચાલના મકાનો અને સાકડી શેરીઓની વચમા **શ્રી ચંદ્રપ્રભુ તીર્થંકરનું** પુરાણું દેરાસર ખાસ દર્શન કરવા લાયક છે આ દેરાસર અને પાસેના **સુવિધિનાથ**ના દેરાસરનુ શિલ્પ તથા કેટલીક મોટી પાચ ધાતુની પ્રતિમાઓ જરૂર સાધારણ નથી. એક બીજા મોટા કંપાઉંડની અંદર ભેગા ભેગા આવેલ **શ્રી મહાવીર, શ્રી મલ્લીનાથ, શ્રી આદિનાથ,** અને **શ્રી અજીતનાથના** દેરાસરો જો કે ઉપરથી નવીન શૈલીના છતા મૂલથીજ પુરાણા લાગે છે. એની પુષ્કળ મૂર્ત્તિઓ શિલાલેખો વિગેરે જુના જુના અવશેષોથી ભરેલા ભોયરા પણ દર્શનીય છે આટલુંજ અને તે ઉપરાત એ ત્રણ નાના દેરાસરો અત્યારના **પ્રભાસપાટણમાં** જૈનોના છે ઇતિહાસજ્ઞો આનાથી કેમ સંતુષ્ટ રહી શકે? પહેલા તો **પ્રભાસપાટણ** જૈનોનું પ્રખ્યાત તીર્થસ્થાન હતું, અર્થાત્ સદીઓ પહેલાં ત્યાના જૈનોના હાથમાં જરૂર મોટી જગ્યાઓ અને દેરાસરો હતા, એમા શી શંકા? તે કયા ગયા? તેના અવશેષો કેમ નથી મલતા? મલે છે ખરા! બજારની વચમા ઉચી દિવાલથી વીંટાયેલી જે વિશાલ જગ્યા દેખાય છે, તેજ જૈનોની હતી. હવે એક મસજીદ ત્યા રહેલ છે. મુસલમાનોના ફકીરની રજા લઇને દાખલ થઇએ. કેવી સુન્દર મસજીદ! અથવા કેવુ સુન્દર દેરાસર એમ કહેવુ એ કદાચ ખોટુ નથી.' કારણ કે આજ મસજીદ મૂલથી **શ્રીપાર્શ્વનાથ ભગવાનનું સુપ્રસિદ્ધ મંદિર** હતું. ફારસી ભાષામા લખેલ એક પ્રત, કે જે અમારા મિત્ર શ્રીમાન્ **શંકરપ્રસાદ હરપ્રસાદે** જોઇ હતી, તે આ બાબતની સાક્ષી પૂરે છે. મકાનની શિલ્પશૈલીમા પણ આર્યતાની બધી નિશાનીઓ સ્પષ્ટ દેખાય છે. **શ્રી આબુજી** અને **ગિરનારજી**ની શૈલીમા કોતરેલા ઉંચા અને મજબૂત શ્રીધર સ્તંભોના આધારથી પાચ વિશાલ ઘુમટો શોભે છે. પાચે ભભકાદાર રંગમંડપોની અંદર આજુબાજુ કીર્ત્તિમુખોની પંક્તિઓ, પુષ્પ અને પાનોની કોરો અને શણગાગે જુદી જુદી સ્થિતિવાલા દેવો તથા દેવીઓની મૂર્ત્તિઓ અને પ્રતિચ્છાયાઓ અને અત્યંત સુન્દર રીતે કોતરેલા છજાંઓ નજરે પડે છે. કેટલીક મૂર્ત્તિઓના હાથ, પગ નાક વિગેરે કાપી નાખેલ છે અને જુની આર્ય શૈલીની શુદ્ધતાને બગાડનાર કમાનો પાછલથી સ્થંભોની વચમાં લગાડવામાં આવેલ છે. છતા સ્વભાવથી પ્રતિમાદ્વેષી મુસલમાનોએ અહીંઆ ઘણું શિલ્પકામ સારી વ્યવસ્થામા રાખ્યું છે, એ ઘણી ખુશીની વાત છે. આ અસાધારણ મોટા અને સુન્દર મુખ્ય મકાનની આસપાસ પહેલાના બાવન જિનાલયના કીર્ત્તિમુખ વિગેરે કોતરણીવાલા સ્થંભો એ પંકિતઓમા પાટાઓ સાથે હજુ વિદ્યમાન છે. આ બાવન જિનાલયની એક દિવાલની વચમા એક પુરાણું બે માળવાળું મકાન પણ ઉભું છે, જેમા ગિરનારમા બીરાજેલ શ્રી અંબિકા માતાના મંદિરની સીધી શૈલી શુદ્ધતાથી ઓળખી શકાય છે. ત્યાં અત્યારે ધૂલ અને ગંદકીમા ભીખારીઓ અને કુતરાઓ સુતા હોય છે, અને એનું નિવારણ કોઇ કરતું નથી.

આ ઉપરાત પ્રભાસપાટણની આસપાસ પણ **જૈનો**ના સમયમાં ઘણા અવશેષો જરૂર મળતા હશે. દાખલા તરિકે દેહોત્સર્ગની જગ્યાએ મોક્ષપીપલાની છાયામા **લક્ષ્મિનારાયણનું એક મંદિર** છે. તેની આગલના જંગલમાં એક પીંપલ નીચે **સૂર્ય ભગવાનની** એક પ્રતિચ્છાયાની પાસે એક ઉંચી **શ્વેતાંબર કાઉસ્સગ્ગીઆની પ્રતિચ્છાયા** ઉભી છે, પત્થરમાંથી કોતરેલ લતાઓ ઉપરાત લીલી કુદ્રતી લતાઓ પણ આ કાયોત્સર્ગમા ઉભેલા મહાત્માના શરીરને વીંટે છે. શ્રદ્ધાલુ બ્રાહ્મણીઓ વિગેરે સુન્દરીઓ એમની આગલ કંઇ માનતા કરે છે. પરંતુ વીતરાગ મહાત્મા કોની ઇચ્છાઓને માન આપે?

## વંથલી.

આજકાલનું **વંથલી,** જુના વખતનું **વામનસ્થલી** એ સેંકડો વરસો પહેલા એક જૈન કેંદ્રસ્થાન તરીકે **પ્રભાસ પાટણ** સાથે સ્પર્દ્ધા કરતું હતું. **વંથલી** પહેલા **સજ્જન** મંત્રીની જન્મભૂમિ હતી કે જેણે પોતાના સ્વામી રાજા **સિદ્ધરાજ**ના પૈસાથી શ્રી **ગિરનાર**ના ઘણા દેરાસરો બંધાવ્યા હતાં. અતિ ઘણો ખર્ચ થવાથી અપ્રસન્ન થઇને સિદ્ધરાજ પોતાના મંત્રીને શિક્ષા આપનાર હતા, ત્યારે **વંથલી**ના ઋદ્ધિમાન વાણીયાઓ જેટલો ખર્ચ થયો હતો તેટલા રૂપીયા ભેગા કરી રાજાને પાછા આપનાર હતા; પરંતુ શ્રી **ગિરનાર**ના જિનાલયોની દિવ્ય શોભા જોઇને તેઓ ખુશી થયા. **સજ્જન**ને ધન્યવાદ આપ્યો અને વાણીયાઓના રૂપીયા લીધા નહિં. આ રૂપીઆ પછી **વંથલીમાંજ,** જૈન મંદિરોના કામમા વાપરવામા આવ્યા એમ

કહેવાય છે, પરંતુ જો આજ કાલના વઢવાણીઆ ફરીએ તો માત્ર બે એક જ જગ્યામા ભેગા આવેલ દેહરાસરો મળે છે અને તે પણ નવા છે સજ્જનના વખતનો એક પણ પત્થર નજર પડતો નથી હા, જે મોટી સફેદ મૂર્તિઓ ઉપ ર્યુક્ત દેરાસરોમા બીરાજે છે તે જરૂર જુના સમયની લાગે છે પૂછતા માલુમ થાય છે કે તેમાની બે, અર્થાત્ ચન્દ્રપ્રભ અને પદ્મપ્રભ ભગવાનોની પ્રતિમાઓ ગામના દરવાજા પાસે અને એક નીચે શ્રી શીતલનાથ ભગવાનની પ્રતિમા લગભગ પચીસ વરસ પહેલા ગામની ભાગોળમા આવેલ "ગાંધીનો બગીચો" આ નામથી ઓળખાતી જમીન માંથી નીકળી હતી આ જમીન પાસેજ હિંદુઓનો એક સમચોરસ કુંડ દૃષ્ટિગોચર થાય છે જેનુ નામ સૂર્યકુંડ છે એના સૌથી નીચા પગથીઆમા એક શિવલિંગની પૂજા ગુનાબના ફુલોથી થાય છે, આ શિવલિંગની પાસે જ કુંડના ત્રણ ગોખલાઓમાં ખરેખર જૈનોના નવ કાઉસ્સગ્ગીઆની મૂર્તિઓ ઉભી છે એ પણ અહીંઆની જમીનમાથી નીકળી લાગે છે જો કોઇ આસપાસ ખોદે તો કદાચ જૈન ઇતિહાસ પ્રકાશનાર બીજા સાધનો પણ મળી શકે એમ લાગે છે આ બધી પ્રતિમાઓ મુસલમાનોના ભયથી દાટવામા આવી હોય એમ કલ્પના થાય છે તે પહેલા ક્યા સ્થાપિત હતી? તેની પૂજા ક્યા થતી હતી? કલ્પના તો જરૂર થાય છે કે જે હમણા **મુસલમાનોની મસજીદ** બની ગઇ છે આ મોટું બજારમા આવેલું મકાન મુળથી જ પ્રભાસપાટણની જુમ્માામસજીદ જેમ-એક જૈન દેરાસર હતુ કારણ અહીંઆ પણ પુરાણી આર્યશૈલીની નિશાનીઓ મોટી સખ્યામા મળે છે કીર્તિમુખની પંક્તિઓ તથા ઘટપલ્લવના શણગારો બધા સ્તભોમા દેખાય છે ત્રણ ઘુમટો હોવાથી આ મંદિર ત્રણ મંડપ વાળુ છે છજાઓમા નાટારંભ કરનાર દેવતાઓ ઇત્યાદિ બીજા ઘણા નકશા કોતરેલ છે જેનો મોટો ભાગ ઇરાદાથી નાશ કરવામા આવ્યો લાગે છે માત્ર પંક્તિઓના મધ્યે સ્તભોની

**વથળી ( વામનસ્થલી )**



અત્યારની જુમ્માામસજીદ કે જે પહેલા જૈન મંદિર હતું, તેની અંદરનો અને બહારનો દેખાવ

વચમા ઈંટની દીવાલ અને બુરજો મારીઓ પાછળથી જ લગાડવામા આવેલ છે આ આર્યશૈલીવાળી મસજીદ મૂળથી હિંદુ મંદિર નહી પરંતુ જરૂર જૈન દેરાસર હતુ, એમ જણાય છે

## દીવ, અજાહરા અને દેલવાડા.

મે અનેક વિચિત્ર મુસાફરીઓ કરી છે છતા **શ્રી અજાહરા** તરફ કરેલી તીર્થયાત્રા જેવી વિચિત્ર તો કોઇ પણ બીજી મુસાફરી નહીં હતી અજાહરા ગામ જંગલની વચમા આવેલ છે ત્યા મોટરની સડક નથી, ત્યા રેલ્વે નથી, ત્યા બંદર પણ નથી સંક્ષેપમા કોઇ યુરોપીયન ત્યા જઈ શકે તેમ નથી અને બીજી બાજુમા અજાહરામા **પાર્શ્વનાથ** ભગવાનની એક મોટી લાખ વરસની ચમત્કારિક મૂર્તિ છે અજાહરાની ભાગોળમાં જે ભયાનક રાગોને મટાડે છે અને જેના પાડા કોઈ પણ વખતે કરમાઈ નથી જતા, આવા અજયપાળના લાગે છે, અને અજાહરા પાસે જ્યા એક મફેદ માપ દિન રાત રક્ષા કરે છે આવા એક ચોગ નીચ ઘણી પુરાણી જિનપ્રતિમા વિગેરે દાટેની છે" આ વિગેર વાતો અમે સાભળી હતી

અમે તે બધી વાતોને સાચી માનતા હતા તે હુ કહેવા માગતો નથી છતા આ ભૂમિ જૈન ઇતિહાસની દૃષ્ટિએ જરૂર જોવા લાયક હોવી જોઇએ, તે અમને ચોક્કસ લાગ્યુ હતુ મારી તો **તુલશીશામ** અને **ગીરજંગલ** ત્યાથી દૂર નહીં હોય ક્યાંક સાચો સિંહ જોવામા આવશે, ચારણોના નેસડા રસ્તામા આવશે ચારણીના હાથથી અમે બે શેરનુ મીઠું દૂધ પીશુ અને ચારણોની રસ ભરેલી વાતાઓ કે જેના એક બે નમુના **શ્રીમાન મેઘાણી ભાઈના** મુખથી સાભળીને હું આનંદથી ઘેલી ઘેલી થઇ ગઇ હતી, શાંતિથી સાભળીશુ સંક્ષેપમા સ્વર્ગમા જેટલો આનન્દ નહી મળે તેટલો આનન્દ શ્રી અજાહરાજીની યાત્રા કરતા પ્રશસ્ત ગીરના જંગલોમા મળશે એમાં શી શંકા હોય?

ઠીક, તો જવાનું નક્કી થયું. શ્રીમાન્ **સિમ્સ સાહેબની** મહેરબાનીથી અમે જુનાગઢ સ્ટેટગેસ્ટ થયા હતા અર્થાત્ વેરાવળ સ્ટેટની સ્ટીમલોચ અમારે માટે તૈયાર હતી. ચાર વાગે સવારે અમે **વેરાવલ**થી રવાના થયા હતાં બે કલાકમા **દીવ**મા પહોચીશું, દીવનો કિલ્લો વિગેરે આરામથી જોઇશું અને દીવથી મોટરમાં આગળ વધીને ૧૦–૧૧ વાગે બપોરે ઉનામા જમી લઇને સહેજ રીતે ત્રણ વાગ્યાની અંદર **શ્રીઅજાહરા પાર્શ્વનાથ**ના દરબારમા પહોચીશું, એમ પ્રોગ્રામ હતું.

પરંતુ માણસ ધારે છે કંઇ અને થાય છે કંઇ ઉપર્યુક્ત ગણત્રી **લેટેસ્ટ ફેશન લોંચો** અને **મુંબઇની ક્વીન્સ** રોડ જેવી સડકોની અપેક્ષાએ કરવામા આવી હતી અમારી સ્ટીમલોચ તો જરા મોટી ઉમરની હતી કે જેથી અમે લગભગ બે વાગે બપોરે **દીવ**માં પહોંચ્યા હતા ત્યા અમારા મિત્રો સવારથીજ અમારી રાહ જોતા જોતા ઉભા હતા. **દીવ દ્વીપ**નો **દર્શનીય ગઢ** અને શોભાયમાન **રોમન કેથોલીક ચર્ચ** જોઇને અમે ત્યાના એકજ મૂર્તિપૂજક શ્વેતાંબર કુટુંબ કે જે જુના વખતના એક મોટા સંઘનો છેલ્લો અવશેષ છે, તેઓના મેમાનો થઇને જમ્યા હતા. **દીવના** નાના અને નજીવા દેખાવવાળા દેરાસરના દર્શન પણ થયા. પછી **નામદાર પોર્તુગીઝ ગવરનર સાહેબને** મલીને અમે બરાબર ટાઇમે ઉપર સામે કિનારે આવેલ **ઘોઘલા** ગામમા પહોચ્યાં હતા, કે જ્યા મોટર ઉભી રહેવાની હતી પરંતુ મોટર મૌજુદ નહીં હતી. સૂર્યાસ્ત પછીજ તે હોડીમાં ધીમે ધીમે, નજદીક આવી હતી. એ મોટર લેટેસ્ટ ફેશનની નહીં હતી. અને સડક પણ ક્વીન્સરોડ જેવી નહીં હતી. ખાણો અને ટેકરીવાલી હતી. છતા અમે એજ રાતે ઉનામા પહોચ્યા હતા.

બીજા દિવસે અમે અમારી જુની મોટરમા **અજાહરા** તરફ રવાના થયા, પહોંચ્યા; પણ ત્યાના દેરાસરની શૈલી નવી અને સાધારણ છે. છતા એ સ્થાન પહેલા એક મોટું જૈનોનું કેંદ્રસ્થાન હતું, એ ચોક્કસ છે. કારણ કે ૧૫૦ મૂર્ત્તિઓ ત્યાથી નીકળી હતી. જેમાં મુંબઇવાલા **શ્રી ગોડીજી પાર્શ્વનાથ** તથા **ભાવનગર**ના **દાદા સાહેબ**ના મંદિરમાં આવેલ મૂળનાયકની મૂર્તિ વિગેરે છે. બાકી પૂર્વોક્ત **અજયપાલ**ના ચોરામાંથી એક કાઉસ્સગીયાની મૂર્ત્તિઓ નિકલી હતી, કે જે હવે દેરાસરના ગર્ભદ્વારની બન્ને બાજુઓમાં ઉભેલી છે. અને જો કોઇ ખોદવાની તકલીફ લેશે તો જરૂર આ ચોરામાંથી બીજી મૂર્ત્તિઓ પણ નીકલશે. તેમ લાગે છે. દેહરાસરજીના મુલનાયક શ્રી **અજાહરા પાર્શ્વનાથની પ્રસિદ્ધ પ્રતિમા**ના દર્શન, એ તો અમારી લાબી મુસાફરીનો મોંઘો ઉત્તમ બદલો હતો, એમા શી શંકા ? આ મૂર્ત્તિ વેલુથી બનાવેલ અને લાલ લેપથી વિભૂષિત છે. બન્ને બાહુ બિલકુલ તંગ રીતે શરીરમાં ચોંટેલા દેખાય છે. એક ભામંડલની માફક ઘણા નાગોના ઉંચા ફણો ભગવાનના માથા પાછલ શોભે છે. મૂર્ત્તિ એક વારથી ઉંચી નહીં હશે છતા એનો પ્રભાવ મોટો છે, આ પૂજા કરનાર શ્રાવકો અને શ્રાવિકાઓના ગંભીર ભક્તિભાવ અને તેઓની તલ્લીનતાથી સ્પષ્ટ માલુમ થયું હતું.

શ્રી અજારા પાર્શ્વનાથ.



**ઉપર**–અજારા પાર્શ્વનાથના દેરાસરમાંના એક કાઉસ્સગીયા.
**નીચે**–અજારા પાર્શ્વનાથજી

**શ્રી અજયપાલનો ચોરો** કે જ્યાંનો સફેદ સાપ તો મૌજુદ નહીં હતો. તથા **અજયપાલનાં ઝાડો** કે જે લગભગ દાડમના વૃક્ષો જેવાં દેખાય છે. તે અમે પણ જોઇ લીધાં હતાં.

પછી અમે **દેલવાડા** તરફ રવાના થયાં હતા. એ પણ પહેલાં જૈનોનું એક કેન્દ્રસ્થાન હતું. છતાં હમણાં ત્યાં ફક્ત એક નાનું દેરાસર છે. જૈનોનું એક પણ ઘર વિદ્યમાન નથી.

ત્યાંથી અમારી મોટર **પ્રાગ** ( **ગુપ્તપ્રયાગ** ) આ પ્રસિદ્ધ હિંદુતીર્થસ્થાન સુધી ચાલી, કે જ્યાં ઘણા મોટા, મોટા વૃક્ષોની છાયામાં આવેલ રમણીય કુંડો અને હિંદુ દેવતાઓની ઘણી મૂર્ત્તિઓ જોવાલાયક છે.

**પ્રાગ**થી ફરીને **ઉને** જવાનું હતું. ત્યાના મહેરબાન શ્રાવક ભાઇઓએ સુન્દર સત્કાર તથા એક મોટી જાહેર સભાની તૈયારી કરી હતી. અને બાકી અમારે માટે તો હજુ **તુલશી**

**શામ** અને ગીરના સિંહો અને નેસડા તથા ભેંસોનુ દૂધ અને **ચારણોની** કવિતાઓ વિગેરે અનુભવવાનુ બાકી હતુ દિલગીરી પૂર્વક કહેવુ પડે છે કે આ બધુ આજે પણ અનુભવવાનુ બાકી છે આ સભા પણ થવાની બાકી છે કારણ કે **દેલવાડા** પાસેના જગલની વચમા અમારી મોટર માત્ર પંચર થઇ હતી એમ નહી પરંતુ મોટર અકસ્માતથી બિનઉપયોગી થઇ હતી તદ્દન તુટી ગઇ હતી હજુ કદાચ જગલમા પડી હશે કારણ જે સામગ્રી જોઇતી હતી તે માત્ર મુંબઇમા મળી શકે તેવી છે મુંબાઇ ક્યાં તથા દેલવાડાનું જગલ ક્યાં?

હવે અમે દેલવાડામા એક માયાળુ બ્રાહ્મણ કુટુંબનુ આતિથ્ય સ્વીકાર્યું અને રાતમા બળદગાડામા ઘોઘલે પાછા જઇને ત્યાની ધર્મશાળામા મુકામ કર્યો, એ સિવાય બીજુ શુ કરી શકીએ? રસ્તામા ચંદ્રમા નહિ હતા સૂર્ય પણ નહિ હતો છતા રસ્તો અજવાળો હતો ગીરના જગલમા લાગેલો દાવાનળ દૂરથી ઘણો પ્રકાશવાન ચમકતો હતો **ઘોઘલામા** પહોંચીને અમે સ્ટીમલોંચના લોકોને ખબર આપાવી હતી કે કાલે સૂર્યોદય પહેલા વેરાવળ અમને પાછા જવાનુ છે પરન્તુ અમારો સંદેશવાહક ભૂત પ્રેત વિગેરેથી ડરી જઇને નહિ ગયો હોય તેમ લાગે છે, **ઘોઘલા તથા દીવ** જેવા ખાસ માછલીના આહારવાળા ગામમા ભયાનક ભૂત વિગેરે કેમ નહિ હોય? અમે પાંચ વાગે સવારે સ્ટીમલોંચમા પહોંચ્યા હતા ત્યારે તેમાના બધા નોકરો પાછી નિદ્રામા ઘોરતા હતા એન્જીનને માટે જોઇતા મીઠા પાણીનુ એક પણ ટીપુ ન હતુ હવે બધા જાગ્યા ઉતાવળથી પાણી મગાવ્યુ સૌભાગ્યવતી સ્ત્રીઓ એકસો આઠ કે વધારે બેડા પાણી જોસભેર લાવતી હતી એમ કરતા કરતા અગીઆર વાગી ગયા અને જે સમુદ્ર સવારે તેલ જેવો શાંત હતો, તે હવે વધારે ને વધારે ઉછાળા મારવા લાગ્યો અમારી લોંચ રવાના થઇ, ભાગ્યવશાત્ તોફાન ઉપડ્યું મોટા મોટા મકાનો જેવા ઘૂઘવાટા કરતા મોજાઓની વચ્ચે એન્જીન બે-ત્રણ વખત બંધ થઇ ગયુ પાણીના ઉછાળા લોંચની અંદર ધસી આવતા હતા અને ઉછળતી રમતી અમારી નાની નાવ તો હમણાંજ સમુદ્રને તળીએ જળસમાધિ લેશે, એ અમારી ખાત્રી હતી પાડા જેવા મોટા મોટા મગરમચ્છો


હિમ્મતનગર

ગામનુ એક જિનાલય

થોડે દૂર દેખાવા લાગ્યા કે જેની પીઠમાથી પાણીના ફુંવારા ઉડતા હતા. જો તે વહાણને પોતાની પુંછડીનો એક સપાટો લગાવે તો બધા ડુબી જઇશુ, એ વિચારથી લોંચ હવે આડી અવળી ચાલવા લાગી દૂર દૂર જમીન દેખાતી હતી અને અમે એ રાક્ષસી માછલા, ભયંકર મોજા અને તોફાનની વચમા હતા હવે શુ કરીશુ? નોકારવાળી ગણીશુ કે તીર્થંકરોના નામનો જાપ કરીશુ? કોઇ નવકાર ગણવા લાગ્યુ કોઇ રાધાકૃષ્ણ કે લક્ષ્મીનારાયણ કે શંકરને સંભારવા લાગ્યુ કોઇ રામ કે પીરના ભજનો ગાવા લાગ્યુ, કોઇ 'મારું નાવ ચડ્યુ તોફાને પાર ઉતારજે' એ પ્રમાણે ઇશ્વરને નમ્ર પ્રાર્થના કરવા લાગ્યુ કોઇ કહેવા લાગ્યુ કે—'મારો ચંપુ ઘેર શુ કરતો હશે?' બીજા કોઇએ પ્રતિજ્ઞા કરી કે 'જો હુ મારી આખી જીંદગીમાં કોઇપણ વાર વહાણમા પગ મુકુ તો હુ વાણીઓ નહિ,' અને કોઇ તો આંખે પાટા બાંધી કેબીનના ખુણામા ઉંધમુંધ પડ્યા હતા મને તો ખાત્રી થઇ કે મરણના ભય જેવુ દુનિયામાં બીજુ એકે કષ્ટ નથી ઉપર આકાશ અને નીચે ચારે તરફથી ઘૂઘવાટા કરતા પાણીના ભયંકર મોજાઓ અને તુટીફુટી નાની લોંચ જે માણસ આ સંયોગોમા શુકલ ધ્યાનમા રહી શકે તે જ સાચો શૂરવીર છે.

આખર રાત્રે અઢી વાગે અમે વેરાવળ પહોંચ્યા હતા અરે જમીન! અરે ધરતી માતા! તુ કેવી મીઠી છે! અને તને છોડી જવાથી કેટલો પશ્ચાત્તાપ થાય છે! એમ આ યાત્રા પૂરી થઈ ગીરની ચારણીઓના હાથથી ભેંસોનુ મીઠુ દૂધ પીવુ અને ચારણોના મુખથી જુના શૂરવીરોની વાર્તાઓ સાંભળવી એ અનુભવ અમને તો નથી મળ્યો. કોઇ દિવસે એ પણ કદાચ મળશે.

## ઇડર.

જે પહેલા અહમદનગર આ નામથી ઓળખાતુ હતુ અત્યારે તે હિમ્મતનગર થયુ। અમારે ઇતિહાસ પ્રસિદ્ધ ઇડરનગર જવાનુ હતુ આ હિમ્મતનગરના ભાગોળમા એક સુંદર કોતરકામથી શોભિત ઘણા શિખરવાળુ દેરાસર આવેલ છે જે અતિ પુરાણ નથી લાગતુ કમાનોની આકૃતિ કાંગરા વિગેરે ઉપરથી મુસલમાન શૈલીનુ સમ્મિશ્રણ દેખાય છે ઉતાવળથી જ આ દેરાસરનુ નિરીક્ષણ કરી અમે ઇડર નગર

રવાના થયા હતાં. સડક સરસ છે. બન્ને બાજુઓથી ફળદ્રુપ ખેતરો, નાના ગામડાઓ, પાળીયાઓ, સમાધિઓ વિગેરે દેખાય છે અને નામદાર મહારાજાના પ્રાઇવેટ સેક્રેટરી **શ્રી હરિલાલ ભાઇ** આ દેશના અને તેના પ્રખ્યાત શૂરવીરોના ઇતિહાસ સબંધી આનન્દિત મનથી ઘણું સંભળાવતા હતા. **ઘઉંઓ ડુંગરો,** કે જે આરાવલી પર્વતની એક શાખા છે, દૂરથી દૃશ્ય થઇને વધારે અને વધારે સ્પષ્ટ દેખાતા હતા તેની એક ઉંચી ટેકરી ઉપર એક મેચબૂના ડબા જેટલી નાનકડી સફેદ ઝુંપડી દૃશ્ય થઇ હતી. આ **રૂઠી રાણીનું માળીયું** છે કે ત્યાંથી દરવરસે આખા પ્રદેશનો સૌથી પહેલો દીવાલીનો દીવો સલગાવવામા આવે છે. અને દરવરસે ત્યા બરાબર ચુનો ધોળવામાં આવે છે. છતા આજ કાલ કોઇપણ રાણીને ચાહે તેવી રીસાણી હોય આવી ઉંચાઈ સુધી ચઢવાનું મન નહીં થતું હશે પર્વતની અર્ધી ઉંચાઇએ હવે ઇડરના મહારાજાનો રાજમહેલ દેખાતો હતો કે જેમા હાલ સુધારો ચાલે છે નજીક આવીને અમે પણ ઇડરના પ્રખ્યાત કિલ્લાની દીવાલ કે જે ઉંચી ટેકરી ઉપર **રૂઠી રાણી**ના માળીયા સુધી પહોચે છે તે સ્પષ્ટ જોઈ શકયા. આ કિલ્લાની અંદર જંગલની વચમા જ્યા ચિત્તા અને વાઘ ફરે છે ત્યા ઉંચી ટેકરીઓથી ઘેરાયેલ ત્રણ જૈન મન્દિરો છે, જેના દર્શન કરવા અમે નિકળ્યા હતા. જુના મહેલોના ખંડેરો. કુંડો અને મંદિરોની વચમા **શ્વેતામ્બર દહેરાસર** આવેલ છે. જેના મૂળનાયકશ્રી **શાંતિનાથ** ભગવાન છે આનું શિખર ઉંચુ, અને એનું બાવન જિનાલય વિશાળ છે. ત્યાં જીર્ણોદ્ધારનું કામ ચાલે છે, અર્થાત્ જે જુની કોતરણી જોવામાં આવે છે તે **સંખેશ્વર**મા જેવી રીતે નાશ કરવામા આવે છે, એમ નથી, પરન્તુ સીધા સાદા ચુનાના પ્લેસ્ટરથી અથવા આરસથી ઢાંકવામા આવે છે. આવી જુની આર્કીટેકચરની નિશાનીઓ કે જે શતાબ્દિઓથી હજુ વિદ્યમાન છે તે તો બહુમુલ્ય નહિં પરન્તુ અમુલ્ય છે અને તેની રક્ષા સંભાળપૂર્વક કરવી જોઇએ. રક્ષા કરવાને બદલે અહિંયા શામાટે આ અવશેષોનો નાશ કરવામા આવે છે, તે સમજાતું નથી.

શ્વેતામ્બર દેરાસરથી થોડું ઉંચુ **દિગમ્બરોનું** ત્રણ સીધા ઉંચા શિખરવાળું મન્દિર ઉભુ છે. આમા મૂર્તિઓ ઘણી છે. અહિં પણ ઉદ્ધારનું કામ ચાલે છે પ્રતિષ્ઠા હજુ થઇ નથી.

હવે **રણમલજીની ચોકી** તરફ ચઢીએ, આ એક નાના એકજ સમચોરસ રૂમવાળા **જૈન** દેરાસરનું ખંડેર છે, કે જ્યાં જવા માટે ઇડરકોટની દીવાલ સિવાય બીજો કોઇ પણ રસ્તો નથી મળતો, આ રસ્તો તો એવો સાંધો અને ચીકણો છે કે જેથી ખુલ્લા પગે ચડવુ પડે છે. છતા ચડવાની મહેનત ઉપરતુ કામ જોઇને સફળ લાગે છે **રણમલજીની** ચોકી એક અત્યંત કઠણ અને જે પછાડવાથી એક સુંદર તીક્ષ્ણ આવાજ ઉત્પન્ન કરે છે, આવા પત્થરથી બાંધેલ છે. આ દ્રવ્યમાથી કોતરેલ સમગ્ત નકશી જાણે આજે કોતરવામા આવ્યો હોય એવો તાજો અને સુંદર હજુ દેખાય છે. બાહેરથી ચારે બાજુમાં ગણપતી હનુમાન વિગેરે દેવો અને દેવીઓ ઉભેલી દેખાય છે. તે અને અંદરની ભીંતો તથા પ્રદક્ષિણાનું કોતરકામ અત્યંત રંગબેરંગી અને પુષ્કળ હતું. પરન્તુ રહ્યું છે થોડું. દરવાજા ઉપર મંગળમૂર્તિ હજુ દેખાય છે. શિલાલેખ નથી મળતો. એ ઘણી અફસોસની વાત છે. કારણ કે આ અસાધારણ નાનકડી જૈન દહેરીનો ઇતિહાસ જરૂર ઘણો જાણવા લાયક હશે

ઉતરતી વખતે શ્રી **શાંતિનાથ** ભગવાનના દેરાસરની છાયામાજ જે ગુફાઓ ખડકની અંદર આવેલ છે, અને જેમાં **વજ્રમાતા** વિગેર દેવતાઓના મન્દિર છે. તેની બાજુમાં એક ભયાનક દેખાવ અમારી નજરે પડ્યો, એટલે કે લાખી હારોમાં લટકતી નાલીએોની વચમાં બકરાના ચામડાની પટીઓ હવામા ઉડતી અને ત્યા થયેલા પશુઓના નિર્દય વધની સાક્ષી પુરતી હતી. અમારા સાભળવામાં આવ્યું કે ખરેખર અહિંયાં ઘણીવાર દરબારના હુકમથી બકરાનો હોમ થાય છે. અર્થાત્ મૃત્યુની પીડાને અનુભવનાર પશુઓનો કરુણ વિલાપ અહિંયા ભગવાનની સ્તુતિ કરનાર, દયાધર્મના પાલક શ્રાવકોના અવાજની સાથે ભેગો થઇને અનેકવાર દેરાસરના શુદ્ધ મંડપો સુધી. સંભળાતો હશે '

શોકાતુર થઇને અમે પાછા વળ્યા હતા **શ્રીમાન્ હેમચંદ માસ્તરનું** અને પછી હિમ્મતનગરના નામદાર દિવાન સાહેબ **શ્રીમાન્ રાવબહાદૂર કોટક સાહેબનું** માયાળુ આતિથ્ય ભોગવતા અમને આ દુઃખદાયક અનુભવ શ્રેણી આખરે એક ખરાબ સ્વપ્ન જેવી લાગી હતી આ વાત વાંચીને જો કોઈ જીવદયાના હિમાયતી ભાઈ ઉપર્યુક્ત હિંસાને અટકાવવા માટે પ્રયત્ન કરશે તો અમારો અનુભવ સારાને માટે થયો એમ લાગશે અને દુખી થયેલી શાસનદેવી કરીથી પ્રસન્ન થશે

## ધોલકા.

**વીરધવલ** રાજાના વખતે જે ગુજરાતની રાજ્યધાની હતી અને જે પાશ્ચાત્ય હિંદુસ્થાનના વ્યાપારનુ એક મુખ્ય કેન્દ્રસ્થાન હતું તે **વિરાટનગર** આજકાલનું **ધોલકા,** તો અત્યારે ખરેખર પત્થરોના એક મોટા ઢગલા જેવું દેખાય છે. થોડાજ કુટુંબો હવે ત્યા રહે છે અને મકાનોની સંખ્યા પણ ઘણી ઓછી થઇ ગઈ છે. છેલ્લા ચોમાસામા ૩૦૦૦ મકાનો પડી ગયા છે. છતા આખા ગામના બે સૌથી પુરાણા મકાનો હજુ નથી પડી ગયા. આ મજબૂત કામના અને મજબૂત સામગ્રીના બનાવેલા છે. અને બન્ને અર્થાત્ **'પાંડવની નિશાલ'** આ નામથી ઓળખાતી મસજીદ જે પોતાની શિલ્પશૈલી અને લોકોની યાદગીરી પ્રમાણે મૂલથી એક પ્રખ્યાત હિંદુ મંદિર હતું તથા **'ટાંકાની મસજીદ'** આ નામથી ઓલખાતું વિશાલ મકાન આ બન્ને ઘણા ચઉમાસા સુધી ઉભા રહેશે એમ લાગે છે બન્ને આર્યસભ્યતાના અવશેષો છે. અર્થાત્ **'ટાંકાની મસજીદ'** પણ મૂલથી મુસલમાનોના

હાથમાં નહીં હતી. આ પહેલાં જૈનોનું એક મંદિર હતું, હજુ ઘણા લોકોને માલુમ છે કે સેંકડો વરસ પહેલાં એના ભોંયરામાં અનેક જિનપ્રતિમાઓ સંતાડવામાં આવી હતી. ભોંયરૂં જો કે હાલ બંધ કરવામાં આવ્યું છે, છતાં એની નિસરણીની જગ્યા હજુ સ્પષ્ટ દેખાય છે. કંપાઉંડ મોટું છે તો પણ મકાન વંથલી અને પ્રભાસપાટણની મસજીદો જેવું ઉંચું અને શોભિતું નથી. ઘુમટો રહિત બાવનજિનાલય અને વચમાં એક ઘુમટ તથા છત વિનાનું સાધારણ મકાન માત્ર બાકી રહ્યું છે. બાવનજિનાલયના સ્તંભો ટુંકા અને ઘણે ભાગે કીર્તિમુખ તથા ઘટપલ્લવના શણગારોથી શોભિત છે. એક ખુણામાં બે-ત્રણ ઘણા પુરાણા સુન્દર રીતે કોતરેલ શ્રીધર સ્તંભો પણ દૃશ્ય છે. મધ્ય દરવાજાનું પરિકર ઘાટે સરસ છે. એની શાખોમાં નાચતા વગાડતા દેવતાઓ, વનસ્પતિના ઇત્યાદિ વિવિધ શણગારો અને ઉપર મંગળમૂર્ત્તિ પણ કોતરેલી છે. બાકી આખા મકાનમાં ઘણી કોતરણી નષ્ટ કરવામાં આવી છે. કયા ભગવાન આ દેરાસરના મૂળનાયક ? કોણ એના સ્થાપનાર હતા ? ઇત્યાદિ ઘણા પ્રશ્નો સંબંધી વધારે માલુમ નથી. માનનીય શેઠજી શ્રી મૂલચંદ આશારામ વૈરાટી જેઓ પોતે વિરાટનગરના વતની છે, અને જેઓએ મને સ્નેહપૂર્વક પોતાની માતૃભૂમિ બતાવી હતી, તેઓ પણ આ સંબંધમાં વધારે કહી નહીં શક્યા. કોઇ દેશપ્રિય ગુર્જરે પુનઃ આ વિષયની શોધ નિશ્ચયપૂર્વક કરી આપે એ ઇચ્છવા લાયક છે.

બાકી ધોલકાના જૈન દેરાસરોમાં કેટલીક અત્યંત રમણીય મૂર્તિઓ બીરાજે છે. જેના દર્શનનો લાભ જરૂર દરેક મુસાફરે લેવો જોઇએ.




ઉપર—અત્યારની ટાંગાની મસજીદ કે જે પહેલા જૈન મંદિર હતું, તેનો બહારનો દેખાવ
નીચે—ત્યાંના એક સ્થંભની કોતરણી

## ભરૂચ

જેરૂસલેમ અને રોમની માફક સાત ટેકરી ઉપર સાવન પાપનાશક નર્મદાના કિનારે આવેલ ભરૂચ અનાદિકાળથી હિંદુઓનું પવિત્ર ક્ષેત્ર હતું. સંસ્કૃત સાહિત્યમાં આ નગર 'ભૃગુકચ્છ' આ નામથી ઓળખાય છે. ભાર્ગવ બ્રાહ્મણો અહીંયાજ નીકળ્યા છે અને તેઓનું કેન્દ્રસ્થાન આજે પણ ભરૂચમાં આવેલ ભૃગુઋષિનું આશ્રમ છે. ગામની ભાગોળમાં નર્મદાના કિનારે આવેલ "શાંધમેર" નામની જગ્યા ખરેખર વૈદિક સમય અને વૈદિક રીતરીવાજોની યાદ કરાવે છે. આ ભરૂચ કેટલા વખત પહેલાં જૈનોનું તીર્થસ્થાન થયું હતું તે કહી શકાય તેમ નથી. શ્રી ઇન્દ્રભૂતિ ગૌતમે રચેલ 'જગચિંતામણિ' ચૈત્યવંદનમાં આવેલ શબ્દો 'ભરૂઅચ્છહિં મુણિસુવ્વય (જયઉ)" અર્થાત "જે મુનિસુવ્રત ભગવાનનું દેરાસર ભરૂચમાં છે તેઓ જય પામો' એમ બધા જૈનો રોજ પ્રતિક્રમણમાં બોલે છે. આ ઉપરથી ભરૂચ એક બહુ પુરાણું જૈન સ્થાન લાગે છે.

છતાં જે નવ દેરાસરો અત્યારે ભરૂચમાં વિદ્યમાન છે તે સુન્દર દેખાવવાળા છે, પરંતુ વધારે જૂની ઢબના તો નથી. પહેલાના વખતનું ભરૂચ મટી ગયું છે. ઉત્તર પાસેના રીતે દીવાલો તથા નવા મકાનોની ભીંતોમાં જોડાવેલા ઘણા કોતરેલા પત્થરો તેની સાક્ષી પૂરે છે. તેમાંના કેટલાક પત્થરો નષ્ટ થયેલા જૈન મંદિરોના અવશેષો હશે એ કોણ જાણે ? વધારે નો કાંઇ નહીં હોય કારણ કે લોકોની વાતો પ્રમાણે ભરૂચની કેટલીક મસજીદો જે હમણાં મૌજુદ છે તે મુળથી દેરાસરો હતાં. તેમાં ભરૂચની જુમ્મામસ્જીદ પણ છે, કે જે ખરેખર સુન્દર શ્રીધરસ્તંભો, બાજુની રીતીમાં કોતરેલ છજાઓ, કીર્ત્તિમુખ વીઓની પંક્તિઓ ઇત્યાદિ શણગારોથી શોભિત વિશાળ મંડપો, ઉદુંબર અને કીર્ત્તિમુખવાળા મકરાકો, મંગળમૂર્ત્તિઓ વિગેરે શૈલીની જે અર્ધી બગાડેલી છતાં સ્પષ્ટ નિશાનીઓથી ભરેલ છે. આખું મકાન એક ઉંચા માચડા ઉપર બાંધેલ હોવાથી પન્દર પગથીયાવાળી એક પત્થરની સીડી ચઢીને ઉપર ચઢવું પડે છે. અહીંઆ તો હવે બાવન જિનાલય નથી દેખાતું

### ભરૂચ.



ઉપર-એક જુમામસજીદ, કે જે ઘણું કરીને પહેલા મુનિસુવ્રત સ્વામીનું મંદિર હતું.
નીચે-મુનિ સુવ્રતસ્વામીનું નવું દેરાસર

બાહેરના દરવાજા ઉપર અૅરેબીક અક્ષરોમાં એક શીલાલેખ કોતરેલ છે, જેમા દૂરથી વાચી શકાય કે આ મસજીદ હિજરી સ. ૪૫૮ મા બાંધવામા અને તેના ઘુમટો હિજરી સ. ૮૨૧ મા લગાડવામા આવેલ છે. અર્થાત્ જો આ મકાન મૂલથીજ ખરેખર લોકો જેમ કહે છે તેમ **શ્રી મુનિસુવ્રતસ્વામિના જુના દેરાસરના અવશેષો** છે તો તે દેરાસર ઈ. સ. થી પહેલા તોડી નાખવામા આવ્યું હતું. એમ અનુમાન થાય છે.

એવી જ રીતે પાશ્ચાત્ય હિંદુસ્થાનમા ઘણા જૈન મંદિરો નષ્ટ કે અર્ધા નષ્ટ કરવામા અને પછી મસજીદોના કામમા લેવામા આવ્યા છે, તેના પુષ્કળ દૃષ્ટાંત મળે તેમ છે. આવા બધા સ્થળોમા તીર્થંકરોની પૂજા હવે બંધ થઇ ગઈ છે એ દુઃખની વાત છે. છતા તેમાના ઘણા મંદિરો આજે પણ ધાર્મિક સ્થળો તરીકે મહાપવિત્ર ગણવામા અને રાખવામા આવે છે અને તેની લગાર પણ આશાતના ન થઈ શકે તેની સંભાળ આજકાલના મુસલમાનો તો કઠોરતાથી જ રાખી રહ્યા છે. આ કંઇક અંશે શાંતિકારક પણ છે. એમા શી શંકા ?

## અમદાવાદ.

જબ કુતે પર સસ્સા આયા,
તબ બાદશાહને શહેર બસાયા.

અમદાવાદનો ઇતિહાસ પુરાણો નથી. અર્થાત ત્યા જુના જૈન મંદિરો મળી શકે તેમ નથી: છતાં અમદાવાદના દેરાસરોની પ્રશંસા દૂર દૂર ફેલાઈ ગઇ છે, એનું કારણ આ મંદિરોની શિલ્પકળા તો નહી: પરંતુ તેની અદ્વિતીય ભવ્યતા અને મહિમાવાળી પ્રતિમાઓની શોભા હોય એમ લાગે છે. હા. એક અપવાદ તરીકે જરૂર દિલ્હી દરવાજાની આગળ આવેલ **શ્રી હઠીસિંગભાઈનાં ધર્મનાથ મંદિરનું** નામ લેવું જોઇએ કે જે પોતાના શિલ્પકામની શોભા અને વિશાલતાના લીધે એક તીર્થસ્થાન ગણાય છે. એનું મૂલ દેરાસર ઘણું ઉંચું અને સરસ કોતરણીવડે સુશોભિત છે અને એના બાવનજિનાલયના સ્થંભશિરમો અને શિખરો ખરેખર રમણીય દેખાય છે.

ગામમાં આવેલ **શ્રીઅજિતનાથ સ્વામીનું દેરાસર** એક સુંદર બાવનજિનાલયથી વીંટાએલું છે. જેમાં તીર્થંકરોની મૂર્તિઓ ઉપરાંત બીજી ઘણી પ્રતિમાઓ શોભે છે. **શ્રીઅષ્ટાપદજી દેરાસર** આ નામથી ઓળખાતો જુદા જુદા મંદિરોનો ઝુમખો સાધારણ દેખાવનો નથી. ત્યાંના એક મંદિરમા શ્રી અષ્ટાપદજીની મોટી પત્થરની રચના અને એક બીજા મંદિરમાં શ્રી નંદીશ્વર દ્વીપના નકશા તરીકે બાવન, એક એક મૂર્તિવાળી દેરીઓ દર્શન અને પૂજા કરવા લાયક છે. **શ્રી હીરવિજયસૂરિજીની એક લાકડાની** પ્રતિમા પણ બિરાજે છે બાકી દહેરાસરની અંદર ઘણું રમણીય હિંગળોકનું કામ લગાડવામા આવ્યું છે. **શ્રીસંભવનાથના દહેરાસરમા** કાળી કસોટીમાંથી કોતરેલ એક ચતુર્મુખજીની તથા એના ભોંયરામા મોટી સફેદ પ્રતિમાઓ બહુજ પ્રભાવવાના છે. **શ્રી ચતુર્મુખ શાંતિનાથનું દહેરાસર** સાંકડી શેરીઓની વચમાં, જેના મકાનોની ભીંતો ઉપર **મલા માતા**ના અનઘડ ચિત્રો જોવામા અને પૂજવામાં પણ આવે છે. ત્યા બિરાજે છે આ દહેરાસરની ઘણા ગોખલાવાળી અને વિવિધ મૂર્તિઓવાળી પ્રદક્ષિણામા શ્રીક્ષેત્રપાળજીની પૂજા ઘણા ભકિતભાવથી કરવામા આવે છે એમ લાગે છે. નંદીશ્વર દ્વીપની પ્રતિચ્છાયા અહિંયા સુંદર રીતે કોતરેલ છે. શ્રી આદિનાથના દેરાસરમા એક મોટી પ્રદક્ષિણા અને જેની પાસે શત્રુંજયના પવિત્ર દિવસે યાત્રા કરવામા આવે છે. આવી શ્રી આદિનાથની એક પ્રભાવશાળી પ્રતિમા તથા **શ્રી ચિંતામણી પાર્શ્વનાથના દહેરાસરમા** એક સુંદર

પ્રદક્ષિણાવાળી શ્રી પાર્શ્વનાથની એક શ્યામમૂર્તિ અને શ્રી સમેતશિખરનો નકશો તથા **શ્રીસીમંધરસ્વામીના મંદિરમાં** શ્રી અષ્ટાપદ છે, શ્રી મરુદેવી માતા, હસ્તિનાપુર ઇત્યાદિ સુંદર રંગીન ચિત્રો શોભે છે

**શ્રી જગત્ વલ્લભ પાર્શ્વનાથના** દેરાસરના ભોંયરામાં શ્રી જગત વલ્લભ પાર્શ્વનાથ અથવા ભાષામાં જગનાળા પાર્શ્વનાથની ચમત્કારિક મોટી પ્રતિમા પ્રતિષ્ઠિત છે, જેની ભક્તિ કરવા દેવતાઓ આવ્યા કરે છે એમ સંભળાય છે, અને જેના દર્શન કરવાનો અધિકાર પામવા માટે પૂર્વ સદીઓમાં એક એક સોનાની મહોર આપવી પડતી હતી. આ મંદિરમાં પણ શ્રી સહસ્રફણા પાર્શ્વનાથજીની એક અસાધારણ ભવ્ય મૂર્તિ શોભે છે, જેના બન્ને પગો એક મનુષ્ય કે દેવ વળગીને પકડી રાખતા દેખાય છે આખરે જે **શસપુરનું** પુરાણું દેરાસર **અલ્લાઉદ્દીને** નષ્ટ કર્યું હતું, તે મંદિરના ચતુર્મુખમાંની શ્રી આદિનાથની એક મોટી પ્રતિમા પણ **શ્રી જગત્ વલ્લભ પાર્શ્વનાથજીના** દેરાસરમાં રાખવામાં આવેલ છે એના બીજા ત્રણ ભાગો શ્રી આદીશ્વરના મંદિરમાં બિરાજે છે

અંતમાં એક અસાધારણ અને જેની કિમ્મત ઐતિહાસિક દૃષ્ટિએ અકથ્ય છે એવું એક દહેરાસર વર્ણવવાનું બાકી છે આ સમેતશિખરની પોળમાં આવેલ **શ્રી સમેતશિખરજીનું નાનું દહેરાસર** છે એની વિશેષતા એ છે કે જે નકશા બીજે ઠેકાણે પત્થરમાં કરવામાં આવે છે તે અહિં સિનકુન લાકડામાંથી કોતરેલ છે, અને ઉત્તમ રીતે કોતરેલ છે નાચતા વગાડતા દેવતાઓ અને હાથીઓના મસ્તકોની પંક્તિઓ વિગેરે શણગાર ભીંતો ઉપર અને છજામાં ન્હેન મમચોરસ આકૃતિવાળી બારીની આસપાસ શોભે છે શ્રી સહસ્રફણા પાર્શ્વનાથની એક સફેદ આરસની મૂર્તિ ત્યાં બિરાજે છે, અને ત્યાં આવેલ શ્રી સમેતશિખરજીનો લાકડાનો પહાડ શ્રાવક, શ્રાવિકા, સાધુ દેવતા, પશુ વનસ્પતિ વિગેરેના વિવિધ શણગારોથી સુશોભિત અને જેના જુદા જુદા ભાગો જોઈ શકાય એવી એક ઉંચી રચના જરૂર આખા અમદાવાદનું એક કૌતુક ગણી શકાય તેમ છે આખું દેરાસર તો એક જાતનું કૌતુક છે અને તે પાટણમાં આવેલ અને યુરોપીયન વિદ્વાનોમાં પ્રસિદ્ધ થયેલ એવા **શ્રી વાડીપાર્શ્વનાથના** લાકડાના મન્દિરની યાદ કરાવે છે જેમ આ **વાડીપાર્શ્વનાથના** દહેરાસરની અમુલ્ય લાકડાની કોતરણી તોડી નાખવામાં આવી અને આખરે શ્રાવકોનું નાહવાનું પાણી ગરમ કરવા માટે બાળી નાખવામાં આવી હતી, (એ વાત જુનાગઢ ગેઝેટના પ્રસિદ્ધ **સિમ્મ સાહેબે** શોકાતુર ચિત્તથી મને કહેલ છે) તેમ આ **સમેતશિખરજીનું** દહેરાસર પણ થોડા વખતમાં તોડી નાખવામાં આવશે કારણ કે એક નવું આરસનું દેરાસર બાંધવા માટે ત્યાંની જમીનની જરૂરત છે એમ મેં ત્યાં સાંભળ્યું હતું મેં ત્યાંના જવાબદાર શેઠનો આમ આ દહેરાસરનો નાશ કરવાની ખાસ પ્રાર્થના કરી હતી, એ સફળ થશે કે નહિ તે કોણ જાણે ?

અમદાવાદ.



ઉપર—શેઠ હઠીસંગની વાડીના મંદિરનો એક દેખાવ.
નીચે— " બીજો દેખાવ

ભક્તિભાવ અને અતિધાર્મિક સમજણ એક જ આત્મામાં ઘણે ભાગે તો ભેગા નથી દેખાતા બન્ને અમુલ્ય ગુણો છે, અને જ્યાં તેનો અભાવ છે ત્યાં સભ્યતાની સીમા ઉપર કેમ પહોંચી શકાય ?

એમ અમદાવાદના વિવિધ જૈન દહેરાસરો આખા નગરનું એક અગત્યનું લક્ષણ છે પરન્તુ આની સાથે એક બીજી વાત પણ અમદાવાદના લક્ષણ તરીકે ભુલી જવા જેવી નથી. અર્થાત્ અમદાવાદની સાંકડી અને અદ્ભુત લાકડાના કોતરકામથી સુશોભિત ગલીઓ અને ત્યાં ઢોર, બળદ, ગાય, કુતરાં, ખુજલીવાળા ઇત્યાદિ કુતરાઓના ટોળા ભયાનક ભૂતોની માફક નિરાંતે ફર્યા કરે છે, આવી પોળો અને મહોલ્લાઓમાં જે રહે છે એ અમદાવાદના મીઠા સ્વભાવવાળા ધર્મપ્રિય ભક્તિવાન અને હંમેશા ઉદાર શ્રાવકો અને શ્રાવિકાઓની વાત કર્યા સિવાય કેમ વિરમી શકું ? સવારે દુધ પીધા અને ખાખરા ખાધા પહેલા પુનમના ચાંદ અને પીળા રંગના રૂપાળાં ઓઢણાં અને ભગવાનની સેવા કરી, પછી ઉપાશ્રયમાં ગુરુ મહારાજને વંદના કરીને

એમનુ વ્યાખ્યાન સાંભળવું. પર્વ દિવસોમા શુદ્ધ વસ્ત્રોમા કટાસણુ અને ચરવળા સહિત પ્રતિક્રમણ કરવા ઉપાશ્રય તરફ પધારવું, વારંવાર જ્યારે સાધુ મહારાજ ગોચરી વખતે ઘરે પધારે ત્યારે ભક્તિભાવથી આહાર–પાણી વહોરાવવા, કોઇવાર પોસહની કઠિન ક્રિયાથી આત્માને પવિત્ર કરવો, એ વિગેરે સુંદર ભાવનાના અનેક નિશાનીઓ ત્યા રોજ પ્રત્યક્ષ જોઈ શકાય છે. કેવુ શાંત અને મીઠું જીવન ! શું બસોએક વરસ પછી પણ આ નિર્દોષ જીવનની નિશાનીઓ અમદાવાદની પોળોમા દેખાશે કે કેમ ? એમ હું વારંવાર ચિંતાતુર દિલથી વિચાર કરૂં છું. અને મને મન થાય છે કે હું ખાસ શિક્ષિત શ્રાવક વર્ગમા ઉભી રહીને બધાઓની આગળ આ વિનંતિ કરૂં કે **" ભાઇઓ, બ્હેનો, તમારો ધર્મભાવ કોઈવાર છોડશો નહિં. તમારા જીવનની પવિત્રતા કોઈવાર મુકશો નહિ. "**

તમારી વચમા રહેલ માનનીય **શ્રીમાન્ કેશવલાલ પ્રેમચંદ મોદી,** કે જેઓ યુરોપિઅન સભ્યતા અને વિદ્વત્તાનો સંપૂર્ણ લાભ લીધા છતા અને શાસ્ત્રજ્ઞાનમા ઉંડા ઉતર્યા છતા ચાહે તે રાજા અને મહારાજાઓની આગળ પણ એક ધર્મપ્રેમી અને દેશાભિમાની ગુજરાતી શ્રાવકભાઇ રહીને જ પોતાનો જન્મ સફળ માને છે, તેઓશ્રીની તેમજ મૂળચંદભાઇ આશારામ વૈરાટી તેમજ અમૃતલાલભાઇ કાળીદાસ જેવા ઉત્સાહી ઉદાર અને શાસનપ્રેમી મહાનુભાવોની સુંદર ભાવનાને તમારા છોકરાઓ અને છોકરીઓ અનુસરશે, તો જૈનકોમનુ જરૂર કલ્યાણ થવાનું.

## ઉપસંહાર.

ગુજરાત અને કાઠિયાવાડમા આવેલા હિંદુસ્થાનની આર્ય સભ્યતા, અને એની અંદર ખાસ જૈનધર્મના સંબંધમા રહેલ ઐતિહાસિક સ્થાનો જોવા માટે હું તા. ૧૯ મી ડીસેંબર ૧૯૨૭ મુંબાઇથી નીકળી હતી. ઘણા સ્થાનો હજુ જોવા બાકી હોવા છતા વધતી જતી ગરમીના લીધે આ મુસાફરી તા. ૨ જી એપ્રીલ ૧૯૨૮ ના દિવસે બંધ કરવામાં આવી હતી. આ મુસાફરી પ્રસંગે કરેલ અનુભવો અને લખેલ નોટોના આધારે ઉપરનો લેખ લખવામા આવ્યો છે. **શ્રી શત્રુંજય, આબુજી, તારંગા, ખંભાત, પાટણ** વિગેરેનાં દર્શન આ વખતની મુસાફરીમાં નહીં થયા હોવાથી એ સંબંધી કંઇ લખ્યું નથી. આખી ઉપરની લીટીઓમા જુદા જુદા સ્થળોનું તટસ્થ વર્ણન જ નહીં પરંતુ એનાથી વધારે કેવી કેવી અસર આ બધા સ્થળો જોતાં મારા મનમા ઉત્પન્ન થઇ હતી, તેનું વર્ણન આપવામા આવ્યું છે. એ વાત કદાચ કેટલાક વાચકોને નહીં ગમશે તો કહેવુ જોઇએ કે મેં આ શૈલી અભિપ્રાયથી જ પસંદ કરી છે. મેં આ પદ્ધતિને એજ આશાથી વાપરી છે કે જે મને અસંભવિત અથવા નુકશાન કારક જેવું લાગ્યું હતું તે સ્પષ્ટ બનાવવાથી કદાચ કંઈ સુધારો કે ફાયદો થાય. ઘણી બાબતો મેં ખરેખર દુઃખી દિલથી લખી છે અને જો મારા શબ્દોથી કોઇ બીજાનું મન પણ દુઃખી થાય તો હું અંતઃકરણથી એની માફી માગું છું.

છેવટે મારા પૂજનીય ગુરૂઓ શ્રીમાન આચાર્ય **વિજયઇંદ્રસૂરિ** અને **શ્રીવિદ્યાવિજયજી** મહારાજનો આભાર માનું છું કે જેઓશ્રીના આશીર્વાદના પરિણામેજ મારી મુસાફરી સફલ થઇ હતી અને જેઓના શુભ નામ લેવાથી સેંકડો વિદેશી મનુષ્યો, મદદ અને મહેમાનદારી કરનારા મારા સ્નેહી ભાઇઓ અને બ્હેનો બની ગયા છે.

અંતે મારા પ્રિય, નિઃસ્વાર્થી અને હંમેશાં માયાળુ ગુરૂભાઇ લીંબડીવાળા **શ્રીમાન ચુનીલાલ શિવલાલ ગાંધી** કે જેઓ મારી આખી મુસાફરી દરમ્યાનમાં મારા મદદગાર સાથી, ચતુર ગાઇડ અને કાઠીયાવાડી લોકસાહિત્ય વિગેરેના અભ્યાસમા મારા ઉત્સાહી અધ્યાપક સમાન હતા–એમનો પણ અંતઃકરણથી આભાર માની વિરમું છું.

શ્રી વીરતત્વ પ્રકાશક મંડલ<br>શિવપુરી.<br>શ્રાવણ શુદ ૧૨ વીર સં. ૨૪૫૫<br>( ૧૭–૮–૨૯ )

સુભદ્રા.





શ્રી સમેતશિખરજી—( પાર્શ્વનાથ હીલ )

# પૂર્વદેશનું પ્રભુત્વ.

અષ્ટાપદે શ્રી આદિજિનવર
  વીર પાવાપુરી વર,
વાસુપૂજ્ય ચંપાનયર સિદ્ધા
  નેમ રૈવતગિરિવર
સમેતશિખરે વીસ જિનવર
  મોક્ષ પહોંચ્યા મુનિવર,
ચોવીશ જિનવર નિત્ય વંદું
  સકલ સંઘ સુહંકર

ઉપરોક્ત સ્તુતિમાં વર્ણવેલી વર્તમાન અવસર્પિણીમાં બાવીશ તીર્થંકરની નિર્વાણ ભૂમિ, એજ પૂર્વ દેશનું પ્રભુત્વ છે



શ્રી પાવાપુરી તીર્થ—જલમંદિરનું સન્મુખ દૃશ્ય.

( બાબુ પૂરણચંદ્રજી નાહરના સૌજન્યથી )

A P Press—Bhavnagar

“ જૈન ”

હીરક મહોત્સવ

અંક



વીર નિર્વાણ પછી ૨૩ વર્ષે દાનવીર શ્રાવક દેવચંદ્રે બંધાવેલ કચ્છ–ભદ્રેશ્વરનું ૨૧૮ સ્થંભ-યુક્ત આ જિનાલય કચ્છની અદ્ભુત કારીગરીનો આછો પરિચય કરાવે છે.





શ્રી ગિરનારજીના શિખરોનું સુરમ્ય ચિત્રપટ



( જૈન સસ્તી વાચનમાળાના સૌજન્યથી )

કચ્છ–જખૌનું

વીશ શીખરયુક્ત

શીલ્પકળામય

જીનાલય.



આનંદ પ્રી. પ્રેસ.

ભાવનગર.

# સન્મતિતર્ક અને તેનું મહત્ત્વ

[ લેખક—પં૦ સુખલાલજી અને પં૦ બેચરદાસ ]

**સ્ફુરણા**

જૈન શ્રુતનો બહુ મોટો ભાગ નાશ પામ્યો છે તે નાશના અનેક કારણો છે પણ આજે તેનો જેટલો અને જે ભાગ સચવાઇ રહ્યો છે તેનું ફક્ત એક જ કારણ છે અને તે જૈન સંઘની શ્રુતભક્તિ જૈન જનતા જ્ઞાન માત્રને પૂજે છે પણ શ્રુત પ્રત્યે એની ભક્તિ એટલી જાગરૂક છે કે નહિ તે વિષે લખવા જતા તેનો મનોરમ ઇતિહાસ તૈયાર થાય માત્ર મોટી વયના સ્ત્રી-પુરુષો જ નહિ પણ નાના કુમાર-કુમારિકાઓ સુદ્ધા શાસ્ત્રજ્ઞાન આરાધવા તપ કરે છે, એના તજ્જેવા સાધનોની આદરપૂર્વક પૂજા કરે છે અને એ માટે પોતાનું સર્વસ્વ આપી દેવા તૈયાર રહે છે ચારિત્રપૂજાનું જૈન સંઘમા મોટું સ્થાન છે પણ તે જ્ઞાનના એક ભાગ તરીકે ચારિત્ર એ જ્ઞાનનો છેલ્લો ને પરિપક્વ અંશ જ છે તીર્થપૂજા હોય કે ગુરુપૂજા હોય એ બધી વિવિધ પૂજાઓની પાછળ જ્ઞાનભક્તિ જ રહેલી છે એ બધામા સત્યજ્ઞાન પ્રાપ્ત કરવાનો એક જ હેતુ મુખ્ય છે

આજે વિશિષ્ટરીતે જૈન દર્શન જીવિત હોય તો તે એક શ્રુતને આભારી છે, અને શ્રુત જીવિત હોય તો તે જ્ઞાન ભક્તિને આભારી છે બુદ્ધિમાન અને દીર્ઘદર્શી જૈન આચાર્યોએ જ્યારે જ્યારે જોયું કે અમુક અમુક શાસ્ત્રો વિશિષ્ટરીતે જૈન દર્શનની પ્રભાવના કરે તેવા છે ત્યારે ત્યારે તેઓએ તે તે શાસ્ત્રોને જૈનદર્શનના પ્રભાવક કહ્યાં તેના તરફ લોકાનુરાગ કેળવ્યો, તેના અભ્યાસને ઉત્તેજન આપ્યું તેની પોથિઓ લખી-લખાવી તેની સાચવણીમા ભારે ફાળો આપ્યો આગમગ્રંથોની પ્રતિષ્ઠા તો ભગવાનની પ્રતિષ્ઠાનો એક ભાગ જ છે પણ ત્યાર પછી રચાયેલા ઘણા શાસ્ત્રોને આચાર્યોએ આગમ જેવું મહત્ત્વ અર્પ્યું છે, એવા શાસ્ત્રોમા સન્મતિનુ સ્થાન મુખ્ય છે **નેમિચંદ્રસૂરિએ** રચેલ **પ્રવચનસારોદ્ધારની** વૃત્તિમા તેના કર્ત્તા **શ્રીસિદ્ધસેન** સન્મતિતર્કને અંગે જે લખે છે તે ખાસ ધ્યાન દેવા જેવું છે તેઓ દર્શનના પ્રભાવક તરીકે ગ્રંથો જણાવતા સન્મતિને પહેલો મૂકે છે અને સાથે જ કહે છે કે એ દર્શનપ્રભાવક ગ્રંથોનું દરેક રીતે ભક્તિપૂર્વક બહુમાન કરવું **જીતકલ્પ** નામના છેદ સૂત્રની ચૂર્ણિની વ્યાખ્યામા તેના કર્તા સન્મતિતર્કને એ મહા પ્રભાવક ગ્રંથ તરીકે વર્ણવે છે, અને તે એટલે સુધી કે તેનો અભ્યાસ કરતા કોઇ અપવાદ સેવવો પડે તો તેને પ્રાયશ્ચિત્ત યોગ્ય નથી માનતા શ્રુતજ્ઞાનની જાગ્રત્મૂર્તિ ઉપાધ્યાય શ્રીયશોવિજયજી તો એના ઉપર ફીદા ફીદા છે અને છેલ્લે શ્રીમદ્ રાજચંદ્ર તથા શ્રીમાન્ આત્મારામજીસૂરીશ્વર સુદ્ધા એ ગ્રંથ ઉપર ભારે મમત્વ દર્શાવે છે

આ રીતે સન્મતિતર્કનો મહિમા જ્યા ત્યા ગાવામા આવ્યો છે અને હજી ગવાય છે, ત્યારે એ જાણવું જરૂરનું છે કે સન્મતિતર્ક એ શું છે? તેનું મહત્ત્વ શા માટે છે? અને બીજા શાસ્ત્રોની સરખામણીમા એનું સ્થાન શું છે? વગેરે વગેરે આ હેતુથી પ્રેરાઇ પ્રસ્તુત લેખ લખવા પ્રેરણા થઇ છે

**નામવિધાન**

જૈન સાહિત્ય અને સમાજમા 'સમ્મતિતર્ક' એ જ નામ સુજાણીતું છે પણ છેલ્લી માહિતી પ્રમાણે તેનું ખરૂ નામ 'સન્મતિતર્ક' લાગે છે ઘણી અને જૂની હસ્તલિખિત પ્રતિઓમા સન્મતિતર્ક એવો જ ઉલ્લેખ મળે છે એ ઉલ્લેખ ઉપર વિચાર કરતા જણાય છે કે સમ્મતિ નહીં પણ **સન્મતિ** નામ ખરૂં હોવું જોઇએ કારણ કે ધનંજય નામમાળામા ભગવાન મહાવીરના જે નામો ગણાવ્યા છે તેમા એક નામ **સન્મતિ** એવું છે તેથી ચોક્ખું લાગે છે કે આચાર્યશ્રી સિદ્ધસેને પોતાના પ્રૌઢ ગ્રંથ રત્નને ભગવાનના નામથી અંકિત કરી સન્મતિતર્ક એવું નામ આપ્યું હશે અને તે દ્વારા સૂચિત કર્યું કે—આ મારા ગ્રંથના પ્રકરણનો વિષય કલ્પિત અગર તો સાધારણ નથી, પણ હું જે કહું છું તે તો ભગવાન મહાવીરનો તર્ક છે એટલે તેમનો સિદ્ધાન્ત છે અથવા ભગવાન મહાવીરનો મત છે.

**પ્રવચનસાર સાથે સરખામણી**

નામની બાબતમા આટલું સ્પષ્ટીકરણ કરી હવે તે ગ્રંથ અને તેના વિષય તરફ વળીએ એ ગ્રંથ પ્રાકૃતભાષામા છે એના ત્રણ ભાગો છે દરેક ભાગ કાંડ નામે પ્રસિદ્ધ છે, એટલે એ ગ્રંથ ત્રિકાંડ છે રચના ગદ્ય નહિ પણ પદ્યમય છે પદ્યો બધા આર્યા છંદમા છે, પહેલા કાંડમા ૫૪, બીજા કાંડમા ૪૩ અને ત્રીજા કાંડમા ૭૦ પદ્યો છે કુલ પદ્યો ૧૬૭ છે.

આ ગ્રંથ બાહ્ય રચનામા દિગંબરાચાર્ય કુંદકુંદના પ્રવચનસાર જેવો છે પ્રવચનસારના પણ ત્રણ ભાગ છે તેમા

પહેલા ભાગમા ૯૨, બીજા ભાગમા ૧૦૮ અને ત્રીજા ભાગમા ૭૫ કુલ ૨૭૫ પ્રાકૃત આર્યાબદ્ધ પદ્યો છે. પ્રવચનસારના ત્રણે ભાગો કાંડ નહિં પણ જૂની ઢબના શ્રુતસ્કંધ એવા નામે પ્રસિદ્ધ છે.

પ્રાકૃતભાષા, આર્યાછંદ અને ત્રણ ભાગમા વહેંચણી એટલું બાહ્ય સામ્ય જોયા પછી હવે એ બન્ને ગ્રંથોના આન્તર સ્વરૂપ તરફ વળીએ

**પ્રતિપાદ્ય વિષય**

પ્રવચનસારમા ચારિત્રનું પ્રતિપાદન ખાસ એક અધિકારમા કરવામા આવ્યું છે, જ્યારે સન્મતિતર્કમાં એ વિષય લીધો જ નથી. સન્મતિતર્કમાં આખું એક કાંડ નયની ચર્ચાથી ભર્યું છે, જ્યારે પ્રવચનસારમા એ વિષય સ્પર્શાયો જ નથી. એમાં માત્ર સપ્તભંગીનો અતિટૂંકમા ઉલ્લેખ છે, ત્યારે સન્મતિમા એની પૂર્ણ અને વિશદ ચર્ચા છે, પ્રવચનસારમા આત્મિક પરિણામના વિકાસને સૂચવતી જે શુભ-અશુભ અને શુદ્ધ પરિણામની હૃદયંગમ ચર્ચા છે તે સન્મતિમા નથી બન્ને ગ્રંથોમા જ્ઞાન અને જ્ઞેયની ચર્ચા તો છે જ; પણ એમા ઘણું અંતર છે, પ્રવચનસાર મુખ્યપણે પ્રત્યક્ષ અને પરોક્ષ જ્ઞાનનો તફાવત જૈન દૃષ્ટિએ સમજાવે છે અને જ્ઞાનને લગતી પ્રાચીન જૈન મંતવ્ય પરંપરાને બીજાં દર્શનોથી જૂદી પાડી કાંઇક તર્કપદ્ધતિએ સમજાવવા પ્રયત્ન કરે છે ત્યારે સન્મતિમા એ વિષય જૂદી જ રીતે ચર્ચાયો છે એ પોતાના સમય સુધીમા ચાલ્યા આવતા જ્ઞાનને લગતા બધા વાદોને એકે એકે લઇ તેની ઉંડી માર્મિક અને અદૃષ્ટપૂર્વ સમીક્ષા તેમ જ પરીક્ષા કરે છે અને એમાં દિવાકરશ્રી પોતાનો તદ્દન સ્વતંત્ર તેમ જ નવો વાદ મૂકે છે તેમ જ સ્થાપે છે. તે વાદ એટલે કેવળજ્ઞાન-કેવળદર્શન વચ્ચે ભેદ ન માનવાનો. આ વાદ સ્થાપતા તેઓશ્રીએ પ્રાચીન વાદોને બહુ ઝીણવટથી છણ્યા છે અને તેમા તર્કદૃષ્ટિએ દેખાતા દોષોને દર્શાવ્યા છે એ જ રીતે પ્રવચનસારમા છે તે કરતા સન્મતિની જ્ઞેય ચર્ચા જૂદી જાતની છે. પ્રવચનસારમા જૈન પરંપરા પ્રમાણે મનાતા છ દ્રવ્યોનું આગમિક શૈલીએ શ્રદ્ધાગમ્ય વર્ણન છે, જ્યારે સન્મતિમા એમ નથી. એ તો વિસ્તારથી એટલું જ વર્ણવે છે કે જૈનદૃષ્ટિએ જ્ઞેય તત્ત્વનું સ્વરૂપ કેવું મનાવું જોઇએ. એ સ્થાપતા એણે મૃદુતાથી વિરોધી દૃષ્ટિઓની ખૂબ ઝાટકણી કાઢી છે.

**પ્રતિપાદન શૈલી**

પ્રવચનસારની શૈલી મુખ્યપણે આગમિક છે. એમા તાર્કિક શૈલીની છાયા છે, જ્યારે સન્મતિમાં શુદ્ધ તાર્કિક શૈલી પ્રધાન પદે છે. કહેવાની વસ્તુ ભલે ગમે તે હોય પણ એને તર્કની તીક્ષ્ણ શાણ ઉપર ચઢાવી અને બુદ્ધિની કસોટીએ કસીને જ દિવાકરશ્રી કહે છે-પ્રવચનસારની શૈલી આગમિક એટલા માટે છે કે તેમા તત્ત્વનું નિરુપણ કરતા કરતા ડગલે ને પગલે ઉપદેશ દેવાતો જાય છે. તે સાભળતા એમ ભાન થાય છે કે જાણે આપણે ધર્મસ્થાન ઉપાશ્રયમા બેસી કોઇ મહામના નિર્ગ્રંથના મુખેથી શ્રદ્ધાપૂર્વક ઉપદેશમિશ્રિત જૈનતત્ત્વ સાભળી રહ્યા છીએ, ત્યારે સન્મતિની બાબતમાં એમ નથી. એમાં ઉપદેશનો છાંટો યે નથી. એમા તો શુદ્ધ જૈન તત્ત્વો પોતાની ઢબે દિવાકરશ્રી પ્રવાહબદ્ધ વર્ણવે જ જાય છે. એને સાભળતા એમ લાગે છે કે જાણે કોઇ પ્રતિભામૂર્તિ તાર્કિક શિરોમણિના મુખેથી જૈન તત્ત્વો સાભળી રહ્યા છીએ.

પ્રસ્તુત બન્ને ગ્રંથો જૈનતત્ત્વજ્ઞાન અને સંપ્રદાયના પોષક છે છતાં બન્નેમા મોટો તફાવત છે. એક જૈનમત સાથે સાથે તેના એક કાંટાનું પોષણ કરે છે, જ્યારે બીજો કોઇ ફાંટાના પોષણમા ન ઉતરતા માત્ર જૈનતત્ત્વજ્ઞાનને જ સ્થાપે છે અને વ્યવસ્થિત કરે છે. પ્રવચનસારનું ચારિત્ર વર્ણન દિગંબર શાખાનું પોષણ કરે છે, પણ સન્મતિને કોઇ શાખાની કશી જ પડી નથી. એ તો ભગવાન મહાવીરની દૃષ્ટિ સ્પષ્ટ કરવા, તેને વ્યવસ્થિત રીતે સમજાવવા અને તર્ક ઉપર તેની માંડણી કરવા મથે છે.

**બૌદ્ધ અને વૈદિક ગ્રંથો સાથે સરખામણી**

દિવાકરશ્રીના સમયનો સવાલ હજી વિચારવા જેવો હોવાથી કાળના પૌર્વાપર્યનો વિચાર છોડી માત્ર સરખામણી માટે કેટલાક પ્રાચીન, બૌદ્ધ અને વૈદિક ગ્રંથો લઇએ. પ્રવચનસાર જોતા તેના પ્રણેતા આચાર્ય કુંદકુંદના માનસમાં ત્રણ જૈનેતર દર્શનોના અભ્યાસની છાપ પડેલી દેખાય છે અને તે પણ સ્થૂલ. **સાંખ્ય, વૈશેષિક** અને **બૌદ્ધ.** એ ત્રણ ઉપરાત **ન્યાય, વેદ, ઔપનિષદ** આદિ બીજાં તત્કાલીન પ્રસિદ્ધ જૈનેતર દર્શનોના અભ્યાસની ઉંડી અને વિસ્તૃત છાપ દિવાકરશ્રીના માનસમા પડેલી છે. એ તેઓશ્રીની સન્મતિ, બત્રીશિઓ વગેરે કૃતિઓ જોતા સ્પષ્ટ થાય છે. ( ક ) સાખ્યાચાર્ય **ઇશ્વરકૃષ્ણની** કારિકાઓ લ્યો અને સન્મતિ સાથે સરખાવો. ભાષા અને સંપ્રદાયનો ભેદ બાદ કરીએ તો એ બેમા છંદનું તેમજ પોતપોતાના વિષયને તર્કપદ્ધતિએ ગોઠવવાનું સામ્ય નજરે પડશે. ( ખ ) શૂન્યવાદી બૌદ્ધાચાર્ય **નાગાર્જુનની** મધ્યમક કારિકા અને વિજ્ઞાનવાદી **વસુબન્ધુની** વિંશિકા તથા ત્રિંશિકા સાથે દિવાકરશ્રીની કૃતિઓ સરખાવતા એમ લાગે છે કે એ આચાર્યો ઉપર એકબીજાની અસર અવશ્ય છે. ( ગ ) વૈશેષિક સૂત્ર અને ન્યાયદર્શનના અભ્યાસે તો સન્મતિની રચનામા દિવાકરશ્રીને ખાસ પ્રેરણા આપ્યાનું ભાન થાય છે તેથી એ દર્શનોનાં સૂત્રો અને સન્મતિ વચ્ચે ભાષા તેમ જ ગદ્ય-પદ્યનો ભેદ હોવા છતા શુદ્ધ તર્કદૃષ્ટિના ઉપયોગનું એમાં મુખ્ય સામ્ય છે.

**રચનાનો ઉદ્દેશ**

દિવાકરશ્રીએ સન્મતિતર્ક એ ઉદ્દેશથી રચ્યો હોય તેમ લાગે છે. ( ૧ ) સ્વસંપ્રદાયમાં વિચાર-શક્તિ અને તર્કબળ કેળવી પ્રજ્ઞાનો વિકાસ કરવો અને ( ૨ ) જૈનેતરદર્શનના વિદ્વાનોમા જૈન મૂળતત્ત્વોની પ્રતિષ્ઠા કરવી.

જૈન નિર્ગ્રંથો મૂળથી જ જ્ઞાનપ્રિય છતા ત્યાગપ્રધાન હતા. તેથી તેઓમા આત્મશ્રદ્ધાનું તેજ હતું; પણ તે કાળક્રમે ધીરે ધીરે સ્થૂલ માન્યતા અને સ્થૂલ રૂઢિઓમા જકડાઇ સંકુચિતપણામા બદલાઇ ગયું હતું, તેથી આગમપાઠી સાધુસંઘ માટે

ભાગે 'શબ્દસ્પર્શી' થઇ ગયો હતો, તેથી ભગવાનના વ્યાપક સિદ્ધાંતો દેશ-કાળ પ્રમાણે ઘટાવી તેનો વિસ્તાર કરવાને બદલે તેઓ નવી પરિસ્થિતિ માત્રથી ભડકતા અને નવા વિચારો અને વ્યવહારો તેમને નર્યા અમલ થઇ પડતા કોઇ ચાલતી પ્રથા ઉપરાંતનો વિચાર મૂકે કે મૂળ વસ્તુને નવા રૂપમાં સમજાવે તો તેને તેઓ શ્રદ્ધા વિનાનો-સમ્યગ્દર્શન વિનાનો કહી વગોવતા વિચાર અને આચારનુ જે વિશિષ્ટ બળ શ્રમણસંઘમાં હતુ તેનો ઉપયોગ માત્ર પ્રાચીનતાની રક્ષા કે રૂઢિ માત્રના પોષણમાં જ થતો આ સ્થિતિ દિવાકરશ્રીને ખટકી તેઓને લાગ્યુ કે ભગવાનના ઉદાર અને ગંભીર સિદ્ધાંતો બહુ જ વ્યાપક બની શકે તેમ છે તે સિદ્ધાન્તો દેશ-કાળના બંધનથી પર હોવાને લીધે તેનો પ્રભાવવડે બહુ જ વિસ્તાર કરી શકાય તેમ છે અને તેમાં જૂનુ કે નવુ જે કાંઇ વાસ્તવિક હોય તે બધુ સમાવવાનો અવકાશ છે ફક્ત તે માટે સૂક્ષ્મ વિચાર કેળવવો જોઇએ, તર્કશક્તિ ખીલવવી જોઇએ અને પ્રજ્ઞાનો વિકાસ કરવો જોઇએ દિવાકરશ્રીની પ્રતિભાને ભગવાનના સિદ્ધાન્તોની ખૂબીઓનુ ઉંડુ અને સ્પષ્ટ દર્શન થતુ હતુ જ્યારે બીજો શ્રમણવર્ગ એ વસ્તુ સાંભળવા સુદ્ધા તૈયાર ન હતો ઉલટુ ભગવાનના જ સિદ્ધાંતની પોષક પણ માત્ર નવી એકાદ દલીલ સાંભળીને છેડાઇ જતો અને તે નવા વિચારક ઉપર તેની નવી વિચારણાને અંગે આક્ષેપ મૂકતો કે તમે તો સ્વસિદ્ધાન્તની પ્રરૂપણા નહિ પણ તીર્થંકરની અવજ્ઞા-આશાતના કરો છો શાસનની આશાતના કે તીર્થંકરની આશાતનાનો આરોપ જૈનપરંપરામાં નાસ્તિકપણાના આરોપ કરતા પણ વધારે ભારે મનાતો આવ્યો છે, એ વાત સ્મરણમાં રાખવી જોઇએ તેથી એવા આરોપ મૂકનાર વર્ગને દિવાકરશ્રીએ સ્પષ્ટ સંભળાવી દીધુ કે નયોનો વિવેક અને તેનુ સમુચિત જ્ઞાન એ જ સ્વસિદ્ધાન્તની પ્રરૂપણા છે અને બીજુ બધુ તીર્થંકરની આશાતના છે કેટલાક દિવાકરશ્રીના નવા તર્કોના સામે થઇ કહેતા કે તમે કહો છો તે સૂત્રમાં ક્યાં લખ્યુ છે? અને સૂત્રના શબ્દ વિરુદ્ધ જવુ એ તો તીર્થંકરની આશાતના છે એવુ કહેનારના મનની ભીરુતા જોતા દિવાકરશ્રી તેઓને ઉદ્દેશી કહે છે કે તીર્થંકરની આશાતનાથી ડરનારા અને સૂત્રાક્ષરને વળગી રહેનારા કેટલાક આચાર્યો કેવળજ્ઞાન-કેવળદર્શનનો ભેદ માને છે ઇત્યાદિ દિવાકરશ્રીના આ કથનમાં કટાક્ષ એ લાગે છે કે તીર્થંકરની આશાતનાના ભયથી માત્ર સૂત્રાક્ષરને વળગી રહેવુ અને તેનુ મર્મ ન વિચારવું કે તર્ક ન વાપરવો એ ક્યાંનો ન્યાય? ઉલટુ વિચાર અને તર્કને અયોગ્ય રીતે દાબી દેવામાં જ તીર્થંકરની આશાતના છે દિવાકરશ્રી કેવળજ્ઞાન-કેવળદર્શનના અભેદનો પોતાનો પક્ષ સ્થાપતા આગમમાં દેખાતા તેથી વિરુદ્ધ પાઠોનુ સમાધાન કરતા કહે છે કે સૂત્રોમાં અભેદ પક્ષ વિરુદ્ધ જે જે કથનો છે તે અન્ય દર્શનોના મન્તવ્યોનુ માત્ર નયદૃષ્ટિએ વર્ણન છે, સ્વસિદ્ધાન્ત નથી માટે સૂત્રોનુ વ્યાખ્યાન કરતી વખતે માત્ર શબ્દસ્પર્શથી કામ ન ચાલે ખરો જાણકાર હોય તો તે પૂર્વાપર અર્થની ઉંડી વિચારણા કરીને જ સૂત્રાર્થનુ કથન કરે, એમને એમ નહિ વળી, જેઓને નવી વિચારણામાં મિથ્યાત્વદૃષ્ટિની ગંધ આવતી તેઓને ઉદ્દેશી દિવાકરશ્રી કહે છે કે મેં જે રીતે કહ્યુ છે તે રીતે જિનકથિત તત્ત્વો ઉપર શ્રદ્ધા રાખનારનુ જ્ઞાન એ જ સમ્યગ્દર્શન છે તત્ત્વોનુ વાસ્તવિક જ્ઞાન હોય તો સમ્યગ્-દર્શન નિયમથી આવી જાય છે, પણ વાસ્તવિક જ્ઞાન ન હોય તો સમ્યગ્દર્શન શી રીતે આવે? ખરી રીતે સમ્યગ્જ્ઞાન એજ સમ્યગ્દર્શન છે તેથી એવુ જ્ઞાન મેળવવાના પ્રયત્ન વિના સમ્યગ્દર્શનનુ અભિમાન રાખવુ અને એવા જ્ઞાન માટે પ્રયત્નશીલને મિથ્યાદૃષ્ટિ કહેવા એ ક્યાંનો ન્યાય? જેઓ સૂક્ષ્મ વિવેચના કર્યા વિના જ આગમનુ જ્ઞાન મેળવતા અને પોતાને આગમજ્ઞ માનતા તેઓને તેઓશ્રી કહે છે કે-જૂદી જૂદી નય દૃષ્ટિવાળા સૂત્રોને માત્ર ભણી જેઓ પોતાને સૂત્રધર કહેવરાવવામાં સંતોષ માને છે અને એ નયવાદની યોગ્ય મીમાંસા નથી કરતા તેઓ અજ્ઞ છે સંપૂર્ણ નયવાદનુ જ્ઞાન એ જ સિદ્ધાન્ત-સમ્યગ્દર્શન છે એ વિનાના માત્ર આત્મોત્કર્ષથી પોતાની પ્રશંસા કરતા કરતા છેવટે નષ્ટ થાય છે કેટલાક પોતાને શાસનભક્ત અને સિદ્ધાન્તજ્ઞ માની દિવાકરશ્રી જેવા સૂક્ષ્મ દ્રષ્ટાને શાસનનાશક અથવા શુષ્ક તાર્કિક કહેતા તેઓને લક્ષીને દિવાકરશ્રી કહે છે કે-ભાઇઓ! માત્ર શાસનભક્તિથી સિદ્ધાન્તજ્ઞ નથી થવાતુ અને માત્ર સિદ્ધાન્તજ્ઞ થવાથી તેની પ્રરૂપણા કરવા જેટલી સ્થિરબુદ્ધિ નથી આવી શકતી વળી આગળ વધી તેઓ કહે છે કે માત્ર સૂત્રપાઠથી અર્થનો ઠીક બોધ નથી થતો એવો બોધ કઠિન નયવાદની અપેક્ષા રાખતો હોવાથી દુર્ગમ છે તેટલા માટે સૂત્રપાઠી દરેક જણે અર્થજ્ઞાન મેળવવા પ્રયત્નશીલ થવુ જે આચાર્યો અશિક્ષિત અને છતાં ધૃષ્ટ છે તેઓ ભગવાનની આજ્ઞાને અવગણે છે છેવટે કેટલાકની બહારની ધમાલ અને મોટપનો દેખાવ જોઇ દિવાકરશ્રી દુઃખપૂર્વક કહે છે કે જેઓ વિચાર વિના જ ઘણા પોથા વાંચી પોતાને બહુશ્રુત માને છે, જેઓ મોટા શિષ્ય-પરિવારને લીધે પોતાને બહુસંમત માનવાની ભૂલ કરે છે, તેઓ શાસ્ત્રમાં સ્થિરમતિ ન થતા ઉલટા સિદ્ધાન્તદ્રોહી બને છે

દિવાકરશ્રીના આટલા પ્રાસંગિક ઉદ્ગારોથી એ સ્પષ્ટ થાય છે કે સન્મતિની રચના એ મુખ્યપણે શ્રમણ સંઘમાં પ્રજ્ઞાબળ પ્રેરવા માટે થયેલી છે પરન્તુ એ ઉપરાંત એ રચનાનો બીજો પણ ઉદ્દેશ હતો અને તે એ છે કે જૈન તત્ત્વોનુ જૈનેતર વિદ્વાનોમાં ભાન કરાવવુ અને જેઓ જૈન સિદ્ધાંતો ઉપર આક્ષેપો મૂકતા તેઓને સચોટ ઉત્તર આપવો આપણે સન્મતિની નય, જ્ઞાન અને જ્ઞેયની પ્રરૂપણાઓમાંથી નય અને જ્ઞેયની પ્રરૂપણાઓમાં સ્પષ્ટ જોઇ શકીએ છીએ કે એ બીજો ઉદ્દેશ સિદ્ધ કરવા દિવાકરશ્રીનુ ખાસ લક્ષ્ય હતુ તેથી જ તેઓએ નયવાદનુ સુંદર પૃથક્કરણ કરી ઉપલબ્ધ તત્કાલીન સમગ્ર દર્શનોને સ્યાદ્વાદની માળાની કડીઓ જેવા ભિન્ન ભિન્ન નયોમાં યોગ્ય રીતે ગોઠવ્યા છે અને તે રીતે તેની મહત્તા આંકી છે જે દર્શનો માત્ર પોતાની પ્રરૂપણા સિવાય બીજી પ્રરૂપણાઓને ધરતુ સ્થાન નથી આપતા તે બધાને તેઓએ એકતરફી અને અધૂરા સાબિત કરવાનો ખાસ પ્રયત્ન કર્યો છે અને નયવાદનુ તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં કેવુ સ્થાન છે એ સમજાવવા પ્રબળ પુરુષાર્થ દાખવ્યો છે જેઓ વગર સમજ્યે અનેકાન્તનો ઉપહાસ કરતા તેઓને તેનુ સ્વરૂપ સમજાવવા આકર્ષક ચર્ચા

કરી છે અને છેવટે કહ્યું છે કે જેના વિના વ્યવહારનું એક પણ કામ સિદ્ધ નથી થઇ શકતું એવા અનેકાંતવાદને નમસ્કાર હો.

બારીકીથી જોતા ખરેખર એમ લાગે છે કે નય અને અનેકાંતવાદને સ્પષ્ટ સમજાવવા અને જૈન તત્ત્વજ્ઞાનની એ વિશેષતાને સર્વગમ્ય કરવા સૌથી પહેલા બુદ્ધિ અને તર્કસિદ્ધ જો કોઇ પ્રયત્ન થયો હોય તો તે દિવાકરશ્રીનો જ પ્રયત્ન છે. દિગંબરાચાર્ય **સમંતભદ્રની આપ્તમીમાંસા** અને શ્વેતાંબરાચાર્ય **હરિભદ્રની અનેકાંતજયપતાકા** વગેરે કૃતિઓ એ પાછળના પ્રયત્નો છે.

**દિવાકરશ્રીનો અને સન્મતિનો પ્રભાવ**

વીર અને વિદ્વાન પુરૂષની પ્રભા કાંઇ પોતાના જ કુલને વ્યાપીને અટકતી નથી. એ તો સહસ્રકિરણ સૂર્યની પેઠે બધી દિશાઓને ઝગઝગાવી મૂકે છે દિવાકરશ્રી પોતાની પરંપરામા તો ગવાયા જ છે. પણ એમના તેજોબળથી આકર્ષાએલા બીજા બીજા વિદ્વાન આચાર્યોએ પણ એમનું ગુણગાન કરવું વીસાર્યું નથી. **હરિવંશ પુરાણ**ના કર્તા મહાકવિ **જિનસેનાચાર્ય** ( પ્રથમ ) પોતાના એ ગ્રંથની પ્રસ્તાવનામા જ્યા મોટા મોટા પ્રભાવશાળી આચાર્યોનું અને કવિઓનું સ્મરણ કરે છે ત્યા તેમણે અત્યંત આદર સાથે દિવાકરશ્રીને પણ સ્તવેલા છે. એ ઉપરાંત **આદિપુરાણ**ના પ્રણેતા **બીજા જિનસેનસૂરિ, સિદ્ધિવિનિશ્ચય**ના ટીકાકાર **અનંતવીર્ય** અને પંડિત **લક્ષ્મીભદ્ર** વગેરે દિગંબર પંડિતોએ પોતપોતાની કૃતિમા દિવાકરશ્રીના નામને અતિ ઉચ્ચ સ્થાને સ્થાપેલું છે. દિવાકરશ્રીની જેમ એમની કૃતિઓનો પણ કાંઇ ઓછો પ્રભાવ વિસ્તરેલો નથી. **તત્ત્વાર્થ રાજવાર્તિક**ના પ્રણેતા **ભટ્ટ અકલંક**દેવે દિવાકરશ્રીના એક પ્રસિદ્ધ પદ્યદ્વારા પોતાના વાર્તિકને શોભાવ્યું છે, **તત્વાર્થ શ્લોકવાર્તિક**ના કર્તા **શ્રી વિદ્યાનંદ** સ્વામી અપર નામ **પાત્રકેસરીજી**એ એ વાર્તિકની વ્યાખ્યામા પોતાના વચનના દૃઢીકરણ માટે સન્મતિની ગાથાને ઉદ્ધરીને સન્મતિના પ્રામાણ્યનું બહુમૂલ્ય આંકી બતાવ્યું છે. સિદ્ધિવિનિશ્ચય ટીકામા પણ આચાર્ય અનંતવીર્ય સન્મતિની ગાથાને વિસારતા નથી. દિવાકરશ્રીની કૃતિનો પ્રભાવ કાંઇ આટલેથી જ અટક્યો નથી; પણ વિશેષ વિચારતા એમ પણ ભાસે છે કે. પ્રસિદ્ધ તાર્કિક આચાર્ય અકલંક ભટ્ટની લઘીયસ્ત્રયી એ જાણે સન્મતિનું પ્રતિબિંબ જ ન હોય ! આમ ચારે કોર દિવાકરશ્રી અને સન્મતિનો પ્રભાવ વિસ્તરેલો જોઇએ છીએ ત્યારે આ એક નવાઇ જેવું લાગે છે કે, એમની સન્મતિ અને ન્યાયાવતાર સિવાયની બીજી કોઇ કૃતિ ઉપર કોઇએ સાધારણ ટિપ્પણી સરખી પણ કરી નથી સંભવ છે કે, સિદ્ધસેનની તર્કસમીક્ષારૂપ ચીણગારીને લીધે લોકો ભડકયા હોય અને તેમના પ્રતિભાપૂર્ણ પાંડિત્યને લીધે મુગ્ધ થયા હોય. એથી તેઓએ દિવાકરશ્રી અને તેમની કૃતિને ભલે અભિનંદી હોય પણ પેલી ભડકામણને લીધે એઓ દિવાકરશ્રીની મહત્ત્વપૂર્ણ એ બત્રીશિઓને સ્પર્શ કરતા અચકાયા હોય વધુ સંભવ તો એ છે કે એ બત્રીશિઓને કોઇ વિરલ પુરૂષે જ વાંચી હશે અને એથી જ આજે એ એટલી બધી અશુદ્ધ રીતે ઉપલબ્ધ છે કે જેમા શ્લોકની માત્ર એકવીશ બત્રીશિઓ છતા ય એના શુદ્ધ સંસ્કરણ માટે ખાસા બત્રીશ માસ તો સહેજે વીતી જાય અને બીજો આયાસ થાય તે તો વળી જુદો જ. હવે તો દેશમા અજ્ઞાનતાના ધૂમસને દૂર કરવા, લોકોમાં ચૈતન્ય પ્રેરવા અને સામાજિક અંધ વાતાવરણની ઠંડીને ઉડાડવા એમની એ ચીણગારીઓને ચેતવવી આવશ્યક છે.

**બીજી કૃતિઓ:**

સન્મતિ ઉપરાત બીજી પણ કૃતિઓ દિવાકરશ્રીની છે. બીજી કુલ કેટલી કૃતિઓ રચેલી તે જાણવાનું અત્યારે કાંઇ સાધન નથી પણ એ બત્રીશ બત્રીશિઓમા જો ન્યાયાવતાર ન આવતો હોય તો તે અને કલ્યાણમંદિર સ્તોત્ર પણ તેઓની કૃતિઓમાં ગણવા જોઇએ. તેઓને નામે ચડેલી કે મનાતી બીજી કેટલીક કૃતિઓ સંભળાય છે. પણ તેમા વજૂદ બહુ જણાતું નથી અત્યારે તેઓશ્રીની નિશ્ચિત કૃતિઓમાથી ઉપલબ્ધ તો સન્મતિ ઉપરાત ફક્ત એકવીશ બત્રીશિઓ, ન્યાયાવતાર અને કલ્યાણમંદિર છે. સન્મતિ અને બીજી કૃતિઓ વચ્ચે મુખ્ય તફાવત ભાષા અને વિષય બન્નેનો છે. કારણ કે બાકીની બધી કૃતિઓ સંસ્કૃતમાં જ છે.

બત્રીશિઓ કાંઇ એક ખાસ વિષય ઉપર નથી પણ તે જૂદા જૂદા વિષય ઉપર લખાયેલી છે. શરૂઆતની કેટલીક બત્રીશિઓમાં ભગવાન મહાવીરની અનુપમ સ્તુતિ છે. ત્યારપછી કેટલીકમા જૈનેતર દર્શનોનું વર્ણન છે. એકમા વાદકળાનું મર્મ અને વળી એકમા વિવાદની દુર્દશાનું ચિત્ર છે. ન્યાયાવતારમાં જૈનન્યાયની સ્થાપના અને કલ્યાણમંદિરમા પ્રભુ પાર્શ્વનાથની સ્તુતિ છે. ભારતીય સમગ્ર દર્શનોનો અભ્યાસ કરવા માટે ગ્રંથ રચનાની પ્રેરણા આચાર્ય હરિભદ્રને કે માધવાચાર્યને દિવાકરશ્રીની ભિન્ન ભિન્ન દર્શન ઉપરની પ્રૌઢ બત્રીશિઓમાથી મળી હોય તેમ સ્પષ્ટ લાગે છે. સન્મતિનો શુદ્ધ વિષય જૈન તત્ત્વજ્ઞાનનો છે. જ્યારે બત્રીશિઓનો મુખ્ય વિષય ભારતીય સમગ્ર દર્શનોની મીમાસા અને તેનું નિરૂપણ એ છે.

દાન, શીલ, તપ અને ભાવના સંસ્કારોમા જૈનોનું વારસાગત ચઢીયાતાપણું કબૂલ કરવામા આવે તો બૌદ્ધિક સંસ્કારોનું તેવું ચઢીયાતાપણું બ્રાહ્મણ જાતિનું કબૂલ કરવું જોઇએ એ વાતની સાક્ષી અનેક બ્રાહ્મણ જૈનાચાર્યોની કૃતિઓ પૂરે છે. વૈશ્ય જાતીય શ્રીમાન્ હેમચંદ્ર અને યશોવિજયજી જેવા તો અપવાદ માત્ર ગણાય. દિવાકરશ્રી જન્મે બ્રાહ્મણ જાતિના અને પોતાની જ પરંપરામા વ્યાકરણ, કાવ્ય, વેદ અને ઉપનિષદ ઉપરાત તત્કાલીન સમગ્ર વૈદિક દર્શનોને તેમજ બૌદ્ધદર્શનને પી ગયેલા. એમનો સંસ્કૃતભાષા ઉપરનો કાબુ અને કવિત્વ એમની કૃતિઓમા ચમત્કારક રીતે નજરે પડે છે. પૂર્વાશ્રમના દાર્શનિક પ્રૌઢ અભ્યાસે તેઓની બુદ્ધિને તીક્ષ્ણ અને દર્પણ જેવી સ્વચ્છ બનાવી હતી. હૃદય તેઓનું સરળ અને ગુણપક્ષપાતી હતું પરીક્ષાશકિત અને નિર્ભયતા તેઓમા સ્વત સિદ્ધ હતા. તેથી જૈન આગમ જોતા વેંત જ બીજા કોઈ સાધારણ વિદ્વાનને ન ભાસે એવું ભગવાન–ભાષિત તત્ત્વ તેમની

પ્રતિભાને ભાસ્યુ અને તેમની નિરકતવૃત્તિ સાથે નિર્ભયતા જાગી ઊઠી, પરિણામે તેઓએ દીર્ઘતપસ્વી મહાવીરનુ શાસન સ્વીકાર્યુ અને પોતાની સમગ્ર શકિત એ શાસનને અર્પી, તેની વ્યવસ્થા અને પ્રભાવના કરવામા જ પોતાના પાંડિત્યનો ઉપયોગ કર્યો

એમની બત્રીશિઓ વાચતા ઉપરની બધી હકીકત સ્પષ્ટ જણાઇ આવે છે અહિંસા અને અનેકાંતનુ બીજાને ભાગ્યેજ સમજાએવુ તત્ત્વ તેઓને સરળતાથી સમજાયુ તેથી જ તેઓ દીર્ઘતપસ્વીના બુદ્ધિગમ્ય તત્ત્વસિદ્ધાંતો ઉપર પ્રી ગ થઇ એમની ગદ્ગદ ભકિતથી સ્તુતિ કરવા મંડી ગયા એ સ્તુતિમા પણ તેમણે પોતાનો બુદ્ધિગભાવ અને તર્કવાદ સ્પષ્ટ કર્યો છે એ સમજવા કેટલાક બત્રીશીઓમાના પદ્યો લેખના અંતમા અર્થ સહિત નમૂનારૂપે આપવામા આવે છે જેને વાચતા વાચકોને દિવાકરશ્રીના વિશિષ્ટ વ્યકિતત્વની ખાત્રી થશે અને તેમનુ હાર્દ સમજાશે

**સન્મતિનો પ્રચાર ઓછો કેમ છે અને હવે તે વધે કેમ ?**

એકંદર રીતે જોતા પ્રવચનસાર અને સન્મતિતર્ક એ બન્ને ગ્રંથો મહત્વના છતા તેમા સન્મતિતર્કનુ જ સ્થાન મુખ્ય આવે છે તેમાથી અભ્યાસ માટે જો એકની જ પસંદગી કરવી હોય તો સન્મતિતર્કની જ પસંદગી વિશેષ ફળરૂપ છે પ્રવચનસારની પદ્યરચના કરતા સન્મતિની પદ્યરચના પણ વિશેષ ધ્યાન ખેંચે તેવી છે છતા સન્મતિતર્કના અભ્યાસી પ્રવચનસારની ઉપેક્ષા કરે તો ઘણુ જ ગુમાવે એ ચોકખુ છે

પ્રવચનસાર કરતા સન્મતિતર્કનુ સ્થાન વિશિષ્ટ હોવા છતા અને બન્ને મૂળ ગ્રંથોનુ પ્રમાણ લગભગ સરખુ હોવા છતા અભ્યાસક્રમમા પ્રવચનસાર જેટલો વધારે પ્રચલિત છે તેટલો વધારે સન્મતિતર્ક અપ્રચલિત છે તેના શા કારણો ? એ પ્રશ્ન થવો સ્વાભાવિક છે ઉત્તર સ્પષ્ટ છે પ્રવચનસારમા માત્ર પ્રાચીન પદ્ધતિને અનુસરી જૈનતત્ત્વો નિરૂપવામા આવ્યા છે, જ્યારે સન્મતિતર્કમા તત્ત્વોનુ નિરૂપણ નવીનરીતે કરવામા આવ્યુ છે તેથી નવીન વિચારને અને નવી પદ્ધતિને સહન ન કરી શકનાર પ્રાચીન વર્ગે એ મહત્ત્વપૂર્ણ ગ્રંથથી જોઇતો લાભ ન ઉઠાવ્યો બીજુ કારણ એ છે કે પ્રવચનસાર ઉપરની ટીકાઓ એ બહુ મોટી કે ભણનારને મુઝવે તેવી નથી, જ્યારે સન્મતિની ઉપલબ્ધ ટીકા અસાધારણ મહત્ત્વપૂર્ણ છતા અતિવિસ્તૃત અને સાધારણ અભ્યાસી માટે અગમ્ય હોવાથી તે મૂળના અભ્યાસમા દરેકને સાધક થતી નથી ત્રીજુ કારણ પ્રવચનસારીય મૂળ અને ટીકા જુની-નવી દેશી ભાષાઓમા અનુવાદિત છે તેથી ગમે તે જિજ્ઞાસુ તેને વાચી અને ભણી શકે છે, જ્યારે સન્મતિતર્કની બાબતમા તેમ નથી તેની ટીકાની વાત તો બાજુએ રહી પણ એવડા નાનકડાશા મૂળ ગ્રંથનો જુની કે નવી કોઇ પણ દેશી ભાષામા અનુવાદ આજ સુધી કયારેય થયો હોય એમ જાણવામાં નથી કોઇ લેખકે જુના વખતમા એના ઉપર સંક્ષિપ્ત ટબો સુદ્ધા લખ્યો નથી આ અને આના જેવા બીજા અનેક કારણોથી એ અસાધારણ ગૌરવવાળા ગ્રંથથી માત્ર ગૃહસ્થવર્ગ જ નહિ પણ જ્ઞાન અને ત્યાગપ્રધાન ભિક્ષુવર્ગ સુદ્ધા મોટે ભાગે અજાણ રહ્યા છે

જૈનતર્કના વ્યવસ્થાપક સમાટ ઉપાધ્યાય શ્રીયશોવિજયજીને કોણ નથી જાણતુ ? તેઓશ્રી દ્રવ્યગુણપર્યાયના રાસમા સ્પષ્ટ કહે છે કે જેઓ દ્રવ્યાનુયોગનો વિચાર નથી કરતા અને ક્રિયાકાંડમા જ મચ્યા રહે છે તેઓ નિશ્ચયશુદ્ધ ચારિત્રનુ સ્વરૂપ જ નથી જાણતા એ રીતે દ્રવ્યાનુયોગ-તત્ત્વચિંતનના અભ્યાસનુ મહત્ત્વ બતાવી તેઓએ કહ્યુ છે કે તે માટે સન્મતિતર્ક વગેરે ગ્રંથો શીખવા અને તેનુ મનન કરવુ ખરેખર ઉપાધ્યાયજીની તીક્ષ્ણ દૃષ્ટિ વસ્તુસ્થિતિનો સ્પર્શ કરે છે પણ બહારની ધમાધમ અને ઉપરની ટાપટીપમા રસ લેનાર ત્યાગપ્રધાન ભિક્ષુવર્ગનો મોટો ભાગ એ વસ્તુથી સહુ વેગળો હોય એમ લાગે છે નહિ તો સન્મતિતર્કના નાના-મોટા અનેક અનુવાદો અનેક ભાષાઓમા કયારનાએ થયા હોત અને આજે તેનુ પાઠયક્રમમા આકર્ષક સ્થાન હોત

ઉપાધ્યાયજીએ સન્મતિતર્કનો જેટલો છૂટથી ઉપયોગ કર્યો કે જેટલી તે ઉપર વિચારણા કરી છે અને તે ઉપર છૂટુ છવાયુ જેટલુ લખ્યુ છે તે સન્મતિતર્કના સ્વાભાવિક ગૌરવને શોભાવે તેવુ છે ન્યાયાંભોનિધિ વિજયાનંદસૂરીશ્વરે ઉપાધ્યાયજી પછી એ ગ્રંથને સંપૂર્ણ જોયેલો છે એવા નિશ્ચિત પ્રમાણો અમને મળ્યા છે શ્રીમદ્રાજચંદ્રે સન્મતિતર્કનુ ગૌરવ ખૂબ ગાયુ છે પણ કોઇએ એને ભાષામા ઉતાર્યો નથી એ ગ્રંથનુ વસ્તુ અને તેનુ ગૌરવ સર્વગમ્ય થવા માટે તેના સરળ અનુવાદની જ ખાસ જરૂર છે જો એ ગ્રંથનો મધ્યમ પરિમાણનો અનુવાદ થઇ બહાર પડી શકે તો અમારી ખાત્રી છે કે જેમ તત્ત્વાર્થ સર્વત્ર પઠનપાઠનમા છે તેમ સન્મતિતર્ક પણ એ કક્ષામા આવે એટલુ જ નહિ પણ યુનીવર્સિટી સુદ્ધામા દાખલ થાય એનો પ્રાંજલ અનુવાદ વિદેશી વિદ્વાનોને પણ ખરેખર આકર્ષશે એવો અનુવાદ કરવાની બહુ જુની અને બળવતી ધારણાએ જ સન્મતિતર્કના સંપાદન કાર્યમા અમને પ્રેર્યા છે અને બાંધી રાખ્યા છે

**ઉપલબ્ધ ટીકા અને તેનુ મહત્ત્વ**

અત્યારે સન્મતિતર્કની એક જ ટીકા સુલભ છે અને તે તાર્કિક અભયદેવની આ ટીકા પહેલા બીજી ઘણી ટીકાઓ તેના ઉપર લખાએલી પણ આજે તેમાની એકે પ્રાપ્ત નથી શ્રીમાન્ અભયદેવ પછી સન્મતિ ઉપર બીજા કોઇએ ટીકા લખી જણાતી નથી શ્રીઅભયદેવ પહેલા રચાએલી ઘણી ટીકાઓમા એક શ્વેતાંબરાચાર્ય તાર્કિક મલ્લવાદીની અને બીજી દિગંબરાચાર્ય સુમતિની હોવાના પ્રમાણો મળે છે આ બે ઉપરાંત બીજી ટીકાઓ હતી કે નહિ ? અને હતી તો કોની કોની રચેલી ? વગેરે પ્રશ્નો હજી વિચારવાના બાકી જ છે તેવીજ રીતે જેમ દિગંબરાચાર્ય અકલંકે પોતાના પ્રકરણો ઉપર સ્વ

સ્વોપજ્ઞ વૃત્તિઓ રચેલી છે તેમ ખુદ દિવાકરશ્રીએ પોતાના સન્મતિતર્ક ઉપર નાની-મોટી કોઇ સ્વોપજ્ઞવૃત્તિ રચેલી હોવી જોઇએ એવી પ્રો. લૉયમનની સંભાવના પણ ખાસ વિચારણીય હોઇ સંશોધનનો વિષય છે ગમે તેમ હો પણ આજે તો એકમાત્ર શ્રીઅભયદેવની ટીકા જ સન્મતિતર્કમા પ્રવેશ કરવાનુ દ્વાર છે.

ટીકાનો સામાન્ય અર્થ એટલો જ છે કે તેનાવડે મૂળ ગ્રંથમા પ્રવેશ કરવો અલબત્ત. એ રીતે જોતા ટીકા એ મૂળ ગ્રંથરૂપ નગરનું દ્વાર કહેવાય. પણ પ્રસ્તુત ટીકાને માત્ર દ્વાર કહેવુ કે નહિ તે એક ખાસ સવાલ છે. સબબ એ છે કે પ્રસ્તુત ટીકા જેમ પ્રમાણમા અતિવિશાળ છે તેમ મૂળ ગ્રંથમા સ્પષ્ટરીતે નહિ આવતા એવા અનેક નાના-મોટા દાર્શનિક વિષયોની વિસ્તૃત અને સૂક્ષ્મ ચર્ચાથી ભરેલી છે તેથી એ ટીકા જ એક સ્વતંત્ર ગ્રંથ બની ગયેલ છે. એ ટીકાદ્વારા મૂળગ્રંથમા પ્રવેશ થવાનો વાસ્તવિક સંભવ હોવાથી એ ટીકા મૂળગ્રંથનું દ્વાર છે, છતા એ સ્વતંત્ર અધ્યયનની યોગ્યતા ધરાવતી હોવાથી મૂળગ્રંથની પેઠે એક સ્વતંત્ર જ કૃતિ છે એમ કહેવું જરાએ અસ્થાને નથી.

૧૬૭ પદ્યો ઉપર પચ્ચીશહજાર શ્લોકની પ્રસ્તુત ટીકામા શ્રીઅભયદેવસૂરિએ પોતાના સમય સુધીમા પ્રસિદ્ધ એવા તમામ ભારતીય દાર્શનિક વિષયોનો સંગ્રહ બહુ ખૂબીથી કર્યો છે. અને દરેક વાદને અંતે મૂળગ્રંથના પ્રતિપાદ્ય વિષય અનેકાન્તવાદનું સમર્થન કરી પોતાની ટીકાને મૂળ ગ્રંથના ધ્યેયની સાધક બનાવી છે

એક રીતે પ્રસ્તુત ટીકામાની દાર્શનિક વિષયો ઉપરની લાંબી ચર્ચાઓ સાધારણ બુદ્ધિવાળા માટે અગમ્ય હોવાથી એ ટીકા કેટલાકને બહુ ઉપયોગી ન લાગે એવો પણ સંભવ છે. છતા ખરીરીતે એથી એનું મહત્ત્વ ઘટતું નથી, ઉલટું તે વધારે સિદ્ધ થાય છે. જગતમા કાંઇ દરેક વસ્તુ સર્વભોગ્ય જ નથી હોતી અથવા જે સર્વભોગ્ય ન હોય અગર તો અલ્પભોગ્ય હોય તેની કિંમત ઓછી એવો પણ નિયમ બાંધી ન શકાય. ખરી વસ્તુસ્થિતિ એવી છે કે પ્રત્યેક વસ્તુનું મહત્ત્વ તેની કક્ષાના પ્રયોજનની સિદ્ધિ ઉપરથી જ અંકાવું જોઇએ આ દષ્ટિએ જોતા શ્રીઅભયદેવની ટીકાનું સ્થાન તેના ઉદ્દેશ પ્રમાણે બહુ ઉંચું છે બૌદ્ધદર્શન, ભિન્ન ભિન્ન વૈદિકદર્શનો અને દિગંબર સંપ્રદાયના નવમા સૈકા સુધીના જે મોટા મોટા આકર ગ્રંથો હતા તે બધાના સંપૂર્ણ વિષયોનો સંગ્રહ કરી તેના ઉપર જૈનદષ્ટિએ ચર્ચા કરવી અને છેવટે અનેકાન્તવાદનું સ્થાપન કરવુ એ જ શ્રીઅભયદેવસૂરિનો ઉદ્દેશ તે ટીકા રચવામાં હતો. અને પ્રો. લોયમન પોતાનો અભિપ્રાય જણાવે છે તે પ્રમાણે ઉદ્દેશ ખરેખર અભયદેવસૂરિએ સિદ્ધ કર્યો છે તેમના પોતાના સમય પહેલા સંસ્કૃત દર્શનસાહિત્યમા આકરગ્રંથોનું પ્રમાણ વધારેમા વધારે ૧૮૦૦૦ શ્લોક જેટલું વધ્યુ હતું. બૌદ્ધ દર્શનનો મહાન્ ગ્રંથ **તત્ત્વસંગ્રહ** લ્યો કે વૈદિકદર્શનોનાં વાર્તિક આદિ કોઇ ગ્રંથો લ્યો દિગંબરાચાર્યના માર્તંડ આદિ ગ્રંથો લ્યો કે શ્વેતાંબરાચાર્યના નયચક્ર આદિ ગ્રંથો લ્યો એ બધા લગભગ અઢાર હજાર પ્રમાણ છે. તે બધાથી કદ મોટુ કરી પૂર્વકાલીન સમગ્ર ચર્ચાઓનો સમાવેશ કરી અભયદેવસૂરિએ ૨૫૦૦૦ શ્લોક પ્રમાણ ટીકા રચી અને તેને દાર્શનિક સર્વ વિષયોનું સંગ્રહસ્થાન બનાવ્યું. આવો મહાન્ ઉદ્દેશ સિદ્ધ કરવા જતા ટીકાનુ પ્રમાણ વધે એ સ્વાભાવિક છે. જો એનો આટલો વિસ્તાર કરવામાં એઓએ કૃપણતા કરી હોત તો દશમા સૈકા સુધીના ભારતીય સમગ્ર દાર્શનિક વિષયોની વિકસિત ચર્ચા એક સ્થળે આપણને ભાગ્ય જ જોવા મળત. તેથી ટીકાનો વિસ્તાર એ એનું ખરું મહત્ત્વ છે. કારણકે તેથી જ તેનો ઉદ્દેશ સધાય છે.

અગિઆરમા સૈકા પછી શ્વેતાંબર સાહિત્યમા એવા પણ ગ્રંથો રચાયા છે કે જે કદમા પ્રસ્તુત ટીકા કરતાં ત્રણ ગણા છે. છતા એ મહાકાય ગ્રંથો અભયદેવસૂરિના સર્વ સંગ્રહના ઋણી છે. કારણકે પ્રસ્તુત ટીકામા સંગૃહીત થયેલ વિષયો તેમને સરળતાથી મળી ગયા છે. એક બીજી દષ્ટિએ પણ પ્રસ્તુત ટીકાનું મહત્ત્વ છે. અને તે એ કે દશમા સૈકા પછીના ગ્રંથોની જેમ તેમા શબ્દાડંબર નથી. એમા ભાષાનો પ્રસન્ન પ્રવાહ શરદૃઋતુના નદીપ્રવાહની જેમ વહે જ જાય છે.

**ભારતીપૂજામાં ગુજરાતનો ફાળો**

સાહિત્યના સર્જન, રક્ષણ અને વિસ્તારમાં આ દેશના બીજા ભાગોને મુકાબલે ગૂજરાતનું સ્થાન ક્યા છે એનુ સ્પષ્ટ અને વિસ્તૃત ભાન તો ગૂજરાતીઓને જાગ્રત કરી પુરુષાર્થની દિશામા પ્રેરે તેવું અને ઇતર પ્રાન્તના દેશવાસીઓને ગૂજરાત પ્રત્યે બહુમાનશીલ કરે તેવું અવશ્ય છે; પણ એ વિષેની ગંભીર અને વિસ્તૃત માહિતીમા અત્ર ન ઉતરતાં ટુંકમા એટલું જણાવી દેવું બસ થશે કે ભારતીમંદિરમા સાહિત્યોપાસનાનું નૈવેદ્ય ધરવામા પોતપોતાની ઢબે બીજા પ્રાંતોએ જે શ્રદ્ધાપૂર્વક ભાગ લીધો છે તેવો ભાગ લેવામા વૈશ્યવૃત્તિપ્રધાન ગૂજરાત જરાયે પાછું નથી રહ્યું, બલકે ઘણા અંશોમા તો તેનું વ્યક્તિત્વ માત્ર નિરાળું જ નહિ પણ બીજા પ્રાંતો કરતા ચઢીયાતુંયે છે.

જૂના યુગને બાદ કરી ઐતિહાસિક યુગ તરફ આવી પૂર્વ અને ઉત્તર હિંદુસ્તાનના વિદ્વાનોને જોઇએ છીએ તો તેઓ વ્યાકરણ, કોષ, કાવ્ય, નાટક, અલંકાર, દર્શન, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર, નીતિ, ધર્મશાસ્ત્ર, સંગીત, શિલ્પ, જ્યોતિષ, ચિકિત્સા આદિ અનેક સાહિત્યની શાખાઓના મૌલિક તથા ટીકાત્મક ગ્રંથો રચી વિશ્વભારતીને ભેટ કરતા નજરે પડે છે. દક્ષિણ હિંદુસ્તાનના બ્રાહ્મણ વિદ્વાનો પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસાના જગદ્વ્યાપક ભાષ્ય અને ટીકા ગ્રંથો રચીને સરસ્વતીની આરાધના કરતા નજર પડે છે; તેમજ તે ભાગના જૈન વિદ્વાનો આગમિક અનેકાન્તવાદને તાર્કિક પદ્ધતિએ વિશદ કરતા ગ્રંથોને રચી જૂદી જ રીતે સરસ્વતીની સેવા કરતા નજરે પડે છે, કાશ્મીરના વિદ્વાનો વળી તંત્ર, શૈવ અને પાશુપતદર્શન વિષે અનુપમ સાહિત્ય નિર્માણ કરી કાવ્ય અને અલંકારના પ્રદેશમા અદ્દભુત પ્રતિભાદર્શક કૃતિઓ સરજી શારદાને પ્રસન્ન

કાગળ અને તાડપત્રની મળી ત્રીશેક પ્રતિઓ ઉપરથી સંશોધિત આવૃત્તિ તૈયાર કરવામા આવી અને તેમા પાઠ–પાઠાન્તરો કાયમ રાખી અનેક દૃષ્ટિએ ટિપ્પણો કરવામા આવ્યા છે. જે, ગ્રંથ ભણનારને તેમજ ઐતિહાસિક અવલોકન કરનારને કામના છે. એવા ટિપ્પણો કરવામા લગભગ ૨૫૦ જેટલા ગ્રંથોનો ઉપયોગ છુટથી કર્યો છે. એ ઉપયોગમા અમુદ્રિત પણ ઘણા ગ્રંથો કામમાં આવ્યા છે.

**સ્યાદ્વાદમંજરી** કે **સ્યાદ્વાદરત્નાકર, શાસ્ત્રવાર્ત્તાસમુચ્ચયની સ્યાદ્વાદકલ્પલતા ટીકા** કે **નયામૃતતરંગિણી, પ્રમેયકમલમાર્ત્તંડ** કે **પ્રમેયરત્નકોષ, સિદ્ધિવિનિશ્ચય** કે **ન્યાયવિનિશ્ચય, અષ્ટસહસ્રી** કે **ન્યાયકુમુદચંદ્રોદય, નયચક્ર** કે **અનેકાન્તજયપતાકા** કોઇપણ જૈનગ્રંથ અગર તત્ત્વસંગ્રહ જેવા બૌદ્ધગ્રંથના અભ્યાસીને સન્મતિ ટીકાની પ્રસ્તુત આવૃત્તિ વધારેમા વધારે ઉપયોગી થાય એ દૃષ્ટિએ જ ટિપ્પણમાં પ્રચુર ગ્રંથોનો ઉપયોગ કરવાની પ્રેરણા આપી છે અને વિદ્યાપીઠના ઔદાર્યે અને પુરાતત્ત્વમંદિરના સુલભ પુસ્તકસંગ્રહે એ પ્રેરણાને અમલમા મૂકાવી છે

**ઉપસંહાર**

એ કહેવાની ભાગ્યે જ જરૂર છે કે સંસ્કૃત ટીકા અગર પ્રાકૃત મૂળ ગ્રંથનું ગમે તેટલું મહત્ત્વ હોય અથવા તેની સંશોધિત આવૃત્તિનું ગમે તે સ્થાન હોય છતા એ ગ્રંથની સર્વ સાધારણ ઉપર છાપ પાડવા કહો કે તેનુ જ્ઞાન બહુભોગ્ય કરવા કહો એના ગૂજરાતી, હિંદી આદિ અનેક ભાષાઓમા સુગમ અને સુલભ અનુવાદો થવા જ જોઇશે અને અનુવાદ મારફત જેમ ઉપનિષદો કે દાર્શનિક–વૈદિક સૂત્રગ્રંથો વિશેષ ને વિશેષ લોકપ્રિય થતાં જાય છે તેમ અનુવાદ મારફત જ **સન્મતિને** એ સ્થાન અપાવી શકાય.

દિવાકરશ્રીનો ગ્રંથ રચનાનો ઉદ્દેશ્ય એક એ પણ હતો કે જેમ વૈદિક અને બૌદ્ધ સાહિત્ય લોકપ્રિય તેમ જ વિદ્વત્પ્રિય થતુ જાય છે તેમ જૈન સાહિત્ય પણ થાય, અને તેથી જ તેઓશ્રીએ કેવળ સસ્કૃતમા કે કેવળ પ્રાકૃત ગ્રંથરચના ન કરતા તે વખતની પ્રસિદ્ધ બન્ને ભાષાઓમા ગ્રંથરચના કરી છે. અલબત્ત, એ ખરૂં કે તેઓશ્રીની બધી કૃતિઓ જેટલી ઉચ્ચતમ છે તેટલી જ તે સતી અને અસ્પૃશ્ય રહી છે, પણ એ વિરોધ દૂર કરવાનો અને તેની ઉચ્ચતમતાનો આસ્વાદ લેવાનો કલિયુગ હવે આવી લાગ્યો છે. તેથી જેટલી કૃતિઓ જીવિત છે તે બધીનો અનુવાદદ્વારા અને સંશોધનદ્વારા ઉદ્ધાર કરવામા જ જ્ઞાનપૂજાનું રહસ્ય સમાયેલું છે માત્ર ગ્રંથ અને તેના ઉપકરણોની પૂજામા જ આપણે રચ્યા પચ્યા રહીએ તો તેના ચેતન–આત્મા સુધી પહોચી ન શકીએ અને પરિણામે ઉપાધ્યાયજી કહે છે તેમ ક્રિયાગ્રહિલ જડપૂજક બની જઇએ. એ સ્થિતિ અનેકાંતદૃષ્ટિને ન શોભે તેથી સાચા જ્ઞાનપૂજક માટે શું કર્ત્તવ્ય છે તે જૂદુ કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે.

પ્રસ્તુત લેખદ્વારા એકપણ વાચકની રૂચિ કોઇપણ કાળે સન્મતિતર્કના અંગ મહત્ત્વ તરફ વળશે તો પ્રયાસ સફળ જ છે.

**દિવાકરશ્રીનાં કેટલાંક પદ્યોનો સાર**

[ આગળ કહ્યા પ્રમાણે એકંદર બધી કૃતિઓ જોતા દિવાકરશ્રીના જીવનનું ખરૂ હાર્દ શું છે તે જણાઇ આવે છે અને તે એ છે કે, તેમનો ભગવાન મહાવીર પ્રત્યે અનન્ય અનુરાગ છે એ અનુરાગ આગમજ્ઞાનમાંથી ઉત્પન્ન થયો છે અને તેથી શાસનની પ્રભાવના એ તેમને મન ભગવાનના સિદ્ધાતોને સર્વગમ્ય કરવામા છે. એ માટે તેઓ કોઈ નિર્વિચાર રૂઢિબંધન નથી સ્વીકારતા અને સમગ્ર જ્ઞાનને અનેકાતમા ગોઠવવા તેમજ જૈનશ્રુતને વિસ્તારવા પ્રયત્નશીલ છે. આ સ્થળે તેઓનો ભક્તિપ્રસાદ પારખવા અને વિવેચ્ય વિષયના મર્મને સ્પર્શી તેઓની અનન્ય સાધારણ વિવેચક શક્તિનો પરિચય આપવા તેમની બત્રીશિઓમાના કેટલાક પદ્યો સારસહિત આપવાનો લોભ રાખવો એ અસ્થાને નથી ]

સ્તુતિ કરવાનો હેતુ જણાવતાં કહે છે કે–" હે વીર ! કવિત્વશક્તિથી, પરસ્પરની ઇર્ષ્યાથી કે કીર્તિ પ્રસિદ્ધ કરવાની ઇચ્છાથી કે શ્રદ્ધામાત્રથી તારી સ્તુતિ કરવામા નથી આવતી, પણ ગુણજ્ઞો તારૂ બહુમાન કરે છે તેથી મારો આ આદર છે.–૧, ૪.

ભગવાન્ મહાવીરમાં પોતાનો અતિઆદર થવાનું કારણ આપતા તેઓ કહે છે કે—

"હે ભગવન્ ! પરસ્પરના વિખવાદને લીધે જેઓના મન બહેર મારી ગયા છે અને એથી જ જેઓ પોતાના વાદને –સિદ્ધાતને પણ સળંગ સમજી શકતા નથી એવા તથા તત્ત્વના માર્ગને મૂકી અવળે રસ્તે ચડેલા આ એકાતવાદીઓની સમીક્ષા કરતો કયો પુરૂષ તારા તરફ ન આકર્ષાય ? અર્થાત્ એકાતવાદના દુરાગ્રહથી કંટાળેલો પુરૂષ તારા જેવા અનેકાતવાદી–સમન્વયવાદી તરફ જરૂર આકર્ષાય "–૧, ૫.

અનેકાતવાદના વિજ્ઞાન ( science ) ની ખૂબી બતાવતા તેઓ કહે છે કે,

"હે ભગવન્ ! ગુણો તરફ અંધ રહેનારા અને એથી જ પોતાની જાતના અહિતકારી એવા આ એકાતવાદીઓ ભેગા થઇને તારા સિદ્ધાતમા જે જે દોષો બતાવે છે તે જ દોષો અનેકાત–વિજ્ઞાનની કસોટીએ કસાતા તારૂ સૂક્ત સમજવામા સાધનરૂપ નીવડે છે અર્થાત્ એકાતવાદીઓ જેને દોષરૂપ સમજે છે તે જ દોષ અનેકાતવિજ્ઞાનની દૃષ્ટિએ તપાસતાં તત્ત્વમાર્ગને સમજવાનું સાધન થાય છે "–૧. ૬.

ગમે તેવા વાદ કરવામા કુશળ એવા એકાતવાદીઓ ભગવાનની તોલે તો ન જ આવી શકે એમ બતાવતા કહે છેઃ—

"સમૃદ્ધપત્રવાળો[1] એટલે સુદર પીંછાની સમૃદ્ધિવાળો પણ મોર ગરૂડની ચાલે તો ન જ ચાલી શકે; તેમ હે ભગવન્ ! કોઇપણ પ્રકારના વાદનું મંડન કરવામાં એક્કા છતા એ એકાંતવાદીઓ તારા વિચારને તો ન જ પહોંચી શકે "–૧, ૧૨.

---

૧ પત્રનો અર્થ પીંછું અને પક્ષ એટલે વાદ પણ થાય છે.

ભગવાનના—અહિંસાના સિદ્ધાન્તમાથી જન્મેલા—જીવજંતુ-વિજ્ઞાનનુ માહાત્મ્ય દર્શાવતા કહે છે કે —

"હે ભગવન્! બીજા વાદીઓને જેનો સ્પર્શ સુદ્ધા નથી થયો એવો આ પડ્જીવનિકાયનો વિસ્તાર તેં જે દર્શાવ્યો છે તે દ્વારા જ—સર્વજ્ઞતાની પરીક્ષામા ક્ષમ એવા—આ વાદીઓ તારા તરફ પ્રસન્નતા અને ઉત્સવ સાથે ઝૂકી ગયા છે "—૧, ૧૩

ભગવાનની શિષ્યપરંપરાના સામર્થ્યનુ વર્ણન કરતા જણાવે છે કે —

"હે ભગવન્! વનવિહારી, અવધૂત અને અનગાર હોવાથી જેઓની ક્યાય નિષ્ઠા—આસક્તિ—નથી એવા અનંત ચિત્તવાળા તારા પ્રશિષ્યો જે જાતનો યશ વિસ્તારે છે તેવો પણ યશ એક સમૂહમા સંકળાએલા આ એકાંતવાદીઓ નથી મેળવી શકતા અર્થાત્ જગતમા ત્યાગ અને ચારિત્રની જ પૂજા થાય છે, પણ વાગ્વિલાસ કે ખંડનમંડનની ધમાલને કોઇ પૂછતુ પણ નથી '—૧, ૧૫

આગમોના માધુર્યને લીધે જાણે ભગવાન્ મહાવીરનો સાક્ષાત્કાર જ ન થતો હોય એવો પોતાનો અનુભવ નિવેદતા કહે છે કે,

"હે જિનેન્દ્ર! આજે પણ તારી વાણીને ઉકેલતા એમ લાગે છે કે, જાણે તુ પોતે જ સાક્ષાત્ તારા વચનામૃતનુ પાન કરાવી રહ્યો છે એ તારી પ્રાકૃત વાણી સ્વાભાવિક[2] છે, મધુર છે, નયના પ્રસંગોથી વિસ્તરેલી છે અને અનેક ભેદ પ્રભેદોના ભાવોથી પેશલ છે '—૧,—૧૮

ભગવાનનુ કર્મવિજ્ઞાનશાસ્ત્ર તો અદ્ભુત છે, એવુ એ બીજા કોઇથી કહી શકાયુ નથી એમ બતાવતા કહે છે કે,

"કર્તા સિવાય કર્મ હોઇ શકતુ નથી જે કર્તા છે તે જ કર્મના ફળનો ભોક્તા છે, એ સિદ્ધાંતને અવલંબી તેં જે આઠ પ્રકારનુ પૌદ્ગલિક કર્મ પ્રરૂપ્યુ છે તેવુ સંસારમા બીજે કોઈ કહી શક્યો નથી "—૧,—૨૬

'કેવળ[3] માનસિક કર્મ જ શુભાશુભ ફળને આપનાર છે અને કાયિક કે વાચિક કર્મ તેવુ નથી, એવો કર્મવિભાગ તારા કર્મવિજ્ઞાનમા નથી હે શરણ્ય! તારા કર્મવિજ્ઞાનમા તો માનસિક, વાચિક અને કાયિક એ ત્રણે કર્મોને યથોચિત સ્થાન છે તેથી જ એટલે કર્મવિજ્ઞાનને લગતી તારી આવી અદ્ભુત વિચારશૈલીથી જ મુગ્ધ થયેલા વિચારક પુરુષો તારા તરફ જ નજર કરી રહ્યા છે "—૧,—૨૭

એક કુશળ કૃષિકારની પેઠે ભગવાનનુ બોધિબીજવપનનુ અદ્ભુત કૌશલ છતાય કેટલાક ક્ષેત્રો અણુખેડાએલા જ રહ્યાનુ કારણ બતાવતા કહે છે કે—

"હે લોકબાંધવ! સદ્ધર્મરૂપ બીજના વપન માટે તારા અમોઘ કૌશલ છતાય કેટલાય ક્ષેત્રો અફળ નીવડયા તે કાઇ આશ્ચર્યનુ કારણ નથી કારણ કે, સૂર્યના કિરણો તો ઘણાય જાજ્વલ્યમાન છે, છતાય અન્ધકારપ્રિય ઘૂવડના કુલને માટે તો તે સહજ પીળા જેવા જ લાગે છે એ કાઇ આશ્ચર્ય ન કહેવાય "—૨, ૧૩

પાપ અને પુણ્ય વિષેની લોકોની અજ્ઞાનતાનો ઉલ્લેખ કરતા તેઓ જણાવે છે કે —

"માણસ જે પાપને વાછતો નથી તે પાપનુ સ્વરૂપ પણ સમજતો નથી અને જે પુણ્યને વાછે છે તેને પણ સમજવાની તેને દરકાર નથી આવી સ્થિતિમા પડેલો મનુષ્ય હેયોપાદેયનો વિવેક શી રીતે કરે? ત્યારે હે સુગત! તેં તો હિતાહિતના સ્ફુટ નિર્ણય સાથે પાપની પેઠે પુણ્યને પણ કહી નાખ્યુ કે અર્થાત્ ઘણા લોકો પુણ્યને જ પોતાનુ હિતકર સમજી સકામપ્રવૃત્તિ કર્યા કરે છે, છતાય અંતે તે પુણ્ય જ તેઓના આત્માને સુવર્ણપિંજરની પેઠે બાધી રાખે છે એ હકીકત તેઓની જાણમા નથી હોતી ત્યારે તેં તો પાપપુણ્યનુ સ્વરૂપ બરાબર સમજી એ બન્નેને બાળી નાખ્યા છે '—૨, ૧૯

ઇંદ્ર અને સૂર્ય કરતા પણ ભગવાનનો અધિક મહિમા વર્ણવતા કહે છે —

"જગતના જે અંધકારનો નાશ સહસ્રલોચન—ઇંદ્ર—નુ નેત્ર પણ ન કરી શક્યુ, સહસ્રકિરણવાળો સૂર્ય પણ ન કરી શક્યો, હે ભગવન્! તેં જ અંધકારને તે ભેદી નાખ્યો '—૪, ૩

વાસનાથી ભરેલો માનવ ભગવાનની મુદ્રાને જોઇને સંતોષ પામે કે કેમ? એ વિષે જણાવે છે કે —

(હે ભગવન્! તુ તો સ્થિતપ્રજ્ઞ છે, વિષય અને કષાયોથી પર છે ત્યારે) આ જન અમર્યાદ ચચળ છે અને વિષય કષાયોની સ્મૃતિથી ભરેલો છે, એવી સ્થિતિમા જેમ નવા પકડેલા હાથીને તેને બાધવા માટેનો સ્તંભ પરિતોષ ન આપી શકે તેમ એવા જનને તારામા પરિતોષ કેમ થઇ શકે?"—૪,૪

અનેકાંતવાદની ગંભીરતા અને વિશાળતાનુ ગાન કરતા કહે છે કે —

"સમુદ્રમા બધી નદીઓ ભળી જાય છે તેમ હે ભગવન્! તારામા—તારા અનેકાંતવાદમા—બધી દૃષ્ટિઓ ભળી જાય છે પણ જેમ ભિન્ન ભિન્ન વહેતી નદીઓમા ક્યાય સમુદ્ર જણાતો નથી તેમ ભિન્ન ભિન્ન પ્રવર્તેલી તે તે એકાંતદૃષ્ટિઓમા તુ ક્યાય કળાતો નથી[4] "—૪, ૧૫

૨ સરખાવો — ' अकृत्रिमस्वादुपदां परमार्थाभिधायिनीम् ।
सर्वभाषापरिणतां जैनीं वाचमुपास्महे "—
હેમચંદ્ર કાવ્યાનુશાસનનુ મંગલ.

૩ જુઓ 'સૂત્રકૃતાંગ સૂત્રમા આવેલા કેટલાક પરમતોનો ઉલ્લેખ પૃ ૧૨૧ ભિક્ષુકર્મવાદ પુરાતત્ત્વ પુસ્તક ૩ જુ

૪ જુઓ અને સરખાવો—
"જિનવરમા સઘળા દરિસણ છે, દર્શને જિનવર ભજનારે,
સાગરમા સઘળી તટિની છે તટિનીમા સાગર ભજનારે
ષડ્૦ ॥ ૬ ॥
(આનંદઘનજીનુ નમિનાથનુ સ્તવન)

પોત પોતાના વાદને પુરાતન :માનનારા વાદીઓ શ્રી સિદ્ધસેનને કહે છે કે, ' અમુક વિચાર તો નવો છે ' ' તમે પણ આજકાલના છો ' અને અમે જ પુરાતન છીએ, માટે સાચા છીએ. આ વાદીઓ પ્રત્યે તેઓના ઉદ્ગારો આ પ્રમાણે છે.

" હે પુરાતનવાદીઓ ! તમે 'પુરાતન' ' પુરાતન ' શું કર્યા કરો છો, આ માણસ પણ આવતી જ કાલે પુરાતનોનો સમોવડીયો થવાનો છે. વળી કેટલાય 'પુરાતનો થઇ ગયા. કેટલાય થવાના. એ રીતે પુરાતનોનું તો કાંઇ ઠેકાણું જ ન રહ્યું એવી સ્થિતિમા પુરાતનોક્તિને પારખ્યા વિના જ માત્ર તેના એક પુરાતનત્વને લીધે કેમ પ્રમાણ કરી શકાય ?–૬,૫.

" જે કાંઇ આડુ–અવળું, કે ઉંધું–ચત્તું કલ્પાયેલું હોય, પણ તે જો પુરાતનોએ કહેલું હોય તો તે જુનું છે એમ કહી વખાણ્યા કરવું અને આજના મનુષ્યની સુવિનિશ્ચિત શૈલીવાળી એકાદ કૃતિ પણ કોઇને જોવા, વાચવા કે શીખવા ન દેવી એ સ્મૃતિમોહ નહીં તો બીજું શું ? "–૬, ૮

" હે પુરાતનો ! તમે પણ આગળ આવીને હિમ્મત અને યુક્તિપૂર્વક તો કાંઇ કહી શકતા નથી, તેમ બીજાની એટલે નવા મનુષ્યની વિદ્વત્સમાજે કરેલી પ્રતિષ્ઠાને પણ સાંખી શકતા નથી અને ' અમે જ પુરાતન છીએ ' ' આપ્તપુરૂષના વારસદાર પણ અમે જ છીએ ' એવુ એવું કહીને પરીક્ષકો તરફ અંગુલિ નિર્દેશ કરવાનું જ એક કામ તમારે કરવાનું છે જે તમે બગબર કર્યા કરો છો અને પાછા હઠો છો "–૬, ૧૬.

## प्रथमा द्वात्रिंशिका

न काव्यशक्तेर्न परस्परेर्ष्यया न वीर ! कीर्तिप्रतिबोधनेच्छया ।
न केवलं श्राद्धतयैव नूयसे गुणज्ञ पूज्योऽसि यतोऽयमादरः ॥ ४ ॥

परस्पराक्षेपविलुप्तचेतसः स्ववादपूर्वापरमूढनिश्चयान् ।
समीक्ष्य तत्त्वोत्पथिकान् कुवादिनः कथं पुमान् स्याच्छिथिलादरस्त्वयि ५

वदन्ति यानेव गुणान्धचेतसः समेत्य दोषान् किल ते स्वविद्विषः ।
त एव विज्ञानपथागताः सतां त्वदीयसूक्तप्रतिपत्तिहेतवः ॥ ६ ॥

समृद्धपत्रा अपि सच्छिखण्डिनो यथा न गच्छन्ति गतं गरुत्मतः ।
सुनिश्चितज्ञेयविनिश्चयास्तथा न ते मतं यातुमलं प्रवादिनः ॥ १२ ॥

य एष षड्जीवनिकायविस्तरः परैरनालीढपथस्त्वयोदितः ।
अनेन सर्वज्ञपरीक्षणक्षमा–स्त्वयि प्रसादोदयसोत्सवाः स्थिताः ॥१३॥

अलब्धनिष्ठाः प्रसमिद्धचेतसस्तव प्रशिष्याः प्रथयन्ति यद्यशः ।
न तावदप्येकसमूहसंहताः प्रकाशयेयुः परवादिपार्थिवाः ॥ १५ ॥

नयप्रसङ्गापरिमेयविस्तरै–रनेकभङ्गाभिगमार्थपेशलैः ।
अकृत्रिमस्वादुपदैर्जनं जनं जिनेन्द्र ! साक्षादिव पासि भाषितैः ॥१८॥

न कर्म कर्तारमतीत्य वर्तते य एव कर्ता स फलान्युपाश्नुते ।
तदष्टधा पुद्गलमूर्तिकर्मजं यथात्थ नैवं भुवि कश्चनापरः ॥ २६ ॥

न मानसं कर्म न देहवाङ्मयं शुभाशुभज्येष्ठफलं विभागशः ।
यदात्थ तेनैव समीक्ष्यकारिणः शरण्य ! सन्तस्त्वयि नाथबुद्धयः ॥२७॥

## द्वितीया द्वात्रिंशिका

सद्धर्मबीजवपनानघकौशलस्य यल्लोकबान्धव ! तवापि खिलान्यभूवन् ।
तन्नाद्भुतं खगकुलेष्विह तामसेषु सूर्यांशवो मधुकरीचरणावदाताः ॥१३॥

पापं न वाञ्छति जनो न च वेत्ति पापं
पुण्योन्मुखश्च न च पुण्यपथः प्रतीतः ।
निःसंशयं स्फुटहिताहितनिर्णयस्तु
त्वं पापतस्सुगत ! पुण्यमपि व्यभाङ्क्षीः ॥ १६ ॥

## चतुर्थी द्वात्रिंशिका

कुलिशेन सहस्रलोचनः सविता चांशुसहस्रलोचनः ।
न विदारयितुं यदीश्वरो जगतस्तद्भवता हृतं तमः ॥ ३ ॥

निरवग्रहमुक्तमानसो विषयाशाकलुषस्मृतिर्जनः ।
त्वयि किं परितोषमेष्यति द्विरदः स्तम्भ इवाचिरग्रहः ॥ ४ ॥

उदधाविव सर्वसिन्धवः समुदीर्णास्त्वयि सर्वदृष्टयः ।
न च तासु भवानुदीक्ष्यते प्रविभक्तासु सरित्स्विवोदधिः ॥ १५ ॥

## षष्ठी द्वात्रिंशिका

जनोऽयमन्यस्य मृतः पुरातनः पुरातनैरेव समो भविष्यति ।
पुरातनेष्वित्यनवस्थितेषु कः पुरातनोक्तान्यपरीक्ष्य रोचयेत् ॥५॥

यदेव किंचिद्विषमप्रकल्पितं पुरातनैरुक्तमिति प्रशस्यते
विनिश्चिताप्यद्य मनुष्यवाक्कृति–र्न पाठ्यते यत्स्मृतिमोह एव सः ॥८॥

यदा न शक्नोति विगृह्य भाषितुं परं च विद्वत्कृतशोभमीक्षितुम् ।
अथाप्तसंपादितगौरवो जनः परीक्षकक्षेपमुखो निवर्तते ॥ १६ ॥

**શ્રીસિદ્ધસેન દિવાકરકૃત દ્વાત્રિંશિકાઓ**

[ આ નીચે દિવાકરશ્રીની ત્રણ બત્રીશિઓના કેટલાક શ્લોકોનો ભાવ આપવામાં આવે છે. જેમાંની ૧ લી વાદોપનિષદ બત્રીશી. ૨ જી વાદબત્રીશી અને ૩ જી ન્યાયબત્રીશી છે. વાદોપનિષદ્ બત્રીશીમા વાદપદ્ધતિમા કુશળતા મેળવવા ઇચ્છનારે તેના જે રહસ્યોનું જ્ઞાન મેળવવુ જોઇએ તે રહસ્યોનુ વર્ણન કરેલું છે. વાદબત્રીશીમા વાદની ચિંતા અને વિજયની તૃષ્ણાથી વિદ્વાનો અને ત્યાગિઓની સ્થિતિ કેવી શોચનીય થઇ જાય છે તેનુ આબેહૂબ ચિત્ર મૂકેલું છે અને ન્યાયબત્રીશીમાં ન્યાયદર્શનના પદાર્થોનુ અક્ષપાદના ન્યાયસૂત્રોને કાંઇક મળતું વર્ણન છે. સાર એ છે કે, આ ત્રણે બત્રીશીઓને વાચનાર દિવાકરશ્રીના સમયનું વાદવિવાદનું વાતાવરણ, વાદી અને પ્રતિવાદીના મનોભાવનુ ચિત્ર અને ન્યાયની પદ્ધતિ વિષે સ્પષ્ટપણે સમજી શકશે અને એજ આશયથી આ ત્રણે બત્રીશીઓને અહીં મૂકવામાં આવી છે ]

## વાદોપનિષદ્ દ્વાત્રિંશિકાઃ—

જે દ્વારા ધર્મ. અર્થ અગર કીર્તિ મેળવવી ઇષ્ટ હોય એવા શાસનો ( માનપત્ર. દાનપત્ર, અને આજ્ઞાપત્ર આદિ ફરમાનો ) કેવળ સ્પર્ધાને લીધે કાંઇ શોભતાં નથી, તેથી જે માર્ગે રાજસભાઓમાં વિગ્રહ કરીને તેવા શાસનો સંપાદન કરવા ઘટે તે માર્ગનું ( વાદનું ) કથન કરવામા નિર્વિઘ્નતા હો. ૧

પરન્તુ જો હારે તો તે વાદી ક્રોધાંધ થઈ સભા અને પ્રતિવાદી ઉપર ઉડી ગર્જના દ્વારા આક્રમણ કરતો પોતાની ઝાખપને દૂર કરે છે. ૧૫, ૧૬.

જ્યારે વાદી વાદ–કથા–નથી સહી શકતો ત્યારે માનભંગના ભયથી ગરમ અને લાંબો નીસાસો મૂકે છે અને તે સ્વસ્થાનોમા પણ બેચેનીથી સતપ્ત થયેલો હોઇ મિત્રોના પ્રત્યે પણ વજ્ર જેવા તીક્ષ્ણ વચનો બોલવા લાગે છે. ૧૭

સર્વ શાસ્ત્રકારોનો એ મત છે કે અહંકાર એ જ દુઃખનું મૂળ છે છતા તે જ અહંકારનો આશ્રય લઇ વાદી તત્ત્વની પરીક્ષા કરવા ઇચ્છે છે. ૧૮

પોતાના પક્ષબળના નિશ્ચયની ઉપલબ્ધિ ( ખાતરી ) માટે જ બીજાનો સિદ્ધાંત જાણી લેવો આવશ્યક છે; પરંતુ સામાના પક્ષને ક્ષોભ પમાડવાના ઉદ્દેશથી તેનો સિદ્ધાંત જાણવો એ તો સજ્જનો માટે અનાચાર જ છે ૧૯

પોતાના હિતની દૃષ્ટિએ જ પરાક્રમ કરવું ઉચિત છે, કારણકે અનેક મતભેદોથી ભ્રાન્ત થયેલું આ જગત સર્વજ્ઞોથી પણ એક મત ન થયું તો પછી તેને કયો વાદી એકમત કરી શકશે? ૨૦

સર્વજ્ઞના જ વિષયભૂત એવા પદાર્થોને જો છદ્મસ્થ ( અલ્પજ્ઞ ) મનુષ્ય પ્રકટ કરી શકતો નથી, તો તેમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવુ નથી એવા અલ્પજ્ઞો જે કાંઇ થોડુ જાણી શકે છે તે જ આશ્ચર્ય માનવુ જોઇએ. ૨૧

પામર જનોના ચિત્તને ભરમાવવા માટે પિશાચ જેવા અને કઠોર વચન બોલવા માટે જ જેઓના મુખ તત્પર હોય છે એવા ધૂર્તજનોએ કલહને મીમાંસાના નામમાં બદલી નાખ્યું છે. ૨૪

બીજાઓને નિગ્રહ આપવાના નિશ્ચયથી વાદી ચિત્તની જે એકાગ્રતા મેળવે છે તેવી જો વૈરાગ્યમા મેળવે તો તે વાદી વગર વિલંબે મુક્તિ પામે. ૨૫

અહીં—આ લોકમા જ્યારે મનુષ્ય સર્વ અંશોથી નિર્વચન કરવા યોગ્ય એવી એક વસ્તુને પૂરી જાણી શકતો નથી તો પછી 'હું' કે 'મારા પ્રત્યે'! એવા પ્રકારનો ગર્વ કરવો કયા સ્વસ્થ પુરુષને યોગ્ય હોઇ શકે? ૨૬

## ન્યાય દ્વાત્રિંશિકા.

મોઢું દૈવે ખોદ્યું છે ( બનાવી રાખ્યું છે ) અને વાઙ્મય પોતાને અધીન છે, જે કાંઈ પણ કહેવામાં આવે તેને સાભળનાર પણ મળી જ આવે છે એવી સ્થિતિમાં કયો નિર્લજ્જ પંડિત ન બની શકે? ૧

સર્વે કથા ( વાદ ) માર્ગો પરપક્ષના ઘાત માટે જ રચાયેલા હોય છે; છતા શબ્દ અને અર્થમા ભ્રાન્ત થએલા વાદીઓ અંદરો અંદર વિપ્રલાપ કર્યા જ કરે છે. ૭

જલ્પરૂપ વચનયંત્રમા પીડિત થએલી બુદ્ધિ એક પક્ષમાં હણાઈ જાય છે, અને શાસ્ત્રસંભાવના ( બહુમાનની ) શત્રુ બની નીરસપણું પ્રાપ્ત કરે છે. ૧૬

ઉપપત્તિ ( યુક્તિ ) થી કાંઇ બળવાન કે દુર્બળ છે જ નહિ વક્તાની વિશિષ્ટ શક્તિને લીધે જ તે તેમ બને અથવા ન બને ૨૮

સામ આદિ ઉપાયો સમાન હોવા છતા જેવી રીતે શક્તિશાળી વિજયેચ્છુ ચઢી જાય છે તેવી રીતે વક્તા પણ શાસ્ત્ર કરતાં શક્તિના યોગે ચઢી જાય છે. ૨૯

સભ્ય અને સભાપતિનો સદ્ભાવ, ધારણા શક્તિ અને આક્ષેપશક્તિનું કૌશલ, સહનશીલતા અને પરમધૃષ્ટતા–આ ૭ વાદચ્છલ કહેવાય છે. ૩૧

## वादोपनिषद्–द्वात्रिंशिका

धर्मार्थकीर्त्यधिकृतान्यपि शासनानि
न ज्ञानमात्रनियमात् प्रतिभान्ति लक्ष्म्या ।
संपादयेन्नृपनभाषु विगृह्य तानि
येनाध्वना तमभिधातुमविघ्नमस्तु ॥ १ ॥

पूर्वं स्वपक्षरचना रभसः परस्य
वक्तव्यमार्गमनियम्य विजृम्भते न. ।
आपीड्यमानसमय कृतपौरुषोऽपि
नोग्रैः गिर स वदति प्रतिभानवत्तु ॥ ७ ॥

नावैमि किं वदति कस्य कृतान्त एष.
सिद्धान्तयुक्तमभिधत्स्व मुहूर्तदुक्तम् ।
ग्रन्थोऽयमवधारय नैष पन्थाः
क्षेपोऽयमित्यविशदागमतुण्डबन्ध. ॥ ८ ॥

आम्नायमार्गसुकुमारकृताभियोगा
क्रूरोत्तरैरभिहतस्य विलीयते धी ।
नीराजितस्य तु सभाभटसंकटेषु
क्षुद्रप्रहारविभवा रिपवः स्वपन्ति ॥ २१ ॥

किं मर्म नाम रिपुषु स्थिरसाहसस्य
मर्मस्वपि प्रहरति स्ववधाय मन्द ।
आशीविषो हि दशनैः सहजोग्रवीर्यैः
क्रीडन्नपि स्पृशति यत्र तदेव मर्म ॥ २६ ॥

मन्दोप्यहार्यवचनः प्रशमानुयातः
स्फीतागमोऽप्यनिभृत. स्मितवस्तु पुंसाम् ।
तस्मात् प्रवेष्टुमुदितेन सभामनांसि
यत्नः श्रुताच्छतगुण. सम एव कार्य. ॥ २७ ॥

आक्षिप्य य. स्वसमयं परिनिष्ठुराक्ष.
पश्यत्यनाहतमनाश्च परप्रवादान् ।
आक्रम्य पार्थिवसभा स विरोचमान.
शोकप्रजागरकृशान् द्विषत करोति ॥ २८ ॥

किं गर्जितेन रिपुषु त्वभितो सुखेषु
किं त्वेव निर्दयविरूपितपौरुषेषु ।
वाग्दीपितं तृणकृशानुवलं हि तेज
कल्पात्ययास्थिरविभूति पराक्रमोत्थम् ॥ २९ ॥

परिचिततय स्तमार्थोऽपि श्रिय परिमगना
न नृपतिरल भोक्तु कृत्स्ना कृशोपनिपद्वन ।
विदितसमयोऽप्येव वाग्मी विनोपनिपात्कया
न तपति यथा विनानारस्तथा कृतविग्रहा ॥ ३ ॥

## वादद्वात्रिंशिका

सामान्यरोपपनयोरेकामिषमगजातमन्मरयो ।
स्यात् गा (? स) ख्यमपि शुनाग्रामोरपि वाग्मिनान स्यात् ॥ १ ॥

क्व च तत्त्वाभिनिवेश क्व च सरम्भानुरक्तए वदनम् ।
क्व च सा दीक्षा विभ्रमनीयस्पनादृजुर्वाद (?) ॥ ॥

तावद् बक्मुखमुखास्तिष्ठति यावन्न रङ्गमवतरति ।
रङ्गावतारमत्त काकोद्दलनिष्ठुरो भवति ॥ ३ ॥

क्रीडनकमीश्वराणा कुर्कुटलावकसमानवालेभ्य ।
शास्त्रारम्भे हास्यकथा लघुतां वा क्षुल्लको नयति ॥ ४ ॥

अन्यै स्वेच्छारचितानर्थविशेषान् श्रमेण विज्ञाय ।
कृत्स्न वाङ्मयमित इति खादत्यङ्गानि दर्पेण ॥ ५ ॥

अन्यत एव श्रेयाम्यन्यत एव विचरन्ति वादिवृषा ।
वाक्संरम्भ क्वचिदपि न जगाद मुनि शिवोपायम् ॥ ७ ॥

यद्यक्रमहाभिजान वाक्छलनरङ्गावतारनिवान्यम् ।
स्वस्थमनोभिस्तत्त्व परिमीमासन्न दोष स्यात् ॥ ८ ॥

साधयति पक्षमेकोऽपि हि विद्वान् शास्त्रावित् प्रशमयुक्त ।
न तु कलहकोटिकोट्याऽपि सभेता (? सगना) वाक्यलालभुज ॥ ९ ॥

आतध्यानोपगतो यादृ प्रतिवादिनस्तथा स्वस्य ।
चिन्तयति पक्षनयहेतुशास्त्रवागबलासामर्थ्यम् ॥ १० ॥

हेतुविद्गो न शाढ (शाढ्य)शाब्दाऽसौ न तु विदग्धहेतुकथ ।
उभयज्ञो भावपटु पटुरन्योऽसौ स्वमतिहीन ॥ ११ ॥

सा न कथा भविता नग्नता नान्यथा मया वाच्या ।
इति रागावेगतनिद्रो वादमुत्सुकोऽन्यथा निशि जरोति ॥ १२ ॥

अनुभवितनैर्विभूषितदेन्य कृत्स्नां क्षपामपि न शेते ।
शुगम्नरदर परिषदि यथा सगभावनापहत ॥ १३ ॥

यदि विजयते कथञ्चित्ततोऽपि परितोषभग्नमर्याद ।
स्वगुणविकत्थनदूषित (?) स्थानपि लोकान् खलीकुरुते ॥ १४ ॥

अन जायते कथञ्चित् पारपरिवादिन स कारान्ध ।
गलगर्जनाकासन बलदर्पविनाशन कुरुते ॥ १६ ॥

वादकथा न क्षमते दीर्घ नि श्वसिति मानभङ्गेणम् ।
रम्येऽप्यरतिज्वरित सुहृत्स्वपि वर्णकरणवाक्य ॥ १७ ॥

तु समहकारप्रभवमिलय गवतन्त्रसिद्धान्त ।
अथ च तमेवारम्भन्तरजराचा कित करोति ॥ १८ ॥

श्रेय परासद्धान्त स्वपक्षबलनिश्चयोपनव्ध्यथम् ।
परपक्षक्षोभणमभ्युपेत्य तु सतामनाचार ॥ १९ ॥

स्वहितायैवा चेय को नानामतिविचेतन लोकम् ।
य सर्वज्ञैन कृत शक्यति न कर्तुमेकमतम् ॥ २० ॥

सर्वज्ञविषयसंस्थास्तु ग्रन्थो न प्रकाशयत्यर्थान् ।
नाश्रयमेतदलम्भुन तु यत्किंचिदपि वेत्ति ॥ २१ ॥

परपक्षवचनोद्यतमुख कोहलजननचित्तविभ्रमपिशाचे ।
धूर्ते कलहस्य कृता मीमांसा नाम परिवस ॥ २४ ॥

परनिग्रहाध्यवसितश्चित्तकाम्यमुपयाति तद्वादी ।
यदि तत्स्याद्वैराग्ये न चिरेण शिव पदमुपयातु ॥ २५ ॥

एकमपि सकलपयनिवर्तनीय यदा न वस्यथम् ।
मा प्रयहामिनि गव स्वस्थस्य न युक्त इह पुग ॥ २६ ॥

## न्यायद्वात्रिंशिका

दैवखात च वदन आत्मायत्त च वाङ्मयम् ।
श्रोतार सन्ति चोक्तस्य निलज्ज को न पण्डित ॥ १ ॥

द्वितीयपक्षप्रतिषा सत्र एव कथापथा ।
अभिधानार्थविभ्रान्तेर्योऽन्य विप्रलप्यत ॥ ७ ॥

एकपक्षहता बुद्धिरल्पवाक्याभिसाधिना ।
श्रुतसभावना वरी कस्य प्रतिरक्षत ॥ १६ ॥

न नाम स्वमवेति दुर्बल चापवात्तिन ।
वक्तृशक्तिविशेषात्तु तत्सद्भवति वा न वा ॥ २८ ॥

तुल्यसामाध्यायाम्यु शास्त्रया युक्ता विशांयत ।
विजिगीषुर्यथा वाग्मी तथाभूत श्रुतादपि ॥ ९ ॥

प्राश्निके दूरगामुल्य धारणाचरकाशलम् ।
सहिष्णुना पर धाष्ट्र्यमिति वादाङ्गानि पद ॥ ३१ ॥

# જૈન સાહિત્ય અને દૃષ્ટિ-કોણ.

( લેખકઃ—પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા M. A., મુંબઈ. )

જૈન સાહિત્ય અનેક પ્રકારના વિષયો ઉપર પ્રકાશ પાડે છે (જુઓ **શ્રીશોભન-સ્તુતિ**ની સંસ્કૃતમાં લખાયેલી મારી પ્રસ્તાવનાનાં પૃ. ૨૭–૩૦), તે વિવિધ [1]ભાષાત્મક છે તેમજ એની મૌલિકતા, વિચાર-સરણી, પ્રતિપાદન-શૈલી ઇત્યાદિ વિદ્વદ્વર્યોનું ખાસ ધ્યાન ખેંચે તેમ છે, છતાં પણ આ ક્ષેત્રમાં યથેષ્ટ વિહાર કરનારી વ્યક્તિઓની સંખ્યા ગણી-ગાંઠી જોવાય છે એ શોચનીય હકીકત છે. એથી પણ વિશેષ ચિંતાજનક વાત તો એ છે કે આ વીસમી સદીમાં પણ જૈન સાહિત્યનો જેવો જોઇએ તેવો પ્રચાર થતો નથી ખ્રિસ્તીઓના પવિત્ર પુસ્તક **બાઇબલ**ની લાખો નકલો છપાય છે. કૉલેજોમા ઉચ્ચ કેળવણી લેનારા વિદ્યાર્થીઓને ખાસ કરીને **બી. એ.** ની પરીક્ષામાં ઉત્તીર્ણ થનારાને મનોમોહક રીતે તૈયાર કરેલા આ પુસ્તકની એક એક નકલ પ્રતિવર્ષ અહીંની બાયબલ સોસાયટિ તરફથી ભેટ અપાય છે; તેમજ તેના પ્રચાર માટે ગુજરાતી, મરાઠી વગેરે ભાષામાં પણ તેના અનુવાદો તૈયાર કરી પ્રસિદ્ધ કરવામાં આવે છે એવી રીતે **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**નો પણ ફેલાવો થતો દૃગ્ગોચર થાય છે; પરંતુ ખેદની વાત છે કે જૈન સાહિત્યના કોઇ પણ પુસ્તકનો હજી આવો પ્રચાર થયેલો જોવામાં આવતો નથી. શું જૈન સાહિત્યમાં પ્રચાર કરવા લાયક કોઇ પુસ્તક જ નથી ? હું ફક્ત પાંચ સાત વર્ષો થયાં જ જૈન સાહિત્યનું અવલોકન કરી રહ્યો છું એટલે એક પ્રખર અભ્યાસી તરીકે મારો અભિપ્રાય આપવાનો દાવો ન કરી શકું, પરંતુ એટલું તો જરૂર જ નિવેદન કરીશ કે શ્વેતાંબર તેમજ દિગંબર એ ઉભય સંપ્રદાયને અતિ-માન્ય વાચકવર્ય **શ્રીઉમાસ્વાતિ**કૃત **તત્ત્વાર્થાધિગમ-સૂત્ર** આ કાર્ય માટે યોગ્ય ગણાય તેમ છે. કેમકે આ ગ્રન્થમાં લગભગ સાડાત્રણસે સૂત્રો જેટલી અલ્પ સંખ્યામાં અનેક વિષયો ચર્ચવામાં આવ્યા છે. આનું પ્રથમ દિગ્દર્શન કરાવવાનું માન સદ્‌ગત સાક્ષર-રત્ન શ્રીયુત **જગમંદર-લાલ જૈની**ને ઘટે છે, એમ મને ભાસે છે. એમણે અંગ્રેજી અનુવાદ પૂર્વક તૈયાર કરેલા પુસ્તકના આધારે મેં પણ આ વિષયનો ઉલ્લેખ શ્રેષ્ઠિ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકો-દ્ધાર સંસ્થા તરફથી થોડાક માસ ઉપર પ્રસિદ્ધ થયેલા **શ્રીતત્ત્વાર્થાધિગમસૂત્ર** (ભા. ૧)ની અંગ્રેજી પ્રસ્તાવના (પૃ. ૬)માં કર્યો છે. હું ભૂલતો ન હોઉ તો આ ઉલ્લેખ ઉપરથી જ 'જૈન સાહિત્ય સંશોધક' (ખં. ૩ અં. ૧)માં પ્રસિદ્ધ થયેલા 'શ્રીઉમાસ્વાતિવાચક અને તત્ત્વાર્થાધિગમસૂત્ર' લેખમાં આનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

શ્વેતાંબર સાહિત્યમાં કલિકાલસર્વજ્ઞ **શ્રીહેમચન્દ્ર-સૂરિ**કૃત **વીતરાગ-સ્તોત્ર** પણ પ્રચારાત્મક કાર્ય માટે અનુપયોગી નહિ લેખાય. કારણ કે એમાં **ત્રિષષ્ટિશ-**

[1] મે એમ સાભળ્યુ છે કે કેટલાક સસ્કૃતમાં રચાયેલા અને અતિઉપયોગી એવા જૈન ગ્રન્થો તામિલાદિક લિપિમા લખાયેલા છે. જો આ વાત સાચી હોય તો ફક્ત એક લિપિના કારણે નહિ કે ભાષાના કારણે આવા ગ્રન્થોનો ઉદ્ધાર થવામા વિલબ થાય ને ઉચિત નથી તો આ તરફ પણ ગ્રન્થ-પ્રકાશકોનુ હુ સવિનય લક્ષ્ય ખેંચુ છું.

લાકાપુરુષચરિત્રના આ રાગનોન્તદ્ગત શ્લોકોનો સમાવેશ કરવામા આવ્યો છે એક સ્તોત્ર હોઇ કરીને પણ તે ન્યાય જેવા વિષયને પણ આશ્રય આપે છે, કાવ્ય- દૃષ્ટિએ તે મનનીય છે અને ધાર્મિક દૃષ્ટિએ તે માનનીય છે

ન્યાયવિશારદ ન્યાયાચાર્ય ઉપાધ્યાય શ્રીયશોવિજયકૃત જ્ઞાનસારની પણ આ પ્રસગે નોધ લેવી આવશ્યક સમજાય છે આ વીતરાગ-સ્તોત્રની જેમ પદ્યબદ્ધ ગ્રન્થ છે એમા જ્ઞાન, ધ્યાન, તપ વગેરે વિવિધ વિષયો પરત્વે અષ્ટકો રચાયેલા છે અને તેમા મનન કરવા લાયક અનેકદેશીય મુદ્દાઓ ચર્ચવામા આવ્યા છે

યાકિનીમહત્તરાસનુ તરીકે સુપ્રસિદ્ધ અને ૧૪૪૪ ગ્રન્થોના પ્રણેતા શ્રીહરિભદ્રસૂરિકૃત ષોડશકનો પણ નિર્દેશ કર્યો અસ્થાને નહિ ગણાય કેમકે આ ગ્રન્થમા એ કદર સોળ ષોડશકા છે અને પ્રત્યેકમા સોળ સોળ શ્લોકો છે ધર્મપરીક્ષાદિ મુખ્ય વિષયોને આમા સારો ન્યાય આપવામા આવ્યો છે આ ચારે ગ્રન્થો કઠસ્થ કરવા જેવા છે વિશેષમા એ ચારેનો વિવિધ ભાષામા-વિદેશી ગિરામા પણ અનુવાદ પ્રસિદ્ધ કર્યો

# શ્રી મેઘકુમાર—આખ્યાન.



લેખક—શાહ શિવજી દેવસિહ-મઢડાવાળા.

ચોપાઇ

વિક્રમ પહેલાની એ વાત, મગધદેશ હિન્દે વિખ્યાત,
રાજગૃહી નગરી સુખકાર, શ્રેણીક રાજ્ય કરે હિતકાર—૧
ધારિણી રાણી મનોહાર, શીલવતી સદ્ગુણ ભડાર,
થઇ સદ્ભાગ્યે બાળની માત, કુલ નભમા રવિ સમ સાક્ષાત—૨
મેઘકુમાર આપે તસ નામ, રૂપે જગ જન માને કામ,
પર્ણો પ્રીતે પત્નિ આ૦, ભણે પ્રમના નિશદિન પાઠ—૩

દોહ।

ભારતમા તે સમયમા, વિચરે વીર ભગવાન,
સત્ય ધર્મ સમજાવીને, હરે જગ અજ્ઞાન—૧
રાજગૃહી નગરે પ્રભુ, આવ્યા જગ હિતકાર,
દીએ દેશના નેહથી, શ્રવણ કરે નરનાર—૨
મેઘકુમાર સુબોધથી, કરે અંતર નિરધાર
"લહુ સયમ પ્રભુ પાનથી નજર્મે જગંદુ અકાર"૩
આના લેવા તાતની, ગયો પ્રભથી ખાસ,
મુકે મસ્તક ચરણમા, રાખી પૂરી આશ—૪

હુ આવશ્યક અને ઇષ્ટ માનુ છુ

આ પ્રમાણેનુ ગ્રથાત્મક કાર્ય એ જૈન સાહિત્યની સેવાનો એક પ્રકાર છે આ ઉપરાત આની સેવા બીજી ઘણી રીતે થઈ શકે તેમ છે આની સ્થૂલ રૂપરેખા મે 'સાહિત્ય સેવા' નામક લેખમા આલેખી છે (જુઓ જૈન તા ૧૦-૧૦-૨૦ ૨૦-૧૦ ૨૬,૨૪-૪-૨૭ અને ૧-૫ ૨૭) આજે ખાસ કરીને જૈન સાહિત્યની કયા દૃષ્ટિકોણથી ગવેષણા કરવી આવશ્યક છે એ સબધી મારા નમ્ર વિચારો રજુ કરવા હુ પ્રવૃત્ત થયો છુ અત્રે મારે નિવેદન કરવુ પડે છે કે જેટલે અશે અજૈન સાહિત્ય પૈકી વેદ, ઉપનિષદ્, પુરાણ, મહાભારત વગેરે હિદુ ગ્રન્થોનુ તેમજ ત્રિપિટકાદિ બૌદ્ધ ગ્રન્થોનુ અન્વેષણ અન્યાન્ય દૃષ્ટિકોણથી પૌર્વાત્ય તેમજ પાશ્ચાત્ય સાક્ષરોને હાથે થતુ જોવામા આવે છે તેટલે અશે જૈન ગ્રન્થોનુ ગવેષણ થતુ હોય એમ ભાસતુ નથી આથી પ્રશ્ન એ ઉદ્ભવે છે કે શુ જૈન સાહિત્યમા આવી ગવેષણા માટે સ્થાન નથી ? કિવા ઉદાર આલબન આપવામા ગ નેય હોઇ કરીને ગવેષણ કરવા કોઇ ભાગ્યે જ તૈયાર થાય છે કે કોઇ અન્ય જ કારણ છે ?

ન્દ્રિય અને ભાવેન્દ્રિયની વાત Biology નાં તત્ત્વો સાથે વિચારી શકાય તેમ છે.

આ વિવિધ વિષયના વિશિષ્ટ અભ્યાસી અને મારા સહાધ્યાપક પ્રોફેસરોની સાથે આ વિષયમાં વિચારોની આપ-લે કરી. તેનો એક લેખ તરીકે સમન્વય કરી, તેને **તત્ત્વાર્થ**ના દ્વિતીય વિભાગની પ્રસ્તાવનાના અંગરૂપે પાઠક-વર્ગ સમક્ષ રજુ કરવાની આ સેવકને પૂરેપૂરી ઉમેદ છે એટલું જ નહીં પણ તે દિશામાં થોડો ઘણો પ્રયાસ પણ ચાલૂ છે.

ગવેષણીય તત્ત્વો કેવળ આગમ-બાહ્ય સાહિત્યમા જ નજરે પડે છે એમ નથી, પરંતુ જૈનોનાં પવિત્ર પુસ્તકો-આગમોને પણ તે લાગૂ પડે છે. આગમો પ્રતિ જૈન-ધર્મનો અનુયાયી વર્ગ જેવી ધાર્મિક શ્રદ્ધાની નજરે જુએ તેવી નજરે તો અજૈન પરંતુ સાહિત્ય-રસિક સાક્ષરો ન જુવે એ સ્વાભાવિક છે. તેઓ તો ભાષા-દૃષ્ટિએ, તત્ત્વજ્ઞાનનાં તત્ત્વોની તુલનાત્મક દૃષ્ટિએ, આધુનિક વિજ્ઞાનનાં મન્તવ્યોનાં મૂળના ગવેષણની દૃષ્ટિએ એમ વિવિધ દૃષ્ટિ-કોણથી જૈન સાહિત્ય-મંદિર પ્રતિ દૃષ્ટિપાત કરે.

જૈન આગમોમાં જૂદી જૂદી જાતના અનેક ગવે-

"લહું સિંહનો સાથ રે માડી !, પકડું પ્રભુનો હાથ રે;
છે મમ શિરપર જગનાથ રે, માતાજી રે!" **મેઘ** વદે છે-૧૬
"છે કોમળ તવ અંગ, બાલુડા ! કરજે ન વ્રતનો ભંગ રે;
તું જમાવ અરિથી જંગ રે, બાલુડા રે!" **ધારિણી** કહે છે-૧૭
"કરો ન ચિન્તા લેશ રે માડી !, જાગ્રત રહીશ હું મેશ રે;
'શિવ' કર ન લજાવું વેશ રે, માતાજી રે!" **મેઘ** વદે છે-૧૮

દોહરો.

માત તાત સમજી ગયા, ગયો **મેઘ**નો ખેદ;
પત્નિઓ પાસે ગયો, રાખી મોટી ઉમેદ—૧
કથા પતિની સાંભળી, મુગ્ધ બની સહુ નાર;
મુંજાણી મનમાં સહુ, કરતી શોક અપાર—૨
ડગ્યો ન ઉરમાં રાજવી, પર્વત સમ ધરે ધીર,
**દંપતી**નો સંવાદ આ, સાંભળજો સહુ વીર—૩

## દંપતી સંવાદ—

( આદીશ્વર અલબેલો છે ) એ ચાલ.

"શિવસુખ લેવા હું જાઉં રે, સ્નેહે મેઘકુમાર કહે
પ્રીતે આજ્ઞા તુમ ચાહું રે, "
શ્રી વીરનાં ગુણગણ ગાઉં રે, "
સંયમ લેવા હરખાઉં રે." " —૧
"શું વગર વિચાર્યું બોલો રે, કહે લટકાળી લલનાઓ
અમ વચનો ઉરમાં તોલો રે, "
સંયમ માર્ગ નવ પોલો રે, "
બાહિરથી દેખી ન ડોલો રે." " —૨
"મ્હેં કહ્યું છે તમને સાચું રે, સ્નેહે મેઘકુમાર કહે
સંયમ સુખમાં હું રાચું રે, "
મમ હૈયું ન ગણજો કાચું રે, "
કરગરીને આણા યાચું રે" " —૩
"એ દિવસો કેમ વિસારો રે?, કહે લટકાળી લલનાઓ
કહેલાં વચનો સંભારો રે; "
કાયર થઇ કેમ ન પાળો રે, "
અમને અંતરમાં બાળો રે." " —૪
"છે એ લૌકિકની વાતો રે, સ્નેહે મેઘકુમાર કહે
હું મુકું નાતને જાતો રે; "
લોકોત્તર મારગ ચહાતો રે, "
સંયમ લેવા હરખાતો રે" " —૫

[ ૪ ]

ષણાપાત્ર વિષયો નજરે પડે છે. દાખલા તરીકે **દશવૈકાલિકનિર્યુક્તિ**માં ન્યાયશાસ્ત્ર સાથે સંબંધ ધરાવતા દશાવયવીનો ઉલ્લેખ. **સ્થાનાંગ** સૂત્રમાં સંગીત શાસ્ત્ર વિષયક સપ્ત સ્વરની હકીકત. **રાજપ્રશ્નીય** સૂત્રમા બત્રીસ પ્રકારના નાટકનો નિર્દેશ, **સૂર્ય-પ્રજ્ઞપ્તિ** તથા **ચન્દ્ર-પ્રજ્ઞપ્તિ**માં ખગોળ વિદ્યા તેમજ ગણિતનાં તત્ત્વોનું વિવેચન. **ભગવતી** સૂત્રમાં વૈજ્ઞાનિક વિદ્વદ્દરોને માટે સામગ્રી અને **ઉત્તરાધ્યયન** સૂત્રમાં કાળની ગણના માટે સૂચન છે. કેટલાક અંગોપાંગોમાં તો સામાજિક ચિત્રની પણ રૂપરેખા દૃષ્ટિગોચર થાય છે. લગભગ ૭૫ વિષયો ઉપર આગમો પ્રકાશ પાડે છે, એ વાતને સ્ફુટ કરનારી એક યાદી આગમોદ્ધારક જૈનાચાર્ય શ્રી**આનન્દસાગરસૂરિ**જીએ લગભગ પાંચેક વર્ષ ઉપર તેમના રતલામના ચાતુર્માસ દરમ્યાન મને બતાવી હતી. તેઓ તે જલદી બહાર પાડવા કૃપા કરે એવી તેમને મારી નમ્ર વિનતિ છે.

અત્ર એ નિવેદન કરવું અસ્થાને નહિ ગણાય કે આધુનિક શોધખોળથી આશ્ચર્યાંકિત થતી જનતાને વધારે અચંબો પમાડે તેવા મન્તવ્યો જૈન દર્શનમાં છે. કહેવાની મતલબ એ છે કે આધુનિક વૈજ્ઞાનિકોએ

ભારે પરિશ્રમ લઈને પ્રયોગો કરી કેટલીક શોધખોળો કરી છે દાખલા તરીકે જળ એ હાઇડ્રોજન ( Hydrogen ) અને પ્રાણ-વાયુ ( Oxygen ) એ બે વાયુના મિશ્રણરૂપ છે, વનસ્પતિને મનુષ્યની જેમ આઘાત-પ્રત્યાઘાત થાય છે, એક જ જાતના પરમાણુઓ (Electrons) ની સંખ્યા અને રચનાના પરિવર્તનથી જૂદા જૂદા દ્રવ્યો ઉદ્ભવે છે, પરમાણુઓમા અનેક શક્તિઓ રહેલી છે ઇત્યાદિ જૈન આગમ તરફ નજર કરીશું તો જણાશે કે અપકાય એ વાયુયોનિજ છે, એમ જૈન શાસ્ત્રો પ્રાચીન કાળથી ઉદ્દઘોષણા કરી રહ્યા છે, વનસ્પતિના શરીર તરફ દૃષ્ટિપાત કરીશું તો સહજ જણાશે કે તમા લોમને સ્થાને પત્રો ત્વચાને બદલે છાલ, રુધિરને બદલે રસ માંસલ પેશીઓની જગ્યાએ ગ્રન્થિઓ, સ્નાયુઓના સ્થાનમા શિરાઓ, હાડકાને સ્થાને મજ્જા ભાગ અને નખોની જેમ છેદાતા ફરીથી ઉગે તેવા પલ્લવો છે વળી તેમા પણ ક્રોધાદિક લાગણીઓ રહેલી છે આથી કરીને જૈન દર્શન વનસ્પતિને સચેતન માને છે, એટલુ જ નહિ પણ તે આગળ વધીને કહે છે કે પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય અને વાયુકાયમા પણ સુખ-દુ:ખની લાગણી રહેલી છે પાર્થિવાદિક પુદ-

"જે રંગે તે કરજો વિચારીને, કહે લટકાળી લલનાઓ
છે વૃત્તિ વિરામી તમારી રે, ,,
આ અરજી સુણજો અમારી રે, ,,
મોહનજીનુ જોર છ ભારી રે" ,, —૬

"હુ અગ્નિ નગે લડવાનો રે, સ્નેહે મેઘકુમાર કહે
સત્સગે હુ ભળવાનો રે, ,,
નિજ ટેકથી નવ ચળવાનો રે, ,,
દુશ્મનને હુ દળવાનો રે" ,, —૭

ગીતિ

માત તાત પત્નિઓ, કરી પ્રસન્ન **મેઘ** તો વ્રતને ગ્રહે,
અગો અગે ઉમગે, રગે ઉરમા **શિવ** સુખને જ ચહે—

ચોપાઇ

મુનિ મડળમા કરવા વાસ, **ત્રિશલાસુત** કરે આજ્ઞા ખાસ,
સાધુ નગ કહ્યો સુખકાર, રહ્યો સુરગે **મેઘકુમાર** ૧
અસ્ત થયો રવિ જગ હિતકાર, સર્વત્ર વ્યાપે અધકાર,
**મેઘ** મુનિ જાણો પાનવાર, દેખાયે નવ કઈ તિલભાર ૨
સહુથી નાનો છે મુનિ એહ, તેથી છેલ્લો બેઠો તેહ,
મુનિઓ માતા કરવા જાય, **મેઘની** સાથે સહુ અથડાય ૩
પામ્યો અતરમા તે ખેદ, નવ સમજ્યો સયમનો ભેદ,
સ્મરવા લાગ્યો પુદ્ગલ સુખ, રે'ખે સયમમા બહુ દુ:ખ ૪
માત તાત લલનાનો બોધ, સ્મરી કરે નિજ પર તે ક્રોધ
ચિત્તમા પામ્યો બહુ સતાપ, કરવા લાગ્યો પશ્ચાત્તાપ ૫
ચિત્તમા ચિંતવે ભોગવિલાસ, થયો તે મનમા મોહનો દાસ,
ભટક્યો ભ્રમથી શ્રી **ભગવાન,** દુબળ દિલના સુણજો ગાન

## મેઘનો પશ્ચાત્તાપ

રાગ-ભીમપલાસ-તાલ ત્રિતાલ

( વારી પાઉં ... )-એ ચાલ

રે થયો હુ મૂરખ મુનિપદનો મહે, વૃથા કર્યો અભિલાષ
વૃથા કર્યો અભિલાષ અતરમા, કરી ન પૂર્ણ તપાસ —રે થયો
કયા તે મનહર મહેલની મોજો ? કયા વૈભવના વિલાસ ?,
પલગની કયા મખમલ ગરયા ?, કયા આ કામળ-ઘાસ ?—રે
કયા મલમલ રેશમના ચીર ?, કયા તે પુષ્પ સુવાસ ?
સુલલિત લોચન લલનાના કયા ?, કયા આ સત ઉદાસ ? થયો
રસિક રમણીના રાગરગ કયા ?, રતિ રમના કયા ઉલ્લાસ ?,
કયા તે તેલ અત્તરના વિલેપન ?, કયા આ વિરસ નિવાસ રે થયો૦

જળોના અનેક પરિવર્તનો સભવે છે એવી જૈન માન્યતા છ, અર્થાત્ જળ તે અગ્નિરૂપે પણ પરિણમી શકે છે વિશ્વ (લોકાકાશ) ની છેક નીચે રહેલ પરમાણુ એક સમયમા તેની ટોચે જઈ શકે એવી તેમા શક્તિ છે એમ જૈન શાસ્ત્રો પોકારી રહ્યા છે આવી તુલનાત્મક દૃષ્ટિએ અભ્યાસ કરવા લાયક અનેક બાબતો જૈન સાહિત્યમા છે પ્રો **આઇનસ્ટાઇન** ( Einstein )ની Theory of Relativity સાથે પણ વિચાર કરવા લાયક જૈન તત્ત્વો છે આ ઉપરથી સમજી શકાય છ કે જૈન સાહિત્યમા ગવેષણીય તત્ત્વોની ન્યૂનતા નથી આ સાહિત્યમા રહેલ કેટલીક વિશેષતાઓ પણ આમા ઉમેરો કરે છ દાખલા તરીકે આગમોમા ગમો-આલાપકો વિશેષત નજરે પડે છે આ વાતની **શ્રીશોભન-સ્તુતિ** સાક્ષી પૂરે છ, કેમકે તેના કર્તા શ્રી **શોભન** મુનીશ્વર સિદ્ધાન્તની સ્તુતિ કરતી વેળાએ એનો ઘણી વાર ઉલ્લેખ કરે છે ( જુઓ **શ્રીશોભન-સ્તુતિના** ૭ મા, ૭૩ મા, ૭ મા, ૭૮ મા અને ૯૧ મા પદ્યો ) એવી રીતે આગમોમા ભગો[1] ( ભાગાઓ )

૧ શતાવધાની રત્નચન્દ્રજી કૃત **પ્રસ્તાર-રત્નાવલી** ભાંગાઓના સબંધમા સારો પ્રકાશ પાડે છે, એમ કહેવાય છે

પણ મોટી સંખ્યામાં નજરે પડે છે, તેમાં **ભગવતી**ના નવમા શતકનો ગાંગેયનો ભાંગો સુપ્રસિદ્ધ છે આ વાતનું પણ **શ્રીશોભન-સ્તુતિ**નાં ૩૫ મા, ૬૩ મા, ૬૭ મા અને ૯૫ મા પદ્યો સમર્થન કરે છે.

પાંચ સાત સૈકા પૂર્વે રચાયેલા સંસ્કૃત ગ્રન્થો તરફ દૃષ્ટિપાત કરતાં તેમાં કેટલીક વાર ગૂર્જર ગિરાના શબ્દો સંસ્કૃતરૂપે રજુ કરેલા દેખાય છે. વળી કેટલીક વાર વિશિષ્ટ જૈન પ્રયોગો પણ નજરે પડે છે. આ વાત **શ્રીજિનસૂર** મુનિવર્યકૃત **પ્રિયંકરનૃપકથા**ની પ્રસ્તાવનામાં મેં આલેખી છે. આ પ્રસ્તાવના અત્યારે છપાઇ રહી છે. અજૈન ગ્રન્થકારોએ પોતાના ગ્રન્થના માપનો પ્રાયઃ નિર્દેશ કર્યો હોય એમ જણાતું નથી, જ્યારે જૈન ગ્રન્થકારોએ ૩૨ અક્ષરનો એક શ્લોક થાય છે, તેવા કેટલા શ્લોક-પ્રમાણક પોતાનો ગ્રન્થ છે તેનો બહુધા નિર્દેશ કર્યો છે. આ વાતને તેઓ ગ્રન્થાગ્ર અથવા ગ્રન્થાગ્રન્થથી સૂચવે છે. ઘણીખરી વાર તો આનો અંકોથી નિર્દેશ કરવામાં આવ્યો છે અને કેટલીક વાર સંજ્ઞાત્મક શબ્દોથી (જુઓ **સમ્યક્ત્વ-સપ્તતિ**ની ટીકા). વળી ગ્રન્થના અંતમા ગ્રન્થકારના ગુરુની પરંપરા, જે સ્થળમા ગ્રન્થ રચાયો હોય

ગાન તાન આરામ એ કયાં છે ?, કયાં સુંદરી સહવાસ ?;
અધરામૃતનું પાન એ કયાં છે?, કયાં કલ્પિત સુખ આભાસ રે.
શિખંડ, બરફી, બાસુદી કયાં ?, કયાં અનાર, અન્નાસ ?;
પડ્રસ ભોજનનાં સ્વાદો કયાં, કયાં જળ વિણ ઉપવાસ ? રે
ચરણકમળ કોમલાંગીનાં કયાં ?, કયાં સ્વાધિન આવાસ ?;
કયાં આ કઠોર પાદનાં તાડન ?, કરતાં અંગ વિનાશ. રે થયો.
યુગ સમ લાગે રાત અંતરમાં, રવિ કવ કરશે પ્રકાશ ?;
સંયમ સાધન ધરૂં પ્રભુ ચરણે, તજી '**શિવ**'સુખની આશ રે.

## ગીતિ.

**મેઘ** ગયો પ્રભુ પાસે,
નત મસ્તક કરી મનોવ્યથાને કહે;
સાગરસમ ગંભીરા,
**વર્દ્ધમાનજી** સુણવા સજ્જ રહો.

## આત્મ-નિવેદન.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને )–એ ચાલ

"**શાસન નાયક!** શાસન દ્રોહી હું થયો,
મુનિ થઇ મુનિપદને લજવ્યું આજ જો;
જે પદ ભવજળ તરવા નાવ સમાન છે,
તે પદથી મ્હેં કર્યું ન આતમ કાજ જો"–શા૦–૧
"તર્યા, તરે છે, તરશે ભવિયો એ પદે.
કલ્પતરૂ સમ ઇચ્છીત પૂરણ હારજો;
અધમાધમ મતિહીન હું દુર્બલ આતમા,
નિજ શક્તિનો કર્યો ન ઉરનિરધારજો"–શા૦–૨
"ઢોલ વગાડી મદથી બોલ્યો હુ જગે,
'ગૃહસ્થ મટી હું થયો આજ અણગાર જો;
સયમ નાવે તરવાનો ભવ સિંધુને,'
પાળી શકયો નવ એ વચનો ગુણકારજો"–શા૦–૩
"પુદ્ગલ સુખની રહી અંતરમા વાસના,
આત્મભાવના અંકુર નવ સુખ કાર જો;
ખાન પાન આરામની ઉરમાં લાલસા,
અસારમાં મેં માન્યુ મનમાં સારજો" શા૦–૪
"સંયમ રૂપી ગજવર લેવા હું ગયો,
પણ નિજ કરમાં પાંચ પાઇ **જિનરાજજો**;
વસ્તુતત્ત્વની ઓળખ ન કરી અંતરે,
શકિત વિણ હું લેવા ગયો '**સ્વરાજ**' જો" શા૦–૫

તેનુ નામ, રચના-સમય, ગ્રન્થ-નિર્માણમાં સહાય કરનારાનાં શુભાશક નામો વિગેરે માહિતી આપનારી પ્રશસ્તિઓ પણ ખાસ કરીને જૈન સાહિત્યમાં જેટલે અંશે નજરે પડે છે તેનાથી અલ્પાંશે પણ અન્ય સાહિત્યમાં છે કે નહિ, એ પ્રશ્ન છે.

આ પ્રમાણેની અન્યાન્ય વિશેષતાઓના સંબંધમાં વિચાર ન કરતાં ફક્ત એક જ વિશેષતાનો અત્યારે તો ઉલ્લેખ કરીશ. આ વિશેષતા તે બીજી કોઇ નહિ પણ ગ્રન્થના રચના-સમયને નિર્દેશવાની પદ્ધતિ છે. અંકથી સમયનું સૂચન કરવામાં આવે એ એક સાધારણ બાબત છે. સંજ્ઞાત્મક શબ્દોથી તે સૂચન કરાય તેમાં કંઇક વિશેષતા છે, અધિક વિશિષ્ટતા તો આ એના મિશ્રણથી ઉદ્ભવે છે. આનાં ઉદાહરણાર્થે સહસ્રાવધાની **શ્રીમુનિસુંદર**-સૂરિની **ગુર્વાવલી**નું અવલોકન કરતાં જણાય છે કે એના ૧૬ મા પદ્યના પ્રથમ ચરણમાં 'तिथिद्विसङ्ख्ये त्रिदिवं गतस्य' ઉલ્લેખ છે. વળી એ કાવ્યના ૭૨ મા પદ્યના આરંભમાં अष्टहयेशमिते એવો ઉલ્લેખ છે, જ્યારે ૨૬૬ મા પદ્યના અન્તમા તો त्रिसप्तविश्वे એવો પણ નિર્દેશ છે. એવાં

તો અનેક ઉદાહરણો એમા તેમજ અન્યત્ર મળી શકે છે આવા ઉદાહરણોમા શ્રદ્ધાના વામતો ગતિ એ નિયમનુ પાલન, નહિ કે ઉલ્લઘન જોવામા આવે છે આ નિયમની અવગણના થતી હોય તેવા ઉદાહરણો અજૈન સાહિત્યમા છે કે ? જૈન સાહિત્યમા તો તેવા પણ મળી શકે છે જેમકે **શ્રીશોભન–સ્તુતિની** અન્તરમા શતાબ્દીય શ્રીજયવિજયગણિકૃત વૃત્તિનો ‘ इन्दुरमा चीन्दुमितवर्षे ’ એ ઉલ્લેખ, શ્રીજયવિજયગણિકૃત **સમ્મેતશિખર રાસનો** ‘ મનિ … સુરપતિ ’ એ નિર્દેશ વિગેરે

આથી પણ આશ્ચર્યજનક ઘટના તો એ છે કે **શ્રીહીરવિજય સૂરીશ્વરના** શિષ્ય ઉપાધ્યાય શ્રી **કીર્તિવિજયે** તેમની કૃતિ **શ્રીવિચારરત્નાકરનો** રચના-સમય-નિર્દેશ ‘ दर्शनहिमकरगगनग्रैवेयक ’ થી કર્યો છે આશ્ચર્યજનક કહેવાનુ કારણ એ છે કે એક રીતે વિચારતા આથી રચના-સમય ૯૦૧૬ આવે છે, જ્યારે અન્ય રીતે વિચારતા ૬૧૦૯ આવે છે, પરન્તુ આ બેમાથી એક પણ માન્ય થઇ શકે તેમ નથી આ તો दर्शनहिमकर એ

“ બળિદાનના મર્મ ન સમજ્યો ઉરમા,
સિદ્ધ કર્યો નવ મુનિપદનો અધિકારને,
**વીરના** શબ્દો કાયર મહે કરમા ગ્રહ્યા,
થશે ફજેતી જગમા પાગવાર જો ”—શા૦–૬
“ દીનાનાથ ! દયા કરી દિલમા રક પર,
ત્યો સયમના સાધન આ હિતકાર જો
અપાત્રને સત્પાત્ર ગણીને આજથી,
**શિવકર** પદ દેતા કરજો સ્મરજો ”—શા૦–૭

દોહરા

સુણી વચનો **પ્રભુ મેઘના**, વાણી ઉર ઉલ્લાસ
કહે **મેઘને** સ્નેહથી, કરવા ભ્રમ તમ નાશ

## મેઘને પ્રભુનો સદુપદેશ

( મચા મત … અભિમા ) એ ચાલ

દિલમા દુર્બલતા નવ રાખ, જ્ઞાનસુધારસ સ્નેહે ચાખ દિ૦
પૃથ્વીકાય ગણાય એકેન્દ્રી, સકટ સહે સદાયે
હળ હાકે કે ખોદે ખેડુ, ધરે ન રોષ કદાયે—દિલમા—૧
શીત તાપ નિશદિન સહે તરુવર, તદપિ નવ ગભરાયે,
કાપે કે સતાપે કોઇ, હતાશ કદિ નવ થાયે—દિલમા—૨
જોડીને બળદો ગાડામા, ભાર ભરી કો મારે,
શાતિથી તે સહે બાપડા, દુર્બલતા નવ ધારે—દિલમા—૩
પરાધીનતાથી સહે સકટ, અનત જગમા જીવો,
કરે અસમ નિર્જરા તે તો, નથી જ્ઞાનનો દીવો—દિલમા-૪
ગજના ભવમા દવ લાગ્યો તવ, કરી (તે) સસલાની સેવા,
પશુભવની પુન્યાઇ તુજને, આવી નરભવ દેવા—દિલમા—૫
કાળ અનત ગયો અજ્ઞાને, મર્મ ન સમજ્યો મનમા,
મોહ ધરે છે મિથ્યા ભ્રમથી, નાશવત આ તનમા—દિલમા ૬
જિનવર, ગણધર, મુનિવર જગમા, સહે પરિષહ સમભાવે,
કર સકામ નિર્જરા જ્ઞાને, **શિવમાલગની** લગાવે—દિ૦–૭

ચોપાઇ

મેઘનો ખેદ રહ્યો નવ લેશ, યાચે પ્રભુ પાસે મુનિવેશ,
કરે પ્રતિજ્ઞા પ્રીતે તેહ, પ્રભુ ચરણે અર્પે નિજ દેહ—

## મેઘની પ્રતિજ્ઞા—

( જુનુ તો થયુ રે દેવળ ) એ ચાલ

કરૂ તન મન કુરબાન **પ્રભુજી** ! કરૂ તન મન કુરબાન,
વ્હાલા ! દુર્બલતા જાઈ દિલની સારી, કરૂ તન મન કુરબાન



ટલે ૧૦ અને ગગનગ્રૈવેયક એટલે ૯૦ એમ જો જુદા વિચારી તેનો સમન્વય કરી ૧૯૦ સમજવાનો છે અત્ર ઉપર્યુક્ત નિયમનુ અશત પાલન અને અશત ઉલ્લઘન નજરે પડે છે આવી વિશિષ્ટ વિશેષતા અજૈન સાહિત્યમા હોય કે ન હોય પણ જૈન સાહિત્યમા પણ કઇ સ્થળે છે ?

હવે એક વાતનો નિર્દેશ કરી લઉ તો પ્રથમ પ્રશ્નને પડતો મૂકીશ જૈન આગમોના નિરીક્ષકથી એ અજાણ્યુ નથી કે આગમોમા અનેક પ્રકારના વર્ણનો મળી આવે છે કોઇક વાર કોઇ નગરનુ, તો કોઇક વાર કોઇ ચૈત્યનુ, તો કોઇક વાર કોઇ શ્રાવકનુ, તો કોઇ વાર કોઇ રાજાનુ ઇત્યાદિ અત્ર વિશેષતા તો એ છે કે જ્યારે જ્યારે આવા વર્ણનોનો પ્રસગ આવે છે ત્યારે તે વર્ણનો માટે ઘણીખરી વાર અન્ય આગમની ભલામણ કરવામા આવેલી નજરે પડે છે આથી તે તે સ્થળે નજર કેવી બાકી રહે છે અર્થાત્ એક આગમ વાચતી વખતે બીજા અને બહુ ત્રીજા આગમની અપેક્ષા રહે છે તો આથી કરીને તેમજ હુ સૂચવીશ તેમ બીજા કારણસર પણ આ વર્ણનોનો એક

સંગ્રહ પૃથક્ પ્રસિદ્ધ કરવાની જરૂર છે. આ દ્વારા વર્ણન–શક્તિની અપૂર્વતા સમન્વય અને ભાષા તરફ પણ વિશેષ લક્ષ્ય આપવાની અનુકૂળતા પ્રાપ્ત થાય. વળી આવો સંગ્રહ બહાર પડે તો વિશ્વ–વિદ્યાલયોમાં જૈન સાહિત્યના અભ્યાસ–ક્રમ માટે **કલ્પ-સૂત્ર, રાજ–પ્રશ્નીય,** વિગેરે આગમો રાખવામાં આવ્યા છે અને તેથી તેની જે આશાતના તેમજ અનધિકારિત્વ પરત્વેની બૂમ હજી સાંભળવામાં આવે છે તે પણ દૂર થઇ શકશે. કારણ કે જો જૈનોના તત્ત્વ–જ્ઞાનને પ્રાધાન્ય આપવું હોય તો **તત્ત્વાર્થાધિગમ-સૂત્ર** જેવા ગ્રન્થો. ન્યાય માટે **પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર** જેવા ગ્રન્થો અને પ્રાકૃત ભાષા માટે ઉપર્યુક્ત સંગ્રહાદિ અભ્યાસ–ક્રમ માટે નક્કી કરી શકાય.

આ ઉપરથી પાઠકવર્ગને પ્રતીતિ થઇ હશે કે ગવેષકોને માટે જૈન સાહિત્ય યથેષ્ટ સામગ્રી પૂરી પાડી શકે તેમ છે, પરંતુ એ નિવેદન કરવું અનાવશ્યક નહિ લેખાય કે એ દિશામાં પ્રયાણ કરવું એ વિકટ કાર્ય છે; કેમકે પ્રથમ તો મારા પરિચયમાં જે કોઇ જૈન સાક્ષરો–મુનિવર્યો અને ગૃહસ્થો આવ્યા છે તેની સંખ્યા અલ્પ છે. આથી પુરાતત્ત્વની ગવેષણા કરવામાં કેટલા ભાગ લઇ શકે તેમ છે એ પણ એક પ્રશ્ન છે.

માની લઇએ કે કદાચ કોઇ સંસ્થા કે વ્યક્તિ આ દિશામાં ધનનો સદ્વ્યય કરવા પ્રેરાય તો પણ તેને આ કઠિન કાર્ય કરવામા કુશળ એવા વિદ્વદ્વર્યો મળવા મુશ્કેલ છે. કેમકે અભિલષિત પદ્ધતિનો અભ્યાસી જ આ કાર્ય કરી શકે. પરંતુ તેની કદર તો પૃષ્ઠોની પંક્તિઓ ગણી વેતન આપનાર–થોડા પૈસા આપી ઘણું કામ કઢાવી લેવાની વૈશ્યવૃત્તિ રાખનાર ન જ કરી શકે.

પાશ્ચાત્ય દેશમાંથી પ્રસિદ્ધ થતા ગ્રન્થો પ્રતિ નજર ફેંકતા કેટલીક વાર એમ જરૂર જોઇ શકાય છે કે મૂળ ગ્રન્થ કરતાં તેની પ્રસ્તાવના મોટી હોય છે. ભૂલવું ન જોઇએ કે પ્રસ્તાવના એ સમગ્ર ગ્રન્થનું દોહન છે, પરંતુ એની કીંમત આંકનારા જૈનોની સંખ્યા કેટલી છે? પચીસેક વર્ષોમાં તો જૈનોનાં ઘણાં પુસ્તકો બહાર પડ્યાં છે અને હજી પડે છે, પરંતુ પરિશ્રમ, અભ્યાસ અને રસ–વૃત્તિના પરિપાકરૂપ

ગજના ભવનું ભાન કરાવ્યું, આત્માનું અસ્તિત્વ બતાવ્યું:
અકામ સકામ રહસ્ય જણાવ્યું, નવ ભૂલું **ભગવાન**! વ્હાલા૧
દેહભાવ દિલમાં નવ રાખું, આત્મ ભાવનું અમૃત ચાખું:
પરનાં દોષ કદિ નવ ભાખું, ધરૂં શિરપર **પ્રભુ** આણ–વ્હાલા–૨
દુશ્મન દિઠા દિલમાં મારા, જન્મોજન્મનાં દુઃખ દેનારા:
નિરખ્યા પાપ પુન્યનાં કયારા, નવ ચૂકું રે નિશાન–વ્હાલા–૩
શ્રી જિનશાસન સેવા કરવા. અજ્ઞાની જીવો ઉદ્ધરવા:
ભવસિંધુ તારીને તરવા, આપું જીવન દાન—વ્હાલ ૪
જૈનધર્મની જ્યોત જગાવું, દિલદિલમા ખરી લગન લગાવું:–
ભવનાં ભ્રમ ને ભીતિ ભગાવું. કરૂં દૂર અજ્ઞાન વ્હાલા–૫
જિન આણા સમરૂં નિજ ચિત્તે; **સંગઠન શુદ્ધિ** કરૂં પ્રીતે:
**સંઘની** શક્તિ વધારૂં નિત્યે. લહું જીવનની લ્હાણ વ્હાલા–૬
સ્વપરના કલ્યાણને કાજે, સર્વસ્વ અર્પું હું આજે:
એસુ **શિવ** કર ભક્તિ જાજે, મૂકું મોહ–મદ–માન વ્હાલા–૭

ચોપાઇ.

સંયમ પાળી મેઘ કુમાર, **વિજયવિમાન** લહે સુખકાર:
**મહાવિદેહે** લઇ અવતાર, **મુક્તિ** પદ લેશે મનોહાર–

ગીતિ

વીર સમયની વાર્તા, અંતરંગમાં સજ્જનો સતત સ્મરો:
દુર્બલ **મેઘ** પ્રમાણે, આ કાળે મુનિઓપર નજર કરો–૧.
ડોળ દંભ દેખાયે, ભક્તિ–શક્તિ–ત્યાગદશા ન મળે;
રક્ષક ભક્ષક જેવા, દાંભીકતાથી ભદ્રીક જનને છળે–૨
**શાસનદેવી** પાસે, કરૂં યાચના અંતરથી આજે;
સહાય કરે જો દેવી, શ્રી**જિનશાસન** જગમાં તો ગાજે–૩

## —: શ્રી શાસનદેવીને પ્રાર્થના :—

(મનમોહન બલિહાર ગાંધીજી) એ ચાલ

**શાસનદેવી**! રક્ષા કરજો,
શાસન દાઝ અંતરમાં ધરજો;
રગ રગ ભાવને ભક્તિ ભરજો,
પતીતને પ્રીતે ઉદ્ધરજો—શાસન૦–૧
**વર્દ્ધમાન** સમ ગુરૂવર જ્ઞાની,
સરળ **મેઘ** સમ શિષ્ય અજ્ઞાની:
કયાં પ્રભુ સમર્થ જ્ઞાની ધ્યાની,
**મેઘ**સમાન જીવનના દાની—શા૦–૨



# મનુષ્ય કલહકાળ.

લેખક—મુનિ ચારિત્રવિજયજી.

મનાતા વિદ્વદ્વર્યો. વ્યવહાર સિદ્ધો અને ધર્મોપદેશોના કથનામાં દેવોને પણ પ્રિય એવો આ મનુષ્યાવતાર મનાતો આવેલો છે. જીવમાત્રના જીવનનું લક્ષબિંદુ "મોક્ષ પ્રાપ્તિ" એટલે જન્મ–મરણદ્વારા ભવાન્તર પામતું દુઃખદ ચક્ર જે અનંત કાળથી ચક્રાવે ચઢી રહ્યું છે તેની સદૈવને માટે પરિસમાપ્તિ છે. અને તદર્થે માત્ર મનુષ્ય જન્મ જ યોગ્યતા ધરાવી શકે તેવો સાધનસંપન્ન છે. ઇતર ભવોમા એવા સાધનોનો અભાવ છે. એ જ્ઞાન જ્ઞાની-ઓદ્વારા શાસ્ત્રોથી માણસ જાતને મળેલું છે. પાછળથી એ માન્યતામાં પાછલા મનુષ્યોએ વિવિધ દિશામાં અનેક કલ્પનાઓ ઉપજાવીને એને ઇશ્વરીવાક્ય કે પેગમ્બરોના પેગામ કે સિદ્ધોની સિદ્ધિરૂપે ઠસાવી દીધા છે. અને એ સિદ્ધાંતો જનસમુદાયમાં માન્ય થઇ પડયા છે. આશ્ચર્ય તો એ છે કે એમ છતાં સર્વત્ર જીવનશાંતિનો ઇચ્છિત લ્હાવો પ્રસરી શક્યો જ નથી. સતયુગ કે કળીયુગમાંના કોઈ યુગમા મનુષ્યમાં કલહનો અભાવ સંભવી શકતો નથી. આ વાત પ્રાચિન ગણાતા શાસ્ત્રોથી સાબિત કરી શકાય તેવી છે. ઠીક ! ! પ્રાચેન અને અર્વાચિન સમય ગયો ગુજર્યો, અને ગમે તેવે રૂપે ગુજાર્યો, પણ તેના પ્રાવાહિક પરિણામરૂપે વેદાતો વર્તમાન કાળ તો "કલહ કાળ" રૂપે મનુષ્યસૃષ્ટિ અનુભવે છે એ નિર્વિવાદ છે. શાસ્ત્રો વધ્યાં. શાસ્ત્રજ્ઞ વધ્યા. વિજ્ઞાન વધ્યું અદ્ભુતપણે યંત્રો વધ્યાં. વેપાર વધ્યો. દેશે દેશ વચ્ચેનો સંબંધ વધ્યો. રાજનીતિજ્ઞ પુરૂષો વધ્યા. એમ મનુષ્ય જીવનની બાહ્ય જાહોજલાલીની સર્વ સામગ્રી વૃદ્ધિ પામ્યા છતાં તેના પરિણામે જીવનકલહ કાં ? જાણે કે એ બધા યોગો કે જે દરેક મનુષ્ય જીવનની સરળતાને પોષવા ઉપસ્થિત કર્યાં હતા; છતાં અસહ્ય અસરળતા કેમ અનુ-ભવાય છે ? સકળ રોગવિધ્વંસક સુખકર ગુટીકામાં મેળવવાનાં ઔષધો સપ્રમાણ નહીં લેવાતા વધતા ઓછા પ્રમાણમાં જેમ મળ્યા તેમ લેવાથી એ ગુટીકા ભયંકર વિષરૂપ બની જાય તેમ એમાં પણ. એટલે બાહ્ય જાહો-જલાલીની સર્વ સામગ્રીની વૃદ્ધિમાં પ્રમાણની વિપરિતતા થઇ પડવાનું પરિણામ આ કલહકાળ ઉપજાવી રહેલ છે. કુદરત સુનિયમની ઘટના કાંઇ અદ્ભુત છે. ઉત્પત્તિ. સ્થિતિ અને લયના અનેકવિધ કારણોના અહોરાત્ર કાર્ય બજાવી રહ્યા છે. મનુષ્યબુદ્ધિ એની યથાર્થતા સમજ-વાને પૂર્ણતા પામી શકી નથી. તેથી જેમાં તે સુખરૂપ પરિણામ કલ્પે છે તેમાં દુઃખ પ્રગટે છે અને અનુકુળ ધારણા જેમાં બાંધે છે. તેમાં પ્રતિકુળતા અનુભવે છે, ત્યારે મનુષ્ય આશ્ચર્યમુગ્ધ બની વિધિની કે કર્મની અથવા તો પ્રભુની કલ્પનાનો આશ્રય માનીને આશ્વાસન

ગ્રહણ કરે છે અને વળી ફરી પગભર થઇ બીજી તરહની પ્રવૃત્તિમા પ્રવૃત્ત થાય છે તેમજ એમા શુભાશય પ્રાપ્ત થવાની કલ્પના બાંધે છે એમ અનેકવિધ અખતરા ઉપજાવતા રહેવુ એ જાણે એનો સ્વભાવ જ છે તે ક્રમ બાળકાળથી જ શરૂ થાય છે જેમ બાળકો બાળખેલમા મોટા માણસોની ક્રિયાઓના અનુકરણરૂપ અનેક ચેષ્ટાઓ અને ક્રિયાઓ કરે છે—તેમ કરવાનો તેમનો સ્વભાવ છે એજ સ્વભાવ મોટી ઉમ્મરના માણસોમા પણ વૃદ્ધિ પામીને કુદરતનુ અનુકરણ કરવામા બુદ્ધિને કસે છે, અને તનને ક્રિયામા યોજે છે એના પરિણામરૂપજ જીવનની સર્વ બાહ્ય સામગ્રીઓનો સમુદાય છે, તેમા સાનુકુળતા જેટલી જ પ્રતિકુળતા સેવાય છે, છતા જનસમાજનો મોટો ભાગ તેમાની માત્ર સાનુકુળતામાજ મુગ્ધ હોય છે થોડેક ભાગ પ્રતિકુળતામા રચ્યો પચ્યો દૃષ્ટિગોચર થાય છે અને કોઇક માત્ર એ બન્ને બાજુને સમતોલ જોઇ જનખેલનો રજ લે છે આ કક્ષાને દિવ્ય દ્રષ્ટિવાળા કે તત્ત્વવેત્તા તરીકે મનાય છે એવા પૂર્વગામી પુરૂષોને નામે અનેક ધર્મ, મત, પથની ઘટનાઓ ઘડાઇ રહેલી છે અને તેના વિવિધરૂપે અનેક ખેલ—તમાશા જનસમુદાયમા ઉદ્ભવી રહેલા છે તેથી સર્વ પ્રકારના વ્યવહારિક ગણાતા કાર્ય તેમજ પારમાર્થિક ગણાતા કાર્યમા સર્વ સાનુકુળ કે સુખકર પ્રતિકુળ કે દુખકર બન્ને સાથે જ સેવાય છે બાહ્ય સાધન સામગ્રીની અધિકતા અને વિવિધતામા સુખની દૃષ્ટિ અધિકપણે ઠરી હોવાને પરિણામે પશ્ચિમ—ખડમાથી પ્રગટેલો અને વૃદ્ધિ પામેલો સુધાર—યુગ આજે ખડમા કાળા ભયકર વિષધર નાગ ની જેમ પોતાની ઝેરી હવા ફેલાવી રહ્યો છે તેણે તે વિષની પ્રથમ અચેત જેવા બનાવ્યા બાદ દુષિત ચેતના જાગતા જગતની પીઠપર અનેક ઉત્પાત ઉપજાવ્યા છે અને એ ઉત્કાપાતે ત્રિદોષ જ્વરની જેમ જોર પકડયુ છે હજુ મળ કચો છે, પાકીને તે પડશે ત્યારે અતિ નિર્બળતા અનુભવી ફરી ધીમે ધીમે આરોગ્યની દિશા પાછી સધાશે આ વખત પ્રાપ્ત થતા સુધી આ કલહકાળ પ્રધાનપદ ભોગવશે. હાલ જો જ્વર ઉતરી જાય તો પ્રજામા જાગૃત થયેલુ ચેતન નષ્ટ થઇ જાય માટે પુન: મળ પાકવા સુધી જ્વરને જાળવવોજ જોઇએ મળ પાક આપો આપ તે ઉતરી જશે, એવો કુદરતી નિયમ છે આજનો આ કલહકાળ એ માત્ર ધનની લાલસાના ધખારાથી ઘણી વધીને મગજને ઘેલછામા અને તોફાને ચઢાવી રહેલ છે તે માત્ર માનવસૃષ્ટિના ઉદરમા અનેક તરહની સામગ્રીની કૃત્રીમપણા જાગતા તેમા તે પૂર્વોક્ત તરહ અતિશય પ્રયાસ સેવાયો છે તેના યોગે અજીર્ણનો કુયોગ જામીને માનવસમાજમા મહા વિષમ જ્વરનો ભયકર વ્યાધિ ફાટી નીકળ્યો છે

વળી માનવજાતિમા અમુક સારી ગણાતી પ્રવૃત્તિ તરફ જ્યારે આખો સમાજ ઝુકી પડે છે ત્યારે તેમા યોગ્યાયોગ્યનો વિચાર બહુ શીથીલતા પામીને વિવેકશૂન્ય બની જાય છે જેમકે ક્રય—વિક્રયનો બહોળો વિસ્તાર વધતા સગવડની ખાતર નાણારૂપે મધ્યસ્થિતિની રચના વિસ્તારવા જરૂર પડી અને તેટલાથી પણ જ્યારે ક્રય—વિક્રયમા સાનુકુળતા પુરેપુરી સાચવવામા અડચણ પડી ત્યારે તેના બ્હાના તરીકે નોટોનુ ચલણ ઉપજાવ્યુ, પરતુ વ્યવહાર કામની અવધિમાથી જ પ્રજાઓને ધન પ્રાપ્તિની એવી જબ્બર હાય પ્રગટી કે જેને લીધે નાણુ કે નોટોમા જ જીવનમુગ્ધ બન્યા એ મુગ્ધતા એટલી વધી પડી કે જેના પરિણામે જુગાર અને સટ્ટો પ્રગટ થયા તેમા અનેક અમાનુષી ભાવો પોસાયા શાહુકાર અને પ્રમાણીકપણુ લોપાયુ ભ્રાતૃભાવ શીથીલ થયો અને અયોગ્ય સ્પર્ધા, ઇર્ષા અને વૈરવૃત્તિ વિસ્તાર પામી, બુદ્ધિસામર્થ્યમા વિકાર જાગ્યો, સ્વાર્થની અધી ફેલાઇ એ બધા જીવનકલહના વિવિધ અગરૂપ હોઇ કલહકાળ નામે આ કાળ પરખાયો છે તેને યોગેજ પૃથ્વીતળ ઉપર અનેક બ્હાના તળે જ્યા ત્યા વિગ્રહ મચી રહ્યો છે માનુષી દિવ્ય જીવન હોવાને સ્થાને આસુરી જીવન ભોગવાઇ રહ્યુ છે

કલહકાળમા માલિકીની ભાવના પણ કારણભૂત છે અને તે ભાવના પણ નાના બાળકથીજ શરૂ થાય છે નાનુ બાળક હરકોઇ મનગમતી વસ્તુને પોતીકી ગણવાની ઇચ્છા જણાવે છે ખરી સમજની બુદ્ધિ જાગતા સુધી પણ દરેક માણસમા એ બાળભાવના શીથીલ થતી નથી, પરતુ ઉપાતરપણે વધારે મજબુત થતી જાય છે બાળકનુ માલિકીપણુ પોતાની જાત સાથે જ જોડાયેલુ હોય છે તે ઉમ્મર વધવાની સાથે બાપુકુ, કુટુબ અને તેથી વધીને આપ્તવર્ગ, સ્વસમાજ વિગેરે સુધી એ ભાવનાનો પ્રદેશ વધતો જાય છે અને વધારે દૃઢ થતો જાય છે તદુપરાત એ ભાવનાના સરક્ષણાર્થે ન્યાય નીતિના કેટલાક ધોરણ પણ તે નક્કી કરી લે છે જન સમાજનો આગળ વધેલો મોટો ભાગ તે માલિકીની ભાવનાને વધારે વધારે વિસ્તારતો જાય છે દેશ રાજ્ય વિગેરેની માલિકીની ભાવના પણ ક્રમસર વિસ્તાર પામતી જાય છે એ ભાવના વિસ્તાર પામ્યા છતા તેમા દૈવી ઉચ્ચ ભાવનાનુ સ્વરૂપ હોવુ જોઇએ તે હોતુ નથી, પરતુ કોઇને કોઇ

સ્વાર્થસિદ્ધિની મલીન ભાવના જ એમા પોષાય છે. એ ભાવનાના ધારા ધોરણ પણ એવા જ રચાય છે, જીવનનો ઉદ્દેશ પણ એની તૃપ્તિમાં જ જઇ ઠરે છે. પૃથ્વી ઉપર વર્તમાન કાળમાં 'उपरकी अच्छी भीतरकी राम जाणे' એવી પડદાપોશી ખેલાતી માલિકીની મલીન ભાવના હઠીલા બાળકમાં જે રૂપમાં એ હોય છે તેજ રૂપ ધારણ કર્યું છે અને તેમાં બહુ ભાગે માનવસમાજનો લગભગ આખો ભાગ ફસાઇ રહ્યો છે. એટલે કે તદ્દન વ્યકિત જીવનની સ્વાર્થી સંકુચિત ભાવના માત્ર સેવાય એ જ જીવનમાંના કર્તવ્યનું અંતિમ લક્ષ્ય થઇ પડયુ છે. એ લક્ષ્યે પતિ–પત્નિ. પિતા–પુત્ર, ગુરૂ–શિષ્ય. રાજા–પ્રજા, શ્રીમંત –ગરીબ, શેઠ–નોકર, સ્વદેશી–વિદેશી માણસ અને ઇતર પ્રાણી વિગેરે વિગેરે વચ્ચેનો સંબંધ ગડમથલ કરી મૂકયો છે. એની હદ ઉપરાંતની વિપરિતતાએ મનુષ્ય બુદ્ધિમાં ખપતી મોહાંધતાર્થે અનેકવિધ વેપાર, હુન્નર, વ્યાજ, સાટા, સોદા. રાજ્યપ્રપંચ, વૈભવ, વીમાકંપની બેન્ક, નાણું, નોટો, લોનો વિગેરેના ખેલની ભુલ ભુલવણી પ્રગટાવી દીધી છે. જે ઉપરથી માનુષી જીવન ભયંકર રાક્ષસી, અનર્થનું પોષક, હિંસક સર્વત્ર વ્યાપી રહ્યું છે. તેથી ઘણા ભાગે ધર્મ, અર્થ. કામ અને મોક્ષકર્મ ઉપાસનાને જ્ઞાન. સમ. દમ, ઉપરતિ તિતિક્ષા, સાધન, સમાધાન વિગેરેના ઉપદેશો સર્વ ઉપર જણાવેલી માલિકીની ભાવનાની તૃપ્તિને માટે જ હયાતિ ધરાવનારા થઇ પડયા છે.

જે જમીનના ટુકડામાં ઘણો કસ જામે છે, તેમાજ અંતે સડો પેદા થાય છે. તેમાંથી તે કસને ધાવીને નવા છોડ પેદા થાય છે. એ છોડ પાછા ત્યાં મરે છે કે બ્હાર ફેલાઇને ત્યાં વિલય પામે છે એમ કેટલીકવાર થતાં પાછો એક ઠેકાણે વધી પડેલો કસ બીજે વહેંચાઇ જાય છે. એવાજ સૃષ્ટિક્રમથી માલિકીની ભાવના રાજસત્તાધીશોમાં શ્રીમંત વર્ગમા, હદ ઉપરાંત જે જામી પડી છે તેમા હવે સડો થયો છે. તેમાંથી ઝેરી છોડ પેદા થયા છે, તે છોડની વૃદ્ધિ થવા લાગી છે. એજ હાલનો બૉલસેવીઝમ. કામદારોની હડતાલો, સત્તાધીશોની સામે સત્તાધીનનું સામટું બળ જે કહો તે છે. એથી કરીને હાલનું માનુષી જીવન કષ્ટસાધ્ય કહો, ત્રિદોષ વ્યાધીગ્રસ્ત કહો, આસુરી કહો કે કુદરતના કોપભાગી કહો; જેવુ કહો, તેવું અતિ દુઃસહ્ય રીતેજ વ્યતિત થાય છે. હડકાયેલા શ્વાનના જીવનમાં અને હાલના મનુષ્ય જીવનમાં કેટલી સમાનતા છે તે વાંચક પોતે જ વિચારી લે.

હાલની સેવાતી માલિકીની ભાવનાનો પ્રાચિન ઇતિહાસ વિચારીએ:—જંગલી રખડતી હાલતની માણસ જાતિમાં સ્વભૂમિ અને સ્વસાધન સામગ્રીની જંગલી ભાવના તો સહેજ હોય છે. એ ભાવનામાંથી જ કુટુંબ ભાવના, જ્ઞાતિ ભાવના, દેશ ભાવના વિગેરે અનેકરૂપે માલિકીની ભાવનાના જુદા જુદા સમાજના જથ્થામાં સેવવા સંબંધે તેના ધારા–નિયમ બંધાય છે. પ્રાચિન આર્યપ્રજાને પ્રથમની સુધરેલી પ્રજા લેખાય છે, તેમાં એ ભાવના કેવે રૂપે હતી તે મનુ આદિના સામાજીક કાયદા ઉપરથી માની શકાય છે. આર્યાવર્ત, બાકત્રીયા, મીસર, ગ્રીસ, રોમ વિગેરે જે પ્રાચીન સુધારાના ક્ષેત્ર ગણાય છે તેમાં માલિકીની ભાવના અનેકરૂપે ઉભી હતી, મધ્ય કાળમાં મુસલમાન વિગેરે દ્વારાના ક્રાંતિકાળમાં પણ માલિકીની જુની ભાવનાએ ગમે તેવે રૂપે ઉભી જ રહી હતી. પરંતુ એ બન્ને કાળમાં એ ભાવનામા શીથીલતા સેવનારા અને સેવાવનારા શખ્સો હતા અને તેઓ સમાજની એ ભાવનાથી ઉપસ્થિત થતાં અનર્થોનું બળ, ધર્મ, ફરજ, નીતિ, સદાચરણ વિગેરેના ધોરણ પ્રગટાવીને નરમ પાડતા રહેતા હતા. રામ, કૃષ્ણ. મહાવીર અને બુદ્ધે પોતપોતાના કાળમાં તે મલીન ભાવનાથી ઉપસ્થિત થયેલ અનર્થોનું બળ દૂર કરી સદાચરણ વિગેરેના ધારા ધોરણ પ્રગટાવ્યા હતા. તેમ જ સોક્રેટીસનો જમાનો ઇસુક્રાઇસ્ટનો જમાનો અને મહમદનો જમાનો માલિકીની બુરી ભાવના ઉપરનો ક્રાંતિ કાળ જ હતો. ઉપરોકત પુરૂષોએ મનુષ્ય કર્તવ્ય મનુષ્યને સમજાવ્યું હતું એટલે કે મનુષ્યનો ખરો અર્થ અને મનુષ્યત્વની ભાવનાની જાગ્રતિ તે પુરૂષોએ તે કાળમાં અતિ શ્રમ વેઠી પ્રગટાવી હતી. તેઓએ મનુષ્ય એટલે કે જેના માનસિક પ્રદેશમા જ્ઞાનેન્દ્રિયવડે દૃષ્ય શ્રુત સંસ્કારોની સ્મૃતિ તેને લગતા ભાવોને વાણીવડે વ્યવહારવાની શકિત અને વિવિધ ઘટનાઓ કલ્પવાની કલ્પનાશકિત સમજાવી હતી; કેમકે મનુષ્ય પ્રાણી કુદરતથી રચાયેલા પ્રાણી પદાર્થોને અનેકવિધ ગોઠવણથી પોતાને અનુકુળ કરી લેવાની તેની જોડ–તોડ કરી નવીન રચનાઓ ઉપજાવવાને અને તેનો વિવિધરૂપે ઉપભોગ પામીને એ દ્વારા સુખદુ:ખના અસંખ્ય લ્હાવા મનુષ્ય ભોગવી શકે છે. જો આ પૃથ્વી ઉપર મનુષ્યની હયાતી જ ન હોત તો હાલ પૃથ્વી ઉપર મનુષ્યકૃતિના જે પરિણામોને યોગે જે જે કૃત્રિમ નાની મોટી, સાદી કે અદ્દભુત રચના રચાઇ રહેલી અનુભવાય છે તેની હયાતી હોત નહીં. અજાણી જગ્યામાં કોઇ વખત કોઈ પણ મનુષ્યનો પગપેસારો સરખોએ ન થયો હોય તે જગ્યા જેવા પ્રથમ સ્વરૂપમાં પ્રથમના નિરીક્ષકને દેખાય તેવી લગભગ આ પૃથ્વીના બધા પ્રદેશની રચના હોત તે સ્વરૂપ કરતાં

મનુષ્યે અનેક યુગ થયા પોતાના માનસિક અને શારી રિક સામર્થ્યને યોગે પૃથ્વિ ઉપર કેવા અનેકવિધ રચનાના કાર્યો ઉપજાવી દીધા છે તેનું નિરીક્ષણ જેમ જેમ વિગત અને બારિકીથી કરીએ તેમ તેમ મનુષ્યની વિશેષતાનું ભાન થાય છે એવા અનેક યુગના મનુષ્યકોટીના કર્તવ્યના પરિણામરૂપ વર્તમાન કાળે જે જે સાધનો મોજુદ છે તે તે સાધનો આપણા હાલના જીવનમા આ જન્મ આપણા પોતાના ભોગવટામા લાવી આપણા જીવનની સુખ-સગવડતાઓ ભોગવવાને માટે શક્તિમાન થયા છીએ તેનો ભોગવટો જન્મથી જ જો આપણે કરતા આવ્યા છીએ અને જીવનની છેલ્લી પળ સુધી કરતા રહેવાના છીએ તો તેના બદલા તરીકે અદા કરવાના ભાવી પ્રજા માટેના ભોગવટાના સાધનની સુખરૂપ વૃદ્ધિ કરવાના પ્રયત્નની ફરજ વર્તમાન મનુષ્યની દરેકે દરેક વ્યક્તિને માટે યથાશક્તિ સતત બજાવવાની જવાબદારી ઉત્પન્ન થાય છે તે જવાબદારી દરેક મનુષ્ય પોત પોતાની શક્તિ અને સંયોગાનુસાર વિચારપૂર્વક ધર્મ ભાવથી બજાવે ત્યારે જ માનવ ઋણ અદા થઇ શકે છે તેમ કરવામા જે મનુષ્ય કર્તવ્યધર્મથી ચૂકે છે તે પતિત-પાપભાગી થાય છે વિચારક! તું ઉપરની હકીકત લક્ષમા રાખી તારી શક્તિ અનુસાર વિચાર કર કે તારી જીંદગી દરમ્યાન જે જે મનુષ્યકૃત સાધનસામગ્રીનો ભોગવટો કર્યો છે અને હવે પછી કરીશ તે કેટલા બધા અસંખ્ય મનુષ્યની લાખો વર્ષની વ્યાજબી અને સખ્ત તન-મનની મહેનતથી બનેલ હોય છે? તો પછી બીજાના કૃત્યનો ભોગવટો આપણે ભોગવીએ છીએ અને આપણા કૃત્યનો ભોગવટો બીજાઓને આપવાનો ધર્મ ચૂકી કલહ ઉપજાવી કલહકાળ પેદા કરીએ છીએ એ જ મનુષ્યત્વ ભાવનાનો નાશ અને આસુરી ભાવનાની ઉત્પત્તિ કહેવાય જ્યાં આસુરી ભાવનાનો અમલ હોય તે કાળ, કલહ કાળ સિવાય બીજો શું હોઇ શકે?

ભારતભૂમિ કે જેને બીજી ભૂમિ કરતા સુખ દુ:ખનો બહુ બહોળો અનુભવ મળેલો છે અને જેમા સમભાવ, સાત્વિક વૃત્તિ, અહિંસા વિગેરે સર્વ ધર્મના કુદરતી કાનુનના સ્થંભરૂપ છે તેના મુળ માટીમા મિશ્રિત છે તેમા થીજ રામ, કૃષ્ણ, મહાવીર કે બુદ્ધ જેવા છોડ પ્રગટશે અને તે છોડ પ્રગટી માનવરૂપે સુખકાળનો આલ્હાદ અમુક સમયને અંતરે જગતમા પ્રસરાવશે અને મનુષ્ય સુખ માટે કોઇ યાંત્રિક સાધન મનુષ્યહિંસાના સાધન તરીકે વાપરી શકશે નહીં તત્વસિદ્ધ સંભાવિત સાત્વીકોને સમાજનું નેતૃત્વ સમર્પાશે હવા, પાણી, ખોરાક પોશાક અને આશ્રમ એ પાંચ જરૂરીયાતો વિનાસુટયે, સમભાવે સર્વને સોંપાશે સૌંદર્યભાવની તૃપ્તિ અર્થે જ વૈભવની વસ્તુઓની હયાતી અને અભિવૃદ્ધિ કરાવાશે, તેમજ તે સમાજની મીલકત તરીકે વ્યવહારાશે રાજ્ય સત્તામા પ્રજાના સ્વામિત્વ સ્વીકારાશે ત્યારે જ કલહ-કાળ મટી શાંતિકાળ પ્રાપ્ત થશે ભારતવર્ષના પ્રાચિન નિર્ણીત થયેલા માર્ગો પણ ઉપરની વાતને અનુસરતા જ હતા, સર્વ દેશોમા પણ પ્રસંગે પ્રસંગે તેવા પુરૂષો જાગશે અને કલહકાળ મટાડી શાંતિકાળ સ્થાપશે એમ કહી આ લેખ પુરો કરૂં છું

## જાગૃતિના યુગમાંથી પસાર થાય છે

'જૈન' પત્રના જન્મ ના મહોત્સવ મી ગુજરાતીના મ ર. પત્ર સાથેના સંબંધ જોતા પછી જાહેર પત્રકાર તરીકેની બોગરી પછી આઠ મુશ્કેલીઓ પસાર કરી પણ તેનું સ્થાન ટકાવી રાખીને સીલ્વર જ્યુબીલી મહોત્સવ ઉજવવાને ક્તેહમ થયા છે તે આનંદની વાત છે જૈનો વેપારી કોમ તરીક ગણાતા હોવાથી પોતાના ગામના સંઘની સહાર ના કાર્ય થાય છે તે જાણવા ભાગે જ ઇંતેજાર હોય છે છતા દાન કેટલાક વર્ષ થયા કંઇ પણ નથી. પ્રગતિ જાણવાની જીજ્ઞાસા જૈન પ્રજામા કઇ રીતે થઇ છે તેવા વખતમા કામી પત્ર તરીક સર્વ સામાન્ય જન હીતના પ્રશ્નમા આગેવાની ભર્યો ભાગ લઇ 'જૈન'પત્રે કામની જે સેવા બજાવી છે તે ઘણુ જ સંતોષકારક છે આજે જૈન પત્ર પચીસ વર્ષ પસાર કરી નવીન રૂપમા પ્રવેશ થતા આગળ અને પાછળ દ્રષ્ટિ કરવા જોઇએ લાગે કે જૈન પ્રજા જાગૃતિના યુગમાથી પસાર થાય છે પરંતુ હજુ તીર્થરક્ષા, જુની રૂઢીઓ ઓછુ કરવા અને જૈન પ્રજાનું ધંધા અને ઉદ્યોગ તરફ લક્ષ ખેંચાય અને કોમની ઉન્નતિ તરફ હજુ ઘણાજ મંથનની જરૂર છે તે સફળ કરવાને જૈન પત્ર ભવિષ્યમા સફળ થાય તેવી અંતઃકરણથી ઇચ્છા રાખવામા આવે છે

લી સેવક

મુંબઇ નગીનદાસ બી. શાહ.

# ગૂજરાતનો એક વૈદ્યક ગ્રંથ—ज्वरपराजय.

[ કર્તા:—જયરત્નગણિ–સં. ૧૬૬૨. ]

સમાલોચકઃ—રા. મોહનલાલ દલીચંદ દેશાઇ B. A LL. B. મુંબઇ.

'ज्वरपराजय' નામના એક સંસ્કૃત ગ્રંથની પ્રત મારા પર ગોધરાથી મુનિ સંપતવિજયજીએ મોકલી છે, તેનો ટુંક પરિચય અત્ર કરાવવામાં આવે છે. તેમાં પહેલા શ્લોકમાં દેવના દેવ–ઈશ્વરની સ્તુતિ છે.

त्रैलोक्याधिपतिं नमत् सुरपते· कोटीररुग्मंजरी–
रज्यत्पादसरोरुहं गुणगणांभोधिं दयाद्याकरं ।
रागद्वेषमुखान् जयंतमखिलारीनात्मभक्तेप्सितं
यच्छंतं प्रणमामि मंगलनिधिं श्री देवदेवं सदा ॥ १ ॥

—નમતા ઈંદ્રના મુગટના પ્રકાશના કિરણોથી જેનાં ચરણારવિંદ શોભિતા છે એવા, ગુણના સમૂહના સમુદ્ર. દયા આદિની ખાણ, રાગદ્વેષ આદિ સર્વ શત્રુઓને જીતનારા, પોતાના ભકતને વાંછિત દેનારા, મંગલનિધિ એવા ત્રિલોકનાથ દેવાધિદેવને હંમેશાં પ્રણામ કરૂં છું.[1]

પછી गणपति નું વર્ણન છેઃ—

सकलसुखनिधानं ज्ञानपियूषसिंधुं
भ्रमरमधुरगुंजारावराजत्कपोलं ।
अखिलभुवननाथं बालघर्मांशुवर्णं
करधृतपरशुं तं नागवक्त्रं नमामि ॥ २ ॥

—સકલ સુખના ભંડાર, જ્ઞાનામૃતના સમુદ્ર, જેનું કપોલ ભ્રમરના મધુર ગુંજારવથી શોભે છે એવા, સર્વ ભુવનના નાથ, અરૂણના વર્ણવાળા ને હાથમાં પરશુ ધરી છે જેણે એવા, હાથીના વદનવાળા ( ગણપતિ ) ને નમું છું.

ત્રીજા શ્લોકમાં सरस्वती નુ વર્ણન છેઃ—

वीणाक्षपुस्तककमंडलुयुक्तहस्ता
कर्पू (र) कुंदधवला सुकलाकलापं ।
आत्मीयसेवकजने विनिदेशयंती
वाग्देवता भवतु सा मम सुप्रसन्ना ॥ ३ ॥

—જેના હાથમાં વીણા, અક્ષમાલા, પુસ્તક અને કમંડલુ છે, જે કર્પૂર અને કુંદ જેવી શ્વેત છે, જે પોતાના સેવકજનમાં સુકલાઓનો સમૂહ નાખે છે–ભરે છે તે વાગ્દેવી ( સરસ્વતી ) મને પ્રસન્ન થાઓ.

પછી પુસ્તક પર આવતાં પહેલાં धन्वंतरी ની સ્તુતિ કરે છેઃ—

पथ्या पद्माक्षमालामृतकलशशिखीबालबर्हान् करेषु
बिभ्राण· प्राणिमात्रं परमकरुणया नीरुजं कर्तुकाम ।
सिंधोरघ्याविरासीदखिलसुरवरैर्वंदितो वैद्यविद्या–
दीपः पायादपायादिह भुवि भगवान् देवधन्वंतरिर्न· ॥ ४ ॥

—પથ્ય, પદ્મ, અક્ષમાલા, અમૃતકલશ, મયૂરપીછ હાથમાં જેણે ધાર્યાં છે, પ્રાણિમાત્રને પરમકરૂણાથી નિરોગી કરવાની જેની ઇચ્છા છે, સિંધુમાંથી જે ઉત્પન્ન થયેલ છે, સુરો–દેવતાઓથી જે વંદિત છે, વૈદ્યવિદ્યાનો જે દીપક છે એવા ભગવાન્ ધન્વંતરી દેવ વિઘ્નમાંથી અમને રક્ષણ આપો.

ત્યારપછી પ્રાચીન વૈદ્યક શાસ્ત્રીઓનાં પુસ્તકોનો ઉલ્લેખ કરવામાં આવે છે.—

आत्रेयं चरकं च सुश्रुतमथो भेजाभिधं वाग्भटं
सद्वृंदंगद नागसिंहमतुलं पाराशरं सोढलं ।
हारीतं तिसटं च माधवमहा श्रीपालकाव्याधिकान्
सद्ग्रंथाग्वलोक्य साधुविधिना वैतांस्तथान्यानपि ॥ ५ ॥

—આત્રેય, ચરક, સુશ્રુત, વાગ્ભટ્ટ, સદ્વંદ્ ( ? વૃંદ ), અંગદ, નાગસિંહ, પારાશર, સોઢલ, હારીત, તિસટ, માધવ, શ્રીપાલકાવ્ય, તેમજ બીજા ગ્રંથોને અવલોકી આ ગ્રંથ ઉત્તમ પ્રકારે રચવામાં આવ્યો છે.

આ સર્વે તેમજ બીજા ગ્રંથો જોઇને કર્ત્તા પોતે ગ્રંથ રચે છે એમ જણાવી પછી તરત જ પોતાનો પરિચય આપે છેઃ—

य श्वेतांबरमौलिमंडनमणि सत्पूर्णिमापक्षवान
यस्यास्ते वसति समृद्धनगरे त्र्यंबावती नामके ।
नत्वा श्रीगुरुभावरत्नचरणौ ज्ञानप्रकाशप्रदौ
सद्वुद्धया जयरत्न आरचयति ग्रंथं भिषक प्रीतये ॥ युग्मं ॥ ६ ॥

---

[1] આજ પ્રમાણે દેવના દેવની સ્તુતિ આ કર્ત્તાએ પોતાના જ્યોતિષપરના ગ્રંથ નામે दोषरत्नावलीના મંગલાચરણમાં કરી છે

यस्योत्तमामलविभाचितपादपद्म द्वंद्वं सुरासुरकिरीटमणीमयूखै. ।
मंरज्यते कनकरत्नसुपीतसंस्थं तं देवदेवमहमात्मनि चिंतयामि ॥

—જે પૂર્ણિમાપક્ષના શ્વેતાબંરોમા મુકુટના આભરણુ રૂપ છે, જેની ત્રબાવતી (ખભાત) નામના સમૃદ્ધ નગરમા વસતિ (વાસ છે) તે જ્ઞાનપ્રકાશદાતા ગુરૂ ભાવરત્નના ચરણોને નમીને જયરત્ન આ વૈદ્યક ગ્રંથ સદ્બુદ્ધિવડે રચે છે

सद्वैद्य कण्ठमणिभूषणकान्तिहेतौ
प्रथोत्तमे 'ज्वरपराजय' नामकेऽस्मिन् ।
ज्ञानप्रकाशनरवौ सुनिरूपण स्या
दुत्पत्तिरूपपरिचिन्हचिकित्सितानाम् ॥ ७ ॥

—સદ્વૈદ્યના કંઠમણિ ભૂષણની કાંતિ માટે આ 'જ્વર-પરાજય' નામનો ઉત્તમ ગ્રંથ કે જે જ્ઞાનનો પ્રકાશ કરવામા સૂર્યરૂપ છે તેનુ મારી રીતે નિરૂપણ, જ્વરની ઉત્પત્તિ, રૂપ, પરિચિન્હ અને ચિકિત્સા સહિત (કરૂ છુ)

આ પછી પુસ્તકના વિષયની શરૂઆત થાય છે તેમા જે વિષયો આવે છે તે નીચે પ્રમાણે જે જે શ્લોકમા આપેલ છે તેની સખ્યા ટાંકીને જણાવીએ —

**રાશિ પ્રકરણુ** —૮ થી ૧૬ શિરા પ્રકરણુ પછી તેના દોષ કહેતા જણાવે છે કે —

नत्वा श्री गुरुभावरत्नचरण विद्वद्भिरासेवित
चञ्चन्नम्रमहीशमस्तकमणिप्रोद्भूतपीतप्रभ ।
ध्वस्तानेककुधावलीकुमतिर त्र्यबावतीसंस्थितो
प्रयेऽस्मिन् जयरत्न प्रकरण दोषस्य सोह ब्रुवे ॥ १७ ॥

—વિદ્વાનોએ સેવેલા એવા અને રાજાઓથી નમાએલા એવા, અનેક કુમતિનો નાશ કરનાર એવા શ્રી ગુરૂ ભાવરત્નના ચરણને નમીને ત્રબાવતીમા રહેલ એવો હુ જયરત્ન (જ્વરના) દોષો કહુ છુ

**હવે દોષો કહે છે** —સામાન્યરીતે પ્રસ્તાવ ૧૮–૨૬, પિત્ત ૨૭, કફ-શ્લેષ્મ ૨૮, વાતોદ્ભવ ૨૯–૩૮, પિત્તોદ્ભવ ૩૯–૪૨, કફોદ્ભવ ૪૩–૪૪, શ્લેષ્મોદ્ભવ ૪૫, ત્રિદોષ ૫૨ ઉપસહાર ૪૬–૫૦, પછી કહે છે કે —

योऽनेकै र्भुवि वासवै कृतनतिर्बुद्धीश्वरै सूरिभि
र्मध्यश्रीजिनभक्तरत्नममल श्री भावरत्नाभिध ।
तस्याह जयरत्न एव परिमषोत्पत्तिरूपादिकै-
र्वक्ष्यामि प्रकर ज्वर नितरा सिंह शार्दूलवत् क्रीडित ॥ ५१ ॥

—જે અનેક ભૂપેન્દ્રો અને બુદ્ધિવાળી સૂરિ-આચાર્યોથી વદાયેલ છે અને જે જિનભક્તમા સ્વચ્છ રત્નરૂપ સેવવા યોગ્ય છે એવા શ્રી ભાવરત્ન નામના (ગુરૂ) છે તેનો (શિષ્ય) હુ સિંહની ક્રીડાપેઠે જ્વરની ઉત્પત્તિ, રૂપ ચિન્હ વગેરે બોલુ છુ

હવે જ્વરોત્પત્તિ આદિ પ્રકરણુ આવે છે —

પ્રસ્તાવ ૫૨–૫૯ દ્વિજાદિ કવિભેદથી ચતુર્વિધ તેમા બ્રાહ્મણુ જ્વરોત્પત્તિ ૬૦, બ્રાહ્મણુજ્વરરૂપ ૬૧, ભૂદેવજ્વરચિન્હ ૬૨, વાડવજ્વર શાંતિ ૬૩, ક્ષત્રિયજ્વરની ઉત્પત્તિ ૬૪, ક્ષત્રિયજ્વરરૂપ ૬૫, ક્ષત્રિય જ્વરચિન્હ ૬૬, ક્ષત્રિય જ્વર શાંતિ ૬૭, વૈશ્ય જ્વરની ઉત્પત્તિ ૬૮, વૈશ્ય જ્વર રૂપ ૬૯, વૈશ્ય જ્વર ચિન્હ ૭૦, વૈશ્ય જ્વરશાંતિ ૭૧, શૂદ્રજ્વર ઉત્પત્તિ ૭૨, શૂદ્ર જ્વર સ્વરૂપ ૭૩, શૂદ્રજ્વરચિન્હ ૭૪–૭૫, શૂદ્રજ્વર શાંતિ ૭૬, એ ચાર બ્રાહ્મણાદિનો ઉપસહાર ૭૭, બ્રાહ્મણુ જ્વરાદિનો ભેદ ૭૮, વાતજ્વરોત્પત્તિ ૭૯ વાતજ્વરરૂપ ૮૦, વાતજ્વર ચિન્હ ૮૧, પિત્તજ્વરની ઉત્પત્તિ ૮૨, પિત્તજ્વરરૂપ ૮૩, પિત્તજ્વરચિન્હ ૮૪, હવે જીર્ણજ્વરની ઉત્પત્તિ ૮૫ જીર્ણ જ્વર સ્વરૂપ ૮૬, જીર્ણ જ્વર ચિન્હ ૮૭ હવે ક્ષત્રિય જ્વરના ભેદો ૮૮, ગર્જન્જ્વરની ઉત્પત્તિ,–સ્વરૂપ,–ચિન્હ ૮૯, ૯૦ અને ૯૧, કામજ્વરની ઉત્પત્તિ,–રૂપ–ચિન્હ ૯૨, ૯૩, ૯૪–૯૫–ખેદ જ્વરની ઉત્પત્તિરૂપ અને ચિન્હ ૯૬, ૯૭, ૯૮ હવે વૈશ્યજ્વરના ભેદો ૯૯, દૃષ્ટિ જ્વરની ઉત્પત્તિ–રૂપ અને ચિન્હ ૧૦૦ થી ૧૦૨, શ્લેષ્મજ્વરની ઉત્પત્તિ રૂપ અને ચિન્હ ૧૦૩ થી ૧૦૬ હવે એકાતરા જ્વરની ઉત્પત્તિ, રૂપ અને ચિન્હ ૧૦૭ થી ૧૦૯ હવે શૂદ્રજ્વરના ભેદો

મોહનલાલ દલીચદ દેશાઈ B A LL B

૧૧૦–તરીઆ (તૃતીય) તાવની ઉત્પત્તિ, રૂપ અને ચિન્હ ૧૧૧ થી ૧૧૪, ચોથીઓ ( ચાતુર્થિક ) તાવની ઉત્પત્તિ રૂપ અને ચિન્હ ૧૧૫ થી ૧૧૭. કાલજ્વરની ઉત્પત્તિ, રૂપ અને ચિન્હ. ૧૧૮ થી ૧૨૧.

હવે વાતપિત્તાદિનાં લક્ષણ કહે છે. ૧૨૨–૧૪૦. ધાતુગતજ્વર ( રસ શોણિત માંસ ભેદે ) ૧૪૧, રસજ્વર લક્ષણ ૧૪૨, શોણિત જ્વર લક્ષણ ૧૪૩. માંસ જ્વર લક્ષણ ૧૪૪, મેદજ્વર લક્ષણ ૧૪૫, અસ્થિજ્વર લક્ષણ ૧૪૬. મજ્જાજ્વર લક્ષણ ૧૪૭, ઉપસંહાર ૧૪૮.

હવે અન્ય પણ જ્વરો છે તેના ભેદ કહે છે ૧૪૯–૧૫૩. દોષપાક લક્ષણ ૧૫૪. ધાતુપાકાકૃતિ લક્ષણ ૧૫૫ ઇતિ જ્વર નિરૂપણ કરતાં કહે છે કેઃ—

> न.ग.थ गोतरुवयो न जलाद्ययोर्थो
> नोक्तं मया ज्वरनिरूपणमत्र तेषां ।
> ग्रंथस्य विस्तरभयात् खलु पालकाख्य–
> शास्त्रादितस्तदखिलं हि विलोकनीयम् ॥ १५६ ॥

—નાગ, ગો તરૂવય ( ? ) જલાદય વગેરે સંબંધી જ્વર નિરૂપણ અહીં ગ્રંથના વિસ્તાર ભયથી કર્યું નથી તો તે **પાલક** નામના શાસ્ત્રમાંથી જોઇ લેવું.

**ધાતુ** ૧૫૭ દેશ, કાળ જોઇ **ચિકિત્સા** કરવાની– ૧૫૮, ૧૫૯, **આનૂપદેશ** લક્ષણ ૧૬૦, **જાંગલદેશ** વર્ણન ૧૬૧, **મિશ્રદેશ** વર્ણન ૧૬૨ઃ ઋતુજ્ઞાન ૧૬૩–૧૬૪, **વસંતવર્ણન** ૧૬૫–૧૬૭, વસંતોપચાર ૧૬૮, ગ્રીષ્મવર્ણન ૧૬૯, ગ્રીષ્મોપચાર ૧૭૦, વર્ષાવર્ણન ૧૭૧–૧૭૫, વર્ષોપચાર ૧૭૬, શરદઋતુ વર્ણન ૧૭૭. શરદોપચાર ૧૭૮, હેમંતવર્ણન ૧૭૯, હેમંતોપચાર ૧૮૦, શિશિરવર્ણન ને ઉપચાર ૧૮૧–૧૮૨, કુચિકિત્સિક નિંદા ૧૮૩, ચિકિત્સિક પ્રશંસા ૧૮૪, વૈદ્યશિક્ષા ૧૮૫, ચિકિત્સારૂપ ૧૮૬–૧૯૨, આમજ્વર લક્ષણ અને તરૂણજ્વર ૧૯૩–૨૦૫, લંઘન–૨૦૬–૨૧૦, અતિલંઘનદોષ ૨૧૧–૨૧૨, ઉષ્ણજલ શીતલજલ અને પડાંગ પાણી ૨૧૩–૨૨૦, સામાન્ય ૨૨૧–૨૨૪.

બસ્તિકર્માધિકાર ૨૨૫ થી ૨૩૪. નિરામય લક્ષણ ૨૩૫–૨૪૬, જ્વરના દુઃખ આદિ ઉપદ્રવો ૨૪૭–૨૫૧, વાત જ્વર કવાથ ૨૫૨–૨૫૯, પિત્તજ્વર કવાથ ૨૬૦–૨૭૭, જીર્ણજ્વર કવાથ ૨૭૮–૨૮૧. રક્તજ્વર ચિકિત્સા ૨૮૨–૨૮૩, કામજ્વર ચિકિત્સા ૨૮૪–૨૮૬, તેના ઉપચાર વિધિ અને ઔષધ ૨૮૭–૩૦૨, ખેદજ્વર ચિકિત્સા ૩૦૩–૩૦૪, દૃષ્ટિજ્વર ચિકિત્સા ૩૦૫–૩૦૬, શ્લેષ્મજ્વર ચિકિત્સા ૩૦૭–૩૧૩, એકાંતજ્વર ચિકિત્સા ૩૧૪–૩૧૭, તૃતીયજ્વર ચિકિત્સા ૩૧૮–૩૨૬, ચાતુર્થિક જ્વર ચિકિત્સા ૩૨૭–૩૩૨. કાલજ્વર ચિકિત્સા ૩૩૩-૩૪૦. પિત્તશ્લેષ્મજ્વર ચિકિત્સા ૩૪૧–૩૪૭. વાતપિત્તજ્વર ચિકિત્સા ૩૪૮–૩૫૬. વિષમ જ્વર ચિકિત્સા ૩૫૭–૩૬૯.

પથ્યાધિકાર. ૩૭૦–૩૮૮.

> उक्ता चिकित्सा विशद ज्वराणामनेकधैव प्रतनूपमाया ।
> ग्रंथावलिस्ते(स्ये)न हि भाग्यतन शिष्येन पार्श्वज्वरत्ननाम्ना ॥३८९॥

તેર સંનિપાત સન્નિપ્રિવિ આદિ ૩૯૦–૩૯૧, સન્નિપ્રિવિ પ્રતિકાર ૩૯૨, પ્રલાપ પ્રતિકાર ૩૯૩–૩૯૪, કર્ણક પ્રતિકાર ૩૯૫–૩૯૬. કંઠ કુબ્જ પ્રતિકાર ૩૯૭–૩૯૮. અભિન્યાસ પ્રતિકાર ૩૯૯–૪૦૦. સંધિગ પ્રતિકાર ૪૦૧–૪૦૨. જિહ્વક પ્રતિકાર ૪૦૩–૪૦૪. ભગ્નનેત્ર પ્રતિકાર ૪૦૫–૪૦૬. રૂગ્દાહ પ્રતિકાર ૪૦૭–૪૦૮, ચિત્તભ્રમ પ્રતિકાર ૪૦૯–૪૧૦. તંદ્રિક પ્રતિકાર ૪૧૧–૪૧૨. અંતક પ્રતિકાર ૪૧૩–૪૧૪, ઉપસંહાર ૪૧૫–૪૧૬.

અન્ય તેર સન્નિપાત અંતર્દાહાદિ–૪૧૭–૪૧૮, અંતર્દાહ ૪૧૯. દંડપાત ૪૨૦, અંતક ૪૨૧. કુંભીપાક ૪૨૨, પ્રોર્ણુનાવઃ ૪૨૩. અજઘોષ ૪૨૪, અપ્રલાપક (૪૨૫ ની સંખ્યા નથી) ૪૨૬. અંગદાહ ૪૨૭, ભૂતહાસ ૪૨૮, સન્યાસ ૪૨૯, યંત્રપીઠ ૪૩૦, હારિદ્રક ૪૩૧. આ પ્રમાણે ૨૬ સન્નિપાત.

હવે કર્ત્તા ગ્રંથ પૂરો કરે છેઃ—

> भूमिमंडलमंडनो सुनयनापुंगादि रत्नाकरः
> सेव्यत्वेन समः सदादि विदुषां लोकस्य धर्मायनं ।
> पूर्णः नवेमस्तूर्मिभिः सुमतिनां पुण्याभिया प्लावितः
> श्रीमद् गुर्जर नामकोऽस्ति विषयोऽनेकप्रदेशाग्रही ॥ ४३२ ॥

> तस्मिन धार्मिकनिलयदाननानिलधौतः पवित्रीकृतो
> तुंग दभ्रजिनालयावलिमती स्वर्लोकलक्ष्मास्पदं ।
> विद्वद्भिः समलंकृता सुरपुरीस्पर्द्धंकरी सर्वदा
> सेयं सर्व पुरोत्तमास्ति नगरी श्र्यंबावतीसंज्ञिका ॥ ४३३ ॥

> तत्र श्री भावरत्नाभिधगुरुरभवत्सर्वशास्त्राभिवेत्ता
> दाता चातुर्यसिंधुर्जिनपदकमलद्वंद्वसेवासुनिष्ठः ।
> विद्वद्वंद्यप्रवंद्यः सकलगुणिवरैः संस्तुतोऽन्वर्थनामा
> नाना भाव प्रवीणो जितकरणचयो विश्वविस्तारिकीर्त्तिः ॥ ४३४ ॥

> तस्यास्ति शिष्यो जयरत्ननामा
> संतामिता तंतगुणी गुणीन्द्रः
> दयानिधानं सुव ( क ) वि कलावान्
> सद्वैद्यवंद्यः प्रथितः पृथिव्या ॥ ४३५ ॥

> अपि च सुविधिरत्नाद्या भवतस्य शिष्या
> नृपतिसदसि मान्या. सत्कलानां कलापैः ।

नगनि( त्रि )नय विवेकानेक नौकातिरेका
गुरुचरणसुभक्ता स्वीयधर्मानुरक्ता ॥ ४३६ ॥

श्री विक्रमाद्द्विरस षट शशि वत्सरेषु १६६२
यातेष्वथो नभसि मासि सिते च पक्षे ।
तिथ्यामथ प्रतिपदि क्षितिसूनुवारे
ग्रंथोऽरचि ज्वरपराजय एष तेन ॥ ४३७ ॥

सतो भवत स्वकरावलंब
यदि प्रदास्यति मम प्रसन्ना ।
खलावरात्मारितमौनमुद्रा-
सार करिष्यति न दोषदाने॥ ४३८ ॥

स्वयायत्तु बलाद्ग्रंथे दूषणोद्घाटन हि स ।
सन्निसर्गोत्र मौनाय तन्मन्येहमनुग्रह ॥ ४३९ ॥

—इति श्रीजयरत्नपडितविरचिते ज्वरपराजयनामको ग्रथ समाप्त ॥

श्रीरस्तु, शुभ भवतु, कल्याणमस्तु श्रीजयति हरि ॥

मगल लेखकाना च पाठकाना च मगल
मगल सर्वभूताना मगलायतनो हरि १

श्री रामसमर्थ छे श्री राम जयराम जयजय राम श्री हरि
समय पत्र ३४

**ભાષાંતર**—ભૂમિમડળનુ આભરણ, સુદર આખ વાળી સ્રીઓ અને પુરૂષો આદિરૂપ રત્નનો આકર, સત્પુરૂષો વિદ્વાનોવડે લોકના ધર્મમાટે સરખી રીતે સેવાયેલો, સર્વસમૃદ્ધિથી પૂર્ણ, મારી નદીઓના પુણ્યજલથી છટાયેલો, અનેક પ્રદેશોવાળો શ્રીમદ્ ગુર્જર[૧] ( ગૂજરાત ) નામનો વિષય દેશ છે ૪૩૨

ત્યા સર્વ નગરીમા ઉત્તમ એવી નગરી સ્રભાવતી ( ખભાત ) નામની છે કે જેમા ધાર્મિક નિત્ય-દાનરૂપી જલથી ફર્ણ પવિત્ર થાય છે, જે સ્વર્ગલોકના ચિન્હરૂસ્થાન એવા મોટા ગગનચુબી જિનાલયોવાળી છે, જે વિદ્વાનોથી અલકારાયની-શણગારાયેલી છે, જે અમરપુરીની સર્વદા સ્પર્દ્ધા ( હરીફાઇ ) કરનારી છે

ત્યા સર્વશાસ્રના જાણકાર,-દાતા, ચાતુર્યના સમુદ્ર, જિનના બે ચરણકમલની સેવામા રક્ત, વિદ્વાનોથી વદિત, બધા ગુણીઓથી વિશેષ વખણાયેલા, સાર્થક નામવાળા એટલે વિવિધ પ્રકારના ભાવમા પ્રવીણ, આચાર પાળનાર અને વિશ્વમા કીર્ત્તિ વિસ્તરી છે એવા ભાવરત્ન નામના ગુરૂ થયા

તેનો જયરત્ન નામનો શિષ્ય છે કે જે ગુણી છે, દયાળુ છે, સુકવિ અને કલાવાન્ છે સારા વૈદ્યોથી વદિત અને પૃથ્વીમા વખણાયેલ છે

તેના વળી સુવિધિરત્ન નામના શિષ્ય છે કે જે રાજ સભામા નરકલાના સમૂહથી માન્ય છે, જેના નય વિનય વિવેક અનેક લોકાથી ચડી જાય છે, જે ગુરૂચરણભક્ત છે ને પોતાના ધર્મમા અનુરક્ત છે

તેણે ( જયરત્ને ) વિક્રમના ૧૬૬૨ વર્ષો ગયા પછી નભ (વૈશાખ) માસમા શ્વેત પક્ષમા પ્રતિપદે-એકમે પૃથ્વી પુત્ર (મગલ) વારે આ જ્વરપરાજય નામનો ગ્રથ રચ્યો

સત્પુરૂષો મારાપર પ્રસન્ન થઈ મને પોતાના હસ્તનો અવલબ આપશે વિગેરે"

લેખક-લહીયો જૈનેતર-હરિ અને રામનો ભક્ત બ્રાહ્મણ લાગે છે અક્ષરનો મરોડ પણ બ્રાહ્મણી જણાય છે અક્ષરો સુદર-સુવાચ્ય છે, પણ લેખકે સસ્કૃતથી અનભિજ્ઞ હોઇ તેને અશુદ્ધ લખી ભાષા બગાડી નાખી છે લખ્યા સવત્ આપેલ નથી પ્રત સત્તરમા અને અઢારમા વચ્ચેની જૂની જણાય છે

ગ્રથકર્ત્તા અનેક વૈદ્યક ગ્રથના જાણનાર હોવા ઉપરાત વૈદ્યકના અનુભવી જણાય છે વળી તેમણે જ્યોતિષના પ્રશ્નલગ્ન ઉપર દોષરત્નાવલી ગ્રથ રચ્યો છે જૈન મુનિઓ પૈકી પૂર્વના આચાર્યો વૈદ્યકના જાણ હોવા છતા તેનો ઉપયોગ પોતાને શ્રાવકો આદિમા કરવો કલ્પે જ નહિ-વ્યવસાય કરી શકે જ નહિ પાછળથી સત્તરમા સૈકાથી મત્ર જ્યોતિષ આદિ કરનાર અમુક વર્ગ થયો તે હાલ જતિઓ ( યતિઓ ) તરીકે ઓળખાય છે આ યતિવર્ગમા અનેક મહાસમર્થ જ્યોતિષીઓ, વૈદ્યો, અને મત્રશાસ્રીઓ થઇ ગયા છે પણ તેમનો ઇતિહાસ કઇ સાપડતો નથી તે દુર્ભાગ્યની વાત છે યતિઓ પાસે આ શાસ્રના ખાસ ઉમદા અને પ્રાચીન ગ્રથો રહેતા-તેઓ નિપુણ લેખકો-લહિયાઓ હતા અને ગ્રથોનુ બહુ સરક્ષણ કરતા હાલના તેમના બાળકો પાસે ક્લેશાદિ વિલાસાદિ કારણે તે ગ્રથો રહ્યા નથી તે વેચાઈ ગયા, નાશ પામ્યા, ચોરાઇ ગયા, ફાટી તૂટી ગયા, બળી ગયા

ગ્રથકર્તા પૂર્ણિમા-પુનમીઆ ગચ્છના હતા તેમના ગુરૂનુ નામ ભાવરત્ન હતુ અને પોતાને સુવિધિરત્ન આદિ શિષ્યો હતા પોતે સ્રભાવતી એટલે ખભાતમા રહેતા ને ત્યાજ રહીને સ ૧૬૬૨ મા આ જ્વરપરાજય ગ્રથ રચેલ છે એજ પ્રમાણે ત્યાજ પોતાનો દોષરત્નાવલી ગ્રથ રચ્યો છે[૨] આ

---

[૧] श्रीमद् गुर्जरदेश भूषणमणि स्तम्भावती नामके
श्रापूर्ण नगरे बभूव सुगुरु श्री भावरत्नाभिध ।

સમયમાં જ પ્રસિદ્ધ શ્રાવક શ્રી ઋષભદાસ[૩] તેજ નગરમાં થઇ ગયા કે જેમણે પુષ્કળ રાસો, ચોપાઇઓ રચી છે ને ઉત્તમ શ્રાવક ધર્મ પાળ્યો છે. તેમણે પોતાની પ્રશસ્તિમાં ખંભાતનુ જ્યાં વર્ણન કરેલ છે તેમાં સ્પષ્ટ જણાવેલું છે કે તેનું બીજું નામ ત્રંબાવતી પણ હતું.[૪] આ જયરત્ન પંડિતે પણ આજ ત્રંબાવતીનું વર્ણન કરેલુ છે. તે પંડિત જે પૌર્ણિમ ગચ્છના હતા, તેજ ગચ્છના રત્નસુંદરસૂરિ ( ગચ્છપતિ ગુણમેરૂના શિષ્ય ) એ ખંભાતમાં જ સં. ૧૬૪૧ ના પોશ શુદ ૫ રવિવારે ( એટલે આ ગ્રંથ રચાયા પહેલાં ૨૧ વર્ષે ) 'સાત વ્યસનપર સાત કથા' ની ચોપાઈ ૧૩૭૦ કડીમાં ગૂજરાતીમાં રચી છે.[૫] જયરત્ને પોતાના ગચ્છના નાયકનું નામ આપ્યું નથી તેમજ પૌર્ણિમ ગચ્છની અનેક શાખા (સાર્ધ પૂર્ણિમા વગેરે) માંથી કઇ શાખાના પોતે હતા તે જણાવ્યું નથી.

આ ગ્રંથમાં વૈદ્યકશાસ્ત્રના ગ્રંથોનો જે ઉલ્લેખ કર્યો છે તેમાં શ્રીપાલ કાવ્યનો ઉલ્લેખ ખાસ ધ્યાન ખેંચે છે. સિદ્ધરાજ જયસિંહના પ્રતિપન્નબંધુ મહાકવિ શ્રીપાલ થયા તે કદાચ હોય. દુર્ભાગ્યે તેમનુ એક્કે કાવ્ય હમણા સુધી ઉપલબ્ધ થયું નથી. જયરત્નના સમયમાં શ્રીપાલ કાવ્ય જરૂર વિદ્યમાન હશે ને તેમાં વૈદ્યક વિષય પણ હશે એમ લાગે છે.

બીજા ઉલ્લેખેલ ગ્રંથકારો પૈકી **આત્રેય**, **ચરક**, સુશ્રુત, **વાગ્ભટ્ટ**, **વૃંદ**, **સોઢલ**, અને **માધવ** એ તો પ્રસિદ્ધ છે. ચરકસંહિતાના મૂળ વક્તા પુનર્વસુ, **આત્રેય** ( ઈ. સ. પૂર્વે ૬૦૦ ) છે, અને તેને અગ્નિવેશે, દ્દઢબળે અને સંવર્ધ કે સંસ્કારી છે. સુશ્રુતસંહિતાના રચનાર વિશ્વામિત્રના પુત્ર સુશ્રુત છે કે જેનો ઉલ્લેખ ઇ. સ. પૂર્વે ચોથા શતકમાં થયેલા કાત્યાયનના વાર્ત્તિકોમાં પણ છે. પાંચમી સદીના આરંભમાં વાગ્ભટ્ટે અષ્ટાંગહૃદયસંહિતા રચી છે, નવમા સૈકામાં વૃંદ થયો, ઇસુના બારમા સૈકામાં ગૂજરાતના વૈદ્ય સોઢલે ગદનિગ્રહ રચેલ છે. ×અને પછી માધવે રૂગ્વિનિશ્ચય—અપરનામ માધવનિદાન રચ્યું. પરંતુ બીજા નામે નાગસિંહ, પારાશર, હારિત, તિસટ, અને પાલક નામના ગ્રંથકારો ક્યારે થયા અને તેમણે કયા ગ્રંથો રચ્યા તે આ લેખકના જાણવામા નથી, તો તે સબંધી કોઇ વિદ્વાન કંઇક પરિચય કરાવશે. આ સર્વનો કેટલો આધાર આ ગ્રંથના કર્ત્તાએ લીધો છે અને પોતાનો અનુભવ શું મૂકેલો છે એ સંબંધી આ લેખકનો તે વિષય નહિ હોવાથી તે કંઇ કહી શકે તેમ નથી.

હવે આ ગ્રંથકર્ત્તાની ભાષા તથા ભાવ જાણવા માટે ખાસ જાણીતા વિષય લઇએ:—

आनूपको जागलमिश्र संज्ञावितिप्रदिष्टस्त्रिविधोत्र देश ।
कफानिलश्च प्रथमे भवेत्तां पित्ता द्वितीये तत्तुत तृतीये ॥ १५६ ॥

એટલે કે **આનૂપક** ( અનૂપ ), **જાંગલ** અને **મિશ્ર** એ સંજ્ઞામાં અહીંનો દેશ ત્રણ પ્રકારે વહેંચાયેલો છે. પ્રથમ ( અનૂપ )માં કફ ને વાયુ થાય છે, બીજામાં પિત્ત થાય છે ને ત્રીજામાં શ્લેષ્મ ફેલાય છે.

હવે [૬] **અનૂપ** દેશનું વર્ણન લઇએ:—

---

तच्छिष्यो जयरत्न इत्यभिधया य पूर्णिमागच्छवा-
स्तेनेयं क्रियते जनोपकृतये श्री ज्ञानरत्नावली ॥

—इति प्रश्नलग्नोपरि दोषरत्नावली संपूर्णा । ડૉ. ત્રિભુવનદાસ લે૦ શાહના પ્રશસ્તિ સંગ્રહમાથી–જુઓ પીટર્સનનું અલવરના મહારાજાની લાયબ્રેરીનું કેટેલોગ )

૩ જુઓ આ શ્રાવક–કવિ માટેનો મારો નિબંધ–સુરત સાહિત્ય પરિષદ્ રીપોર્ટ અને વિસ્તારથી આનંદકાવ્ય મહોદધિ મૌ. ૮ મું પ્રસ્તાવના

૪ ઇસ અનૂપમ ગામ, જેહના બહુ છે નામ,
ત્રંબાવતી પિણ કહિયે, ખંભનગર પિણ લહિયે.
ભોગાવતી પિણ હોય, નગર લીલાવતી જોય.
કર્ણાવતી પિણ જાણું, ગઢ મઢ મંદિર વખાણું
ભરતબાહુબલી રાસ.

૫ સુગુરૂ ચરણ પ્રણમૂ કરજોડિ, કર કથા સાતે મન કોડિ,
દ્યૂત કર્મ આમિષ નેં સુરા, આખેટક વેશ્યા તસ્કરા
પરદારા સેવેં નર ભાટ, વ્યસન સાત કહીએ ઉવાટ.
ચંદ વેદ રસ પુહવી માન, વરમાસ સિત પોષ પ્રધાન
પંચમિ તિથિ રવિવાર દિણેશ, ખંભનયર શ્રી પાસ જિણેસ:
પક્ષ પુંનિમિ શ્રી ગુણમેરૂસૂરિ, તાસ સીસ ભાષેં રસ પૂરિ.
સૂરિ રત્નસુંદરની વાણિ, વિબુધ જને કરવી પરમાણિ.

આ કૃતિઓ 'જૈનગૂર્જર કવિઓ' પ્રથમ ભાગ છપાયા પછી હાથ લાગી તેથી તેમાં આવી શકી નથી. આ રત્નસુંદરસૂરિએ સં. ૧૬૨૨ માં પંચોપાખ્યાન ચોપઇ ( કથાકલ્લોલ ચોપઇ ) સાણંદમા રચી છે, વળી શુકબહોત્તરી ( રસમંજરી ) ચોપઇ સં. ૧૬૩૮ મા ગુર્જર ત્રંબાવતી ( ખભાતમા ) જ રચી છે.

શ્રી ગુણમેરૂ સૂરીવર સીસ, રત્નસુંદરસૂરી કહે જગીશ,
ગુજ્જરદેશ ત્રંબાવતી ઠામ, થંભણ પાસ તીર્થ અભિરામ,
સાનિધ શ્રી જિનશાસન કરી, એ કથા કહી શુકબહોત્તરી.
—૨૪૦૪૫ કડી.

જુઓ રત્નસુંદર માટે જૈન ગૂર્જર કવિઓ પ્રથમ ભાગ પૃ૦ ૨૩૦–૨૩૪

× વિશેષ માટે જુઓ 'નિઘંટુ આદર્શ' (બે ગ્રન્થ) લેખક અને પ્ર૦ વૈદ્ય બાપાલાલ ગ૦ શાહ, હાસોટ.

૬ અનૂપ—અનુપ દેશ તે કયો તે તપાસ કરતાં મને હજુ સુધી જણાયું નથી.

રૂ જમીન મહેસુલ તરીકે વસુલ કરવામા આવતા, જ્યારે ઝાડ, ઘાસ, મધ, મદ્ય, ઘી, સુગંધી દ્રવ્યો, દવા, તેજાના, ફળ, મૂળ, પાદડા, ઘાસ, નેતરકામ, પથ્થરો (હીરા, માણેક, પન્ના, પોખરાજ આદિ), માટી અને કાચના વાસણો આદિ પર ⅙ વેરાના લેવામા આવતા આમા સોના પરનો કર તો આવકવેરા રૂપે હોય તેવો ભાસ થાય છે, જ્યારે ફળ, મૂળ, પાદડા, ઘાસ, આદિ પરનો કર તે વસ્તુઓનો ધીકતો વેપાર અને તે નાશવંત વસ્તુને સાચવવાની સંરક્ષક શક્તિનો વિકાસ સૂચવે છે કાપડ, ધાતુકામ, હથીયાર, રથ, ઘોડા, આદિ પર કોઈપણ પ્રકારના વેરાનુ નામનિશાન જણાતુ નથી, જ્યારે વહાણનો અને દારૂગોળાના ઉદ્યોગપર ક્યા તો સંરક્ષણ જકાત હતી અને ક્યા તો તે રાજ્ય ઉદ્યોગો હતા આ સર્વ વસ્તુસ્થિતિ જોતા માલુમ પડે છે કે રાજ્ય માટે આવક તરફ દૃષ્ટિ રાખી આયાત અને નિકાસની વસ્તુઓપર જરૂરીયાતની વસ્તુઓ પર કર ન નાખતા માત્ર મોજ–શોખની વસ્તુઓપર અધિક વેરા નાખવામા આવતા

**હિન્દનો વેપાર**–ઋગ્વેદમા પણ નાવિક, ખલાસી, ટંડેલ આદિ શબ્દોનો જે ઉલ્લેખ છે તે સૂચિત કરે છે કે તે કાળમા અને તેના પહેલા પણ હિન્દનુ વહાણવટુ અતિશય પ્રમાણમા વિકાસ પામેલ હતુ અને આ વસ્તુ હિન્દ માટે વેપાર ખેડવાનુ અગત્યનુ સાધન આ વાતને ત્યાર પછીના જૈન અને બૌદ્ધ સાહિત્યનો પણ ખાસ ટેકો છે હિન્દ એશીયાનુ મધ્યસ્થળ હોવાથી તે વેપારનુ કેન્દ્ર હતુ અને તેનો વિશાળ દરીઆ કિનારો પણ તે વેપાર વધારવાનુ બીજુ સાધન હતુ તે વખતે હિન્દના મુખ્ય બંદરોપર વહાણ બાંધવાના મોટા કારખાના અને ગોદામો હતા, જ્યા હિન્દી સાગમાથી હિન્દના માણસો દ્વારા દરિઆઈ જહાજો બંધાતા, અને તે વહાણો તેનાજ (ટંડેલ, ખલાસી, નાવિક, આદિ) માણસો ચલાવતા આ વેપાર અને તેના દ્વારા થતા વેપારથી હિન્દ અઢળક ધન પેદા કરતુ હતુ આ વહાણોમા માણસો મુસાફરી કરતા અને વેપારનો માલ જતો અને આવતો તે પૂર્વમા જાપાન, ચીન, લંકા, અને તેજાનાના દ્વીપો સુધી અને પશ્ચિમમા ઇરાન અરબસ્તાન, ઇજીપ્ત, ગ્રીસ, અને ઇટાલી સુધી, આ મુસાફરી અને નૂરની આવક તે કાળે હિન્દને પ્રાપ્ત થતી હતી અત્યારે તે બ્રીટનના હાથમા છે આજે તો હિન્દી કિનારાનો વેપાર પણ હિન્દી વહાણવટીઓના હાથમા રહ્યો નથી

રેશમ, અકીક, હીરા, માણેક, પન્ના, પોખરાજ, મોતી, ઝીણા કપડા, કટલરી, બખ્તર, શસ્ત્રસામાન, ભરતકામ, અત્તર, તેલ, દવા, તેજાના, હાથીદાંત, જરોનત, સોનુ અને ક્વચિત્ ચાદી એ તે કાળના વેપારની મુખ્ય વસ્તુઓ હતી આ વેપાર પુર જોસમા હોવા ઉપરાન્ત જુદા જુદા પ્રકારનો હતો અને તે વ્યવસ્થિત રીતે ચાલતો હતો ઉપર્યુક્ત યાદીમાની પીત્તળ, સીસુ, કલાઇ, સોનુ, રૂપુ આદિ ખનીજ વસ્તુઓ, દારૂ, લીલો મેવો, સુકોમેવો આદિ ખેતીની પેદાશ, ધાતુના રમકડા, વાસણ, રેશમ, કિંમતી પથ્થરો, મોતી, કાચ ચીનાઈ માટીના વાસણો આદિ મોજશોખની વસ્તુઓ, જાનવરોમા ઘોડા આદિ હિન્દમા આયાત થતી વસ્તુઓ હતી આથી ઉલટુ જાનવરોમા માકડા, મોર, કુતરા, હાથી આદિ કિંમતી પથ્થર, સોનુ અને ધાતુના વાસણ તેમજ સામાન આદિ ખનીજ વસ્તુઓ, પોલાદ, લોખંડ, કટલરી, બખ્તર, હથીઆરો, સુતરાઉ કાપડ, મલમલ, રેશમ, રેશમી કપડા, વહાણો, માટી અને પાલીસના વાસણો આદિ તૈયાર માલ, રૂ, સુખડ, સાગ આદિ ખેતીના પદાર્થો, હાથીદાંત, રંગો, ગળી, તેલ, અત્તર આદિ મોજશોખની વસ્તુઓ, મરી, સુંઠ સોપારી, લવીંગ, તજ, એલચી આદિ તેજાના, ચોખા, વિગેરે અનાજ અને કપુર આદિ વસ્તુઓની નિકાસ થતી

**વેપારનુ પૃથક્કરણ**—વેપાર તે વસ્તુની યાદ માત્ર નહિ, પરંતુ તેની માર્ગણાનો પણ વિચાર કરવો જરૂરી છે ઉપર્યુક્ત યાદી અત્યારના આપણા આયાત નિકાસની યાદી સાથે જો સરખાવીયે તો તેમા આકાશ–પાતાળ જેટલુ અંતર છે, તે કાળમા આપણે આપણા દેશના કાચા માલને તૈયાર કરી તે તૈયાર માલપર દેશખાતે નિકાસ કરતા, આજે તો કાચોમાલ નિકાશ કરી તૈયાર માલ આયાત કરીયે છીયે સુતરાઉ કાપડ તો ચીનથી માંડીને કેપ ઓફ ગુડ હોપ સુધીમા માત્ર હિન્દી સાળનુ જ વપરાતુ, રંગો અને ગળીનો તો આપણો ઇજારો જ હતો લોખંડનુ શુદ્ધ પોલાદ બનાવી તેની જરૂરી વસ્તુઓ બનાવી તે પણ પરદેશખાતે મોકલવામા આવતી

ઉપરોક્ત હિન્દના પોતાના વેપાર ઉપરાંત હિન્દ પાસે આડતનો પણ વેપાર હતો, અર્થાત્ પૂર્વના દેશનો માલ ખરીદી તે પશ્ચિમના દેશોને વેચતુ હિન્દના સાહસિક વેપારીઓ જાપાન, લંકા, ચીન, મલાયા આદિ દેશોનો માલ ખરીદીને તે અરબસ્તાન, ઇરાન, ઇજીપ્ત, ગ્રીસ, તુર્કી આદિ દેશોમા હિન્દી બન્દરોએ થઈને જતો અને વેચાતો આ આડતનો વેપાર તો હજુ પણ ચાલે છે, પરન્તુ તેની ગતિ બદલાઇ છે

**કેટલીક વિશિષ્ટતાઓ**–કાપડ તો હિન્દની મુખ્ય

વસ્તુ વેપાર અર્થે હતી; અને બીજી વસ્તુ હતી તે લોખંડ અને વહાણો. ઢાકાની મલમલ તો જગમશહુર હતી, જ્યારે પોલાદ તૈયાર કરવામાં હિંદ નિષ્ણાત ગણાતું. ધાર અને દિલ્હીના લોહસ્તંભો તો અદ્વિતીય છે; કારણ કે અત્યારના ગંજાવર કારખાનાના જમાનામાં પણ તેટલા પ્રમાણનો લોખંડનો જથ્થો ઉત્પન્ન કરી શકે તેવા તો આંગળીની પેઠે ગણાય તેટલા જ છે, આ ઉપરાન્ત તે વખતના પોલાદના જેટલી શુદ્ધતા હજી પણ લાવી શકાતી નથી; કેમકે તે પોલાદને કાટ પણ લાગતો નથી. દિલ્હીનો સ્મરણસ્તંભ લગભગ ૨૪ ફુટ ઉંચો અને વજનમાં ૬ ટન છે; જ્યારે ધારનો સ્મરણસ્તંભ ૪૨ ફુટ ઉંચો અને વજનમાં પ્રથમ કરતાં વધારે ભારે છે. આટલો કળા વિકાસ ઉતાવળે થયો હોય તેમ તો ન જ બને; પરન્તુ તે વિકાસે પહોંચતા પહેલા શાંત વિકાસના કેટલાક સૈકાઓ વિત્યા હોવા જ જોઇએ.



વેપારનું પાસું પણ હિંદના લાભમાં રહેતું અને વિશેષ પ્રમાણમાં હિન્દમાં આવતું. પ્રાચીન હિન્દની આયાત મોજશોખ પુરતી હતી, જ્યારે અત્યારની આયાત જરૂરીયાત પુરતી છે. તે કાળમાં ગળી અને રંગની નીકાશ થતી; તેનું સ્થાન અત્યારે શણ, ચાહ અને રૂ આદિએ લીધું છે; અને રંગની પેદાશ અને નીકાશ તે નામશૂન્ય થઇ ગઇ છે. આ ઉપરાંત કાપડ કે લોખંડની વસ્તુઓ હિન્દ આયાત કરતું ન હતું, પણ ઉલ્ટું દુનિયાને પુરી પાડતું હતું. આ તો માત્ર હિન્દના પોતાના વેપારની વાત.

હિન્દનો આડતનો વેપાર પ્રાચીન, મધ્ય અને અર્વાચિન એ ત્રણે કાળમાં અગત્યનો જ રહ્યો છે; પરંતુ તેમાં તેની ગતિ બદલાઇ છે. હિન્દના દરીઆઇ વહાણના કાફલાનું સ્થાન અત્યારે બ્રીટીશ વહાણોએ લીધું છે; પૂર્વનો કાચો માલ પશ્ચિમમાં લઇ જવાને બદલે પશ્ચિમનો તૈયાર માલ અત્યારે પૂર્વમાં લઈ જવાય છે અને પૂર્વનો કાચો માલ પશ્ચિમમાં ઠલવાય છે.

**વેપાર વ્યવસ્થાઃ** તે કાળમાં ગૃહઉદ્યોગો મુખ્ય હતા, અને તે વ્યકિતગત તેમજ સામુદાયિક પણ હતા. વ્યવસ્થિત વેપાર હરીફાઈના સંજોગોમાં વિકાસ પામે છે તે, તે કાળમાં પણ સત્ય મનાતું. મજુરી તો હિન્દની વંશપરંપરાગત મિલ્કત છે અને તે સ્થાનાંતર કરવાની ટેવવાળી હતી.

> **આ પ ણો**
>
> **મો**
>
> **ક્ષ**
>
> હિન્દુસ્થાનની નવી ઘટના થતી જાય છે તે વખતે એકજ વિચાર મને આવે કે, ગુજરાત એક અભેદ્ય અને અતૂલ કયારે બને ? આ અભિલાષની આડે આવતી દરેક વસ્તુને આપણે દૃઢતાથી દૂર ફેંકી દઇશું ત્યારે જ એ અભિલાષ સિદ્ધ થશે. જે જે ઇચ્છાઓ એ અભિલાષને અંતરાયરૂપ થઇ પડે તેને દબાવી દેવામાં જ આપણો મોક્ષ રહ્યો છે.
>
> તમારા પત્રદ્વારા તમે એજ ભાવના પોષો એવી શુભેચ્છા.
>
> **મુંબઇ.**  **કનૈયાલાલ મા. મુન્શી.**

નાણાનું ચલણ અને ધીરધાર પણ સામાન્ય વસ્તુ હતી. આ તો ઉત્પત્તિની દૃષ્ટિએ વાત થઇ, હવે વેપારની દૃષ્ટિ પણ જોઇએ. વેપાર વ્યકિતગત, ભાગીદારીનો તેમજ સામુદાયિક પણ હતો, સામુદાયિક વેપાર સાર્થમાં ચાલતો; આ સાર્થ જમીનમાર્ગે કે દરિયામાર્ગે સાહસ ખેડતો એટલે સાર્થવાહ તે વેપારનું મુખ્ય અંગ હતું. માલ ઉત્પન્ન કરનાર સાથે માલ વાપરનાર સીધા સોદા પણ કરી શકતા; છતાં દલાલો પણ છુટથી સોદા કરતા. લાંબા કાળથી સિક્કાનો ઉપયોગ થતો હતો; અને તેમાં કતીપન, નિષ્ક, સુવર્ણમુખ આદિ સુર્વણના સિક્કા પરદેશના વેપાર માટે લેવડ-દેવડમાં વપરાતા, જ્યારે દેશમાં તો બીજી ધાતુઓના બનેલા કંકસ, પાદ, નિષ્ક આદિ સિક્કાઓ પણ તેટલા જ પ્રખ્યાત હતા. આમ કરતાં પણ લેવડ દેવડ અને ચલણમાં તો કોડી જ વપરાતી અને હિસાબ પણ તેની ગણત્રીએ રાખવામાં આવતા.

**ઉપસંહારઃ** ઉપર્યુકત વિષયમાં આપણે માત્ર હિન્દના વેપાર પુરતી દૃષ્ટિ રાખી છે; તે દૃષ્ટિએ આ લેખ લખાયો છે. અત્યારના આપણા વેપાર પર અભ્યાસ કરવા સારૂ આ વસ્તુ ઉપયોગી છે. ભારતના પ્રાચીન વેપારની આ શોધ અર્થેના સાધનો નિર્દેશ કરી, તે કાળનું રાજ્ય બંધારણ



હિંદી વહાણવટાની સ્વતંત્રતા માટે ધારા સભામાં લડતને મોખરે ઉભેલા
**શેઠ સારાભાઇ નેમચંદ હાજી બાર. એટ લૉ.**
એલ બી. ઇ



શેરબજારનો સમ્રાટ
**દાનવીર શેઠ પ્રેમચંદ રાયચંદ—મુંબઈ**



**ઝવેરી રણછોડભાઈ રાયચંદ**
રેસીડન્ટ જનરલ સેક્રેટરી જૈન શ્વે૦ કોન્ફરન્સ—મુંબઈ.



**સ્વ૦ શેઠ ત્રિભોવનદાસ ભાણજી-ભાવનગર.**

# જ્ઞાનદાનનો ઉત્તમ પ્રકાર.

( શ્રીયુત રામનારાયણ પાઠક—ના ‘ પ્રસ્થાન ’ )



હિન્દુસ્તાનમા અને ખાસ કરીને ગુજરાતમા જૈનો દાનવીરતા માટે સુપ્રસિદ્ધ છે જૈનધર્મમા દાનના અનેક પ્રકારમા જ્ઞાનદાન પણ સ્વીકારાયુ છે તેથી જો કે જૈન ગૃહસ્થોએ ગુજરાત–હિંદની વિદ્વત્તામા ઘણો ઓછો ફાળો આપ્યો છે, છતા સાહિત્યના સરક્ષણ અને વિસ્તારને માટે અનન્ય સેવા કરી છે જૈનોના જ્ઞાનદાનથી જ ગુજરાતી ભાષાના અનેક દુર્લભ ગ્રન્થો તેમના ભડારોમા સઘરાયા છે અને નકલો થઇ થઇને દૂર દૂરના પ્રદેશોમા ગયા છે

પણ જમાનો બદલાતા જ્ઞાનદાનનો પ્રકાર પણ બદલાવો જોઇએ ભડારોમા દાબડામા ઉધેઇ ખાઇ જાય, કાગળો એની મેળે નાશ પામે ત્યાસુધી પુસ્તકો કોઇને બતાવવા જ નહિ એ હવે પુસ્તક સરક્ષણની સાચી રીત નથી અગ્રેજ અમલદારો ગ્રન્થ માગીને લઇ જતા અને પછી પાછા આપતા જ નહિ એથી બ્હીને હવે આપણા વિદ્વાનોને પણ ન આપવા એ યોગ્ય નથી ગ્રન્થોને છપાવવા એ પણ એક જ્ઞાનસરક્ષણનો પ્રકાર છે એટલુ સમજતા પણ જૈનોને ઘણો સમય લાગ્યો હતો પણ દુનિયાનો પ્રગતિનો વેગ અને હિંદનો પ્રગતિનો વેગ હવે ઘણો વધ્યો છે તેમા જૈનો પણ આગળ વધશે તો જ તેઓ જ્ઞાનને માટે જે ચીવટ રાખે છે તેના પ્રમાણમા કઇપણ ફળ જોઇ શકશે

અત્યારે ઘણા જૈનો પોતાના ધર્મના પુસ્તકો છપાય તેટલાથી જ સતોષ માનીને બેસી રહે છે પ્રસિદ્ધ થતા ઘણા ધર્મપુસ્તકો તો સાહિત્યમા ખપવાને પણ યોગ્ય હોતા નથી, પણ માત્ર ધર્મ થશે તેમ માનીને શ્રદ્ધાલુ જૈનો તે છપાવે છે અને તેમની શ્રદ્ધાના પ્રેરક સાધુ–આચાર્યો તે શ્રદ્ધાને કોઇ વધારે સારે રસ્તે દોરતા નથી

અત્યારે જમાનો બુદ્ધિનો છે શ્રદ્ધાનુ પણ જો બુદ્ધિથી પરિશોધન થશે તો જ તે ટકી શકશે

અત્યારના જમાના પ્રમાણે જૈનોએ જ્ઞાનને માટે, જૈનધર્મના જે તત્ત્વજ્ઞાનના ગ્રન્થો હોય તેનુ તત્ત્વજ્ઞાન નવીન રીતે વિકાસ પામે અને દુનિયાના તત્ત્વજ્ઞાનમા અગ્ર સ્થાન લે તે માટે સતત પ્રયત્ન કરવો જોઇએ આ દિશા જૈનોથી અજ્ઞાત નથી જર્મનીના પ્રોફેસર યાકોબી વગેરેએ જૈનધર્મના પુસ્તકોના આધુનિક દૃષ્ટિએ સસ્કરણો કરી બહાર મૂક્યા છે પણ એ કામ માત્ર જર્મનો જ કે અગ્રેજો જ કરી શકે એમ કાઈ નથી ગુજરાત પુરાતત્ત્વ મન્દિર સમ્મતિતર્કનુ સપાદન હાલમા જ કર્યું છે જે પશ્ચિમના ઉત્તમોત્તમ પડિતોની પણ પ્રશસા પામ્યુ છે જૈનો અને જૈનેતર વિદ્વાનો એવા ઘણા નીકળે કે જેઓ જૈન તત્ત્વજ્ઞાનના ગ્રન્થોનુ સસ્કરણ તેની ફિલસુફીનુ સ્ફોટન વગેરે આ પરદેશીય વિદ્વાનો કરતા વધારે સારૂ કરી શકે હિંદની વિદ્વત્તામા જૈનોનો ફાળો ઓછો છે, તેમ મે ઉપર લખ્યુ ત્યારે ઘણા જૈન ભાઇઓને માઠુ લાગ્યુ હશે, પણ હુ માનુ છુ કે એ ખરા કે ખોટા આક્ષેપમાથી બચવુ હોય તો ખરો ઉપાય એ છે કે હિંદના જ બુદ્ધિશાળી, વિશાળ અને આધુનિક દૃષ્ટિવાળા વિદ્વાનો આગળ પોતાની ફિલસુફીનુ સ્ફોટન કરાવવુ એમ નહિ થાય તો, હવે એટલો બુદ્ધિનો જમાનો આવ્યો છે કે નવીન બુદ્ધિશાળી શિક્ષિતોમાથી તો જૈન ધર્મ નવા અનુયાયીઓ નહીં મેળવી શકે, પણ જૈન ધર્મના અનુયાયીઓમાથી પણ જુવાન પ્રગતિશાળી વર્ગ ખસતા જશે શ્રીમતી સુભદ્રાબાઇ જેવી એકાદ પરદેશી બાઇના ધર્મસ્વીકારથી જૈનો હર્ષ પામતા હશે, પણ જૈન જુવાનો પોતે કેટલા ધર્મમા શિથિલ થતા જાય છે તેનો કોઇએ વિચાર કર્યો? અને અહીં હુ માત્ર બાહ્યક્રિયાની વાત નથી કરતો માત્ર બાહ્યક્રિયાને હુ ધર્મ ગણતો નથી, પણ તત્ત્વજ્ઞાનના ખ ।

---

બતાવી વર્તમાન તરફ સીધી દૃષ્ટિ ફેરવી છે, નેપાલનુ જુદી જુદી દૃષ્ટિએ પૃથક્કરણ પણ કર્યું છે તે કાળના સમાજ અને સામાજીક બધારણનો અહીં વિચાર કર્યો નથી કારણ કે તેને ઇતિહાસ સાથે તથા સબધ હોઇ શકે છે, નેપાલ સાથે નહિ આ લેખ પછી મધ્યકાળના હિન્દી નેપાલ તેમજ અર્વાચિન કાળના હિન્દી નેપાલ પણ આ દૃષ્ટિએ લખવા કોઈ પ્રસગે એ ઇચ્છાએ આ વાતની આશા મૂકી છે વાચક પણ આ વસ્તુને સમજી શકશે કે કેમ તે ગંભીરતાથી આ વિષયને જાની શકે તે રીતે સફળ કરવા પ્રયત્ન કર્યો છે પરન્તુ તે સફળ થયો છે કે કેમ તે તો વાચક જાણુ જ કરી શકે ?

પિપાસુઓને ચાલુ ધર્મજ્ઞાનમાંથી તૃષા નહિ છીપતી હોવાથી તેઓ ધર્મપરાઙ્મુખ થશે જ અને થાય છે એ મારૂં કહેવું છે. એથી ઉલટું જો જૈનધર્મ પોતાના જ્ઞાનને શુદ્ધ સ્વરૂપમાં બહાર મૂકે, તો હવે પ્રજા અહિંસાની દિશા તરફ વળી છે, ત્યારે જૈનસિદ્ધાન્તો સર્વત્ર સ્વીકારાવાની આ અનન્ય તક છે.

મુંબઇ યૂનીવર્સિટીની ઉચ્ચ પરીક્ષામાં જૈન પુસ્તકો નીમાયાં છે. પણ તેમાં શું વળ્યું ? પ્રથમ તો એ પુસ્તકો નીમનાર અધિકારીઓએ પણ કશો વિવેક દર્શાવ્યો લાગતો નથી. નહિતર વિશેષ—આવશ્યક ભાષ્ય અને ગોમ્મટસાર જેવાં મોટા પુસ્તકો નીમાય નહિ. વિશેષ—આવશ્યક ભાષ્ય નો મુળ ગ્રન્થ ત્રણ ચાર હજાર શ્લોકનો છે અને તેના પરની સંસ્કૃત ટીકા ૨૮ હજાર શ્લોક પુરતી છે. ગોમ્મટ સાર કર્મવિષયક મોટો ગ્રન્થ છે. આ ગ્રન્થો નીમાયા એટલાથી ધર્માભિમાની કેટલાક જૈનોએ પોતાને કૃતકૃત્ય માન્યા હશે, પણ આ ગ્રન્થોને શીખવનાર કયાં છે ? જૈન સાધુઓમાંથી પણ આના કેટલા ખરા અભ્યાસી નીકળે ? અને તેઓ પણ આધુનિક દૃષ્ટિએ આ ગ્રન્થો શીખવી તો ન જ શકે. મારા મિત્ર અધ્યાપક આઠવલેએ આ અભ્યાસ સ્વીકાર્યો હતો, તેમને વિશે પંડિત સુખલાલજીએ મને કહ્યું હતું કે કોઇ સાધુ કે જૈનને આટલા ઉદ્યમ અને ખંતથી અભ્યાસ કરતાં મેં જોયા નથી, અને છતાં શિક્ષણની સગવડ નહિ હોવાથી તેમને નિરૂપાયે એ અભ્યાસ છોડવો પડયો!

આનો ખરો ઉપાય શિક્ષણનો પ્રબંધ કરવો એ છે. એ કામ સાધુઓ ઉપર છોડી શકાશે નહિ. તેમને આધુનિક દૃષ્ટિ નથી, આધુનિક દૃષ્ટિ હોય તોપણ એ સંસ્થા લોકનિયત નથી. હવે આપણે આપણા ધ્યેયો લોકનિયત સંસ્થાદ્વારાજ સાધવાં જોઇએ. એવી સંસ્થાઓ જ જમાનાની જરૂરિયાત પ્રમાણે ફેરવી શકાશે. સરકારી યુનીવર્સિટીઓ બહુ ધીમી ચાલે છે, તેનુ તંત્ર અતિ જટિલ છે, તેમા લોકનો અવાજ પહોંચતો નથી. પહોંચે ત્યારે પણ એટલો મંદ થઇને કે તેનું પરિણામ આવતું નથી, તેને કામ કરતાં બહુ વાર લાગે છે, અને તેની પદ્ધતિ અતિ ખરચાળ છે. આને માટે લોકનિયત સંસ્થાઓનો લાભ લેવો જોઇએ અને જ્યાં એવી સંસ્થા ન હોય ત્યાં નવી કરવી જોઇએ.

જ્ઞાનપ્રચાર પ્રાંત ભાષામાં જ કરવો જોઇએ. ત્યારે જ જ્ઞાન સમાજના દૂરમાં દૂર ક્યારા સુધી પહોંચે. અંગ્રેજી મારફત કરેલા વિચારો કે મેળવેલું જ્ઞાન સમાજમાં પ્રસરી શકતું નથી અને ધર્મનું જ્ઞાન, કાંઈ અમુક થોડી સંખ્યા માટે જ નથી, પણ દરેક માણસ માટે છે. અંગ્રેજી ભાષાના નડતરને લીધેજ આપણા શિક્ષિતોની અસર જોઇએ તેટલી પ્રસરતી નથી. શ્રમણધર્મોનું તો એ વિશેષ લક્ષણ છે કે તેણે હમેશાં પ્રાકૃત એટલે બોલાતી ભાષામાં જ ઉપદેશ આપ્યો છે.

આ રીતે પ્રાંત ભાષાઓ જોતાં મારવાડ—રાજપુતાના માટે એક કેન્દ્ર ત્યાંના જ જૈનોએ રચવું જોઇએ અને તે દ્વારા અધ્યયન—અધ્યાપન અને પ્રકાશનની વ્યવસ્થા કરવી જોઇએ. તેવું જ બીજું કેન્દ્ર દક્ષિણ માટે પૂના અને મદ્રાસ માટે અડીયાર કે એવું કોઈ કરવું જોઇએ. બંગાળ માટે કલકત્તા કે મુર્શીદાબાદ રાખવું જોઇએ, પંજાબ માટે પણ એક ભિન્ન કેન્દ્ર જોઇએ. ગુજરાત માટે એ રીતે ગુજરાતના કેન્દ્રરૂપ અમદાવાદમાં એની વ્યવસ્થા થવી જોઇએ. આવી પ્રાન્તિક વ્યવસ્થા ન થઇ શકે તો હિંદુસ્તાનની સંસ્કૃતિના કેન્દ્રરૂપ કાશીમાં એટલે હિન્દુ યુનીવર્સિટીમાં જૈન ફિલ્સુફી માટે એક વ્યાસપીઠની યોજના થવી જોઇએ.

બીજા પ્રાન્તોમાં શી—કેટલી સગવડ છે તે હું જાણતો નથી. પણ ગુજરાત આ બાબતમાં પહેલ કરી શકે એમ હું માનું છું. ગુજરાતનાં કળા—કૌશલ્યમા અને સમાજની ઉન્નતિમાં જૈનોનો ફાળો નાનોસૂનો નથી જૈનોનું પ્રાચીન તત્ત્વજ્ઞાન બ્રાહ્મણદૃષ્ટિએ ઘણાં વરસોથી વિચારાય છે. પણ જૈન તત્ત્વજ્ઞાન તેમાં પાછળ રહી ગયુ છે. પૂનામાં ભાંડારકર ઇન્સ્ટીટયુટમાં જૈનોએ મદદ કરી છે, પણ ત્યાંના અભ્યાસીઓ બધા બ્રાહ્મણ હોઇ તેમને બ્રાહ્મણ તત્ત્વજ્ઞાન તરફ પક્ષપાત હોય અને તે જ દિશાનું કામ વેગથી ચાલે એ સ્વાભાવિક છે. પણ અમદાવાદમાં ગુજરાત વિદ્યાપીઠના પુરાતત્ત્વ મંદિરમા તેવું નથી. તેના આચાર્ય જિનવિજયજી જૈન શાસ્ત્રના પ્રાચીન લિપિના પ્રામાણિક સંશોધક છે અને અત્યારે પોતાનો અભ્યાસ જર્મનીમાં આગળ ચલાવે છે. ત્યાંના બીજા અધિકારીઓ પણ મોટે ભાગે જૈનો છે. અને તેમનાથી ત્યાં ભાષાશાસ્ત્ર અને દર્શનશાસ્ત્રનું સંશોધન વગેરે કામ ચાલે છે. શ્રીમદ્ રાજચન્દ્ર જેવા જૈન સંતનું નામ તેની સાથે જોડાયું છે. તેમાં જૈન અને ઈતર પુસ્તકોનો સારો સંગ્રહ છે. એ કેન્દ્ર જૈન અભ્યાસ માટે સ્વાભાવિક રીતે અનુકૂળ છે. આ વિદ્વાનોના હાથમાં પોતપોતાનું કામ પૂરતું હશે તોપણ તેમની સાથે તેમની સલાહથી જૈન તત્ત્વજ્ઞાન માટે એક વ્યાસપીઠ ઉભું કરવું એ જૈન ધનિક વર્ગ ધારે તો સહેલ છે. આ વ્યાસપીઠ દ્વારા વિદ્યાર્થીઓ તેમજ જિજ્ઞાસુઓને જૈન તત્ત્વજ્ઞાન પશ્ચિમની શાસ્ત્રીય પદ્ધતિથી મળી શકશે તેના અધ્યાપક દ્વારા

# બ્રહ્મદેશમાં જૈનોનું સ્થાન.



લેખક —
રા. રા. મહાસુખભાઇ ચુનીલાલ

આશરે સો વર્ષ ઉપર બ્રહ્મદેશના દક્ષિણ કિનારે આવેલા મોલમીન અને બેસીન બંદરોએ મદ્રાસ, કોકનાડા, સુરત વગેરે સ્થળોથી હિંદવાસીઓ આવ-જા કરવા લાગ્યા બ્રહ્મદેશના મહુંમ થીબો રાજાના દિવાન તરિકે સુરતના વહોરા ઇબ્રાહીમ મુલ્લા હતા રંગુન શહેર પ્રથમ બરમા લોકોના ફુંગી–સાધુ પાસે હતુ તેની પાસેથી અંગ્રેજ સરકારે વેચાતુ લીધુ, ત્યારથી અંગ્રેજ સરકારે રંગુનમા પોતાની ભારે સત્તા જમાવી એટલુ જ નહિ પણ વેપારનુ મોટુ મથક બનાવી વેપાર ખીલવવા માંડયો હિન્દવાસીઓ વેપારાર્થે આવવા લાગ્યા અને કાયમનો વસવાટ કરી રહેવા લાગ્યા તેમા થોડા સાહસિક જૈનો પણ રંગુન તરફ ઉતર્યા તે પછી એટલે લગભગ સંવત ૧૯૪૦ મા કચ્છના નવાવાસવાળા આસુભાઈ વાઘજીભાઈએ ભગવાનદાસ ભાગવાના ભાગમા “ભગવાનદાસ વેરજી” એ નામની મોટી ચોખાની પેઢી ઉઘાડી ત્યાર પછી સંવત ૧૯૪૨ ના અરસામા પાટણવાળા શેઠ મનસુખલાલ દોલતચંદ રંગુનમા આવ્યા અને હીરાનો–ઝવેરાતનો વેપાર જમાવ્યો બરમાનો મુખ્ય પાક ચોખાનો અને બરમા સ્ત્રીઓનો શોખ હીરા પહેરવાનો હોવાથી આ બે મુખ્ય વેપારમા જૈનો પણ માથુ મારવા લાગ્યા ત્યા સુધી બરમામા ત્રીશ–ચાળીશ જૈનો આવેલા જણાતા હતા તે પછી વધુ પ્રમાણમા જૈનો વેપારાર્થે બરમામા અને ખાસ કરી રંગુનમા આવવા લાગ્યા પાટણ, પાલનપુર વિગેરે સ્થળોથી જૈનોએ આવી ઝવેરાત અને સોનાચાંદીની દુકાનો ઉઘાડી તથા કચ્છ વિગેરે સ્થળોમાથી જૈનોએ આવી ચોખાના વેપારની મોટી પેઢીઓ સ્થાપી, મારવાડ તથા કાઠીઆવાડ તરફથી પણ લોકો આવવા લાગ્યા શરૂઆતમા વેપારની નવી નવી ખીલવણી થતી હોવાથી દરેક જાતના વેપારમા સારો કસ હતો તેથી હીંદવાસી વેપારીઓ વધુ સંખ્યામા બરમામા આવવા લાગ્યા અને નાણું રોકી મોટા પ્રમાણમા વેપાર કરવા માંડયો આ પ્રમાણે હિંદવાસીઓમા આપણા જૈન બંધુઓ પણ વેપારી મથકોમા, કેટલાક વેપારમા અને કેટલાક નોકરીમા જોડાયા

જેમ જેમ જૈનભાઇઓ આવતા ગયા અને વેપારમા કસ દેખતા ગયા તેમ તેમ ગુજરાત કાઠીઆવાડ અને મારવાડમાથી વધુ જૈનો આ તરફ આકર્ષાયા અને અત્યારે આખા સૈકામા બ્રહ્મદેશમા આશરે અઢીહજાર જૈનોએ વાસ કર્યો છે એકલા રંગુનમા આશરે બે હજાર જૈનો છે તેમા લગભગ અર્ધા દેરાવાસી તથા અર્ધા સ્થાનકવાસી અટકળવામા આવે છે તેથી

---

પુસ્તકોનુ આધુનિક રીતે સંશોધન કરાવી પ્રસિદ્ધ કરાવી શકાશે જેથી આખા જૈન સમાજને નવી નજરે પોતાનુ તત્ત્વજ્ઞાન મળી શકશે. પશ્ચિમના બુદ્ધિપ્રકાશથી અને વ્યવહારથી દૂર રહેલા સાધુ–આચાર્ય વર્ગને પણ નવી દૃષ્ટિએ જૈનતત્ત્વજ્ઞાન જોવાનો પ્રસંગ મળશે અને તેમના દ્વારા તે તત્ત્વજ્ઞાન અજ્ઞાન વર્ગમા પણ વધારે સુગ્રાહ્ય રૂપમા પ્રસરશે. વ્યાસપીઠ સાથે વિદ્યાર્થીઓને માટે છાત્રવૃત્તિની ગોઠવણ થશે તો જૈન દર્શનના અભ્યાસને વળી ઓર જ ઉત્સાહ મળશે. ટુંકમા જૈન તત્ત્વજ્ઞાન માત્ર ‘વખાણ’ કે પોથીમા નહિ પડી રહેતા જમાનાને અનુકૂળ નવો અવતાર પામશે અને બુદ્ધિની વેગીલી પ્રગતિમા પોતાનુ સ્વાભાવિક સ્થાન પામશે.

જૈન ધર્માભિમાની ધનિકો આનો વિચાર અત્યારે નહિ કરે તો પછી ક્યારે કરશે?

ખરચી મરામત કરી સારી સ્થિતિમાં રાખે છે અને નવા બંધાવે છે રંગુનમાં શહેરના મધ્યભાગમાં એક સાધારણ દેવાલય છે અને બીજું મોટું ભવ્ય દેવાલય તેથી જરા દૂર છે દેરાને તેઓ ફયો (પેગોડા) કહે છે આ મોટા દેરાસરની રચના ઘણીજ સુંદર છે દેરાસરની આજુબાજુ ઘણી ઘણી સુંદર દેરીઓ છે, તે કરીને જોઇએ છીએ ત્યારે પાલીતાણાના ડુંગર ઉપરના રંગમંડપનો આછો ભાસ થાય છે આ દેરામાં ગૌતમ બુદ્ધની સુંદર નાની મોટી ભવ્ય મૂર્તિઓ છે બેઠેલી મૂર્તિની આકૃતિ જૈન પ્રતિમાની આકૃતિને જમણા હાથના ભાગ સિવાય ઘણા ભાગે મળતી આવે છે



બર્માના બુદ્ધ-દેવાલયની આસપાસની નહેરીઓનું એક દૃશ્ય.

બર્માના ઉત્તરના ભાગમાં રંગુનથી ૯૦૦ માઇલ માંડલે નામે પ્રાચીન અને મોટું શહેર છે, તેના મધ્યભાગમાં એક ડુંગર છે, તેના ઉપર બરમીઝ લોકોના મહાન દેવાલયો છે ડુંગરની ચારે બાજુ પગથીઆબંધ ચડવાના રસ્તા છે, તેના ઉપર સુંદર છાપરાની રચના કરેલી છે આ ડુંગરનો દેખાવ દૂરથી જોતા પાલીતાણાના ડુંગર જેવો રમણીય લાગે છે માંડલેમાં ૫૦-૬૦ જૈનો છે જે આગેવાની ભર્યો ભાગ લે છે

જૈનોની માફક બરમીઝ લોકોમાં બૌધ સાધુઓ હોય છે, જેમને તેઓ ફુંગી કહે છે તેઓ માથે વાળ રાખતા નથી અને જમણો હાથ ખભા સુધી ખુલ્લો મુકી પીળો કપડો ઓઢે છે તેમને રહેવા માટે ઉપાશ્રયો હોય છે તેને તેઓ ચાઉંગ કહે છે આ સાધુઓ પોતાનો ખોરાક સવારે બરમીઝ લોકોને ઘેર જઇ વહોરી લાવે છે તેમને રાંધેલા ચોખાનો ખોરાક આપવામાં આવે છે તેઓ બપોરના બાર વાગ્યા સુધીમાં ખાઇ લે છે જેમ જૈનોમાં સૂર્યાસ્ત પછી ખાવાની મનાઇ છે તેમ તેમનામાં બપોરના બાર વાગ્યા પછી ખાવાની મનાઈ છે આઠમ તથા ચૌદશના દિવસો મોટા દિવસો તરીકે પાળે છે

આ બૌધ સાધુઓ પાંચ સિદ્ધાંતો પાળે છે જેને તેઓ પંચશીલ કહે છે, તે જૈનોના પંચમહાવ્રતને બીલકુલ મળતા આવે છે આ પંચશીલ પાલીભાષામાં છે તેના ઉચ્ચારો બરમીઝ લોકો નીચે પ્રમાણે કરે છે—૧ પાણાતિપાતા વિરમણી (પ્રાણીની હિંસા નહી કરવી) ૨ અદિન્નાદાના વિરમણી (અદત્તાદાનથી દૂર રહેવું) ૩ કામેસુમીચ્છાચારા વિરમણી (કામવાસનાથી દૂર રહેવું) ૪ મુસાવાદા વિરમણી (અસત્ય બોલવું નહીં) ૫ સુરા મેરા મજ્જપ પમાધટ્ઠાના વિરમણી (દારૂ ઇત્યાદિ પ્રમાદ વિગેરે વ્યસનથી દૂર રહેવું

આ પંચશીલના સિદ્ધાંતો જૈન પંચ મહાવ્રતની સાથે કેવી સમાનતા ધરાવે છે તે નીચેના પંચ મહાવ્રત વાંચવાથી સમજાશે—

૧ સવ્વાઓ પાણાઇવાયાઓ વિરમણં (સર્વહિંસાથી દૂર રહેવું) ૨ સવ્વાઓ મુસાવાયાઓ વિરમણં (મિથ્યા ભાષણથી દૂર રહેવું) ૩ સવ્વાઓ અદત્તાદાણાઓ વિરમણં (નહીં આપેલી વસ્તુ લેવી નહીં અર્થાત્ ચોરીથી દૂર રહેવું) ૪ સવ્વાઓ મિહુણાઓ વિરમણં (સર્વ પ્રકારના મૈથુનથી દૂર રહેવું) ૫ સવ્વાઓ પરિગ્ગહાઓ વિરમણં (સર્વ પરિગ્રહથી દૂર રહેવું)

ઉપર જણાવેલા બર્માના પંચશીલ ઉપરાંત જેમ જૈનમાં પંચ મહાવ્રત ઉપરાંત છઠ્ઠું વ્રત રાત્રિભોજનનું (રાત્રિ ભોજનનું) છે તેમ બૌદ્ધમાં પણ બીજા શીલ બતાવેલા છે જે નીચે પ્રમાણે—

૧ વિકાલ ભોજનાવિરમણી (મધ્યાહ્ન સમયે ભોજન કરવું અર્થાત તેમની રૂઢી પ્રમાણે મધ્યાહ્ન પછી બીલકુલ ભોજન કરવું નહીં ૨ નીચ ગીત, વાદીત્ર, નૃત્ય, ધારણા, માલાગંધ વિલેપના, ધારણ મંડના, વિભુષના વિરમણી (નાચ, ગાન, વાજીંત્ર નાટક, ફુલહાર, લેપ વિગેરેથી દૂર રહેવું) ૩ ઉંચા તથા મહાશયના વિરમણી (શેત્રંજી અને જાજમ સીવાય બીજા ઉપર બેસવું નહીં) ૪ જાતરૂપ રજતા પતિગહના વિરમણી (સોનું રૂપું તથા પેજના વાપરવાના પોષાક સીવાય બીજાથી દૂર રહેવું) વળી તેમના મંત્રાક્ષરના બોલ નીચે પ્રમાણે છે —

આ એક સ્વતંત્ર વિચારણા છે. કોઈપણ ખાસ વ્યક્તિ, પંથ, સમાજ કે ધર્મને અનુલક્ષીને તે લખવામાં આવી નથી. સામાન્યભાવે જગત, સમાજ, ને વ્યક્તિઓ સાથે કેવી કેવી રીતે સત્યસુંદરી સહચાર કરી શકે છે તે દર્શાવતું આલેખન છે.

સોક્રેટીસ, રસ્કીન, નિત્શે, ટોલ્સ્ટોય, ગાંધીજી, અરવિંદ ને આનંદઘનજીને વાંચ્યા પછી તથા થીઓસોફીને 'સાઈકો



લૉજી' નો થોડો અભ્યાસ કરી સૌના સમન્વય રૂપ કેવળ અભ્યાસક દૃષ્ટિએ ઉતારું છું. અધિકારી વ્યક્તિઓને વાંચવા ભલામણ છે, અને સાગ્રહ નિમંત્રણ છે કે આમાંના કોઈપણ વિચારો 'સત્યસુંદરી' ની પિછાણ કરવામાં અંતરાયરૂપ ભાસતા હોય, તે તેઓશ્રી સૌમ્યભાવે જણાવશે તો સાભાર સ્વીકારીશ.

લેખક

(૧)

**મ**નુષ્યના જીવનને ઉચ્ચતર કક્ષાએ કોણ લઈ જાય છે? સ્વતંત્ર માનસ ને પવિત્ર મનોવૃત્તિ ભવ્ય ભાવના ને વિશુદ્ધ માનવતા એ બધા પર્વતોની ખીણોમાંથી અગાધ હૃદયમંથનના પરિણામે હૃદયની ઉંડી ગુફાઓ ભેદીને પ્રેમ, પ્રકાશ ને નિર્મળતાના વાયરા વચ્ચે સ્વયં તેજે ઝળકતી, ખળખળ વહેતી, ઝરતી શુદ્ધ વિચારગંગા અનુજ નામ 'નગ્ન સત્ય'! સુસ્મિતદિગ્નો પ્રભુતાભર્યો સુંદર દ્વારપાળ, તલવારની ધાર જેવું સર્વ શાસ્ત્રોના નિચોડ રામું એક જ એ સૂત્ર 'નગ્ન સત્ય!'

* * *

હિમાલયના આગરી શિખરોની એ ગગનવિહારી જોબનવતી પુત્રી એના રસભર્યા જીવન અને જોબનની મસ્ત લ્હેરે કામીઓને દઝાડે, અને તરંગી-લાલચુઓને મીઠું મીઠું હસી મોહ પમાડી પોતાના તરફ ખેંચી ખેંચે, અંદર ખેંચે ને પહાડ પરથી નીચે કુદતાથી એ તોફાની શિખરપુત્રી તેને જ ફીપટકાવે-ગબડાવી મૂકે! તર્કવાદીઓ બુદ્ધિવાદીઓ એને વરવા જાય તો અભડાવી મૂકે, વ્યવહારશાસ્ત્રીઓ તેને સ્પર્શ કરવા જાય ત્યાં જ બળી મરે, અને પવિત્ર હૃદયના-સૌંદર્યભર્યો સ્વતંત્ર મનના 'વિદ્યાધરો' જ માત્ર એ રૂપવતી રંભાને દૂર દૂરથી નિરખીને હસતા હસતા તેના ગૃહેણ પરથી જ શાંતિના, પવિત્રતાના પાન કરવા લાગે ત્યારે એ યુવતિ સામું જુએ ને વિદ્યાધરો ફરી ફરી જુએ કેવી હાથ લાંબો કરે, ત્યારે વિદ્યાધરો એના પુષ્પાસને પરણી બેસવા કરતા એ સુંદરીના મોહભર્યા નિર્દોષ મુખડાના સૌમ્ય ભાવોને જ પી જવા દોડે, એના હૃદયમાંથી ઉભરાતા અમૃતને-આદર્શને ચાખવા તલપે આ સમયે ખડખડાટ હાસ્ય કે કૃષ્ણની તવારામાં ઝુલતી એ તેજસ્વી 'રાધા' તેમને પોતાના ઝુંપડે વસવા નિમંત્રી, સામા ફુલો દે છે, ત્યાં એ વિદ્યાધરોના ગાલ પર નવનવા રંગો ઉતરે સત્યસુંદરીના સત્કારથી અને પુષ્પાંજલીથી તેમના હૃદયમાં પ્રકાશ પથરાઈ જાય! સત્યસુંદરી અને આપણી વિદ્યાધરોનો સહકાર આ રીતે થાય.

આમ પૃથ્વીપરના [illegible] સામાન્ય લોકો ને લોક

પ્રવાહથી સદાય 'બ્રહ્મચર્ય વ્રત' પાળી રહેલી એ વિશુદ્ધ કુમારિકા કેવળ આદર્શના આકાશમાં 'ઉડતા' વિદ્યાધરોના, આત્માના પાતાળમાં ખોદાણ કરી પવિત્રતાનું દર્શન પામ્યા પછી આત્મબળ પામવાને મથતા એ 'યોગી'ઓના કંઠમાં જ લગ્નની વરમાળા સપ્રેમ આરોપે ! યોગ્ય વરરાજાઓ માટે તે રસસુંદરી હીમ જેવી ઠંડી છે. ને દુનિયાની એ સૌથી મનહર ને 'ગરિષ્ઠ' સુંદરીને વરવા નિકળેલા કુબડા 'કંથો'ને તે આગ જેવી ગરમ ભાસે છે ! વ્યવહારીયું જગત્ એનાથી ખૂબ ભડકે છે !

* * *

Masses સામાન્ય લોકો સાથે એ કુમારિકાના લગ્ન વ્યભિચારમાં પરિણમે, ગાડર પ્રવાહમાં વહેતી જનતા વચ્ચે એ દેવીના નૂર લૂંટાય, એની પવિત્રતા, સુકુમારતા, નિર્દોષતા ને દૈવત્વને ઉઘા સ્વરૂપમાં ભ્રષ્ટ કરી તેના ભજીયા કરી ખાવા ને નિહારવા એ તુચ્છ શોખીન ભાયડાઓ ગમે તેવી તેલની ઉકળતી, ફફળતી કઢાઇમાં તેને ઝબોળી મારે અને આકાશમાથી નીચે ઉતરવાના 'પાપ'નુ એ નગ્ન સત્યદેવીની પાસેથી પુરતું પ્રાયશ્ચિત્ત કરાવે ત્યારે જ છોડે ! રે........લોકો ... ....ધન્ય છે........બહાદુરીને ધન્ય છે !

* * *

તર્કવાદીઓ એને પકડીને ચૂંથે ત્યારે એ રૂપસુંદરીના સ્થૂલ હાડકાં, લોહી ને માસનાં લોંદાજ હાથમાં આવે ! આ સમયે એ રાજકન્યાનો બાદશાહી સૂક્ષ્મ આત્મા તો દૂર દૂર જ નાસી જઈ અન્ય ક્ષેત્રે સ્વતંત્ર વિહાર કરતો હોય: આત્મા વિનાના મૂડદાં ચૂંથવામા તર્કવાદીઓ જ્યારે રોકાય ત્યારે સત્યસુંદરીના વિહાર બીજે સ્થળે હોય છે; કારણ કે એ લાડમાં ઉછરેલી સ્વતંત્ર છોકરીને તર્કની અટપટી જાળનાં તુચ્છ બંધનો નથી પાલવતાં; અવળચંડી બુદ્ધિની તાબેદારી તેને નથી પોસાતી; તેથી એ સુંદરી ત્યાંથી છટકી જાય એ સ્વાભાવિક છે : બીજી તરફ Logic ના કહેવાતા અધિષ્ઠાતાઓ એ દેવીના હાડકાનો ભૂકો કરી, તેની ભસ્મ બનાવી બજારમાં તેને 'સત્યના સત્વ' તરીકે ચલણી સીક્કા માફક ચાલતું કરે. બુદ્ધિના બારદાનોની બેવકૂફી પર એ વેપારીઓ સત્યસુંદરીના નામે કમાઈ ખાય....ને....ને એ સત્યસુંદરી આકાશમાં ઉભી ઉભી એ સત્વ ( ! ) ના ખરીદનારાઓની મૂર્ખાઇ પર દયાભર્યું હાસ્ય કર્યા કરે ... ને....ઓલે....રે ..જગતની પ્રજાને સત્ય જોઇતું નથી. સત્યાભાસ જોઇએ છે. સત્યની પ્રતિમા જોઇતી નથી, પરંતુ સત્યનો પડછાયો જોઇએ છે. ..હા ...હા...ભસ્મ ને ! ભગવાં પર રાચનારા ગરીબ બુદ્ધિના ઇજારદારો ...! ધન્ય છે.

* * *

ત્યારે એ સુંદરી છણકો કરી ક્યાં ચાલી ગઇ ?

આત્માની પવિત્ર લ્હેરો વડે દિન પ્રતિદિન ઉંચેજ ઉડવાની પ્રકૃતિવાળા, દંભી વ્યવહારના કીચ્ચડમાંથી દૂર થઇ, સ્વતંત્ર માનવતાનુ ચૈતન્ય ઉછાળતા ઉછાળતા સિદ્ધશિલાની ઉંચેરી ટોચ પર જ જઇને વિરામ લેવાની ઝંખના કરતાં કોઈ કોઈ પવિત્ર વિદ્યાધરો—ઉચ્ચ આત્માઓ—સાચા સંશોધકો પાંખો જ્યારે ફફડાવતા ફફડાવતા એ દેવીની શોધમાં રખડે, ગુફાઓ ને શિખરો ફેંદી વળે, સરોવરો ને સમુદ્રોનાં મંથન કરે. આકાશ ને પાતાળ ચોમેર સફરો આદરે, થાકે, ખૂબ થાકે, અને જીંદગીની એકની એક એજ ઝંખનામાં જીવનને સત્યના રંગથી રંગવા જ્યારે એ પૂરતી કિંમત ભરી ચૂકે ત્યારે જ માડમાંડ એ મહાદેવી સત્યસુંદરીના દર્શન. દુર્લભ દર્શન કોઇ ભાગ્યશાળી યોગી, યોદ્ધા, વિદ્યાધર કે પવિત્ર મહા આત્માઓને લાધે ! દેવી હસે : હસતાં હસતાં મધુર સ્વાગત કરીને એક પછી એક સરતો એ થાકેલા મુસાફરની સામે ધરી, તેની બરાબર કસોટી કરી જો તે પાળી શકે તોજ તેને પોતાના પવિત્ર આશ્રમમાં પ્રવેશવાની રજા આપે : એક પછી એક સરતો સંભળાય છે :

* * *

સત્યના પરમ શોધક, અને સત્યસુંદરીને વરવા નીકળેલા આ ભાગ્યશાળી પુરૂષ ! સાંભળ !

એક પછી એક એવી પ્રાથમિક પાંચ સરતો સાભળી લે !

(૧) 'અહં'ના સીસા જેવા વજનદાર પોટલાને પૃથ્વી પર ફેંકીને જ ઉંચે ઉડી શકાય. તેથી એ 'હુંકાર'ના વળગાડને પહેલે ધડાકે દૂર કરવો પડશે : મંજુર છે ? મંજુર હોય તો એક ડગલું આગળ આવ :

(૨) જ્ઞાનના 'ગુમાન'ના ગાંસડાઓને સમુદ્રમાં પધરાવી દઇને જ પવિત્ર વૃત્તિના અંજન કરી માત્ર દિવ્ય દૃષ્ટિનાં દોરવ્યાં દોરાવું પડશે : મંજુર છે ? મંજુર હોય તો બીજુ ડગલું આગળ આવ :

(૩) મોહ ને માયા, કામ ને ક્રોધ, લોભ ને તૃષ્ણા, ઇર્ષા અને દ્વેષભાવની ચૂડેલોને વશ કરી સૌંદર્યના—આત્મસૌંદર્યના 'એરોપ્લેન'મા ઉડતાં ઉડતાં વ્યકિતગત રંગોથી રંગાયલા મતોનું મંડન, કે પોતે પૂર્વકાળમાં 'માની લીધેલા' સિદ્ધાંત—વિચારોથી બીજા પક્ષનું ખંડન—આ બન્ને 'ધૂળ જેવી ચીજો'ને પાતાળમા દફનાવી દેવી પડશે : મંજુર છે ? મંજુર હોય તો ત્રીજું પગલું આગળ આવ .

(૪) સુંદરી જરા આંખ તાણીને કહેવા લાગે છે કે ચોથું સાભળી લે મિત્રતાના પક્ષપાતથી પર થઈ પ્રમાણિકપણે પ્રિયજનો પાસે પોતાની આ હૃદયદેવી–સત્યસુંદરીની વફાદારી મેળ્વ્યાના જીવંત પ્રમાણો રજુ કરી શકે અને એ નિખાલસ ‘ સત્ય ’ ધર્મ બજાવતા ભલેને પછી પ્રિયજનોની ‘ ખફગી ’ વહોરવી પડે, છતા તેથી જરાય સંકોચ ન સેવવા માટે પોતાની હજુરના ‘ સપૂર્ણ વફાદારી ’ ના સોગંદ લેવા પડશે મંજુર છે ? મંજુર હોય તો ચોથુ ડગલુ આગળ આવ

( ૫ ) અને પાચમુ સાભળ ! ઓ સત્યના ધ્યાન ઉપાસક ! સાભળ ! આરોપી કે ફરીયાદીના મોહક ઠગારા શબ્દો ઉપરથી જજમેન્ટનુ તારણ નહિ કરતા, અણબોલાયલા ને અણસભળાયલા હૃદયના સૂરો સાભળી લઈ, તેની અગમ્ય લીપી હૃદયથી ઉકેલી લઇ તટસ્થ ન્યાયાધીશ ની છટાથી ૯૯ ટકા સાચી વાત સમજવી ને સંભળાવવી, એવી સ્વતંત્ર, પવિત્ર ને અડોળ મનોદશા જાળવી શકે તો જ અને તો જ મારી–આ જુવાન સત્યસુંદરીની તહેનાતમા હાજર રહેવાનુ મંજુર હોય તો ચાલ્યો આવ આ સુંદરીના હાથમા તારો પવિત્ર હસ્તમિલાપ કરી લે !

આટલી પ્રાથમિક સરતો જેને જેને મંજુર હોય તેજ એ ગર્વિષ્ઠ સત્યસુંદરીની છાયામા વસી શકે વ્યક્તિગત ‘ભાવ’ માથી અલિપ્ત થઇ સમષ્ટિમય જીવન જીવી શકે, સ્વાર્થી કેગદી રમતોને બદલે મધુરા વિશ્વબંધુત્વમા ખેલી શકે હરકોઇ ભોગે પોતાની આત્મીય રમણીયતાને અસત્યના હાથે વિંધાવા ન દે અને એ રીતે ‘સત્ય’ ના ચરણ સેવતા ચોમેરથી આવી પડતી અણધારી આફતો, ઉપાધિઓ ને વિડંબનાઓ હસતે ચહેરે જે સહી શકે છે–જે નિભાવી પણ શકે છે તેજ એ રસસુંદરીના સહકારને દીપાવી શકે છે અને તેમનુ જ પરણેતર ધન્ય બને છે એજ વિદ્યાર્થીઓને સત્યના શીતળ આશ્રમમા સ્થાન હોય છે એજ એ સુંદરીના સંયોગથી અમૃતફળો–વીરત્વો જગતમા જન્માવે ને વિજયધ્વજ ફરકાવે છે વાહ ! ગર્વિષ્ઠ સુંદરી ! તારા સ્નેહીના મંત્રો કાંઈ ઔરજ છે !

* * *

( ૨ )

મુક્તિના શિખરની એજ અંતિમ માર્ગદર્શિકા દેવી છે બાકી, બીજા બધા સૂત્રો ને શાસ્ત્રો એ તર્કશાસ્ત્રીઓના પાસાપાશીના રમા છે બુદ્ધિવાદીઓના ઉપર ઉપરથી રંગેલા એ રમકડાઓ માત્ર છે વ્યવહારશાસ્ત્રીઓના તુચ્છ વેપલા ને વેખલાઓ જ માત્ર છે અને બીજા બધા આડા અવળા ત્રાજવાળા સિદ્ધાતો (!) એ વસ્તુત ચાલુ પરિસ્થિતિથી જરાય નહિ ડગળેલા ચીલાચાલુ–સ્થિતિચૂસ્તોના શુદ્રગર્ના ગ્લાસ્ટરો છે ! મુક્તિમંદિરના સાચા ઉપાસકો જ એ સત્યસુંદરીની આરાધના કરે છે સત્ય ! સત્ય ને સત્ય તેજ માત્ર જેમના આત્મમંદિરમા ધૂપ–જાપ થતો હોય છે એજ સત્યનો સાચો પૂજારી–આરાધક છે

* * *

‘ નગ્ન સત્ય ’ રૂપી મહાન્ દેવીની આરાધનામા હૃદયના પવિત્ર અર્ધ્ય તરીકે ‘ શુદ્ધ મનના વ્યાપારો ’ અને ‘ સ્યાદ્વાદ દૃષ્ટિ ’ જ બસ થાય પૃથ્વીમા થતા દરેક અંગના પ્રવાસો અને અનેક પોથાઓના ‘ઉથલાટ’ પછી પણ ‘ શુદ્ધ મન ’ તથા ‘ વ્યાપક ભાન ’ જો ન મેળવી શકાય તો એ પ્રયાસો સાવ વ્યર્થ છે ! એ બધા પોથાઓ માત્ર વાચકના આત્મા પર પથ્થરની શિલારૂપે જ જીવના પડેલા કહેવાય એમા ખોટુ શુ ?

* *

આવી શિલાઓ છાતી પર રાખીને મલીન મને કોઈ ઠગારો એ દેવીને ભેટવા જાય, બુદ્ધિવાદનો નચાવ્યો નાચીને સુધારક કે કુધારકના લેબાસમા અપવિત્ર ભાવો સજીને કેવળ પોતાનો સ્વાર્થ સાધવા કોઇ એ કુમારિકાના કૌમાર્યની આશાતના કરે ત્યારે એ દેવીના કોપનો પાર ન રહે ! ધીમે સાદે બોલાવીને દેવી તેના મ્હોઢા પર એક પછી એક તમાચા લગાવવા માડે ને પરિણામે બકવાદનો રોગ એ ઠગોને લાગુ પડે પછી તો લોકસમૂહમા આવીને એ ‘ બદશીકલવાળા ’ ઇશ્કીઓ એ પવિત્ર દેવીની બની શકે તેટલી જોરશોરથી નિંદા કરે–એને કાળા સ્વરૂપમા ચીતરી પોતાની દુષ્ટતાનુ પ્રદર્શન ખડુ કરે ! આ વખતે પણ તેમની સડેલી માનવતા પોતાનેજ ‘સત્ય’ નો અવતાર મનાવવા વલખા મારે, ‘ સત્ય ’ ને નામે એ ચરી ખાય છતા એ સાધ્વી સ્ત્રીના પતિવ્રતને ભ્રષ્ટ કરવા ગયેલા તે સૌ પામર જતુઓ, તેણીએ દર્શાવેલ તામસિક ( ! ) પ્રકૃતિના વર્ણન કરી કરી પોતાની ‘ સાત્વિકતા ’ ના લાબા સૂરે ગાણા ગાય ! અને લોકો તો બીચારા ગાડરો જેવા ! ‘હા’મા ‘હા’ ભણે, પણ પૂછે નહિ કે ભાઈશ્રી ! સત્યસુંદરીના પાવિત્ર્યને મલીન મને સ્પર્શ કરવાના અટકચાળા તો તમે નહોતા કર્યા ને ! સત્યને નામે અસત્યનો પ્રચાર તો નથી કરતા ને ! કોઇ જ પૂછ નહિ, કોને પડી છે ? લોકોને–ગાડરોને વળી સત્ય જાણવાની પરવા હોય જ શાની ? પછી તો એ સુંદરીના હાથનો પોંક ખાઇને આવેલા મન્દભાઈ (!) ‘ ભૂલેચૂકયે પણ એ સત્યસુંદરીના ઓઠાયે ઉભા રહેવામા જગતની સહિસલામતી નથી વ્યવહારીયા જગતમાટે એ દેવી ભયકર છે ’ એવા સંદેશાઓ વારવાર લોકસમૂહ વચ્ચે

હોવુ જોઇએ, અને જીવનના દરેક પ્રસંગમાથી હંસક્ષીર ન્યાયે કેવળ સત્યજ વીણી લેવાની જેને કુશળતા વરી હોય એજ પુરુષોત્તમ આ મહાદેવીનો મીઠો પ્રસાદ–મધુર હાસ્ય પ્રાપ્ત કરી શકે છે　　બાકી તો 'સત્યાભાસ' નામની દાસીઓ એ 'નગ્ન સત્ય' રૂપી રાજકુમારીના શૈય્યા ગૃહમા કામ કરવા ઘણીય હાજર હોય છે, તેમાથી એકના 'પડછાયા' સાથે શણગારી તેને પરણાવી છટકી જાય છે!!

*　　　*　　　*

પોતાના તરફની સંપૂર્ણ 'વફાદારી' જ્યાસુધી જોઈ શકે ત્યાસુધી જ એ સુંદરીનુ પરણેતર ટકી શકે છે, નહિ તર છુટા છેડા કરતા એને શરમ ન જ હોય　કારણ લગ્નની સરતોનો ભંગ એજ તેના મૌન છુટા છેડા છે　અંતરથી બહ થઈ રહેલા પતિને છોડતા તે સુંદરી એમની એમ ચૂપચૂપ તો શાનીજ ચાલી જાય? એ સાત્વિક રાજકન્યાનો સાત્વિક રોષ (Noble Indignation) પણ જેવો તેવો ન હોય! જતી વખતે તેણી એક એવી કરડી નજર નાખીને ચાલી જાય કે આખો જન્મારો એ બીચારો જીવતા જળ્યા કરે! પછી તો જગતના તુચ્છ વિચારો ને સ્વાર્થના ગંદા ખેલોમા પણ જ્યા ત્યા તેના નામનો દુરૂપયોગ કરી તુચ્છતાના કીચ્ચડમા તેનુ જીવન પુરૂ થાય　વાહ સુંદરી! એને ભગતરામોની દંભી ભક્તિ કરતા–ભગતરામોની 'વાહવાહ' પર જ ફુલાઇને જીવવા કરતા પોતાના હણાતા તેજને કાયમ રાખવાની જીવતી જાગતી દેવી સુંદર ચિવટ હોય છે! એ ચિવટ જ યશકલગી રૂપે શોભી રહે છે

*　　　*　　　*

ભણેલા, ખૂબ પોથા, પુસ્તકો કે ચોપડાઓ ભણેલા છતા જેના ભણતરમા નરી અંધતા ને હળાહળ વિષ હોય, સંકુચિતતા ને હઠીયલપણુ હોય, દંભ ને સ્વચ્છંદતા હોય, રૂઢીપ્રિયતા અને ઉચ્છૃંખલતા હોય, તેનુ મુખ જોવા જેટલીય ઉદારતા બતાવવા સત્યસુંદરી તૈયાર નથી　કારણ એ પોથાપંડિતો બીચારા પોથીમાના સ્થૂલ અક્ષરોથી જ એ સુંદરીના રૂપને માપે છે, તેઓને એ અક્ષરોની પાછળ છૂપાયલી અદૃશ્ય ભાવનાસૃષ્ટિનો ખ્યાલ સરખો પણ ન હોવાથી તેઓ સત્યસુંદરીની પવિત્રતાને શબ્દોના નાટકી રજથી અને ભાષાના તુચ્છ ભભડાટોથી સારી અભડાવે છે! આવાને માટે સત્યસુંદરી ન હોય! પણ એ રૂપસુંદરીનુ લગ્ન તો સાવ જ નિર્દોષ, સરળ, ને પુસ્તકોના ઉપલકીયા જ્ઞાનથી દૂર એવા મનુષ્યો, ભલે ને પછી તેઓ ગામડીયાઓ હોય, છતા બીજી બાજુએ જેમના હૃદયમા પાતાળ ફોડીને કોઈ મધુરી પવિત્ર વિશ્વવ્યાપી જ્ઞાનની ગુપ્ત ગંગા વહેતી હોય અને નિર્દંભી જીવનની ખુશબો જ્યાથી છૂટતી હોય ત્યાજ હરખાતી હરખાતી આવીને સત્યસુંદરી સૂક્ષ્મ રીતે આલિંગન આપે　નજરે સગવાનો સંદેશ આપે, ને ચૂંબીઓ ભરે　વાહ　સત્યસુંદરી તારા પતિની પસંદગી　ઔર છે!

*　　　*　　　*

હવે એકજ પ્રશ્ન! આપણા બુદ્ધિવાદીઓએ એ દેવીને 'નગ્ન' કેમ કીધી? 'સત્ય' જ શુ 'નગ્ન સત્ય' શબ્દનુ ભાવવાહક સંપૂર્ણ વાહન નથી? સત્યને–એ ગર્વિષ્ટ પતિવ્રતા સત્યસુંદરીને વળી અસત્યના પડછાયા વેઢારવા પડતા હશે? ના, ના, સત્ય એજ વસ્તુત નગ્ન સત્ય છે　પરંતુ તર્કસાગરના એ ખારવાઓએ આ 'જલદેવી'ના મનોહર સ્વરૂપને ઓળખવામા ભયંકર ભૂલો કરી છે　કારણ કે સ્વરૂપ જોવા જોવામા દૃષ્ટિના ફેરફાર બહુજ અગત્યનો ભાગ ભજવે છે　જેમ, કોઈ પવિત્ર પુરૂષ–આત્મા રસ્તે ચાલતી સ્ત્રીને–એક બ્હેનના પવિત્ર સૌંદર્યને ભાઇની નિર્મળ મનોદશાથી નિહાળે, ને બીજો કોઈ કંગાળ કામીજન સગી મા–જણી બ્હેનને પણ આશકના ચસ્માથી જૂએ, તેમજ　લોજીક'ના પિતાઓએ પોતે પણ ન સમજી શકે તેમ એ સુંદરીની કદરૂપતા–નાગાઈ જોવામા આનંદ માન્યો　અને જગતને પોકારી પોકારીને સૂચવ્યુ કે "આ તો નીતિથી વિરૂદ્ધ નગ્ન પુતળી–નગ્ન સત્ય! રે, બહિષ્કાર કરો!" આ નીતિવાદ (!)ના ખાંસાહેબો બોલ્યા ને બીચારા ગાડર પ્રવાહમા તણાતા ઘેટાઓ–Masses એ પોતાનુ હૃદય વેચીને એ ઝીલ્યુ　ને ફરીથી તેમણે પડઘા પાડ્યા–ન જોઇએ! આ વ્યવહારિક દુનિયામા સત્ય ન જોઇએ, 'સત્ય'ના માર્ગે વ્યવહારનુ તો હાય હાય! ખૂન થાય છે! તેથી હરકોઈ ભોગે અમારે વ્યવહારનો ગઢ સાચવવો જ રહ્યો　એ સત્યસુંદરીના પનોતા પગલા થતાજ દુનિયામા–અમે જેને કહીએ છીએ તે–નીતિ (!)નો (દંભી વિવેક?) નાશ થવાનો સંભવ છે અને 'નગ્ન સત્ય'થી સમાજમા અવ્યવસ્થિતતા ઉતરવાનો ડર છે　એ સત્ય! ચાલી જા! નગ્ન સત્ય! ચાલી જા, ન જોઇએ, આ જગતને રંભાઓ ન જોઇએ　રહેવા દો અમારા નસીબે કાળી કુબ્જાઓ, અને રહેવા દો એજ કુબ્જાઓ કે જે અમારી વાસનાઓને સંતોષી શકે! અમારે કોઇ સરતે એ બ્રહ્મચારિણી બાળા ન જોઇએ!" ખરેખરજ વાસનાની આગમા જલતા જગતને બ્રહ્મચારિણી બાળાનો સહકાર નજ પોસાય!!

# મારવાડની મોટી પંચતીર્થી.

## ૧૪૪૪ સ્તંભયુક્ત રાણકપુરજીનું વિશાળ દેવાલય.



દેલવાડા જેવી સૌમ્ય કળાકૃતિની હરીફાઈ કરતી રાણકપુરના ભવ્ય જિનાલયની સુંદરતા, અદ્ભૂત બાંધણી અને વિશાળતા જોઈ, સમજી, તેનો રસ પી શકે તેને, કળાના ગ્રંથો વાંચવાની કે જૈન જગતના જ્વલંત ઇતિહાસનો અભ્યાસ કરવાની જરા પણ જરૂર નથી. આ જિનાલય જ એ સઘળી રસ સામગ્રીની આપોઆપ પ્રતીતિ કરાવે છે. આ ચિત્રમાં તો માત્ર આછુંમુખી-કળાકૃતિની બહારના અને મૂળનાયકના દર્શન રજુ કરવામાં આવે છે. પરંતુ અદ્ભુત કળાવિધાન અને કોતરકામ પ્રગટ કરતા આ જિનાલયની ભવ્યતાનું ભાન તો તે મંદિરને પ્રત્યક્ષ નીહાળીને જ થઈ શકે.



સંપાદકઃ—શાહ ભગવાનલાલ ધારશી. "ગુલકાન્ત"

તે વખતના વ્યાપારપ્રધાન રાણકપુર નગરમા દક્ષિણ તરફના 'પાલગઢ' નામના વિભાગમા આવી વસ્યા. રાણકપુરને તે વખતે 'માદડી' કહેતા, એવું પણ કેટલાકોનું માનવુ છે. બાદશાહના જુલમી અપમાન પછી બન્ને ભાઇઓએ લક્ષ્મીની ચંચળતા પૂરેપૂરી પારખી લીધી હતી. વ્યાપારથી બન્ને ભાઇઓએ પોતાનું ગુજરાન શરૂ કર્યું અને સ્થિતિ સ્થાપક થએથી પોતાના કુટુંબને નાદિયાથી અહિ તેડાવી લીધું, ધન્નાશાહની પત્નિનું નામ ધારલદે હતું અને તેનાથી તેમને બે પુત્રો જાજ્ઞા અને જાવડ નામે થયા; રત્નાશાહને રત્નાદે નામક પત્નિથી લાખા, મના, સોના, અને સાલિંગ એમ ચાર પુત્રો થયા. ધર્મપરાયણ ધન્નાશાહની જીજ્ઞાસા, સાધારણ સ્થિતિમા પણ, પોતાથી કાઇક ઉપકારી ધર્મકાર્યો બને એમાં જ પ્રવૃત્ત રહેતી. એક રાત્રે સુખપૂર્વક નિદ્રા લેતા. ધન્નાશાહે સ્વપ્નમા બારમા દેવલોકનુ ( નલિનીગુલ્મ વિમાન ) નિહાળ્યું અને ભાવના જાગૃત થઇ આવી કે 'આવી રચનાવાળુ દેવાલય અગર ભૂમંડલ ઉપર મારાથી બને તો ધર્મની ખરી પ્રભાવના કરી કહેવાય અને મને પોતાને તથા ઘણાએ જીવોને આત્મકલ્યાણનું કારણ બને.' પરંતુ સમય તો અનુકુલ નહોતો, છતા ભાવના દ્રઢ હતી. કોઇપણ રીતે આ કાર્ય પાર પાડવું એમ સંકલ્પ કરીને કુલદેવીની આરાધના શરૂ કરી. અપૂર્વ શ્રદ્ધા–ભક્તિથી દેવી પ્રસન્ન થઈ અને નિર્ધારિત કાર્યમા મદદ કરવા વચન આપ્યુ તુર્ત મોટા મોટા સોમપુરા–શિલ્પજ્ઞ, સલાટ, મિસ્ત્રી વિગેરેને તેડાવ્યા અને એક મહાન્ સુંદર દેવાલય બનાવવાની પોતાની ઇચ્છા વ્યક્ત કરી. મિસ્ત્રીઓએ ધન્નાશાહની વર્તમાન સાધારણ પરિસ્થિતિ પારખીને માન્યું કે સાધારણ નાનું મોટું જીનમંદિર બનાવવાની શેઠની ઇચ્છા હશે. અને તે મુજબ સ્વમતિ અનુસાર તેઓએ સાધારણ દેરાસરોનાં જુદા જુદા પ્લાનો રજુ કર્યા. પરન્તુ આ નકશાઓ ઉચ્ચાભિલાષી શેઠને રૂચે ક્યાથી ? કારીગરોને સ્વપ્નાનુકુળ દેરાસરનો નકશો બનાવવા સમજાવતા, મિસ્ત્રીઓને શેઠની વાતો ઉટપટાગ લાગી અને તેમને ભાસ થયો કે આવા નાના દેરાસરો બનાવવા જેટલી પણ જેની પાસે ધનસંપત્તિ નથી તે માણસ દેવભુવન સરિખા મહાન્ દેવાલયની વાતો કરે એટલે જરૂર શેઠનું મગજ ફરી ગયું છે અને તેમને એક પ્રકારની ઘેલછા લાગુ પડી છે. ધન્નાશાહનાં વારંવાર આગ્રહથી, કંટાળાપૂર્વક હાસી કરતાં પૂર્વોક્ત કારીગરોએ દીપા ( દેપાક ) નામના મુંડારા ગામના એક અપઠિત સોમપુરાનો નિર્દેશ કર્યો. ભદ્રિક શ્રદ્ધાસપન્ન શ્રેષ્ઠિએ દીપાને બોલાવ્યો અને પોતાની ભાવના પ્રદર્શિત કરી. દીપો અર્ધ સંન્યાસી જેમ રહેતો હતો, તેને શિલ્પશાસ્ત્રનું બિલકુલ જ્ઞાન નહોતું. શેઠની ભલામણથી દીપાએ પણ કાગળ ઉપર આડાઅવળા લીટા ખેંચવા શરૂ કર્યા, પરંતુ દેવીકૃપાથી દીપાની આડીઅવળી લીટીઓ પણ ધન્નાશાહે સ્વપ્નમાં જોએલા વિમાનના આકારમા ગોઠવાઇ ગઇ. હાસી કરનારા મિસ્ત્રીઓ પણ નકશો નિહાળીને દિગ્મૂઢ બની ગયા. દીપાને શેઠની આજ્ઞાથી સૂત્રધાર સ્થાપન કર્યો. અને દીપાએ કામની શરૂઆત કરી, પરંતુ સોમપુરાઓની, શેઠની આર્થિક પરિસ્થીતિ બાબતની શંકા નિવૃત્ત થઇ નહોતી તેથી એક વખત પરીક્ષા કરી જોવા નિશ્ચય કરીને અજ્ઞાન દીપાને શેઠની પાસેથી પાયો પુરવામાં અમુક મણ કસ્તુરી અને સાત જાતની ધાતુઓ આદિ બહુમૂલ્ય વસ્તુઓની માગણી કરવા કહ્યું. આ તરફ દેવી કૃપાથી ધન્નાને વ્યાપારમા અનર્ગલ દ્રવ્યનો લાભ મળવા માડયો હતો. ભદ્રપરિણામી શેઠે મીસ્ત્રીની માગણી મુજબ સર્વ વસ્તુ તુરત જ હાજર કરી; અને મેવાડાધિપતિ મહારાણા કુંભા પાસેથી દેવાલય નિમિત્તે વિ. સં. ૧૪૩૪મા જમીન મેળવી મંદિરનો પાયો નાખ્યો, અસંખ્ય કારીગરોએ કાર્ય શરૂ કર્યું. કહેવાય છે કે દેરાસર સાત માળનું બનાવવું એવી શેઠની ભાવના હતી. પરંતુ બાસઠ વર્ષ સુધી કામ ચલાવવા છતાં પોતાની હૈયાતિમાં ધારેલ રીતિએ દેરાસર પૂર્ણ થઈ શકે તેમ ન લાગવાથી ચોથોમાળ અધૂરો જ રાખી કેટલુંએ બીજું કામ અપૂર્ણ રહેવા છતા પોતાનું આયુષ્ય નજીક જાણીને વિ સં. ૧૪૯૬ માં બૃહત્ તપાગચ્છાચાર્ય શ્રી સોમસૂરિના શુભ હસ્તે પ્રતિષ્ઠા કરવાનો નિશ્ચય કર્યો અનેકાનેક મહોત્સવ પૂર્વક પ્રભુ પ્રતિમા બિરાજમાન કરી. કહે છે કે ધન્નાશાહે દેવાલયના બાધકામમા–તે વખતનાં સુલભ સસ્તા જમાનામાં–૯૯ લાખ સોનૈયા (આશરે ૧૫ ક્રોડ રૂપીયા) ખર્ચ કર્યો હતો. જે મંદિરનાં દર્શનનો લાભ લેવાને અને તેને સુવ્યવસ્થિત રીતે જાળવી રાખવાને આપણી પાસે આજે સમય અને શકિત નથી.

આ ચતુર્મુખ દેવાલયના ગર્ભદ્વાર ઉપરના શિલાલેખ ઉપરથી સાફ જણાઇ આવે છે કે ધનાશાહે આ મંદિર સિવાય અજાહરી, પીન્ડરવાટક (પિન્ડવાડા), માલેર આદિ સ્થળોએ નવા અનેક દેવાલયો બંધાવ્યા અને ઘણાએ જીર્ણ જૈન મંદિરોનો પુનરોદ્ધાર કરાવ્યો હતો ઉક્ત સ્થળો શિરોહી સ્ટેટમા નાદિયા ગામની જ નજીકમા હોઇને તેઓ તે જ ગામના મૂળ રહેવાસી હતા એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે આ ઉપરાંત વીર ધનાશાહે ૮૪ સ્થભોની એક પૌષધશાળા રાણકપુરમા બનાવી, ૧૪૮૪ ની સાલમા વીર જગડુશાહની માફક દાનશાળા ખોલી ગરીબોનો ઉદ્ધાર કર્યો, તથા વાવ, તળાવ વિગેરે લોકોપયોગી સાધનો કરાવી પોતાના જીવનને અમર બનાવ્યુ છે

## દેવાલયની રચના અને બાંધકામ.

આ ચતુર્મુખ જીનેશ્વર દેવના મંદિરનુ સપુર્ણ વર્ણન આપવા જઇએ તો મોટુ પુસ્તક બની જાય તેમા નવાઇ નથી એ વિસ્તારમા ન ઉતરતા પ્રાચીન કવિઓ અને પાશ્ચાત્ય વિદ્વાનો આદિએ આ તીર્થ માટે ઉચ્ચારેલ શબ્દોનો થોડો ભાગ અહિં ઉતારી આ તીર્થનો પરિચય કરાવીશ, દેરાસરનુ વર્ણન યતિ શ્રી 'મેહ' કવીએ સ. ૧૪૮૯ મા નીચે મુજબ આપ્યુ છે

**સેત્રુજએ સિદ્ધિ ગિરનારો, શક્તિગપુર થી ધરણ વિહારો,**
**અષ્ટાપદ અધિકુ ફલ લીજઇ, મેરૂ જ મ થી ચઉમુખ કીજઇ,**
**દેવરછ દ તિહાં અવધારિ, શાસત જિણવર જાણે ચ્યારિ,**
**વિહરમાણ બાઇ અવતારી, ચઉવીસ જિણવર મૂરતિ સારી,**
**તિહિં જિણુ બિંબ બાવનુ નિહાલુ, સયલ બિંબ બહુતરૂ જિણાલુ,**

**ફિરતી બિંબ નવિ જાણુઉ પાર, તીરથ ન દિસઇ અવતાર**
**વિવિધરૂપ પૂતલીય અપાર, તોરણીયે અદ્ભુત અવતાર**
**તોરણ થ ભ પારનવિ જાણુ, એક જીભ કિમ કહીય વખાણઉ**

વળી યુરોપિય વિદ્વાન સર જેમ્સ ફરગ્યુસન History of Indian and Eastern Architecture નામક પુસ્તકમા શ્રી રાણકપુર તીર્થનુ વર્ણન આપતા જણાવે છે કે —

'આ દેવાલયનુ ભોયતળીયુ સપાટીથી બહુજ ઉંચુ હોવાને લઇને તથા મુખ્ય ઘુમ્મટોની વધારે ઉંચાઇને લીધે એક મહાન્ જૈન દેવાલયનો બરાબર દેખાવ આપે છે કારણ કે બીજા જુના દેવાલયોમા બાહ્ય ભાગ ઉપર કોતરકામનો અભાવ હોય છે દેવાલયના દરેક સ્તભો એક એકથી જુદા છે તથા તે ઉત્તમ રીતે ગોઠવ્યા છે તેના ઉપર ભીન્ન ભીન્ન ઉંચાઇના ઘુમ્મટો ગોઠવેલા છે આ બધા ઉપરથી મન ઉપર ઘણીજ સુંદર અસર થાય તેમ છે ખરેખર આવી સારી અસર કરે તેવુ તથા સ્તભોની સુંદર ગોઠવણી વિષે સૂચના કરે એવુ **હિન્દુસ્તાનમાં એકે દેવાલય નથી.**' 'ગોઠવણીની ઉત્તમતા ઉપરાંત બીજી જાણવા લાયક બાબત એ છે કે દેવાલયે રોકેલી જગ્યા ૪૮૦૦૦ ચો. ફીટ છે કારીગરી અને સુંદરતામા મધ્યકાલીન યુરોપીય દેવાલયો કરતાં ઘણી રીતે ચઢે તેમ છે"

આ ઉપરાંત પ્રોફેસર ડી આર ભાન્ડારકર એમ એ ઇતિહાસવેત્તા રા. ગૌરીશંકર ઓઝા વિગેરે વિદ્વાનોએ આ મંદિર માટે અનેકવિધ પ્રશંસા કરી છે

વધારે પરિચય માટે દેરાસરની રચના જાણી લઇએ દેરાસરનુ બાંધકામ સેવાડીના તેમજ સોનાણાના આરસ પત્થરથી કરવામા આવ્યુ છે, આ પત્થરના ઉપયોગ સિવાય, મકરાણા અગર તેના બીજી જાતના કોઇ પણ પત્થરથી દેરાસરની હાલની પણ આવી મજબુતી ટકી શકત નહિ પચીસથી ત્રીસ પગથીયા ચઢવા પછી દેરાસરની પ્રથમ સપાટી ઉપર અવાય છે, તેથી ભોયતલીયાની ઉંચાઇ, બાંધકામ અને તેને માટે તે મુજબનો જરૂરી પાયો વિગેરે કામોમા કેટલુ ખર્ચ અને મહેનત થયા હશે તે સહેજે ધ્યાનમા આવી જશે સપાટી ઉપર આવતાજ મુખ્યદ્વારમા પ્રવેશ થાય છે દેરાસરમા પ્રવેશ કરવાને ચાર બાજુએ ચાર ચોરી દરવાજા છે પ્રત્યેક દ્વાર ઉપરનુ કોતરકામ પાંચ પાંચ હજારની કિમ્મતથી બનવુ મુશ્કેલ છે દેરાસરમા ૧૪૪૪ થાંભલાઓ છે ઘણાએક થાંભલાઓની ઉંચાઇ તો ૪૦-૫૦ ફીટથી પણ વધારે છે આવા કોરણીવાળા થાંભલાઓ આજે દસ હજારની કીંમતે પણ થવા મુશ્કેલ છે તે ઉપર સુંદર કોતરકામવાળા મજબુત આરસના પાટડાઓ આવેલા છે આજે એક પાટની મરામત કરાવતા (બદલતા) આશરે આઠસોથી હજાર રૂપીયા ખર્ચ આવે છે પાટ ઘુમ્મટ તથા થાંભલાઓ અને દેરાસરના અનેક ભાગોની તે વખતની ખરાજાત સહજ સમજી શકાશે તે વખતે ધન્નાશાહે ખરચેલા રૂા. ૫૬ર કરોડનો અંદાજ હિસાબ આપ લગાવી શકશો ચારે બાજુએ ૭ર દેરીઓ શિખરબદ્ધ આવેલી છે તથા ચાર ખૂણે સામે દેરાસરો, તેના રંગમંડપ, સભામંડપ તથા મુખમંડપો દરેકને પોતપોતાના જુદા જુદા છે મુખ્ય દેરાસરને પણ ચારે બાજુ વિશાળ મંડપો છે તેના મુખ્યમંડપો, રંગમંડપો જુદાજ છે મુખ્ય મંદિર ઉપર બીજા બે માળ છે અને ત્યા ચૌમુખજી બિરાજમાન છે આસપાસના મુખ્યમંડપો પણ ત્રણ ત્રણ માળના છે બીજા માળે ચાર ખૂણે ચાર દેરાસરોની શરૂઆત કરવામા આવેલી તેમાથી બે મંદીરો બન્યા ખરા પરંતુ સંપૂર્ણ થતા પહેલાજ અધુરા રહી ગયા અને બીજા બેની શરૂઆત માત્રજ થઇ શકી હતી થાંભલાઓની સુંદર ગોઠવણી, બહારની નજરે દેખાતી ચોકસુકવાલી જમીન ઉપર સીડીયાની સરખાવટવાલી રચના, આ બધુ સૂત્રધારની અપૂર્વ મગજશક્તિનો ખ્યાલ આપે છે દેરાસરની બનાવટ એવી છે કે જ્યા જુઓ ત્યા તેવીજ દેરીયો અને દેરાસરો જોવાય મૂર્તિયો પણ સરખા આકારની નજર પડે કે જેથી માણસ ભૂલાવામા પડી જાય, કે અહિ આવ્યા હતા કે નહિ ! ઉપરના મજલાઓમા અને ઘુમ્મટોમા ફરવા જતા તો એકલા માણસને નીચે ઉતરવાની સીડી શોધવી પણ મુશ્કેલ થઈ પડે આરામ સ્થાનની છતનો એકજ મસ્તકમા જોડાએલ પાંચ પુતળીઓનો દેખાવ, કમળપત્રનુ બારીક કોતરકામ, સભામંડપના કોરેલા જુમ્મરો વિગેરે નમુનાઓ શિલ્પકળાના અજોડ

દશ્યો પુરા પાડે છે; તેમજ પાચસો વર્ષથી સ્થિત ઉભેલું રાયણવૃક્ષ અને તેની નીચે શ્રી રૂષભદેવ પ્રભુનાં પગલા, શત્રુંજયનાં તે રાયણ અને પગલાઓની ભાવનાને તાજી કરે છે. મૂલ નાયકજીની સન્મુખ બે તોરણો છે. આ તોરણો આબુની કારીગીરીને યાદ દેવરાવે છે. આરપાર કોતરેલા એકજ પત્થરનાં અદ્ધર ગોઠવેલા તોરણો દસ હજારની લાગતે પણ થવા મુશ્કેલ છે.

આ દેરાસરમા ૮૪ ભોયરાઓ હતાં એમ કહેવાય છે. પરંતુ ભવિતવ્યતા વશ માત્ર પાંચજ ભોંયરાંની યાદ આજે રહેવા પામી છે. બહારના બીજાં બે દેરાસરોમાં અકેક ભોયરૂં છે. એકંદરે સાત જ ભોંયરાઓ અત્યારે જોવામાં આવે છે. ૮૪ ભોંયરાની વિદ્યમાનતા બાબત શંકા જેવું તો નથી જ; કારણ કે જ્યાં જોઇએ છીએ ત્યાં ભોયરા હોવાનું અનુમાન થાય છે. કહેવાય છે કે વ્યવસ્થાપકોએ આ બાબતમાં કેટલેક સ્થળે ખોદકામ કરાવેલ હતું અને કેટલેક સ્થળે ભોંયરાઓ જોવામા પણ આવ્યા હતા, પરંતુ અંદરથી કાઇપણ ઉપયોગી વસ્તુ ન મળવાથી આ કામ બંધ રાખવામાં આવ્યુ. હાલનાં મોજુદ ભોંયરાઓમાં પ્રાચીન કાળની સુંદર, ભવ્ય, દિલને આલ્હાદ પમાડે તેવી દરેક જાતની ઉંચાઇવાળી પ્રતિમાઓ વિરાજમાન છે. કહેવાય છે કે અગમ બુદ્ધિ ધન્નાશાહે ભવિસ્યની પ્રજા માટે ૮૪ ભોંયરાઓમા પ્રતિમાઓનો તેમજ દ્રવ્યનો સંચય કરી રાખ્યો હતો. તેણે માનેલું કે આવા વિશાળ દેરાસરનો વારસો જે સંઘને સોપી જાઉં છું, તેમને કદાચ કાલાનુસાર પ્રતિમાઓ ખંડિત થાય અગર મંદિર જીર્ણ થાય તો, નવી પ્રતિમાઓ તેમજ દ્રવ્ય લાવવામાં મુસ્કેલી ન પડે એમ કરી જવું એ મારૂં પ્રથમ કર્ત્તવ્ય છે. બન્યું પણ તેમજ. મુસલમાની બાદશાહના વખતમા આ દેરાસરની પ્રતિમાઓ ચાર ચાર વખત ખંડિત થઇ અને ધન્નાશાહનાં સંચિત ભોયરાઓએ પ્રતિમાઓ પુરી પાડી.

આ ઉપરાત ઉત્તર પશ્ચિમ તરફના ખૂણાનાં દેરાસરો પૈકી એકમા શ્રી સમ્મેતશીખરની કોરણીવાલી રચના અને સામેના બીજા અષ્ટાપદની (અધુરી) રચના તથા બે મોટી શિલાઓ ઉપર જંત્રાકારે નંદીશ્વરની કોરેલી રચના, સમ્મેતશિખરવાલા દેરાસરની ભીંતનાં લાંબા-પહોળા પત્થર ઉપર કોરેલ શત્રુંજય ગિરનારનો પટ, ડાબી બાજુએ નાલમંડપમા સહસ્ત્રકૂટની સુંદર રચનાનું કોતરકામ વિગેરે દશ્યો ચિત્તાકર્ષક છે. દક્ષીણ તરફના નાલમંડપ પાસેનાં ખૂણાના દેરાસરની ભીંતમાં એકજ મોટી શીલામાં ૨૩ મા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ ભગવાનનું વિચિત્ર કોતરકામવાળું બિંબ છે જે સહસ્ત્રફણા પાર્શ્વનાથના નામે ઓળખાય છે. પ્રભુમૂર્તિ સર્પની પીઠ ઉપર કાયોત્સર્ગ ધ્યાને ઉભેલી છે અને તેમના મસ્તક ઉપર તેજ સર્પનું વિચિત્ર યુકિતથી ગુંથેલું ૧૦૦૮ ફણાનું છત્ર છે. કળાનું અજબ મહત્વ આ શિલાપટ્ટમાં નજરે પડે છે. કારીગરે આ પ્રકારનું ચિત્ર આળેખવામા હદજ કરી નાંખી છે. સર્પે પોતાની પીઠ ઉપરજ પ્રભુને ઉભા રાખી, પોતાની એક હજાર ફણાથી છત્ર કરી, પોતાનું પૂછડું એવી તો આંટા ઘુંટીથી બીજી સર્પિણીઓ સાથે વિંટાળેલું છે કે સામાન્ય દષ્ટિથી જોનારને તો આ કોયડો ઉકેલવો મુશ્કેલ જ પડે. તેમાં વળી એક સર્પિણીનું પૂંછ મોટા સર્પનાં પૂંછડા સાથે ગુંથાઇને બીજી સર્પિણીનાં કાન આગળ આવીને અટકે છે. સર્પિણીઓના પૂંછડાઓ સાથે મોટા સર્પનું પૂંછ એવી તો સરસ રીતે ગોઠવાયું છે કે જ્યાં જુઓ ત્યા બરાબર એક સરખાજ ગુંચળા પડે છે. આ સુંદર કળાનું ચિત્ર આ સાથે આપેલું છે તેનો સહજ દેખાવ જોઇ આપ ખાત્રી કરી શકશો કે આવી ચિત્રરચના મગજ શકિતથી ગોઠવવી અને તેને કાગળ ઉપર આળેખવી એ પણ દુષ્કર છે તો પછી પત્થર ઉપર જરાપણ ખાડખાંપણ શિવાય કોતરી કાઢવું એ કાંઇ ઓછી અક્કલ અને મહેનતનું કામ નથી.

મૂલનાયકજીના સભામંડપમાં બે થાંભલાઓમાં પ્રભુ પ્રતિમાના દર્શન પોતાને હર સમય થઇ શકે તેવી રીતે મંદીર બંધાવનાર પુણ્યશાલી ધન્નાશાહની અને સુંદર પ્લાન બનાવી મંદીરનું બાંધકામ કરનાર સોમપુરા સુત્રધાર દિપા ( દેપાક )ની ઉભી મૂર્તિઓ છે એક ખૂણાના દેરાસરમાં શ્રેષ્ઠીવર્ય ધન્નાશાહની, પાઘડી-ખેસ આદિ વસ્ત્રાભૂષણો સહિત અને હાથમાં માળા સાથેની મૂર્ત્તિ છે. ચોથા દરવાજાની છત ઉપર ધન્નાશાહના વડીલ બંધુ રત્નાશાહની ઉભી મૂર્ત્તિ છે. દંતકથામાં કહેવાય છે કે ધન્નાશાહની ૬૨ વર્ષની મહેનત પછી પણ દેરાસર પૂર્ણ થઇ શકયું નહિં ત્યારે રત્નાશાહે, ધન્નાશાહની અંતિમ અવસ્થામાં વચન આપ્યું હતું કે ' હું તારી અભિલાષાને પૂર્ણ કરવાને મારાથી બનતું કરીશ અને અધુરા ભાગોમાં તમારાથી પણ સવાયું કામ કરાવીશ. ' અને તે મુજબ પાછળના આઠ-દશ વર્ષ સુધી રત્નાશાહે આ તરફનાં મંડપમા કામ કરાવ્યું અને પોતાના વચન માફક આ મંડપમાં ધન્નાશાહ કરતાં વધારે કોતરકામ કરાવ્યું છે. આ મંડપનો એક પણ પત્થર કોરણી વિનાનો રહ્યો નથી.

### બીજાં બે બહારનાં દેરાસરો.

પ્રાચીન સ્તવનોમાં મુખ્ય દેરાસર ઉપરાત પાંચ દેરાસરો લખ્યા છે. પરંતુ હાલ તો બે જ દેરાસરો મોજુદ છે અને બહુજ નજીકમાં છે. નેમનાથ સ્વામીનું દેરાસર બહુજ જીર્ણ થઇ ગયું છે. આ તથા પાર્શ્વનાથ સ્વામીનું દેરાસર પ્રથમના મુખ્ય દેરાસર કરતા પ્રાચીન હોવાનું અનુમાન થાય છે. અહિં પણ એક ભોયરૂં છે અને તેની અંદર પ્રાચીન મોટા બિંબો છે. આ દેરાસરની તાકીદે મરમ્મત નહિં થાય તો થોડા વખતમા જમીનદોસ્ત થઇ જાય તેવી ભીતિ છે. કારણ કે મંડપના દરેક થાભલાઓમા તેમજ પાછલા ભાગમાં મોટી ફાટો પડી છે. શીખરબંધ કોટ સહિતનું આ દેવાલય ઉંચી બાંધણીનું છે. પાર્શ્વનાથ સ્વામીના દેરાસરમાં શિલ્પકળા અને કોરણીની હદ વાળી છે. મોટા દેરાસર કરતાએ બહુ બારિકીવાળું કોતર કામ અહિં છે. કોરણીની સાથે પત્થરમાં ગોઠવેલો દેવાંગનાઓનો સુંદર આકર્ષક નાચ તથા તેની અંગમરોડ, ભારતની પ્રાચીન નૃત્યકળા અને વ્યાયામની નાજુકતાનો આબેહુબ ચિતાર ખડો

દેરાસરની દુર્દશા જોઇ ગ્લાની ઉત્પન્ન થઇ અને વ્યવસ્થા કરવાનો નિશ્ચય કર્યો. પોતાની સાથે આઠ મજબુત આરબોને દેરાસરની રક્ષા માટે રોકયા અને મેણાઓને મંદિર બહાર હાંકી કાઢયા. ભોયરામાથી નવી પ્રતિમાઓ કાઢીને બહાર દેરીયોમાં પધરાવી અને પૂજાની વ્યવસ્થા માટે પોતાના ખર્ચે માણસો ગોઠવ્યા. નવી ધર્મશાળાનો કોટ કરવો શરૂ કરી દીધો અને જાત્રાળુના જાનમાલનાં રક્ષણ માટે સાદડીથી રાણકપુર સુધી ચોકીદારોની ગોઠવણ કરી. જાત્રાળુઓનો અવરજવર વધવા માંડયો. સાદડીના સંઘે પણ વ્યવસ્થામા પોતાનો ફાળો આપવો શરૂ કર્યો. પાછળથી સંઘમા ફરીથી ફુટ પડી અને અમદાવાદની હિન્દુસ્તાનના સંઘની પેઢી શેઠ આણંદજી કલ્યાણજીએ વહીવટ સંભાળ્યો. ત્યારબાદ તીર્થની અવસ્થા સુધરવા માંડી અને જાત્રાળુઓનું પ્રમાણ કાંઇક વધવા માંડયું: પેઢીના હસ્તક જીર્ણોદ્ધાર થવા માંડયો. પરંતુ હજુએ ઘણો જીર્ણોદ્ધાર થવો બાકી છે. દસ લાખ રૂપીયા ખર્ચાય ત્યાસુધી તો કાંઇ કામ થયું છે તેમ ભાગ્યેજ દેખાય.

**શ્રી વરકાણા પાર્શ્વનાથજી:—**

રાણી સ્ટેશનથી ત્રણ માઇલ દૂર વરકાણાજી છે. અહિં શ્રી પાર્શ્વનાથસ્વામીનું બહુ કાળ પહેલાનું પ્રાચીન ધામ છે. દેરાસર બાવન જીનાલય છે. "અંતરીક્ષ વરકાણો પાસ" આ વાકય સકલતીર્થ સ્તોત્રમા આપણે સવારના હરહંમેશ પ્રતિક્રમણ વખતે ગાઇયે છીયે. હજાર-બારસો વર્ષ પહેલાંનું આ તીર્થ હશે એ નિર્વિવાદ વાત છે.

વરકાણા ગામ નાનું છે. જૈનોની વસ્તી બીલકુલ નથી. પરંતુ પ્રાન્તભરની પંચાયતીનું મુખ્ય સ્થાન છે. આ પ્રાન્તમા ન્યાત, જાત અને સંઘ સંબંધે કોઇપણ કામકાજ કરવું હોય તો શ્રી વરકાણા મુકામે થાય છે. પ્રાન્તના બધાં ગામો અહિંનાં હુકમોને માને છે. આ તીર્થનો વહીવટ પણ પ્રાન્તીય કમીટીના હાથમા છે. તીર્થના જીર્ણોદ્ધાર તેમ જ સમાજના ઉદ્ધાર માટે ખાસ વિચારણાની જરૂર છે. ગોડવાડ પ્રાન્ત કેલવણીમા તો બહુ જ પછાત છે. ત્રણસો ને આઠ ગામ આ પ્રાન્તમા ગણાય છે. આખાએ પ્રદેશમા એક પણ સારી પાઠશાલા નથી. લક્ષાધિપતિઓનો વસવાટ આ પ્રદેશમા ઠીક છે પરંતુ સરસ્વતી દેવીની ઉપાસનાનું નામોનિશાન નથી આ અજ્ઞાનતા દૂર કરવા આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિજીની પ્રેરણાથી અને તેમનાં વિદ્વાન શિષ્ય પં. લલિતવિજયજીના અથાગ પરિશ્રમથી તેમજ કતિપય વિદ્યાપ્રેમી પ્રાન્તીય આગેવાનોની સલાહથી શ્રી "પાર્શ્વનાથ જૈન વિદ્યાલય" ની સ્થાપના કરવામા આવી છે. એ વર્ષ જેટલા ટુંક સમયમા પણ વિદ્યાલય પ્રગતિને માર્ગે ચડી રહ્યું છે.

**નાડોલ તીર્થ:—**

વરકાણાથી ત્રણ ગાઉ દૂર નાડોલ ગામમા ચાર પ્રાચીન જીન મંદિર છે. તેમા શ્રી પદ્મપ્રભુજી મહારાજનું દેવાલય મહારાજા સંપ્રતિના સમયનું બહુ જ પ્રાચીન અને અત્યુત્તમ કારીગરીવાલુ છે. દેરાસરની ભમતીની એક દેરીમાં એક ચોતરા ઉપર કસોટીથી ઓળખાતા શામ પત્થરનું એકજ પત્થરમાંથી કોતરી કાઢેલું ચોમુખ અખંડ દેરાસર છે. કસોટી જેવો સખત પત્થર અને તેમાં બારીકમા બારીક કોતર કામ એ એક આકર્ષક દશ્ય છે. આ નાના દેરાસરમા ચાર પ્રતિમાઓ પણ બિરાજમાન હતા. પરંતુ કોઇ બદમાસ ચારે પ્રતિમા ચોરી ગયો એમ કહેવાય છે. એક તરફ એક ભોંયરૂં છે. આ ભોંયરૂં બહુ જ ઉંડું છે. કોઇ પણ માણસ અંદર ઉતરીને આગળ જઈ શકતો નથી. નાડોલથી નાડલાઇ સુધી આ ભોંયરૂં જાય છે એમ લોકોમાં કહેવાય છે. અહિં જ શ્રી માનદેવસૂરિએ 'લઘુ શાંતિ સ્તોત્ર' ની રચના કરી હતી શ્રી માનદેવ-



૧ નાડોલનું મુખ્ય ચૈત્ય. ૨-૩ કસોટીના મંદિરની બે બાજુના દશ્યો.

તેઓ હરિફાઇમા ઉતર્યાં હતા જૈન યતિની વખતોવખત જીત થતી જોઇ ગોસાઇનાં મનમા વૈમનસ્યભાવ પેદા થયો અને સ્નેહને બદલે ઇર્ષા અને દ્વેષ ઉત્પન્ન થયા. એક વખત પોતપોતાની મંત્રશક્તિ દેખાડવા માટે દક્ષીણ મારવાડના મલ્લાણીનાં ખેડ-માથી બન્નેએ પોતાના મતના આ મંદીરો મંત્રબળથી આકા-શમા ઉડાડયા અને પ્રતિજ્ઞા કરી કે સૂર્યોદય પહેલા નાડલાઇ પહોંચવું અને સૂર્યોદય પહેલા જે પહોંચે તે પોતાનું મંદિર ગામની વચ્ચે સ્થાપન કરે અને બીજાનું મંદિર ગામની બહાર રહે. બન્ને જણાએ એકજ સમયે આ મંદિરો ઉડાડયા. ગોસા-ઇએ પોતાનું મંદિર આગળી ઉપર લીધું ત્યારે જતિએ પોતાનું મંદિર કાચા સૂતરનાં તાતણા ઉપર લીધું. એક સાથે રવાના તો થયા પરંતુ ગોસાંઈ જતિની પાછળ રહી ગયો નાડલાઇ નજીક દેખાતા જતીની જીત થઇ જવાના ભયથી ગામની નજીકમાજ ગોસાઇએ મંત્રશક્તિથી કૂકડાનો અવાજ કર્યો જ-તિના મનમા ભ્રમ થયો કે સૂર્યોદય થવા આવ્યો છે અને તેથી ગામમા પ્રવેશ કરવો તે ઠરાવ વિરૂદ્ધ છે એમ માની અવાજ સાંભળતાની સાથેજ મંદિરને ગામના દરવાજામા સ્થાપિત કરી દીધું. પરન્તુ કૂકડાનો અવાજ કૃત્રિમ હતો. ગોસાઈ આગળ નીકળી ગયો અને શહેરની વચ્ચોવચ્ચ મહા-દેવના મંદિરની સ્થાપના કરી દીધી. આ દંતકથાને લાગુ થતી એક કડી ત્યાના લોક બોલે છે તે આ પ્રમાણે છે.

**"સંવત દશ દહોત્તરો,**
**વદિયા ચોરાશી વાદ,**
**ખેડનગરથી લાવિયા,**
**નાડલાઇ પ્રાસાદ."**

ઉપરોક્ત જૈન જતિ અન્ય કોઈ નહિં પણ શ્રી યશોભદ્રસૂરિ મહારાજ હતા. તેમના વિષે અનેક ચમત્કારિક વાતો સાંભળવામા આવે છે. "સોહમ કુલરત્ન પટ્ટાવલી" ના લેખક પણ આ હકીકતનું સૂચન કરે છે અને તેમણે પણ આ કડી આપેલી છે, પરંતુ તેની આપેલી કડીમા ઉત્તરાર્ધ આ કડી કરતા જુદો છે ને લખે છે કે "વલ્લભીપુરથી લાવિયા, ઋષભદેવ પ્રાસાદ." પરંતુ યશોભદ્રસૂરિનો રાસ લખનાર કવિ લાવણ્યવિજય આ હકિકત આપતા નથી. જ્યારે તેમના ચમત્કારોની બીજી ઘણી વાતો તેમણે વર્ણવી છે. તથાપિ કવિશ્રી લાવણ્યવિજયના સમયમા આ માન્યતા અવશ્ય પ્રચલિત તો હતી. આ દેરાસર શ્રી યશોભદ્રસૂરિ મંત્રશક્તિથી બીજે ઠેકા-ણેથી ઉપાડીને લાવ્યા હતા, એ વાત તો નિર્વિવાદ છે. કારણ કે, એક શિલાલેખ કે જે વિ. સં. ૧૫૯૭ મા લખવામા આવ્યો છે તેમા સ્પષ્ટ જણાવ્યું છે કે 'સં. ૯૬૪ માં આ મંદિર યશોભદ્રસૂરિ મંત્રશક્તિથી અત્રે લાવ્યા હતા.'

દંતકથા તથા મોજુદ મલી આવતા શિલાલેખોથી આ મંદિર અગ્યારમા સૈકા લગભગ નાડલાઈમા હોવાના પુરા-વાઓ મળે છે. સૌથી જુના લેખમાં સં. ૧૧૮૭ ની મિતિ છે. તેથી સદરહુ મિતિ પહેલા તે મંદિરની સ્થાપના ત્યા થઇ હોય તે સ્વત.સિદ્ધ છે. વિશેષમા જાણવા જેવું એ પણ છે કે પ્રથમ આ મહાવીર ચૈત્ય હશે.

નાડલાઈ ગામના અગ્નિખૂણમા એક ટેકરી છે. તે ગિરના-રજીના નામે ઓળખાય છે. ટોચ ઉપર બાળબ્રહ્મચારી શ્રી નેમનાથ ભગવાનનું જુનું દેવાલય છે અને તે 'જાદવ'ના નામે આજે પણ ઓળખાય છે. આ દેરાસર પણ રાજા રાયપાલ દેવના સમયનું એટલે અગીયારમા સૈકા પહેલાનું છે એક શિલાલેખની મિતિ વિ. સં. ૧૧૯૫ ની છે અને બીજો લેખ જે એક થાંભલા ઉપર છે તેમા વિ. સં. ૧૪૪૩ મા જીર્ણોદ્ધાર થયાનું વર્ણન છે. ગામના પૂર્વ તરફ એક બીજી ટેકરી છે. જે શત્રુંજયના નામે પ્રસિદ્ધ છે. આ ઉપરાન્ત અજિતનાથ, શાન્તિ-નાથ, નેમનાથ, પાર્શ્વનાથ, વાસુપૂજ્ય, ગોડીજી પાર્શ્વનાથ, સુપાર્શ્વનાથ, વિગેરે વિશાળ, ઉંચી બાંધણીના અને પુષ્કળ પૈસો ખરચેલા જિનાલયો છે. એટલે પ્રથમ જણાવેલું શ્રી આદિ-નાથ ભગવાનનું ચમત્કારિક દેરાસર મેળવતા કુલ્લે ૧૧ દેરાસરો છે. ઘ-ણાએ દેરાસરોના જીર્ણોદ્ધારની જરૂર છે. ગામનો સંઘ વહીવટ ચલાવે છે. આર્થિક પરિસ્થીતિ નબળી છે.



મુછાળા મહાવીરનું ચૈત્ય અને મુળનાયકજી

### શ્રી મુછાલા મહાવીરજી અને ઘાણેરાવ તીર્થ.

નાડલાઈના અત્યુત્તમ દેરાસ-રોની જાત્રા કરીને ઘાણેરાવ આ-વવાનુ છે. નાડલાઇથી ઘાણેરાવ ૨॥ કોસ થાય છે. અહિં પણ દસ ભવ્ય દેરાસરો છે. સૌથી મોટું આદીશ્વર મહારાજનું દેરાસર છે સરકારી કોટની જોડાજોડ આ દેરાસર છે. બીજાં દેરાસરો પણ ગામમાં નજીક નજીક છે. મુખ્યત્વે આ ગામ શ્રી મૂચ્છાલા મહાવીરજીના કારણે પ્રસિદ્ધ છે. મૂચ્છાલા મહાવી-રજીનુ આ તીર્થ ઘણુંજ પ્રાચીન મનાય છે. એ હજાર વર્ષ પહેલાનું આ દેરાસર હશે એમ અનુમાન થઇ શકે છે. પ્રાચીન શિલાલેખોનો, બેદરકારીને કારણે વિનાશ થએલો જોવાય છે. ઘાણેરાવથી દોઢ કોસ દૂર જંગલમાં આ ચૈત્ય એકલું આવેલું છે જો કે એક ધર્મશાળા પણ છે. પરંતુ અવાવર પડી છે.

પ્રતિમા બહુજ પ્રાચીન અને ચમત્કારીક છે કેટલાક લોકો રાજા નંદીવર્ધનના ભરાવેલા આ પ્રતિમાજી છે એમ પણ માને છે મેવાડ પ્રાન્તમાં શ્રી ધુલેવાનાથ-શ્રી કેસરીયાજી મહારાજનો અધિષ્ઠાયક જેમનો જાગતો હાજરા હજુર અને અભિલાષા પૂર્ણ કરનારો મનાય છે, તેમ અહિંના આ ગોડવાડ પ્રાન્તમાં શ્રી મહાવીરજીના અધિષ્ઠાયકની પણ તેવીજ પ્રભા છે દરેક વર્ણ કેસરીયાજીની માફક અહિં પણ માનનારાઓ કરે છે મેણા ભીલ આદિ હલકા વર્ણના લોકો પણ આ ઇષ્ટને આધીન છે કેટલાક તો કુળદેવ તરીકે દરેક શુભકાર્યની આદિમાં અહિંની જાત્રા પ્રથમ કરે છે મુળનાયકજી મહારાજની પ્રતિમા ઘણી જગાએથી ખંડીત છે અને ઉપર લેપ કરવામાં આવેલ છે આ ખંડિત પ્રતિમાને ઉત્થાપન કરીને મહાવીરસ્વામીના નવા બિંબ પધરાવવાને લાવવામાં આવ્યા પરંતુ જુના બિંબ ગાદી ઉપરથી ઉઠાવી શકાયા નહિ તેથી નવા મહાવીરસ્વામીને જોડની દેરીમાં પધરાવવામાં આવ્યા છે ઘાણેરાવમાં રથયાત્રાનો મેળો કાર્તિક સુ ૧૫નો ભરાય છે અને શ્રી મુછાળા મહાવીરજીનો મેળો કાર્તિક વ ૧ (માગશર વ ૧ મારવાડી)નો ભરાય છે

દંતકથા એવી છે કે આ પ્રદેશમાં ઉદેપુર મહારાણાનો અમલ હતો શિકારે નિકળેલા મહારાણા એક વખત ફરતા ફરતા અત્રે આવી ચડ્યા અને ધર્મશાળાના મકાનના ઓટલા ઉપર રાજકર્મચારીઓ સહીત વિશ્રામ કર્યો આવેલા અતિથિનું આતિથ્ય કરવું જોઇએ તે અનુસાર પૂજારીએ તિલક કરવા માટે કેસર મહારાણાની સેવામાં હાજર કર્યું કેસરની વાટકીમાં અકસ્માત્ વાળ નીકળી આવ્યો મહારાણાની પાસે બેઠેલા રાજકર્મચારીઓમાંથી કોઇએ પૂજારીને મશ્કરી માટે ટપકો આપતા હાંસી કરી કે "પૂજારીજી! તમારા ભગવાનને પણ દાઢી-મૂછ જણાય છે નહિ તો કેસરમાં વાળ ક્યાંથી હોય?" તે વખતના સાચા દીલના એકનિષ્ઠ પૂજારીથી પોતાના ઇષ્ટદેવની આવા પ્રકારની હાંસી સહન થઇ શકી નહિ તેણે ઉતાવળમાં નિશ્ચયપૂર્વક કહી દીધું કે "હા! ભગવાન દાઢી-મૂછ તો શું પરંતુ અનેકરૂપ ધારણ કરવા શક્તિમાન છે" મહારાણાએ પણ આ વાક્ય સાંભળી કૌતુકપૂર્ણ ભાવથી કહ્યું કે "અગર જો તારી વાત સત્ય હોય તો તું તારા ભગવાનના દાઢી-મૂછ સાથે દર્શન કરાવે ત્યારે જ હું તારી વાત ખરી માનું" પૂજારીએ પણ પ્રતિજ્ઞા કરી કે "જો પ્રભુ દાઢી-મૂછ સાથે દર્શન આપે તોજ હું અન્નજળ ગ્રહણ કરૂં" ત્યારબાદ પૂજારી પ્રભુના નામની માળા લઇને અધિષ્ઠાયક દેવની સેવામાં બેસી ગયો ત્રણ નિર્જળ ઉપવાસ થયા આ પૂજારીની સત્યભક્તિથી અધિષ્ઠાયકદેવ પ્રસન્ન થયા અને આજ્ઞા આપી કે "તારા મહારાણાને કહેજે કે કાલે પ્રભુ દાઢી-મૂછ સાથે દર્શન આપશે." પૂજારી ઉત્સાહપૂર્વક, મહારાણાને પ્રભાતમાં લઇ આવ્યો મંદીરના દ્વાર ખૂલતાંજ આબેહુબ દાઢી-મૂછ સાથે પ્રભુપ્રતિમા નિહાળીને મહારાણા અને તેમના અધિકારીઓ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા અને અંતર ભાવભક્તિ જાગૃત થતાં સર્વેના મસ્તક પ્રભુ પાદપદ્મમાં ઝુકી ગયા પરંતુ પ્રથમના હાંસી કરનાર માણસને પ્રતીતિ થઈ નહિ તેના દીલમાં શંકા હતી કે ત્રણ દિવસ સુધીમાં પૂજારી આવ્યો નહિ તેથી જરૂર પૂજારીની ત્રણ દિવસની આ બનાવટી કરામત છે અને બધો સ્વાંગ આ પૂજારીએ કર્યો છે નહિ તો પત્થરની મૂર્તિને વળી દાઢી-મૂછ સંભવે ખરા કે? શંકાની સાથે જ પ્રભુની નજીક જઈને દાઢીનો એક વાળ ખેંચ્યો અને વાળ ખેંચાતાની સાથેજ દુધની ધારા છુટી મહારાણા વિગેરે થરથર કાંપવા લાગ્યા પોતાના પ્રભુની આવી આશાતના પૂજારીથી સહન થઈ શકી નહિ તેથી લાલચોળ નેત્ર કરીને ઉપરોક્ત વ્યક્તિને શાપ આપ્યો કે "તારા કુટુંબમાં દાઢી-મૂછવાળો થશેજ નહિ" હકીકત પણ એવીજ બની કે તે માણસોના વંશજો હમણાં સુધી ઉદેપુરમાં રહેતા હતા તેના કુટુંબમાં પુરૂષો જન્મતા પરંતુ તેમને દાઢી-મૂછ થતાજ નહિ નમુડીયાના નામે તેમનું કુટુંબ ઓળખાતું હતું અને વાત પણ ખરી છે તે વખતના પૂજારીઓ આજના ભાડુતી પૂજારીઓ જેવા નહોતા તેમને સંપૂર્ણ શ્રદ્ધા અને ભક્તિ હતી. મહાવીર દેવના મંદિર આસપાસમાં પ્રથમ મોટું શહેર હતું એમ અત્યારે મળી આવતા નિશાનો અને ખંડેરોથી ખાત્રી થાય છે અત્યારે પણ ઘાણેરાવમાં ચારસો ઘર જૈનોના છે

ઘાણેરાવથી ત્રણ ગાઉ સાદડી છે અને ત્યાંથી પહેલા લખ્યા મુજબ રાણકપુરજી જવાય છે અહિં જૈનોની વસ્તી સારી છે ચાર દેરાસરો છે એક મુખ્ય અને મોટું જુનું દેરાસર શ્રી ચિંતામણિ પાર્શ્વનાથસ્વામીનું છે પ્રતિમાઓ બહુજ અલૌકિક પ્રમાણમાં છે સત્તાવીસ દેરીઓ છે અને રંગમંડપ, સભામંડપ તથા ગુંભારો પણ છે મૂળનાયકજી મહારાજની પ્રતિમા બહુજ ચમત્કારિક છે બીજું નાનું દેરાસર બજાર ઉપાશ્રયની એક દેરીમાં છે ગામ બહારની ધર્મશાળામાં એક છે અને સાદડીથી અડધો માઇલ દૂર ખિ[illegible] મહારાજનું એક દેવાલય છે તેમાં ચારે શિખરબંધ દેરીઓ છે આ શીવાય [illegible] દહેરૂં પણ છે તથા જતિના ઉપાશ્રયમાં થોડી ધાતુની પ્રતિમાઓ એક ઘર દેરાસરની જેમ વિરાજમાન કરેલી છે ગામની અંદર કારખાનાના નામે ઓળખાતી ધર્મશાળા છે યાત્રાળુઓને ત્યાં સારી સગવડ મળે છે

× × ×

આ નાની મોટી પંચતીર્થીની આ હકીકત બની શકે તેટલા સત્ય પ્રમાણો અને અવશેષોના આધારે અત્રે રજુ કરવામાં આવી છે છતાં રહેલી ન્યુનતા દ્રષ્ટિએ પડતા કોઇ તેના ઉપર વધુ પ્રકાશ પાડે તો વધારે હિત સમજી આ વિષયને યોગ્ય ન્યાય આપવા અભ્યાસકોને વિનતી છે

---

## પ્રતિજ્ઞા

જૈન સમાજમાં મુખ્યપત્ર ગણવામાં આવે તો 'જૈન' સિવાય નિષ્પક્ષપાતી બીજું કોઇ પત્ર જ નથી મને "જૈન" પત્ર બહુ પસંદ છે ગુજરાતી વાંચવાનો અભ્યાસ "જૈન" પત્ર પઢવાથી જ થયો છે તેથી મેં પ્રતિજ્ઞા કરી છે કે જીવનપર્યંત "જૈન" પત્ર બંધ કરવું નથી.

આ૦ મેઘચન્દ્રસૂરિ

# સરસ્વતી મીમાંસા



લેખક.—
પરમાનંદદાસ કુંવરજી કાપડીયા.



જ્ઞાન એ આત્માનો સ્વભાવ છે. જે જેનો સ્વભાવ હોય તે પ્રત્યે તેનું સ્વાભાવિક વલણ હોય છે. જ્ઞાન આત્માનો સ્વભાવ છે એનો અર્થ એ છે કે દરેક આત્માનું સ્વાભાવિક વળણ જ્ઞાન પ્રત્યે છે. દરેક આત્માનો—દરેક માણસનો—પ્રયત્ન પોતે જે કાંઇ જાણે છે તેથી કાંઇને કાંઇ વધારે જાણવા તરફ હોય જ છે. ક્ષુદ્ર સ્થિતિમાં અવસ્થિત માણસ ક્ષુદ્ર વસ્તુઓના વિશેષ જ્ઞાનને શોધે છે; ઉચ્ચ કોટિના આત્માઓ દિવ્ય તત્વોના જ્ઞાનની એષણા ધરાવે છે; પણ સૌ જ્ઞાનના ઉપાસક તો છે જ.

'Knowledge is power.' જ્ઞાન એ અમોઘ શક્તિ છે. એ શક્તિ જગતનો સંહાર કરી શકે છે તેમજ જગતનો ઉદ્ધાર પણ કરી શકે છે. એ શક્તિના આધારે જગતમાં ચૈતન્ય છે અને પ્રાણીમાત્રમા આત્મત્વની પ્રતિષ્ઠા છે. એ શક્તિના અવલંબનથી પ્રાણી પશુમાંથી મનુષ્ય, મનુષ્યમાંથી દેવ અને દેવમાંથી ઇશ્વર બને છે. જ્ઞાનની આવી અમોઘ શક્તિને ધર્મશાસ્ત્રકારોએ અનેકરૂપે વર્ણવી છે અને ભિન્ન ભિન્ન કલ્પનાઓનો આશ્રય લઇને તેની ઉપાસના કરવાનો ઉપદેશ આપ્યો છે.

હીંદુધર્મશાસ્ત્રોએ જ્ઞાનની એક અધિષ્ઠાત્રી દેવી કલ્પી છે અને તેનુ નામ સરસ્વતી આપેલ છે. સરસ્વતીનું એવુંજ બીજું પ્રચલિત નામ શારદા છે. સરસ્વતીના સ્વરૂપનું ભિન્ન ભિન્ન પ્રકારે વર્ણન કરવામાં આવેલ છે.

આ સરસ્વતીની આપણાં દેવમંદિરોમાં મૂર્તિઓ બનાવવામાં આવે છે અને વિદ્યાલયોમાં તેનાં ચિત્રો ચિતરાવીને ટાંગવામાં આવે છે. સરસ્વતીના અંગ–ઉપાંગની ઘટના તેમજ આસપાસના સાહિત્યની રચના સરસ્વતીની કલ્પનાને સુન્દર રીતે રજુ કરે છે. સરસ્વતીને કુન્દેન્દુતુષારહારધવલા તેમજ શ્વેતવસ્ત્રાવૃતા કહેવામાં આવી છે. તે સરસ્વતીની એટલે કે જ્ઞાનની સાત્વિકતા રજુ કરે છે, સરસ્વતીના ચાર હાથ કલ્પવામાં આવે છે. બે હાથે વીણા વગાડતી હોય છે; એક હાથમાં માળા હોય છે અને એક હાથમાં પુસ્તક હોય છે. પુસ્તક તો જ્ઞાનનું જ સૂચક છે. માળા સરસ્વતીની દીક્ષાસૂચક છે અને તેમાં જ્ઞાનસાધનાને યોગ્ય ક્રિયાકાંડ અને ઉપાસનાનો ધ્વનિ રહેલો છે. સરસ્વતીના હાથમાં વીણા હોય છે તે તેમજ સરસ્વતીનું વાહન મયૂર વર્ણવવામાં આવેલ છે ( મયૂરવાહિની ) તે સૂચવે છે કે સરસ્વતી માત્ર સદસદ્‌વિવેક જેનું લક્ષણ છે તેવા જ્ઞાન–વિજ્ઞાનની અધિષ્ઠાત્રી નથી. પણ રસ જેનો આત્મા છે એવી સમસ્ત કળાની પણ મહાન અધિષ્ઠાત્રી દેવી છે. વિશ્વતત્ત્વને સત્યસ્વરૂપે સમજવું જેટલું આવશ્યક છે તેટલું જ સુન્દરસ્વરૂપે ગ્રહણ કરવું આવશ્યક છે. જગત્ સત્યરૂપે, શિવરૂપે, સુન્દરરૂપે—ત્રણે પ્રકારે વ્યક્ત થાય ત્યારે જ તેના શુદ્ધસ્વરૂપનું સમગ્રપણે દર્શન થયું કહેવાય. જ્ઞાનાનુભવ તેમજ સૌન્દર્યાનુભવ–ઉભય–આત્મામાં રહેલા ચૈતન્યના વિશિષ્ટ ધર્મો છે. આ ઉભય તત્ત્વનું રૂપક સરસ્વતીની કલ્પનાદ્વારા ઘટાવવામાં આવ્યું છે, વીણા સંગીતસૂચક છે; મયૂર નૃત્યસૂચક છે; મયૂરપીચ્છ ચિત્રકળાસૂચક છે. આમ ભિન્ન ભિન્ન કળાનું આરોપણ સરસ્વતીના સ્વરૂપમાં રહેલું છે. શ્વેત કમળ સરસ્વતીનું આસન છે, એ કમળને સો પાંખડીઓ છે. આ શતદલકમલ બ્રહ્મજ્ઞાનનું નિરૂપક છે. સરસ્વતીનું એક ચિત્ર જોવામાં આવેલું તેમાં બન્ને બાજુએ સૂરજમુખી ફુલના છોડ મૂકવામાં આવેલા હતા. સૂરજમુખી ફુલની કલ્પનામાં જ્ઞાનની ઉપાસનાનો ધ્વનિ રહેલો છે. જેમ સરસ્વતીને મયૂરવાહિની વર્ણવવામાં આવી છે તેમ અન્યત્ર તેને હંસવાહિની પણ વર્ણવવામાં આવી છે. મયૂર કળાને મૂર્ત્તિમન્ત કરે છે; હંસ જ્ઞાનને મૂર્ત્તિમન્ત કરે છે. જેવી રીતે ક્ષીરનીરનો વિવેક કરવો–ક્ષીરને ગ્રહણ કરવું અને નીરનો ત્યાગ કરવો–તે હંસનો સ્વાભાવિક ધર્મ કલ્પાયલો છે તેવી રીતે જગતમાં સત્યાસત્યનો–શ્રેય પ્રેયનો–શિવ અશિવનો–વિવેક કરવો, સત્ય–શ્રેય–શિવનો આદર કરવો અને અસત્ય, શ્રેયવિરોધી પ્રેય અને અશિવનો અનાદર કરવો એ જ્ઞાનીજનનો સ્વાભાવિક ધર્મ છે

આવી રીતે જેમ સરસ્વતી અજ્ઞાનનો નાશ કરનારી છે તેમ રસનો સચાર કરનારી પણ છે સરસ્વતીને પણ સકુચિત અર્થમા કાવ્યની જ અધિષ્ઠાત્રી માનવામા આવે છે અને તેથી કવિઓ તેની સવિશેષ પૂજા તેમજ ઉપાસના કરે છે

ઉકત સરસ્વતીની જે ભિન્ન ભિન્ન પ્રતિકૃતિઓ અથવા મૂર્તિઓ અત્યારે જનસમાજમા પ્રચલિત છે તેનો અધિકાધિક વિચાર કરીએ આપણા ગુજરાત દેશમા સૌથી વિશેષ પ્રચાર પામેલી સરસ્વતીની છબી રાજા રવિવર્માની છે આ છબીની ઘટના તદ્દન સામાન્ય છે તેમાની સરસ્વતી હૃષ્ટપુષ્ટ અવયવોવાળી એક રૂપવતી સ્ત્રી છે, પણ તેમા નથી કશી દિવ્યતા કે જ્ઞાનનુ અપાર ઓજસ આખુ ચિત્ર જાણે કે એક વીણા વગાડતી સ્ત્રીનો ફોટોગ્રાફ છે અને તે પાશ્ચાત્ય ધોરણોને અનુસરીને બરાબર તૈયાર કરવામા આવેલ છે આમ છતા આ ચિત્રે આટલુ બધુ પ્રતિષ્ઠિત સ્થાન આપણા દેશમા મેળવ્યુ છે એ સૂચવે છે કે આપણી પ્રજા કળાના ઉચા સસ્કારોથી વિહીન છે આપણો એક પણ ચિત્રકાર હજુ સુધી સરસ્વતીનુ સુન્દર કલ્પનાચિત્ર પ્રજા સમક્ષ રજુ કરી શક્યો નથી એ શોચનીય છે

સરસ્વતીની મૂર્તિનુ એક ચિત્ર ઈીનાવાલા અમૃત લાલ શાહ મથુનાથી લાવલ આ ચિત્ર કલ્પના, ભાવ, ઘટના, વાતાવરણ—સર્વ બાબતોમા રવિવર્માથી ઘણુ ચઢિયાતુ છે આ ચિત્રમા સરસ્વતી શ્વેત કમળ ઉપર પહોળા પગ રાખીને બેઠી છે, તેના એક હાથમા સુન્દર વીણા છે, બીજા હાથમા ગ્રથ છે, એક બાજુએ મયૂર અને હસ ઉભયને સુચવતુ સરસ્વતી વાહન છે, બન્ને બાજુએ સૂરજમુખીના છોડ ઉપર સરજમુખીના ફુલ ખીલી રહ્યા છે, આ રીતે આ ચિત્ર સુન્દર છે છતા પુરો સતોષ આપતુ નથી તેમા બેઠેલ સરસ્વતીમા જ્ઞાનનુ ઉગ્ર ઓજસ નથી

બૌદ્ધ ધર્મમા ભિન્ન ભિન્ન પારમિતાઓની કલ્પના છે દાન, શીલ, જ્ઞાન વિગેરે આમાની જે જે વિશિષ્ટ શકિતઓ અથવા તો સ્વાભાવિક વૃત્તિઓ છે તે પ્રત્યેક પૂર્ણતાએ પહોચતા પારમિતા પદને પામે છે દાખલા તરીકે ઉચામા ઉચુ શીલ જેણે સિદ્ધ કર્યુ હોય તે શીલ પારમિતાને પહોચ્યો કહી શકાય આવી પ્રત્યેક પારમિતાની દેવીરૂપે મૂર્તિ કલ્પવામા આવે છે અને તે દેવીની ઘટના તથા આસપાસની સાધનસામગ્રી તે તે શકિત યા તો વિશિષ્ટ વૃત્તિના ભિન્ન ભિન્ન તત્વોની દ્યોતક હોય છે આવી રીતે સપૂર્ણતાને પામેલી જ્ઞાનશકિતને 'પ્રજ્ઞા પારમિતા' તરીકે ઓળખાવવામા આવે છે અને તેની અનેક સકેતચિહ્નોયુકત મૂર્તિ બનાવવામા આવે છે બૌદ્ધ મદિરામા પ્રજ્ઞા પારમિતાની મૂર્તિ વિશેષ પ્રચલિત છે તે મૂર્તિની કલ્પના દેવી સ્વરૂપની હોય છે પદ્માસનમા અવસ્થિત હોય છે, કમળ ઉપર બેઠેલી હોય છે, બાજુએ શ્વેત કમળો હોય છે, બન્ને હાથ છાતી ઉપર હોય છે, અને દશ આગળીઓવડે તે મૂર્તિ પરમ જ્ઞાનની ચોક્કસ સકેતમુદ્રા દર્શાવી રહેલ હોય છે આખો ઢળેલી અને મુખમુદ્રા ધ્યાનાવલીન હોય છે માથે મુગટ હોય છે અને આખુ શરીર દેવીને યોગ્ય અલકારોથી સુસજ્જિત હોય છે પ્રજ્ઞા પારમિતાની સુન્દરમા સુન્દર મૂર્તિ આજે જર્મનીના મ્યુઝીયમમા વિરાજે છે પ્રાચીન હિદી સ્થાપત્ય અને મૂર્તિવિધાનને લગતા ગ્રથોમા તે મૂર્તિની છબી જોવામા આવે છે

આપણી બાજુએ સરસ્વતીની મૂર્તિઓ બનાવવાનો સામાન્યત પ્રચાર નથી કોઈ હિન્દુ મદિરમા સરસ્વતીની મૂર્તિ જોવામા આવતી નથી દક્ષિણ હિદુસ્થાનના કેટલાક મદિરોમા સરસ્વતીની સુન્દર મૂર્તિઓ નજરે પડે છે પ્રજ્ઞાપારમિતાની મૂર્તિને બે હાથ હોય છે દક્ષિણ હિદની સરસ્વતીની મૂર્તિ હમેશા ચાર હાથવાળી હોય છે પદ્માસનસ્થિત અને અર્ધનિમિલિત લોચનવાળી હોય છે એક હાથમા વીણા, એક હાથમા કમળ, એક હાથમા પુસ્તક અને એક હાથમા માળા એમ ચારે હાથમા જુદી જુદી વસ્તુઓ હોય છે આ સરસ્વતીની મૂર્તિનો ઉદ્ધાર અને સવિશેષ પ્રચાર થાય અને દેશના વિદ્યાલયોમા આવી ભાવનાવાહી મૂર્તિઓની પ્રતિષ્ઠા થાય તો દેશ રવિવર્માની સ્થૂળ સરસ્વતીની કલ્પનાથી છૂટો થઈ સરસ્વતીના વિશેષ નિર્મળ દર્શનને પ્રાપ્ત કરે

યુરાપીય સાહિત્ય અને ધર્મગ્રથોમા પણ સરસ્વતીની કલ્પના છે ત્યા જુદી જુદી કળાની અથવા તો જ્ઞાન વિષયની જુદી જુદી અધિષ્ઠાત્રી દેવી કલ્પવામા આવી છે આ સવ સામાન્યત 'મ્યુઝ'ના નામથી ઓળખવામા આવે છે જગત્પિતા ઝ્યુસ અને સ્મરણશકિતને મૂર્તિમન્ત કરતી નેમોઝીનની આ સર્વ પુત્રીઓ ગણવામા આવે છે અગ્રેજી શબ્દકોષમા આમાથી કેટલાકના નામ નીચે પ્રમાણે આપેલ છે

Culliope of Epic Poetry Euterpe of Lyric Poetry Erato of Erotic Poetry Melpomene of Tragedy Thalia of Comedy Polyhymnia of the

Hymn as used in the worship of god. Terpsichore of Choral Song and Dance. Clio of History. Urania of Astronomy.

જ્ઞાનની સામાન્ય અધિષ્ઠાત્રીને તેઓ 'મીનર્વા'ના નામથી ઓળખે છે. આ મીનર્વાની કલ્પના આપણી સરસ્વતી અથવા તો પ્રજ્ઞા પારમિતાને કેટલીક રીતે મળતી આવે છે. આ મીનર્વા વિષે એક વિચિત્ર ઘટના છે. તેનું આસન અથવા તો સમીપ રહેનારૂં પક્ષી ઘુવડ છે. આપણે ત્યા ઘુવડ વિષે અમંગળ કલ્પના છે. આ ઘુવડ યુરોપમાં ઉલટુ પ્રતિષ્ઠાને પામ્યું છે, અને જ્ઞાનના સ્વરૂપનું દ્યોતક ગણવામાં આવ્યું છે. જેવી રીતે રાત્રીના ગાઢ અંધકારને ભેદવાને માત્ર ઘુવડ જ સમર્થ છે તેવી રીતે જ્ઞાન પણ સર્વ અજ્ઞાનતિમિરનું નાશક છે. વળી **या निशा सर्व भूतानां तस्यां जागर्ति संयमी ।** એ જાણીતા સૂત્રનો ઘુવડના સંકેતમાં ધ્વનિ દેખાય છે. મીનર્વાના મંદિરમાં ઘુવડનુ જ્યાં ત્યાં ચિત્રામણ તથા આલેખન જોવામાં આવે છે.

આવી રીતે પાશ્ચાત્ય દેશમાં સરસ્વતીની કલ્પના તો ઉદ્‌ભવ પામેલી છે, પણ આપણે ત્યાં તે કલ્પના જે રીતે વિકાસ પામી છે અને પ્રજામાનસમાં સરસ્વતીપૂજા જે રીતે પ્રતિષ્ઠા પામી છે તેમાંનુ ત્યાં કશુંએ નથી. ખ્રીસ્તી ધર્મશાસ્ત્રોમાં આદમ અને ઇવની કથા જ્ઞાનની વિરોધી છે. ઇશ્વરની સરજેલી સૃષ્ટિમાં આદમ અને ઇવ મનુષ્ય જાતિનું પ્રથમ દંપતિયુગલ આનંદથી વિચરતું હતું. ઇશ્વિરનો પ્રતિપક્ષી સેતાન આ યુગલનું સુખ હણવા માટે અનેક યુકિતઓ વિચારી રહ્યો હતો પણ કોઇ રીતે ફાવતો નહોતો. જે ઉપવનમા આદમ અને ઇવ વસતા હતા, તે ઉપવનમાં એક જ્ઞાનવૃક્ષ (Tree of Knowledge) હતું. તેનાં ફળ ચાખવાનો ઇશ્વર તરફથી ખાસ નિષેધ હતો. આ બાબતની સેતાનને જાણ થઇ. સેતાન એક વખત ઇવ એકલી બેઠી હતી ત્યારે સર્પાકારે તેની સમીપ ગયો અને ઉકત જ્ઞાનવૃક્ષનાં મીઠાં ફળ ચાખવા તેના ચિત્તમાં પ્રેરણા જાગૃત કરી. ઇવે ફળ ચાખ્યાં અને તેનામાં જ્ઞાન—કુતુહળ—કૌતુક જાગ્રત થયાં. સારૂં—ખરાબ, ઉચિત—અનુચિત, શરમ—બેશરમના ખ્યાલો ઉભા થયા. ઇશ્વર વિષે અશ્રદ્ધા ઉત્પન્ન થઇ અને ઇશ્વરની જે સૃષ્ટિમાં પોતે વિચરતા હતા ત્યાં સ્વામીત્વની બુદ્ધિ થઇ, અને આજે જે પ્રકારનો સંસાર ચાલી રહ્યો છે તેના સર્વ વ્યવહારનાં બીજ આદમ અને ઇવના ચિત્તમાં આ રીતે રોપાયાં. સમસ્ત સંસાર વ્યવહારનો આરંભ સમજાવવા માટે આ કાલ્પનિક કથાની યોજના હશે, પણ તે ખ્રીસ્તી ધર્મની જ્ઞાનવિષયક શુ દૃષ્ટિ હતી તેનો પણ સાથે સાથે ચોક્કસ ખ્યાલ રજુ કરે છે. હિંદુસ્તાન બહારના મુખ્ય બે ધર્મો ખ્રીસ્તી અને ઇસ્લામ શ્રદ્ધાપ્રધાન છે; ભકિતપરાયણ છે, પણ જ્ઞાન પરાઙ્‌મુખ છે એમ તે તે ધર્મોનું સ્વરૂપ વિચારતાં સહજ પ્રતીત થાય તેમ છે અને આ મૂળભૂત કથા તે પ્રતીતિની પુષ્ટિ કરે છે. ' તું બાળક જેવો થા અને એક ઇશ્વિરમાં સંપૂર્ણ શ્રદ્ધા ધારણ કર ' આ એ બન્ને ધર્મોનો પ્રધાન સુર છે. આજ કારણે તેઓના ધર્મવ્યવહારમાં સરસ્વતી પૂજનને સ્થાન નથી મળ્યું એવું અનુમાન થઇ શકે છે.

આપણા દેશમાં સરસ્વતી પૂજા આપણા જીવન સાથે ખૂબ ઓતપ્રોત થયેલી છે. કોઈ પણ સંસ્કારી હિંદુનું એવું ઘર જોવા નહિ મળે કે જ્યાં સરસ્વતીની એક યા અન્ય પ્રકારની છબી ન હોય.

જ્ઞાનનું સૌથી વિશેષ બહુમાન જૈનોએ કરેલું છે. જૈનશાસ્ત્રોમાં સરસ્વતી શબ્દને બદલે શ્રુતદેવતા શબ્દ વધારે પ્રચલિત છે. શ્રુત દેવતાની કલ્પના સરસ્વતીને લગભગ મળતી આવે છે. દાખલા તરીકે પ્રતિક્રમણ સુત્રમાં ' કલ્લાણ કંદં ' નું સ્તોત્ર આવે છે તેમાં વાક્‌શ્રી એટલે કે સરસ્વતીની નીચે પ્રમાણે સ્તુતિ કરી છે.

कुंदिंदुगोक्खीरतुसारवन्ना सरोजहथ्था कमले निसन्ना ।
वाएसिरी पुत्थय वग्गहत्था सुहाय सा अम्हसयापसत्था ॥

જે કુન્દપુષ્પ, ચંદ્રમા, ગાયનું દુધ અને હીમ જેવા ઉજ્જવળ વર્ણની છે, જે કમળ ઉપર બેઠેલી છે, જેના એક હાથમાં સરોજ છે અને બીજા હાથમાં પુસ્તકોનો સમુહ છે તે ઉત્તમ વાક્‌શ્રી સદા અમારા સુખને માટે હો!

વળી—सुअदेवया भगवई नाणावरणीय कम्मसंघायं ।
तेसिं खवेउ सययं जेसिं सुअसायरे भत्ती ॥

હે ભગવતી શ્રુતદેવતા, જેની શ્રુતસાગરમાં ભક્તિ છે તેનાં જ્ઞાનાવરણીય સર્વ કર્મોનો સદા નાશ કર !

જૈન શાસ્ત્રોમાં શ્રુતદેવતા અથવા તો વાક્‌દેવીની જે કલ્પના રહેલી છે તે સરસ્વતીની કલ્પના જેટલી વિશાળ નથી. આગળ જણાવ્યું તેમ સરસ્વતીના ચિત્રમાં જ્ઞાન તેમજ કળા ઉભયનો સમાવેશ થાય છે જ્યારે શ્રુતદેવતાની કલ્પનામાં કળાનું વિશિષ્ઠ સ્થાન જોવામા આવતું નથી. વળી સરસ્વતી સામાન્ય જ્ઞાનની અધિષ્ઠાત્રી છે જ્યારે શ્રુતદેવતા શાસ્ત્રીય જ્ઞાનની જ અધિષ્ઠાત્રી છે. આટલો ભેદ સ્વીકાર્યા બાદ જ્ઞાનનું જે પ્રાધાન્ય અને જ્ઞાનપુજાનું જે મહત્ત્વ જૈન શાસ્ત્રોએ ગાયું છે તે અન્યત્ર જોવામાં આવતું નથી. તેનું કારણ જૈન શાસ્ત્રનો મૂળ પાયો જ્ઞાન છે. સત્ય

બરોબર સમજવું અને તથાપ્રકારે આચરણ કરી આત્મોત્કર્ષ સાધવો એ જૈન દર્શનનું ધ્યેય છે. પૂર્વકાળમાં વિજ્ઞાનવિચારમાં સૌથી વધારે મહત્ત્વનો ફાળો જૈનોએ આપ્યો છે. દરેક જૈનનું ધ્યેય કેવળજ્ઞાની બનવાનું છે અને કેવળજ્ઞાન એટલે દિશા અને કાળથી અબાધિત સંપૂર્ણ જ્ઞાન. 'પહેલું જ્ઞાન અને પછી કિરિયા' એ એકાન્ત જૈન દૃષ્ટિ છે. ज्ञानक्रियाभ्यां मोक्षः । એ પણ એ જ દૃષ્ટિનું નિરૂપણ કરે છે. જૈન આગમમાં કહ્યું છે કે पढमो नाणं तओ दया। 'પ્રથમ જ્ઞાન અને પછી દયા' એ જૈન શાસ્ત્રોનું જ્ઞાનપ્રાધાન્ય સૂચવે છે.

'જ્ઞાનની અશાતના ન કરાય' એ એકદમ જૈન ખ્યાલ છે. આશાતના એટલે અવગણના—અવમાનના. જેવી રીતે આપણે દેવદેવીની મૂર્તિઓ સમક્ષ કે રાજરાજેશ્વર સમક્ષ વર્તીએ તેવીજ રીતે જ્ઞાનના સાહિત્ય તેમજ પુસ્તકો પ્રત્યે આપણે બહુમાનથી વર્તવું જોઇએ. આજ કારણે સ્વ. રણજીતરામે એક વખત કહેલું કે સરસ્વતીનું પિયર બ્રાહ્મણો છે, સાસરૂં જૈનો છે. કુંવારી છોકરી પિતાને ઘેર ફાવે તેમ ફરે—વાળ કે વસ્ત્રનું ઠેકાણું ન હોય—એવી રીતે બ્રાહ્મણના ઘરમાં પુસ્તક—પાના રખડતા હોય, તેને વ્યવસ્થિત રીતે રાખવાની સાધારણ રીતે બ્રાહ્મણ ચિન્તા ન કરે. તે જ છોકરી યોગ્ય ઉમ્મર થતાં સાસરે જાય કે તેનામાં બધી વ્યવસ્થા આવે. એ સરખી રીતે વસ્ત્રો પહેરવાની—અંગ ઉપાંગો ઢાંકવાની મર્યાદાઓ જેમ સ્વીકારે તેવી જ રીતે જૈનો જૈન શાસ્ત્રગ્રંથોની રક્ષા કરે.

જૈનો હિંદુઓ માફક સરસ્વતીની મૂર્તિ રચતા નથી. શ્રુતદેવતાનું ચિત્ર જોવામાં આવેલ છે પણ તે બહુ પ્રચલિત નથી. જૈનોની જ્ઞાનપૂજાનો વિધિ બીજાઓથી વળી જુદો જ છે. જે કાર્તિક શુદ પાંચમ—જ્ઞાનપંચમી તરીકે પ્રસિદ્ધ છે. જૈનો જ્ઞાનના પાંચ પ્રકાર અથવા તો ભૂમિકાઓ માને છે—મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન. મતિજ્ઞાન તે સામાન્ય બુદ્ધિવિષયક જ્ઞાન, શ્રુતજ્ઞાન તે શાસ્ત્રજ્ઞાન, અવધિજ્ઞાન તે સ્થૂળ છતાં પરોક્ષ સૃષ્ટિનું જ્ઞાન, મનઃપર્યવજ્ઞાન તે માનસિક પર્યાયોનું જ્ઞાન અને કેવળજ્ઞાન તે સંપૂર્ણ જ્ઞાન. આ જ્ઞાન પ્રાપ્ત્યર્થે જ્ઞાનપંચમીને દિવસે દરેક જૈન સ્તુતિ તેમજ પ્રાર્થના કરે છે.

જ્ઞાનવિષે જૈન દર્શનનો અભિપ્રાય જરાક વિગતથી સમજવા જેવો છે. જૈન મત પ્રમાણે આત્મા જ્ઞાનસ્વભાવી છે. કાંઇ પણ જ્ઞાન બહારથી આવતું જ નથી. અંદર જ્ઞાન ભરેલું છે. જેવી રીતે મેલથી ખરડાયલું દર્પણ અંદરના તેજને દર્શાવી શકતું નથી તેવી રીતે કર્મના આવરણને અંગે આત્મા અંદર રહેલા જ્ઞાનનો અનુભવ કરી શકતો નથી. કર્મો અનેક પ્રકારના હોય છે. તેમાં કેટલાક કર્મો જ્ઞાનાવરણીય હોય છે. આવા કર્મો આત્મા અનાદિ કાળથી આચરતો અને સંઘરતો આવેલ છે તેથી આત્મા અજ્ઞાનાવૃત લાગે છે. કર્મો ખસે તો જ્ઞાન જાગૃત થાય. આ કર્મો દૂર કરવાના અનેક સાધનો પૈકી તપ મુખ્ય છે. તપ કર્મોને બાળવાનું અમોઘ સાધન છે, તેથી તપ કરતા આત્મા શુદ્ધ બને છે અને તેમાં જ્ઞાન જાગૃત થાય છે. જ્ઞાન અને તપનો આ પ્રકારનો સંબંધ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનમાં કોઇ ઠેકાણે પ્રરૂપાયલો જ નથી. જૈનેતર દર્શનોમાં તેનો સામાન્ય ઉલ્લેખ છે, પણ સળંગ વિચારસરણીપુરઃસર જ્ઞાનની મીમાંસા અને તથાપ્રકારે ધાર્મિક જીવનની ઘટના જૈન શાસ્ત્રોએજ કરેલી છે. તેથી ઉક્ત જ્ઞાનપંચમીના દિવસે જૈનો માત્ર ઉપર જણાવેલ જ્ઞાનપૂજા કરે છે એમ નથી, તે દિવસ ઉપવાસ કરે છે, પૌષધ વ્રત લે છે, જાપ જપે અને જ્ઞાનવન્દન પણ કરે છે. આ પ્રમાણે જેનું વલણ જ્ઞાનોપાસના તરફ વધારે ઢળે તે પાંચ વર્ષ અને પાંચ માસ સુધી દરેક અજવાળી પાંચમે ઉપવાસ તેમજ ઉચિત વિધિ કરે છે. આવું જ્ઞાનોપાસના વ્રત પૂર્ણ થયા બાદ તેનું ઉદ્યાપન કરે છે. જ્ઞાનનું ઉદ્યાપન અથવા તો જૈનોની લૌકિક ભાષામાં કહીએ તો ઉજમણું જ્ઞાનવિષયક જૈનોની ઉત્કટ ભાવના સૂચવે છે.

આ પ્રકારે જૈનોમાં સરસ્વતી પૂજાનું વિધાન છે. આ પ્રમાણે આપણા આર્યાવર્તમાં તેમજ પાશ્ચાત્ય દેશોમાં સરસ્વતીની કેવી કેવી કલ્પનાઓ કરવામાં આવી છે અને તેની અર્ચના કેવી રીતે કરવામાં આવે છે અને એ સર્વ પાછળ જ્ઞાનોપાસનાની કેવી ભાવના રહેલી છે તેની સામાન્ય સમાલોચના આપણે કરી.

ભગવતી સરસ્વતીનું પ્રભુત્વ ત્રિકાળમાં અબાધિત છે. તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ પુરૂષાર્થ ચતુષ્ટયની સાધક છે, અજ્ઞાન તિમિરાંધોની અંજનશલાકા છે અને સમસ્ત જીવ માત્રની ઉન્નત ગામિની પ્રેરણા શક્તિ છે. એ બ્રાહ્મણોની સરસ્વતી, વૈશ્યોની શારદા, બૌદ્ધોની પ્રજ્ઞાપારમિતા, ખ્રીસ્તીઓની મીનર્વા અને જૈનોની શ્રુતદેવતા, કવિઓની વાગ્દેવતા અને મીલ્ટનની મ્યુઝ પ્રત્યેક આત્મામાં રહેલી ચૈતન્ય શક્તિ અને ઇશ્વરની ચિત્‌શક્તિ ભિન્ન ભિન્ન નામધેય ધારણ કરનારી, અંધકારને અજવાળનારી, જ્ઞાનાધિષ્ટાત્રી ભગવતી પરમ શક્તિને આપણાં સદાકાળ વન્દન હો ! વંદન હો !! વન્દન હો !!!

# મેવાડનાં જૈન તીર્થો.



લેખક:—ચંદનમલ નાગોરી—છોટી સાદડી

મેવાડ દેશ એક વખત જૈનત્વથી ઝળાહળી રહ્યો હતો તેમ મેવાડના ગામેગામ અને વનેવન જોવ તાં જૈન દેવમંદિરો અને ખંડીયરો ખાત્રી આપી રહ્યા છે, મહારાણા પ્રતાપ, મહારાણા લાખાજી, મહારાણા હમીરસિંહજી, મહારાણા મોકળજી તેમજ મહારાણા કુંભાજીની વખતમાં મેવાડના જૈનો જાહોજલાલી ભોગવતા હતા અને તેમના અમલ દરમિયાન તેમજ તે પછી પ્રધાનો ઘણે ભાગે જૈનો જ થઇ ગયા છે, એ ઇતિહાસ પ્રસિદ્ધ છે

વિક્રમ સં ૧૪૫૦ માં મેવાડના મુખ્ય મંત્રી રામદેવ અને ચુંડની વિનંતીથી શ્રી સોમસુંદરસૂરિએ વિહાર કરેલ ત્યારે શ્રી ભુવનસુંદર વાચકને દેલવાડા નગરમા નીંબ શ્રાવકે આચાર્ય પદવી અપાવી હતી તેમજ લાખારાણાના માનીતા શ્રાવક વીસલદેવે ઘણું દ્રવ્ય ખરચી જૈન દેરાસરો બંધાવ્યા હતા. મેવાડના દેવકુલ પાટક નગરને તો ઘણાં આચાર્યોએ પાવન કરેલ છે, તેની વિગત, મેવાડમા થઇ ગયેલા શ્રાવકોનો ઇતિહાસ, મેવાડમા જૈનોની જાહોજલાલી તેમજ શાસન સેવાનો સુંદર ખ્યાલ આપે છે પરંતુ આ ઇતિહાસના ઉંડાણુમા ન ઉતરતા આ ટુંક લેખમા ફકત મેવાડના વર્તમાન તીર્થ ક્ષેત્રોનો પરીચય કરવામા આવ્યો છે કે જે ઉપરથી મેવાડ ભૂમિમા પ્રસરેલી જૈન શાસનની જાહોજલાલીની ઝાંખી થઈ શકશે

**કેસરિયાજી** ( ઋષભદેવ ):—

શ્રી કેસરિયાનાથના નામથી તો કોઈ મનુષ્ય અપરિચિત નહી હશે, કહે છે કે એ તીર્થના વર્તમાન બિંબ ઉજ્જૈનમાંથી વાગડ દેશમા દૈવયોગે આવ્યાં અને ત્યાં ઘણાં વર્ષ પૂજાયા પછી ત્યાંથી ધુલેવ ગામમાં લાવ્યા. આ પ્રતિમાજી શ્યામ વર્ણના મનમોહક અને ચમત્કારી છે, અહીં કેશર વધુ પ્રમાણમાં ચઢે છે. એ ઉપરથી શ્રી ઋષભદેવ પ્રભુનુ નામ શ્રી કેશરિયાજી. પ્રસિદ્ધ થયું હોય એમ અનુમાન થાય છે. શ્રી ઋષભદેવનાં બિંબ ધુલેવ નગરમાં કયારે આવ્યાં તેનો ચોક્કસ સંવત લેખકને મળ્યો નથી, પણ એટલું કહી શકાય કે એ દેરાસરનો મધ્યભાગ વિક્રમ સવત ૧૬૮૫ ના ભાદરવા વદિ પાંચમ સોમવારે સંપૂર્ણ થયો હોય અથવા તે વખતે લેખ લખનાર સૂત્રધાર **ભગવાન લાધા** વગેરે તે વખતે ત્યાં કામ કરતા હોય. કેમ કે બન્નેના ચિત્રો નીચે ઉપરોકત મિતિનો ઉલ્લેખ છે. ત્યાર પછી ત્રણ વર્ષે સ. ૧૬૮૮ માં મરૂદેવી માતાના હાથની પાસે શ્રી સિદ્ધિચંદ્રજી ભાનુચંદ્રજીના પગલાં સ્થપાયાનો ઉલ્લેખ છે. બાવન જીનાલયમાં જોતાં ત્યાં સં. ૧૭૪૬ ના લેખ મળી આવે છે, અને નવ ચોકીના ઉપરના ભાગમાં વિક્રમ સવત ૧૮૪૩ માં શ્રી જીનભકિતસૂરિજી અને શ્રી જીનલાભસૂરિજીના ઉપદેશથી તે બનાવ્યાનો લેખ મોજુદ છે બહારના ભાગમાં શ્રી જગવલ્લભ પાર્શ્વનાથ પ્રભુના દેરાસરની પ્રતિષ્ઠા વિક્રમ સંવત ૧૮૦૧ માં શ્રી સુમતિચંદ્રજી મહારાજે કરાવ્યાનો લેખ છે. પણ એ આખા દેરાસરનો કીલ્લો પ્રથમનો બનાવેલો હોય તેમ તેની બાંધણી જોતાં નિર્ણય થઈ શકે છે. તેના અંગે સલુબરનાં રહેનારા શેઠજી ગુરૂજીએ સંવત્ ૧૮૬૦ મહા શુદી પુનમ ગુરૂવારે બનાવેલી લાવણીમાં લખેલ છે કે:—

देवल तो मजबुत बन्या है,<br>
उपर ईंडा सोनेका,<br>
ओलुं दोलुं कोट बनाया,<br>
सब संगीन बंद चुनेका ॥१४॥

એ ઉપરથી અનુમાન થાય છે કે કીલ્લો વિક્રમ સંવત ૧૮૬૦ માં તૈયાર હતો, તે પછી ૧૮૮૯ માં નગારખાનું આદિ બનાવવામા આવ્યાનું ઘણી હકીકતથી જણાય છે.

કેશરિયાજી તીર્થ ઉદયપુરથી ૨૮ મૈલના ફેસલાપર આવેલ છે. માર્ગ પહાડી પ્રદેશમાં છે. ઉદેપુરથી ગાડી ટાંગા મોટર બધું મળે છે. કેસરિયાજીમાં **ચૈત્ર વદી આઠમ** ( મારવાડી મીતી ) નો **મેળો** ભરાય છે.

**ચિત્તોડગઢ:**—

ચિત્તોડગઢ, મહારાણા પ્રતાપ અને ભકિતમૈયાના નિવાસ સ્થાનથી સુપ્રસિદ્ધ છે. સતી વિરાંગના પદ્મિનીના સતિત્વની

રક્ષા પણ એજ ગઢ ઉપર થઇ છે ઇતિહાસમા એ વીરભૂમિ અદ્વિતીય ગણાય છે ચિત્તોડગામ સ્ટેશનથી બે મૈલ દૂર છે ને ગામની તલેટીથી પાચસો ફીટની ઉચાઇ ઉપર ચિત્તોડગઢ છે ગઢ ઉપર જતા દરેકખાતા સાત દરવાજા વટાવવા પડે છે એ ગઢની લબાઈ સવાત્રણ માઇલ અને ચોડાઇ અડધા માઇલ જેટલી છે એ ગઢ ઘણો પ્રાચીન ગણાય છે અને કહેવાય છે કે પાડવકુલભૂષણ મહા બલવાન યોદ્ધા ભીમનો બનાવેલો એ ગઢ છે અહીં ભીમના નામથી **" ભીમગોડી "** **" ભીમતલ "** આદિ સ્થાનો હજી વિદ્યમાન છે ત્યારબાદ એ ગઢનો મૌર્યવંશી ચિત્રાગદ રાજાએ ઉદ્ધાર કર્યો તેથી એ ગઢનુ નામ " ચિત્રકૂટ " પ્રસિદ્ધ થયુ, અને તેથીજ સકલાર્હત ચૈત્યવદનમા કહ્યુ છે કે—

वैभार कनकाचलोऽर्बुदगिरि श्रीचित्रकूटादय-
स्तत्र श्रीऋषभादयो जिनवरा कुर्वंतु वो मगलम ॥२३॥

ઉપર પ્રમાણે પ્રસિદ્ધ થયેલ ચિત્રકૂટનુ અપભ્રંશ ચિત્તોડ થયુ હોય એમ અનુમાન થાય છે

એ ગઢની ઉપર પ્રાચીન કળા-કૌશલ્યથી શોભાયમાન ઘણા રમણીય સ્થાનો છે જલાશયો, કુડો, વાવો આદિ પુષ્કળ પાણીના સાધનો હોવાથી ધાન્ય પણ સારૂ પેદા થાય છે અને બાગ બગીચાની જમાવટ આનદ પમાડે છે એ પહાડ ઉપર જૈન પ્રાચીન જાહોજલાલીના અવશેષ રૂપે શ્રૃગાર ચવરી, શતવીસ દેવરી, ગૌમુખીવાલુ જૈન મદિર, કીર્ત્તિ સ્તભ તેમજ કુભશ્યામ મદિર, અન્નપૂર્ણા મદિર, કાલ કાનુ મદિર, તુલજા ભવાની, અદ્ભુત બાવા નીલકઠ તથા જય તભ તોપખાનુ વગેરે સ્થળો તથા જળાશયોમા કુકડેશ્વર, સૂર્યકુડ, ભીમગોડી, ગૌમુખી તથા ઝરણા વિગેરે જોવા જેવા છે અને રત્ના જેમલના પદ્મિણીના મહેલ અને શતવીસ દેવરીની પાસે બનેલા નવા મહેલો સુદર છે

એ પ્રાચીન સ્થાન ઉપર શ્રી સિદ્ધસેન દિવાકર મહારાજે સૈનિક વિદ્યા સિદ્ધ કરેલી કહેવાય છે, તેમજ શ્રી હરિભદ્રસૂરિ મહારાજનો ઉપાશ્રય, શુભભડાર અહીં કહેવાય છે લાખારાણાની રાજધાનીના અરસામા ( ૧૪૩૯ ) મા વીમલ નામનો શ્રાવક અહિ થઇ ગયો તેણે શ્રી શ્રેયાસનાથ ભગવાનના દેરાસરની પ્રતિષ્ઠા કરાવી તથા સ ૧૪૪૪ મા શ્રી જીનરાજ સૂરિજીએ શ્રી આદિનાથ બિબની પ્રતિષ્ઠા કરાવી અને સ ૧૪૮૯ મા શ્રી સોમસુદર સૂરિજીએ પચતીર્થીની પ્રતિષ્ઠા કરાવી હતી, તદુપરાત મહારાણા મોકલજીના મુખ્ય પ્રધાન સરણુપાલજીએ અહીં ઘણો દ્રવ્ય વ્યય કરીને દેરાસરો બધાવ્યા હતા જે બધા વિશાળ જીનાલયોના અવશેષો-ખડીયેરો અત્યારે પણ મોજુદ છે જે પૈકી **શ્રૃગાર ચવરીના** નામથી પ્રસિદ્ધ થયેલા દેરાસરના ખડીયરનો દેખાવ જોતા દેખાય છે કે ચિત્તોડગઢ ઉપરના જીનાલયોમા જૈનોએ છૂટે હાથે ખર્ચ કરીને એક વિશાળ કુડના જેવા ભવ્ય અને વિશાળ ભોયરાવાળા દેરાસરો બધાવવાથી તીર્થાવળીમા ચિત્રકૂટનુ નામ અમર જળવાઇ રહ્યુ છે તે યથાર્થ છે સેવા-પૂજા માટે બે દેરાસરો વિદ્યમાન છે

એ ઉપરાત **શતવીસ દેવરીના** નામથી જાણીતા જીનાલયના ખડીયરોની વિશાળતા જોતા તેમા લગભગ બે હજાર પ્રતિમાઓ સ્થાપિત હશે, તેમ જણાય છે અને દેરાસરમા કોરણીનુ કામ ઘણુ છે આ દેરાસર રાજકોટી નવા મહેલની પાસે છે સાત માળનો જૈન સ્તભ પૂર્વ દિશામા ગઢની દીવાલ પાસે છે, જે નીચે એસી ઘનફુટના વિસ્તારમા અને અનુક્રમે ત્રીસ ફીટ અને મથાળે પદર ફીટમા છે, એ સ્થભમા સગત રાશીનો કામ બનાવી જૈન પ્રતિમાઓ કોરણીમા બનાવી શોભાસ્પદ બનાવ્યો છે મહારાણાએ માલવાના વિજયની યાદગીરીમા ત્યા જય સ્થભ બનાવ્યો તે પ્રમાણે જૈનોએ પણ કોઈ ધાર્મિક વિજયની યાદગીરીમા આ કીર્ત્તિસ્થભ બનાવ્યો છે

**કરેડા તીર્થ —**

કરેડા પાર્શ્વનાથનુ તીર્થ ઘણુ પ્રાચીન અને ચિતોડથી ઉદેપુર જતા બી સી રેલ્વેમા વચ્ચેનુ સ્ટેશન છે સ્ટેશનથી એક મૈલ દૂર હોવાથી દેરાસર સામે દેખાય છે

એ દેરાસર કયારે કોણે બધાવ્યુ તેનો બરાબર પત્તો લાગતો નથી પણ મળી આવતા શીલાલેખો જોતા સ ૧૦૨૯ મા શ્રી યશોભદ્રસૂરિ મહારાજે જમણી બાજુની પ્રદક્ષિણામા શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરાવ્યાનો લેખ છે, તથા સ ૧૩૦૩ ના સવતમા શ્રી જીનેશ્વરસૂરિજી મહારાજના શિષ્ય જીનદેવસૂરિએ શ્રી સુમતિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરાવી, તેનો લેખ જમણી બાજુ પાછળની દેવરીના મેડા ઉપર છે તેમજ ૧૩૧૭ મા શ્રી દેવસૂરિજી તથા સ ૧૩૩૯ મા શ્રીમાલદેવે સુમતિનાથ ભગવાનના બિબની પ્રતિષ્ઠા કરાવ્યાનો અને વાદીન્દ્ર ધર્મઘોષસૂરિના શિષ્ય મુનિચદ્રસૂરિના શિષ્ય ગુણચદ્રસૂરિજીના નામાકિત લેખો છે તથા સ ૧૪૯૬ નો હેમહસસૂરિએ પ્રતિષ્ઠા કરાવ્યાનો થભ ઉપર લેખ છે તે ઉપરાત સ ૧૪૯૬ ના વિગેરે પ્રાચીન શિલાલેખો જોતા આ તીર્થ પ્રાચીન હોવાનુ પુરવાર થાય છે અહીંના સભામડપ અને રગમડપ સુદર છે અહીં વૈશાખ શુદી ૩ અને પોષ દશમનો મેળો ભરાય છે વ્યવસ્થા પેઢી હસ્તક છે

**દયાલશાહનું દેરાસર—**

આ ગગનચુંબી દેરાસર રાજનગર–કાંકરોલીની પાસે છે, ત્યાં નાથદ્વારા સ્ટેશનથી ૨૪ મૈલના ફેસલા પર ટાંગામાં જવાને સગવડ છે. મહારાણા રાજસિંહજીના મુખ્ય મંત્રીશ્વર દયાલશાહે એ દેરાસર ઉંચા પહાડ ઉપર વિ. સંવત ૧૭૩૦ માં બંધાવ્યું હતું. જ્યાં મહારાણા સાહેબે જયસમુદ્રની પાલ બંધાવી તેમાં એક ક્રોડ રૂપીઆ ખર્ચ્યાનું કહેવાય છે. અને દયાલશાહે દેરાસર બંધાવ્યુ તેમા પણ લગભગ તેટલોજ ખર્ચ થયો હોવાની લોકવાયકા છે કેઃ—

के तो राणा राजसी, के शाह दयाल,
अणी वंधायो देवरो, वणी वंधाइ पाल.

એ તીર્થ લગભગ દશ પંદર મૈલ છેટેથી દેખાય છે, દયાલશાહનાં દેહરાસરની યાત્રાએ જનાર નાથદ્વારા રોડથી જઇ શકે છે. અહી ભાદરવા શુદી ૪ નો મેળો ભરાય છે.

**દેલવાડા** ( મેવાડ )—

દેલવાડાનું પ્રાચીન નામ દેવકુલપાટક હતું. અહીં ઘણાં જૈન મંદિરો હતાં તેમાંથી કરોડની લાગતનાં ચાર હાલ વિદ્યમાન છે. શ્રાવકોની વસ્તી ઓછી છે, પણ દહેરાસરો જોતાં પૂર્વે અહીં ઘણી મોટી વસ્તી હોવાનું અનુમાન થાય છે. અહીં લગભગ ત્રીસ આચાર્યોએ પૂર્વકાળમાં ચોમાસા કર્યાનું કહેવાય છે. અહીં વૈશાખ શુદી પુનમનો મેળો ભરાય છે. યાત્રિકો માટે દરેક પ્રકારની સગવડ છે, ઉદયપુરથી પગ રસ્તે ચૌદ મૈલ, ખેમલી સ્ટેશનથી ત્રણ મૈલ અને દયાલશાહનાં દેરાસરથી અઢાર મૈલ થાય છે.

**અદબદજી—**

એ તીર્થ શ્રી એકલીંગજી નાથ પાસે છે. અહીંની છટા અવર્ણનીય છે, અત્રે ઘણાં મંદિરો દૃષ્ટિગત થાય છે અને લોકવાયકા છે કે અત્રે સાડા ત્રણસો ઝાલર વાગતી હતી. બાવન જીનાલયવાળા દેરાસરો નકસીકામની પ્રાચીન કળાનું ભાન કરાવે છે. પણ તે દેરાસરોમાં પ્રતિમાજી નથી. ફક્ત એક દેરાસરમાં શ્રી શાંતિનાથ ( અદબદજી ) ભગવાનની પ્રતિમા સાત ફુટ ઉંચી વિરાજમાન છે, પ્રતિમાના લેખ ઉપરથી જણાય છે કે સં. ૧૪૯૪ માઘ શુદિ ૧૧ ગુરૂવારે એ પ્રતિમાજીની પ્રતિષ્ઠા મહારાણાધિરાજ શ્રી મોકલજીના પુત્ર મહારાણા કુંભાજીની રાજધાની સમયે ઓસવાલ વંશીય લક્ષ્મીધર શેઠ અને એમના પુત્રોએ કરાવી છે. અહીં વૈશાખી પુનમનો મેળો ભરાય છે. મહા વિકટ જંગલમાં ઘણાં દેહરાસરોના ખંડીયરોની વચમાં એ દેરાસર છે, એક પૂજારી રહે છે. ઉદયપુરથી આ સ્થળ દશ મૈલ દૂર છે.

**સમીના ખેડા—**

અદબદજીથી બે માઇલ ઉપર સમીના પાર્શ્વનાથનું તીર્થ છે, એ ગામનું નામ સમીનાખેડા છે, શ્રીમાન્ આચાર્ય મહારાજ શ્રી વિજયેન્દ્રસૂરિજીના મત પ્રમાણે શ્રી જીનચંદ્રસૂરિજી અને દાદા સાહેબ કુશલસૂરિજીનું આ જન્મસ્થાન હતું, શ્રી જીનચંદ્રસૂરિજીના પિતાનું નામ દેવરાજ, માતા કમલાદેવી અને છાજેડ ગોત્રના ઓશવંશીય હતા, સૂરિજીનું નામ ખંભરાયજી હતું, વિક્રમ સં. ૧૩૨૬ માગશર શુદી ૪ નો જન્મ અને સં. ૧૩૩૨ જાલોરમાં દિક્ષા, ૧૩૪૧ વૈશાખ શુદી ૩ ચંદ્રવાર સૂરિપદ અને ૧૩૭૬ માં સ્વર્ગારોહણ થયાનું કહેવાય છે.

શ્રી દાદા સાહેબનો જન્મ એ જ નગરમાં સં. ૧૩૩૭ માં થયો. એમના પિતાશ્રીનું નામ જીલ્હાગર અને માતાનું નામ જયંતશ્રી હતું. તે ઓસવંશીય છાજેડ ગોત્રનાં હતા. દિક્ષા સમય ૧૩૪૭. શ્રીમાન રાજેન્દ્રાચાર્યજીએ એમને ૧૩૭૭ માં સૂરિપદ પ્રદાન કર્યું અને સંવત્ ૧૩૮૯ ફાલ્ગુન કૃષ્ણ અમાવસ્યાના દિવસે દેલવાડામાં સ્વર્ગવાસ પામ્યા હતા. જ્યારે શ્રી જીનકૃપાચંદ્રસૂરિજી મહારાજનો મત એવો છે કે સમીયાના નગર મેવાડમાં નહીં પણ મારવાડમાં દાદા સાહેબની જન્મભૂમિ છે અને જન્મ વિ. સં. ૧૩૩૦ નો છે, એ પ્રશ્ન જ્ઞાનીગમ્ય ગણાય.

આ ઉપરાંત ઉદયપુરથી બે મૈલ દૂર **દેવાલી** ગામમાં પ્રાચીન મંદિરો છે. ત્યાં શ્રાવણ વદ ૦)) નો મેળો ભરાય છે. અને ઉદયપુરથી ત્રણ મૈલ દૂર **સીસારમા** ગામમાં પણ પ્રાચીન જીનાલયો હોવાથી ત્યાં કાર્તિકી ૧૫ નો મેળો ભરાય છે. તે સિવાય **મંજાવાડી** અને **લકડવાસ** વિગેરેમાં પ્રાચિન જીનમંદિરો આવેલાં છે. આ રીતે ઉદયપુરની આસપાસ તીર્થભુવનનો મોટો જુમખો ફરી વળ્યો છે જ્યારે ખુદ ઉદયપુરમાં અને તેના પરા તરીકે આવેલા આયડપુર ગામ કે જે સ્ટેશન અને ગામ વચ્ચે છે ત્યાં પણ હારબંધ દેરાસરો વિદ્યમાન છે. તેમજ માંડણથી છ મૈલ દૂર બનેડા તીર્થમાં ચૈત્ર શુદ ૧ નો મેળો ભરાય છે. તથા ભીલવાડાથી ૩૨ મૈલ દૂર ચંબલેશ્વરમાં પોષ દશમનો મેળો ભરાય છે.

એકંદર મેવાડના રમણીય પ્રદેશમાં જીનાલયોની પથરાએલી સંખ્યા બતાવે છે કે એક વખત જૈન વસ્તીથી તે ઉભરાઇ જતો હશે અને ખુદ રાજ ઇતિહાસ અને અત્યારે પણ રાજ્યની જૈન તીર્થો તરફ સદ્ભાવભરી કાળજી—રક્ષણ માટે અપાએલ હકુમતો—ગીરાસદારી અને ગામ ઉપજ જોતાં પૂર્વે એક વખત મેવાડનો રાજધર્મ ' જૈન ' હોવાનું અનુમાન અસ્થાને નથી.

# અંતરના ઉભરા

સમાજના અવનવા રંગ બતલાવતુ એક અષ્ટાંકી ચિત્રપટ



લેખક —
હરિલાલ ગિ. શાહ, બી. એ. (ઓનર્સ), એસ્. ટી. સી.

સુધાકર મારો બાળપણનો સ્નેહી ન્હાની વયમા પિતા ગુજરી જતા નાથ સુધાકરે બચપણ અને યુવાવસ્થામા અનેક સામાજિક વિટંબણાઓ વેઠેલી તેનાજ કડવા અનુભવે તે સમાજનો આદર્શ સેવક બન્યો આત્મબળથી જ પોતાની અને સમાજની પ્રગતિ સાધવા તે નિત્ય પ્રયત્નો આદરતો મુંબઈ નગરમા એક બાહોશ વકીલ તરીકે તેની ખ્યાતી પ્રસરી હતી પૂર્વ તેમજ પશ્ચિમના સસ્કારોનુ તેનામા મિશ્રણ હોવાથી, દરેક વસ્તુને તે બુદ્ધિની કસોટીએ ચઢાવવા મથતો ઉદાત્ત અગ્રેજી શિક્ષણની સાથે ધર્મ-શાસ્ત્રોનુ વિશાળ જ્ઞાન પણ ધરાવતો ખોડ ગણીએ તો તેનામા એકજ હતી, અને તે આદર્શમયતાપૂર્ણ વસ્તુને નિહાળવાની વિજ્ઞાનશાસ્ત્રી જેમ વનસ્પતિના પાદડે પાદડાનુ સૂક્ષ્માવલોકન કરે તેમ સપૂર્ણ આદર્શમયતાથી તે દરેક વસ્તુને નિહાળતો

મારા વ્યાપારી કામકાજને અગે મને અનેકવાર તેમની સાથે પ્રસગ પાડવાનો તેમના ગાઢ પરિચયમા આવવાનો, તેમજ તેમની સાથે આપણી સમાજના ભિન્ન ભિન્ન અગો ઉપર ચર્ચા કરવાનો સુયોગ લાધતો તેઓ અનેક સસ્થાઓના મત્રી તરીકે રહી ભાષણો, લેખો, તેમજ પુસ્તક પ્રકાશનદ્વારા સમાજની યથાશક્તિ સેવા બજાવતા "સમાજનો સડો" "સમાજકર્તવ્ય કૌમુદી" "સમાજની પ્રગતિના સાધનો" વગેરે અનેક ગ્રન્થો લખીને સમાજની ઉન્નતિ માટે તે તસ્દી ઉઠાવતા સમાજનુ અજ્ઞાન, દારિદ્ર્ય અને નૈતિક અધઃપતન, વિધવાઓની શોચનીય દશા, સમાજમા વ્યાપી રહેલી અધશ્રદ્ધા અને કુરૂઢિઓ વગેરે બાબતો ઉપર વાતોના અખાડાઓ ચલાવતા, અને સમાજ કઈ રીતે પ્રગતિના પન્થે વિચરી શકે તેની યોજનાઓ નિરાત ગોઠવ્યાજ કરતા

× × ×

એક સમયે તેમના નિવાસસ્થાનની અગાશીમા અમારા નિકટના મિત્રમડળ સાથે અમે વાર્તાલાપ કરી રહ્યા હતા પૂર્ણિમાનો પૂર્ણચન્દ્ર ગગન-અગાશીએ ચઢ્યો હતો, ચદ્રિકા અમૃત વર્ષાવીને શાતિમય શિતળતા રેલાવી રહી હતી અમારી વચ્ચે અનેક પ્રશ્નો અને પ્રત્યુત્તરોની પરપરા ચાલી રહી હતી પરતુ મુખ્ય મુદ્દાનો વિષય આજે તો એ થઈ પડ્યો હતો કે આપણી આધુનિક સામાજિક અવનતિ દૂર કરવાનુ સર્વોત્તમ શસ્ત્ર ( Panacea ) શુ હોઈ શકે ? લાબી વાટાઘાટ થયા પછી અમારી મડળીમાની દરેક વ્યક્તિનો અભિપ્રાય પૂછવામા આવ્યો આધુનિક રાષ્ટ્રીય વાતાવરણમા તરબોળ બનેલા રાજેન્દ્રે તડ ને ફડ કહી દીધુ કે આપણે ઉપદેશકો તૈયાર કરવા, અને તેમની દ્વારા સુવ્યવસ્થિત રીતે મ્હોટા પાયા ઉપર પ્રગતિ કાર્ય શરૂ કરી દેવુ

*"જગતભરનો ઇતિહાસ શીખવે* છે કે ભાડુતી ઉપદેશકો દ્વારા કોઈ પણ સમાજે કે રાષ્ટ્રે પ્રગતિ સાધી નથી, તારા વિચારો આકાશ-કુસુમવત્ છે"-સુધાકરે તરતજ મ્હોડુ મચકોડીને ટકોર કર્યો

વિદ્યાર્થી-આલમમા અત્યત પ્રિય થઈ પડેલા મનુભાઈ કે જેમણે પોતાની વિદ્યાર્થીઅવસ્થા એક જૈન ગુરૂકુળમા પસાર કરી હતી તેમણે તેજ અવસ્થાના સમર્થનમા ઉદ્દગાર કહાડ્યા કે-આપણે પ્રાચીન આદર્શને અનુસરીને જૈનગુરુકુળો રચવા જોઈએ તે દ્વારા અનેક સશક્ત, જ્ઞાનવાન અને ચારિત્ર્યવાન બ્રહ્મચારીઓ પેદા કરવા જોઈએ કે જે પોતાની આત્મિક ઉન્નતિદ્વારા બધા સમાજને ક્રમશઃ ઉર્ધ્વગતિ આપે ।



આસુરી સંપત્તિના પ્રલોભનોમા અંજાઈ જઈ, બજારમા વેચાતી વસ્તુની માફક પોતાની સુકોમળ પુત્રીઓના લીલામ કરવાના આવા પ્રસંગો જ આપણા સામાજીક જીવનમા વિષ રેડી રહ્યાં છે

"એ બધુ ખરૂં, પણ તહમને ખબર છે?" સુધાકરે કહ્યુ—"તહમારા આ બધા વિચારો તો આભમા ઉંચા ઉંચા ઉડવાની કવિઓની કલ્પના સમા છે ખરી વાત તો એ છે કે એક તો આપણો સમાજ જ્ઞાનવિહીન છે. એટલું જ નહિ, પણ જ્ઞાનમા રસ ધરાવતો નથી મુનિરાજોના ફરમાનોને અનુસરીને વરઘોડા, જમણવાર અને ઉજમણામાથી પરવારતો નથી, તેને જ્ઞાનમા રસ લેતો કેમ કરવો? બાળકોની આગળ જ્ઞાન-દીપ ધરવામા સહાયભૂત કેમ બનાવવો? એ સવાલ જ્યાસુધી આપણી સમક્ષ ઉભો છે, ત્યાસુધી તેમની પાસે પ્રગતિની અન્ય વાતો કરી નિરર્થક છે"

મે કહ્યુ —"આપણે એક સ્વતન્ત્ર, નિડર અને કોઇની પણ શેહમા ન દબાય એવુ ધરખમ પત્ર કહાડવું જોઇએ, જે સમાજના નગ્નસત્યો પ્રકાશમા મૂકે, ખોટી અંધશ્રદ્ધા, કુરૂઢી અને કુવિચારો ઉપર સમર્થ પ્રહારો કરી, સમાજને સત્યનો, ન્યાયનો, પ્રગતિનો પન્થ બતાવે અને......"

હું મારું વક્તવ્ય હજુ પૂરું કરું તે પહેલા તો મારા મિત્ર સુધાકર એકદમ તાડૂકી ઉઠ્યા—"તમને સમાજની મનોદશાનું કાંઈ ભાનબાન છે કે એમને એમ બાફો છો? જે સમાજમાં વાણી અને વિચારની સ્વતંત્રતા ઉપર ખંભાતી તાળા દેવાયાં છે, ત્યા સત્ય વિચારોનું પ્રકાશન કરતાં અમાનુષી કોરડાઓ ઉગામવામા આવે છે, જ્યાં અંધશ્રદ્ધા, જોહુકમી અને 'परस्परं प्रशंसन्ति अहोरूपमहोध्वनिः' નું મોહક વાતાવરણ અને 'गतानुगतिको लोक'ની નિર્માલ્ય પ્રણાલિકા ચાલી રહી છે, ત્યાં આ તમારા વિચારો હવાઇ કિલ્લા નથી શું?"

જુના સંસ્કારોથી શોભી રહેલા શાન્તિચન્દ્રે સૂર પૂર્યો કે સમાજ-સુધારણાનું કાર્ય આપણા મુનિરાજોનું છે, તેઓ તે કાર્ય બજાવવા સમર્થ છે માટે તેવા કામમા આપણે માથું શા માટે મારવું જોઇએ?

"પોતાની ગંભીર જવાબદારી સમજીને સાધુ-સંસ્થા કર્તવ્યના પન્થે વિચરતી હોત, કાંઇક અંશે પણ સમાજના ઉદ્ધારની વિચારણા ચલાવતી હોત તો સમાજના આ સીનો આજે હોત નહીં. તમે લોકો પણ ઠીક તમારી જુમ્મેદારીમાથી છટકી જવાનો માર્ગ ખોળી રહ્યા છો!" હૃદયનું દર્દ વ્યક્ત કરતા નિડરતાથી સુધાકર બોલી ઉઠ્યા.

આ પ્રમાણે જ્યારે અમારા મંડળમાના દરેકના મંતવ્યને સુધાકર છિન્નભિન્ન કરવા લાગ્યા ત્યારે અમારાથી બોલ્યા વગર નહિજ રહેવાયું. "તો પછી તમારો અભિપ્રાય તો દર્શાવો કે જેથી અમે તે માર્ગને અનુસરવાને બનતો પ્રયાસ આદરીએ." મેં કહ્યું.

સુધાકર—"તેજ ખૂબી છે. હું એવીજ યોજનાની ફૂલ-ગુંથણીમાં હાલમાં મારો બધો સમય રોકી રહ્યો છું. આ યોજના સમાજને સર્વ રીતે રૂચિકર, રસિક, અનુકૂળ અને જાગૃત દશા તરફ આકર્ષનારી થઇ પડશે. હાલમા તો તે પરિપક્વ દશામા આવવાની અણી ઉપર છે, એટલે તેનું પ્રકાશન અત્યારે તો નર્યું ગાંડપણ જ લાગે."

× × ×

આજે મારા કામકાજને અંગે સુમનનગરમા હું આવ્યો છું. મારા મિત્ર આજે કેમ જાણે મારા શ્રમિત મગજને માટે અપૂર્વ ચિન્તા ધરાવતા હોય તેમ તેને વિશ્રાન્તિ આપવાને બ્હાને મને એક આલીશાન ઓપેરાહાઉસમાં લઇ આવ્યા છે તેમની આજુબાજુ અમારી ઉપર્યુક્ત મંડળીના સભાસદો વિરાજી રહ્યા છે ચિત્રપટના દેખાવો શરૂ થાય તે પહેલા મારી અજાયબી વચ્ચે તે ચિત્રપટના લેખકનું નામ સુધાકર એમ. કાપડીયા મેં વાચ્યું.

આ જોઇ મેં કહ્યું:—"આ વળી કયો નવિન સુધાકર ફૂટી નીકળ્યો! કે આપણા જ સુધાકર સાહેબે પોતાની રસીકતાનો સિનેમા દ્વારા જગતને પરિચય આપવા માંડ્યો છે?"

"તમે સિનેમાને શું સમજો છો?"—હંસ જેટલી ડોક ઉંચી રાખી સુધાકરે કહ્યું, "એજ આ જમાનાની આબાલ

વાજા, શરણાઇઓ અને વાહનોનો ઠઠેરો, મૂર્તિઓના ઢગ અને સાધુઓના વૃન્દ દ્રષ્ટિગોચર થવા લાગ્યા. જેમ જેમ ચિત્રો એક પછી એક નજર સમક્ષ ફરવા લાગ્યા, તેમ તેમ સુધાકર સમજાવવા લાગ્યા:—"જોયું ? આપણા પૂજ્ય મુનિઓની પ્રવૃત્તિ કેવી ન્યારી છે ? આ આજના માગલિક પ્રભાતે ૭ આચાર્ય મહારાજો દબદબા ભરેલા પ્રવેશ-મહોત્સવપૂર્વક પધારેલા છે, તેમાના ચારની મૂર્તિઓની પ્રતિષ્ટા કરવાની હોય એમ લાગે છે, આ પાચ મુનિઓને આચાર્યની ગાદી ઉપર બેસાડવાની ક્રિયા ચાલી રહી છે, અને બીજા દશ-બારને પંન્યાસ, ગણિ અને ઉપાધ્યાયની પદ્વીઓ એનાયત થવાના ચિન્હો સ્પષ્ટ માલુમ પડી રહ્યા છે. લાખો રૂપિઆ વરઘોડા અને ઉજમણા, ઠાઠમાઠ અને ધૂમધામ પાછળ ખરચાવીને શાસનનો ઉદ્યોત કરવા તેઓ કટિબદ્ધ થયા છે. વીશ પચ્ચીશેક સંઘ જમાડી લોકોના આત્મ-કલ્યાણના માર્ગ ખુલ્લા કરશે, બીજાઓને તેમ કરવા પ્રેરશે."

"આવા સામાન્ય સાધુઓને આચાર્ય બનાવવાની અને તેમની મૂર્તિઓની પ્રતિષ્ટા કરવાની પ્રણાલિકા આમ જોશભેર ચાલશે તો ખરૂં દેવત્વ અને સાચું ગુરૂત્વ બિચારા ભોળા, સરળ અને અજ્ઞાન સમાજથી તો દૂરને દૂરજ રહેવાનું !" રાજેન્દ્રે ઉમેર્યું.

મેં કહ્યું.—"આપણુ પ્રાચીન જૈનત્વ જાળવી રહેલા આ યુગપ્રધાન મહાત્માઓ પાસેથી આપણે આટલી જ અપેક્ષા રાખવાની ? અજ્ઞાન અને ભૂખમરામા ડૂબેલા આપણા સ્વધર્મીઓ તરફ કોઈ લક્ષજ નહિ દોડાવવાનું શું ? બસ, કીર્ત્તિમોહ. પદ્વીમોહ અને ઉપધાન-ઉજમણાના આડંબર પાછળ સર્વ કોઇ ઘેલા બનવાના ?" આ વખતે જો શશીકાન્ત વચ્ચે ન બોલ્યો હોત તો આ અને આવી વાટાઘાટ ચાલ્યા જ કરત.

એણે કહ્યું.—"લાબી ટીકાઓ માટે આ સ્થાન કે સમય નથી. તારા સ્વધર્મીઓની આબેહૂબ સ્થિતિનું અવલોકન કરવું હોય તો જો આ ચોથા અંકનું દશ્ય—

### જૈનધર્મીનું ઉદરપોષણ:—

આ દશ્ય જોતા તો અમે સૌ એકાએક દિઙમૂઢ બની ગયા. અમને સૌને એ સમાજની અધોદશાનું આબેહૂબ ચિત્ર ઉપજાવી કાઢેલું લાગ્યું. જૈનધર્માનુયાયીઓ દૂર દૂરના પ્રદેશમાં-કુટુમ્બ કબીલાથી વિખૂટા પડેલા-ઉદરપોષણને માટે ગુલામીવૃત્તિ બેઠી રહ્યા છે. કેટલાક આપણા મુંબાઇ શહેર જેવા સ્થાનની ગલીચ ગલીઓમા-અંધારી કોટડીઓના રોગિષ્ટ વાતાવરણમા ખાસા ડઝન બચ્ચાના ઝુંડ વચ્ચે પોતાનું નર્કમય જીવન વીતાવી રહ્યા છે. કેટલાક મીલો અથવા ગદા કારખાનાઓમા અને અનેક ત્યાજ્ય ધધાઓમા સૂર્યની સાથે કામે લાગેલા છતા-સૂર્ય દિવસના કાર્યથી પરવારેલો હોવા છતા-દીપકના કૃત્રિમ તેજથી રાત્રિના આરામને વખતે પણ પાશવ જીવન ગાળી રહ્યા છે. આવાઓની સમક્ષ ધર્મના સૂક્ષ્મ નિયમોના પાલનની બાધાઓ કેવી અસર ઉપજાવે ! તેમને માટે શુદ્ધ અને રમણીય વાતાવરણ કેવી રીતે ઉત્પન્ન કરી શકાય એ વિષે હું વિચાર ચલાવી રહ્યો હતો એટલામા તો મનુભાઇએ આ દર્દનો ઉપાય શોધી કાઢયો:—"આપણા અનેક શ્રીમંત શેઠીઆઓ અને ટ્રસ્ટીઓ પોતાની સંસ્થાઓ અને પેઢીઓમા આવા સ્વધર્મી બન્ધુઓને સ્થાન આપે તો તેમનો કેવો સુંદર ઉદય થાય ?" એમણે એકાએક કહી દીધું. અમારામાંથી ઘણાને આ વિચાર ગમ્યો હોય એમ મ્હને લાગ્યું. પણ સુધાકરે તો કહ્યું—"તું આપણા સમાજના બન્ને વર્ગના નેતાઓના માનસથી પરિચિત નથી. ખરૂં કહું તો તેમને સ્વધર્માવલમ્બીઓની સૂગ છે. પારાવાર અશ્રદ્ધા છે. પરધર્મીઓમાં જેટલો વિશ્વાસ છે તેટલો સ્વધર્મીઓમા નથી; એટલેજ આપણા તીર્થવહિવટમા, સમાજના કાર્યની વ્યવસ્થામા, પેઢીઓમા અને સંસ્થાઓમા જૈનનો કોઇ ભાવ જ પૃછતુ નથી અને જૈનેતરોની જ મહત્તા જણાય છે."

"આનું પરિણામ બહુ ગંભીર અને શોચનીય આવશે, અને તેને માટે ભાવી પ્રજાને અતિશય સહન કરવું પડશે" મનુભાઇએ ઉમેર્યું. "આ બન્ધુઓના ઉદ્ધારનો કાંઇ ઉપાય ?"

"જો ! જો ! ઉદ્ધારનો ઉપાય તારી આખ સમીપ જ છે." સુધાકરે જણાવ્યું.

### ઉદ્ધારનો ઉપાય:—

જોઉં તો પાંચમો અંક સ્ટેઇજ ઉપર ચાલી રહ્યો હતો. મેં કહ્યું:—"આ શાની મારામારી, ધમસાણ અને ગડમથલ ?" સુધાકર બોલી ઉઠયો.—"આપણા અજ્ઞાન બન્ધુઓના ઉદ્ધારનું સાધન." અને પછી ધીમેથી ઉમેર્યું.—"આપણા ગુરૂસમુદાયની સંખ્યામા ભરતી કરવાના પ્રસંગનું ચિત્ર."

મેં પૂછયું.—"તેમાં આટલી ખેંચતાણ શા માટે ?"

નકશામા ભૂગોળ શિખવાડતો હોય તેમ સુધાકર બોલ્યો—"આ એક બાજુ દીક્ષાના ઉમેદવારો-લઘુવયના બાળકો બેઠેલા છે. કેટલાક માબાપ વગરના અનાથ છે, તો કેટલાકના માબાપ-બૈરી તથા સગા સ્નેહીઓ તેમને છોડાવવા આવ્યા છે. સામી બાજુમા ગુરૂપદ લેવા તલસી રહેલો સાધુનો વૃન્દ ઉભેલો છે. જે માબાપ, બૈરી વગેરેની અનિચ્છા છતા આ અજ્ઞાન, નિરક્ષર અને કુમળીવયના બાળકોને સન્યાસ અને ધર્મની ધૂરા અર્પણ કરવાની તૈયારીમા પડી ગયા છે. સાચા વૈરાગ્ય વિના ત્યાગ નભી શકવો મુસ્કેલ હોઇ હવે પછીના ચિત્રો તેમની કેવી સ્થિતિ રજુ કરે છે તે તું જોઇશ એટલે તને સમજ પડશે.

ચિત્રો એક પછી એક આવતા જ ગયા. અમે સ્તબ્ધ બની આખો ફાડીને જોઇજ રહ્યા. હું બોલવાને અત્યંત ઇંતેજાર હતો. આખરે મન.સયમ છોડીને મેં કહ્યું.—"આપણે શાસ્ત્રોમાં વાચેલા મુનિઓના આચાર વિચાર અને લક્ષણો તેમજ મહાવીર સ્વામીની રહેણી કરણી અને આદર્શમય જીવન સાથે આ સાધુ જીવનને સરખાવતા આસમાન-જમીનનું અંતર લાગે છે. આપણે બહુ નીચે સરી પડતા જઇએ છીએ."

અમારા વિચારોની આમ આપ-લે ચાલી રહી હતી, તેવામાં છઠ્ઠા અંકે કાંઇક ઓરજ પ્રસંગ રજુ કર્યો —

## લગ્નનો લ્હાવો —

લગ્ન વિધિનો પ્રસંગ ચાલી રહ્યો હતો એક વન (એકાવન) માં પેઠેલા વૃદ્ધ ગૃહસ્થ–બાળનું બ્રાહ્મણો, ખુશામતીયા સ્નેહીઓ અને સગા સંબંધીઓના સાજનથી ઘેરાઇને જીવનની વસંત ઋતુમાં પ્રવેશ કરતી એક કોમનાંગીનો હસ્ત સ્વીકારી રહ્યા હતા એમના મ્હો ઉપર ઘડપણ સૂચક કરચલીઓ પડી ગઇ હતી સ્થાનગ સમીપ ન જવાનું અભિગ્રહ ધારણ કરતા હોય તેમ એમના વૃદ્ધ બનેલા વાળે સાક્ષરી ધોળાશ પકડી હતી

થોડેક દૂર તેમના પૌત્ર જેવો લાગતો, જેને મુછનો રોગે પણ ફુટયો નથી એવો રમકડા અને નિશાળની શિક્ષણપોથીમાં રમેલો–સાંસારિક વાતાવરણથી અજ્ઞાત એક કિશોરવયનો વિદ્યાર્થી, મદમસ્ત યુવાનીના તોરમાં છકેલી પુખ્ત ઉમરની બાળા સાથે પાણિગ્રહણ કરતો હતો એક બાજુ યુવતીઓ લગ્નમંડપ પાસે બેસી વરરાજાઓના મંગળસૂચક ગીતો ગાઇ ઉત્સવનો લ્હાવો માણી રહી હતી એક તરફ નૃત્ય કરતી વારાંગનાઓ (વેશ્યાઓ) આલાપના સૂરો છોડી રહી હતી લગ્ન સમારંભની ક્રિયાઓ પૂરી થતા ધીમે ધીમે ચિત્રપટ બદલાવા માંડયું, અને બંને યુગલોની જીવન-લીલા શરૂ થવા માંડી વૃદ્ધ ગૃહસ્થની પરણેતર જીવન-ઉલ્લાસ માણવાને કોઇ જાર સાથે ગુપ્ત સમાગમ રાખવા માંડી, ત્યારે શેઠ સાહેબ શારીરિક ક્ષીણતાના ભોગ થઇને સ્વર્ગપુરીની ટિકીટ લઇને આ ફાની દુનિયાનો ત્યાગ કરી ચાલી નીકળ્યા કન્યાનું લીલામ કરનાર પિતાના હાથ હેઠા પડયા બીજી બાજુ લઘુ ભરથારની સાથેનો અસમાન વયની યુવતીનો ગૃહસંસાર કટુ-કલેશમય અને તેટલો જ અનર્થકારક થઇ પડ્યો

અમને ખબર હતી કે આ દૃશ્ય કૃત્રિમ હતું, છતાં એની કૃત્રિમતા જેટલું જ એ કરૂણ હતું, એ સમજાવતા સુધાકરે કહ્યું —"આપણા સમાજની આ કમનશીબ દશા છે તમારા જેવા યુવકોએ આવા કાર્યમાં અગ્રભાગ લઇ, વિઘ્નો નાખી, નાબુદ કરવાની જરૂર છે પણ હું ભૂલું છું આજના યુવક એટલે શું તે તો તું હવે જ સમજશે હવે જો તારા સ્વધર્મી લઘુ બંધુઓના દિદાર, અને તેમની આ કષ્ટમય દશા માટે બે આંસુ પાડી એઓને દુઃખમુક્ત કરવા કંઇક વિચાર કર !"

## ભવિષ્યના નેતાઓ —

હું કાંઇપણ બોલવાનું કરૂં તે પહેલા તો અમે સાતમી ભૂમિકા ઉપર જઇ પહોંચ્યા હતા આ ચિત્રપટમાં આપણા આશ્રમોનો–આપણી કુમળીવયના વિદ્યાર્થીઓનો ચિતાર દેખાવા માંડયો ચ્હેરાઓ તદ્દન નિસ્તેજ, ફિક્કા, ઉંડી પેસી ગયેલી આંખો, શરીરો વામન સ્વરૂપ દુબળાં, નિર્માલ્ય અને આંગળી અડકાડતા ગબડી પડે એવા !

"જોયાં આપણા ભવિષ્યના જૈનીઓ અને નેતાઓ ? આપણા સમાજના, તીર્થના અને ધર્મના રક્ષણ કરનારા વીર યોદ્ધાઓ ! વીર-પુત્રનું બિરુદ ધરાવનારા આપણા આજના મહારથીઓ !"—સુધાકરે વિષયને સ્ફોટ કરવા માંડયો

મેં કહ્યું —"એમાં એ બિચારાઓનો શો દોષ ? જે સમાજને આધારે તેઓ પડયા છે તે સમાજ તેમના તરફની ફરજ કેવી રીતે અદા કરે છે તેનો વિચાર કર્યો ? તેમની શારીરિક, માનસિક, નૈતિક અને ધાર્મિક અધોગતિ માટે શું સમાજ જવાબદાર નથી ? શારીરિક વિકાસ માટે કયા છે અખાડાઓ અને વ્યાયામના અનેક સંતોષકારક સાધનો ? લઘુ બન્ધુઓની માનસિક, નૈતિક અને ધાર્મિક ઉન્નતિ માટે કયાં છે તેનું સ્વચ્છ વાતાવરણ ? કાં તો સમાજ લાખો રૂપિઆના વિદ્યાર્થીભુવનો ઉભા કરી તેમને વિલાસી જીવડા બનાવી મૂકે છે, કાં તો સાંકડા, ગલીચ અને અયોગ્ય વાતાવરણવાળા મકાનમાં મૂકીને, અથવા અનાથો પાળવાનું દૃષ્ટિબિન્દુ તેમની સમક્ષ રજુ કરીને તેમને પરતંત્રતાનું, નિરાધારતાનું અને નિર્માલ્યતાનું ભાન કરાવે છે, અને તેમની જીંદગી સ્વાશ્રય વગરની, લુખ્ખી અને જડ બનાવી મૂકે છે, જેથી ભવિષ્યમાં માયકાંગલા રહીને તેઓમાથી પોતાના પગ ઉપર ઉભવાની શક્તિ જ ઉડી જાય છે એમના માતા-પિતાઓ પણ આરોગ્ય અને સર્વદેશીય કેળવણીના સિદ્ધાંતોથી અપરિચિત હોઇ, એ વિદ્યાર્થીઓ સંસ્કારો પણ તેવાજ લાવે છે જ્યારે સમાજના પુત્રોની આ દશા છે, ત્યારે કુમારિકાઓ અને વિધવાઓ માટેના આશ્રમોની તો વાત શી કરવી ? તેમ છતાં આપણે જરૂર સમાજના બાલક-બાલિકાઓના જીવન જ્ઞાન-દીપકથી તેજોમય બનાવવા યથેષ્ટ પ્રયત્ન આદરવો જોઇએ

સુધાકર —"આપણા પૂર્વજોએ સંપાદન કરેલા અને તેમના વંશજોને વારસામાં આપવા ધારેલા જ્ઞાનના સાધનોની શી દશા છે તે તારી નજર આગળ ચિતરાયેલી છે છતાં કેમ જોઇ શકતો નથી ?

હું જવાબ આપવા જઉં તે પહેલા તો છેલ્લા અંકના દશ્યો ચિત્રપટ ઉપર આવી ખડા થઇ ગયા —

## પૂર્વજોના વારસો —

એક ભુગર્ભમાં રહેલા વિશાળ ઓરડામાં પાનાઓના વેરણછેરણ–ઢગલા પડેલા હતા કીડાઓનું અખંડ નિવાસસ્થાન હોય એમ એ નિર્જનસ્થાન સૂચવતું હતું મનુષ્યોની પાદરજ મેળવવાનું એ સ્થાનના ભાગ્યમાં નહોતું પછી ધીમે ધીમે એ ઓરડાના દ્વાર ખુલતા જણાયા અને થોડા જ સમયમાં તે એકાંત ગુફાની અંદર કોઇ મુનિ જેવા દેખાતા બે પુરૂષોની પધરામણી થઇ પાછળથી એક વ્યક્તિએ ત્યાં પ્રવેશ કરી તેમને ખુબ નીચા નમી નમીને નમસ્કાર કર્યા, ધૂપના ગોટેગોટા ઉડાડયા, થોડીકવાર તેના યશોગાન ગાયા, નૃત્ય કર્યું, અને છેલ્લા નમસ્કાર કરી ચાલતી પકડી મુનિઓએ તે ઢગલામાથી થોડાએક પાના ઉંચકી એક ભૈયા જેવી દેખાતી વ્યક્તિને સુપ્રત કર્યા અને બ્હાર નીકળી આવ્યા કે તરત જ દ્વારો એકાએક બંધ થઇ ગયા, અને લહીઆઓની લેખનશૈલીનું ચિત્ર નજર સમક્ષ ખડું થયું

મેં કહ્યું:—"આપણા પૂર્વજોનો વારસો કેવો સરસ જળવાઇ રહ્યો છે? માતા બાળકની તન્દુરસ્તી જાળવીને જેમ ખોરાક આપતી જાય, અંગ્રેજ સરકાર જેમ આપણા અધિકાર પ્રમાણે સ્વરાજના ટૂકડા આપતી જાય, તેમ આપણા ગુરૂદેવો આપણને અધિકાર પ્રમાણે જ્ઞાનામૃતના ઘૂંટડા પાયે જાય છે"

સુધાકર:—"ગૃહસ્થોને અમુક ધાર્મિક ક્રિયાઓ (યોગોદ્વહન) વગેરેની પરીક્ષા પસાર કર્યા વગર જ્ઞાનનો અધિકાર જ કયાં છે? વળી જ્યાં મુનિઓનો મ્હોટો સમુદાય ઉચ્ચ-જ્ઞાનથી રંગાયેલો નથી, ત્યાં ગૃહસ્થવર્ગનું તો પૂછવું જ શું? અનુવાદો પણ એકજ પક્ષ તરફથી થતાં હોવાથી સાહિત્યની શૈલી અરસિક અને ક્લિષ્ટ બની ગઇ છે. આવું સાહિત્ય સમાજને કાંઇજ આકર્ષક નથી. આધુનિક જમાનામાં સાધુઓને ભંડારોનો શોખ થવા માંડયો છે, પણ તેનો કેટલો અને કેવો ઉપયોગ થાય છે તે કોણ જોવે છે? સાહિત્ય પ્રચારના સાહસો ખેડનારને કયા છે ઉત્તેજન? ઉત્તેજનને બદલે ગાલિપ્રદાન અને અપયશના પોટલા જ ઉઠાવવા પડે છે. આપણે આધુનિક જમાનાની છેલ્લા ઢબથી પુસ્તકો તૈયાર કરવાં જોઇએ, જેથી સામાન્ય જનસમાજની તે તરફ અભિરૂચિ વધે"

ચિત્રપટના દશ્યો ખતમ થાય છે "ગુડનાઇટ" ની તકતી અમને સ્થાન છોડી જવાની વિનંતી કરી રહી છે, પણ... પણ અમારા પગજ ઉપડતા નથી, અનેક આદર્શો-શકયતાઓ અને અશકયતાઓના વલોવાતા વાતાવરણમાં અમે એટલાં તરબોળ બન્યા હતા કે તે સ્થાનનો ત્યાગ અમને જીવનના બદલામાં વ્હાલા સંગાથીના વિયોગ જેટલો સાલ્યો. નિરૂપાયે ઓપેરા-હાઉસની બહાર નીકળી ચોગાનમાં આવતાં જ સુધાકર અમને એકઠાં કરીને અમારા હૃદયના ઉંડાણને તપાસતો હોય અને કોઈ ભયંકર ભાવિ યુદ્ધની વ્યૂહ રચના કરતો હોય તેમ અમને ઉદ્દેશીને પોતાનું અંતર ઠાલવવા લાગ્યો:-

"મને લાગે છે કે આપણે સર્વેએ આપણી સામાજીક-ધાર્મિક સ્થિતિનું સુક્ષ્મતલ અવલોકન કર્યું છે-તેની સુધારણા અર્થે હવે કટિબદ્ધ થવામા ઢીલ શી? આપણે યુવકોએ તેવી સુધારણાના નિયમો બાંધવા જોઇએ, તે પ્રમાણે વર્તવાને ભીષ્મ-પ્રતિજ્ઞા લેવી જોઇએ, તેના પ્રચાર માટે તન-મન-ધન કુરબાન કરવું જોઇએ, તે નિયમો વિરૂદ્ધ ચાલનાર સ્હામે પડકાર, વિરોધ, અસહાનુભૂતિ બતાવી-તેમની સાથે હમશરીક ન થવું જોઇએ. તોજ કાંઇક સમાજની પ્રગતિ સાધી શકશો અને ધર્મનું મુખ ઉજ્જવળ કરી શકશો."—

આ પ્રમાણે મારા મિત્ર સુધાકર અમને સમજાવતા હતા અને ભવિષ્યના કાર્યક્રમનું સૂચન કરતા હતા, ત્યાં તો કમબખ્ત દૂધવાળાના બુલંદ અવાજે મારી આંખો ખોલી નાખી. જોઉં તો દૂધવાળા સાથે દૂધમા થયેલી સેળભેળને માટે મિસિસ વાગ્યુદ્ધ ચલાવી રહ્યા હતા. આંખો ચોળતો ચોળતો અને "આ બધુ શું થઇ ગયું." એમ બોલતો ઉભો થયો અને પ્રાત:કાલીન કૃત્યોમાં ગુંથાયો.

---

## ધર્મ અને જીવન.

તમારૂં "જૈન" પત્ર પચીસ વર્ષનો રજત-મહોત્સવ ઉજવવા માગે છે તે જાણી મને આનંદ થયો છે. હું તમોને અને તમારા સાથીઓને આ તકે અભિનંદન પ્રેરૂં છું. જો કે હું પોતે કોમી પ્રશ્નોમાં બહુ રસ નથી લેતો અને "જૈન" નિયમિત વાંચતો નથી, છતાં તમે જે મહાન્ સેવાઓ "જૈન" પત્રદ્વારા જૈન સંઘની કરી છે તેનાથી હું અજાણ નથી હું આશા રાખું છું કે ભવિષ્યમાં પણ એ સેવાનો ક્રમ ચાલુ રહેશે.

જો કે "જૈન" સંઘમાંથી રાજીનામું આપી હું છૂટો થયો છું પણ એ મહાન્ સંઘના હિત પ્રત્યે મને એટલીજ લાગણી છે. જો તમારૂં પત્ર ધર્મમાંથી વ્હેમોને દૂર કરવામાં કતેહમંદ થાય, જૈનોને ખરેખરા અહિંસક બનાવી શકે એટલે કે બાળલગ્ન વૃદ્ધ-લગ્ન, કન્યાવિક્રય, એક કરતાં અધિક સ્ત્રીઓ પરણવાના રીવાજ, અસ્પૃશ્યતા વિગેરે રીવાજોને દૂર કરાવી શકે અને સ્ત્રીઓને પણ પુરૂષોના જેટલાજ હક્ક અપાવી શકે તો તમે દીન અને દુ:ખીઓના ભારે આશીર્વાદ મેળવી શકશો.

કમનશીબે કેટલાક સાધુઓના તોફાની ઉપદેશ, ધર્મ અને જીવન સાવ જૂદા પડી ગયાં હોય એમ લાગે છે. ન્હાનાં નડાનાં જંતુઓ પ્રત્યે જેટલી દયા બતાવવામાં આવે છે તેટલી દયા માનવપ્રાણીઓ પ્રત્યે બતાવવામાં આવતી નથી એ કેવી આશ્ચર્યજનક ઘટના!

હવે જૈન જુવાનોએ એક હીલચાલ ઉપાડવી જોઇએ અને તે એ કે જે જૈન ધર્મ પોતે મહાન્ છે તેને ખરેખર મહાન્ બનાવવા અને અંધશ્રદ્ધાળુ સાધુઓ તથા ગૃહસ્થોના હાથમાંથી છોડાવવા એક માર્ટીન લ્યુથર જન્માવવાની!

**અંબાલાલ સારાભાઈ—અમદાવાદ.**

## 'જૈન' નો અવાજ.

'જૈન' જૈન સંઘની સેવા બજાવી રહેલ છે તેમાં કંઇ શક નથી શત્રુંજયના સંબંધમાં શેઠ આણંદજી કલ્યાણજીએ હજુ યાત્રા-ત્યાગ વિશેનો નિર્ણય નહોતો કર્યો તે પહેલાં જ 'જૈન' નો અવાજ લગભગ સકળ સંઘે સાંભળી ત્યાગનો નિર્ણય કરી લીધો હતો વધારામા તમે 'શત્રુંજય પ્રકરણ' નામનું ઐતિહાસિક પુસ્તક તાબડતોબ જૈન પ્રજાના હાથમાં મુકયું. આ તમારી તાજી સેવા ન ભૂલાય તેવી છે

'જૈન' નો રજત મહોત્સવ જૈન સમાજ જરૂર વધાવી લેશે, એટલું જ નહિ પણ પ્રથમ જ આવો ઉત્સવ હોઇ જૈન સમાજને ગૌરવરૂપ છે આપે તે પ્રસંગને સાહિત્યના લ્હાણાથી દીપાવવા ધાર્યું છે તે યોગ્ય જ છે.

'જૈન' ની નિષ્પક્ષપાતતા, નિયમીતતા અને શૈલી મને તો ગમતાં હોવાથી કંઈ કહેવાપણું રહેતું નથી અભિનંદન સ્વીકારશો

**લાલચંદ જયચંદ શાહ—કલકત્તા.**

## મહારાષ્ટ્રનુ તીર્થ કુલ્પાક જી



શ્રી સિદ્ધક્ષેત્ર જૈન ગુરુકુળના ઉત્પાદક મુનિશ્રી ચારિત્રવિજયજી કચ્છીનો શિષ્યસમુદાય મુનિ શ્રી દર્શનવિજયજી, શ્રીજ્ઞાનવિજયજી તથા શ્રીન્યાયવિજયજીના દક્ષિણના સંયુક્ત વિહાર દરમિયાનના અનુભવોનુ તારણ

સંયોજક—
મુનિ મહારાજ
શ્રીન્યાયવિજયજી

મહારાષ્ટ એ એક વખતની જૈનોની યશસ્વી ભૂમિ તરીક પ્રસિદ્ધ છે ભલે આજે ત્યાથી કાળ ક્રમે જૈન વસ્તી અન્યત્ર ચાલી ગઇ હોય અથવા ઘટી ગઇ હોય છતાય જૈનધર્મનુ પોષણ એ ભૂમિમાથી અનેકવાર અને તે પણ સારી રીતે થયુ હતુ પૂર્વના બારદુકાળી પ્રસગે ચૌદપૂર્વધર શ્રુતકેવલી શ્રી ભદ્રબાહુસૂરિ સઘસહ અહીંજ આવ્યા હતા અને નિર્વિઘ્ને દુકાલી ઉતારી હતી મહારાજા ચન્દ્રગુપ્તને ભાગવતી દીક્ષા અહીંજ આપી હતી ભગવાન્ ભદ્રબાહુસૂરિ અહીંજ જન્મ્યા અને સ્વર્ગવાસ પણ પામ્યા પ્રખર તાર્કિક શિરોમણિ આચાર્ય **શ્રી સિદ્ધસેનદિવાકર** પણ આ ભૂમિ ઉપરથી જ સ્વર્ગે સચર્યા હતા આચાર્ય **શ્રી વજસ્વામી** પણ બારદુકાલી વખતે સઘ સહ અહીંજ પધાર્યા હતા અને બૌદ્ધરાજવીને પ્રતિબોધી આર્હત્ ભક્ત બનાવ્યો હતો **શ્વેતાબરોમાથી દિગબર પથ** પણ અહીંથી જ નીકળ્યો હતો આચાર્યવર્ય શ્રી **હરિભદ્રસૂરિના શિષ્યો હંસ અને પરમહંસ** અહીં જ બૌદ્ધોના હાથે મરાયા હતા તેમજ ઉમર ગામનુ ધ્વસ્ત જીનમદિર વિજયનગરના કિલ્લાના પથ્થરો અને બિજાપુરની મસ્જીદ આ બધામા પ્રગટ—અપ્રગટ જૈનધર્મનુ જ ગૌરવ દષ્ટિગોચર થાય છે

અહીંનુ પ્રસિદ્ધ તીર્થ **પઢરપુર** કે જેમા શ્રી **નેમીનાથ** ભગવાનની મૂર્તિ બિરાજે છે, અને નીચે લેખ પણ છે છતા આજે સારી આલમ તેને **વિઠુબા** તરીકે માને છે—પૂજે છે અને ભક્તિભાવથી નમી પોતાના આત્માને પૂનિત કરે છે આવા પલટા પામેલા ઘણા જૈનધર્મના ઉજ્વલ પ્રકરણો અહીં ઝળકી રહ્યા છે અહીં જ જૈનધર્મનો હૃદયદ્રાવક હ્રાસ થયો છે સેકડો નહીં બલ્કે હજારો સાધુઓને ધર્મને ખાતર પ્રાણની આહુતી આપવી પડી છે હજારો શ્રદ્ધાળુ શ્રાવકોએ ધર્મને ખાતર તરવારની અણીએ ગરદન કપાવી છે તેમ ઘણા જૈનોએ **જનોઇ, કઠી કે [1]લીગ** પણ બાધ્યા છે તેમ ઇતિહાસ સાક્ષી પૂરે છે એકદર દક્ષિણમાથી જૈનોના થયેલ હ્રાસના મુખ્ય ચાર કારણો છે **શકરાચાર્ય, રામાનુજાચાર્ય, લીગાયતમતના સસ્થાપક વાસવ અને મુસલમાનો** પ્રથમના ત્રણના સમયમા ઘણા જૈનો ધર્મ ત્યાગી બેઠા અને જીનમદિરો હતા તે મહાદેવ, વિઠુબા, કે રામચદ્રજીના મદિરો થઈ ગયા—અર્થાત્ જીનમદિરોમાથી જીન, મૂર્ત્તિઓ ઉત્થાપી તે તે દેવોને બેસાડવામા આવ્યા અને ઘણા ત્યાગી સાધુઓ અને શ્રાવકો રાજીખુશીથી મોતના મુખમા ગયા પરતુ તે પછીના મુસ્લીમ સમયમા એ અજૈનો મુસલમાન સરકારથી વિભૂષિત (?) બન્યા તેમજ જૈનેતરોએ રૂપાતર કરેલા એ મદિરો મુસ્લીમોના હાથે મસીદોના રૂપમા પલટાઇ ગયા એટલે મહારાષ્ટ્રે તો ઘણા ઘણા અનુભવો સાધ્યા છે અને તેમાય જૈનોએ ઘણા વિતડા અનુભવ્યા છે દુખના ઝાડ ઉગ્યા છે એમ કહુ તો લગારે અતિશયોક્તિ જેવુ નથી, અને એટલા જ ખાતર જૈનોને પોતાનો પ્રિય દેશ છોડવો પડયો હોય એમ લાગે છે

---

[1] લીંગાયત નામની અહીં એક સમાજ છે તેઓ વાણી તરીકે ઓળખાય છે અને તેઓ આગાન—રદ એક રૂપાના સમ૭ ના આકારના ખોખામા મહાદેવ૭ુ પીડ લીંગ સાથે છે

આટલું છતાંય જેમ આષાઢની ઘનઘોર મેઘલી રાતમાં વિદ્યુતના ચમકારા ચમકે, તેમ ખુણામાં છુપાએલું જૈનોનું પ્રાચીન–પૂનિત કુલ્પાકજી આખાય મહારાષ્ટ્રમાં ચમકારા મારી રહ્યું છે. તેની ભવ્યતા આખાય મહારાષ્ટ્ર ઉપર છવાઇ રહી છે. તેનો ઇતિહાસ કલ્પનાના તરંગો પૂર્ણ નહિ પણ સચોટ અને ભવ્ય છે.

અમે ૧૯૮૨ નું ચાતુર્માસ મુંબઇ નગરીમાં કરી, મહારાષ્ટ્ર તરફ વળ્યા અને તેના કેન્દ્રીભૂત પૂનામાં આવ્યા. પૂનામાં જ અમે આ તીર્થનું મહાત્મ્ય સાંભળ્યું. સાથે વિહાર પણ ઘણો વિકટ છે એમ જાણ્યું. પરંતુ તીર્થના મહાત્મ્યે અમને ખૂબજ આકર્ષ્યા. લાંબા લાંબા વિહારો કરી સોલાપૂર થઇ હૈદ્રાબાદ આવ્યા. વચ્ચે ઉમર ગામના ધ્વસ્ત જીનમંદિરનાં દર્શન થયાં, એ જોઈ હૃદય ઘણુંજ ખેદિત થયું. આજે એ ધ્વસ્ત જીનમંદિરમાં મહાદેવજીનાં લીંગ અને રામચંદ્રજીની મૂર્ત્તિ વિરાજે છે. આ મંદિરની બાંધણી લગભગ તારંગાજીને મળતી છે.

નિઝામના મુખ્ય પાટનગર હૈદ્રાબાદથી ઇશાનખૂણમાં ૪૭ માઇલ દૂર કુલ્પાકજી શહેર છે. અહીં ભાષા મુખ્ય કનડી અને રાજભાષા ઉર્દુ ચાલે છે. કુલ્પાકજીને તે તરફના લોકો કુલીપાક, કુલ્યપાક, કુલ્પ્યાક, અને કુલ્પાક તરીકે ઓળખે છે. મંદિરનું નાનકડું શીખર અને આકાર એક દેવવિમાનને મળતો છે. આ મંદિર ગામ બહાર છે. આજુબાજુ બગીચા અને નાનાં ઝુંપડાં છે. મૂર્ત્તિ ભવ્ય અને શ્યામ છે. **આદિનાથ** પ્રભુની ભવ્ય નીલરત્નમય–માણેકમય મૂર્ત્તિ મૂળનાયકજી તરીકે વિરાજમાન છે. માટે આ મૂર્ત્તિ **માણેકસ્વામી** તરીકે પણ ઓળખાય છે. તેમજ બાજુમાં પીરોજારંગની **જીવીતસ્વામી**–મહાવીર સ્વામીની રમ્ય અને અલૌકિક પ્રતિમાજી અર્ધપદ્માસને વિરાજમાન છે. આ તીર્થની મહત્તા આ ચમત્કારી આસનવાળી શ્રી **મહાવીર દેવ**ની પ્રતિમાના લીધે જ છે. મૂર્ત્તિમાં કોઇ અનેરૂં ઓજસ્ પ્રકાશી રહ્યું છે. શાંતિદેવીના ઉપાસકોને તો અહીં ખૂબજ આનંદ અનુભવાય તેવું પરમ શાંતિનું સ્થાન છે. કળા અને રચનાની દૃષ્ટિએ પણ એ કોઇ અનોખી જ ભાત પાડે છે.

આ તીર્થનો ઇતિહાસ શ્રૃંખલાબદ્ધ મળે છે. " કર્ણાટકદેશની રાજધાની કલ્યાણી નગરીમાં શંકર[1] નામે પ્રભાવશાલી મહાન્ રાજા થઇ ગયો. કર્ણાટક અને તિલંગદેશમાં તેનું આધિપત્ય હતું. એ રાજા પરમ આર્હદ્ભક્ત હતો.

એક વખત રાજ્યમાં ઉપદ્રવ થતાં પદ્માવતી દેવી તેને સ્વપ્નમાં આવી કહી ગયાં કે રાજન્ ! [1]સમુદ્રદેવ પાસેથી માણેકસ્વામીની મૂર્ત્તિ લાવીને પધરાવ, જેથી તારા દેશમાં શાંતિ થશે. રાજાએ આનંદસહિત પ્રાતઃકાલે અમાત્ય વર્ગસહ પ્રયાણ આદર્યું. અને સમુદ્ર કાંઠે જઇ ઉપવાસ કરી લવણનાથ–સમુદ્રાધિષ્ઠાયક દેવની આરાધના કરી. સમુદ્રદેવે પ્રસન્ન થઇને મંદોદરી રાણીએ સમુદ્રમાં પધરાવેલ નિર્મળ રકતમણિનાં જીનબિંબ–માણેકસ્વામિની પ્રતિમા આપ્યાં. આ પ્રતિમાજી સમુદ્રાધિષ્ઠાયકના કહેવા પ્રમાણે સ્વયં પ્રયાણ કરતા રાજાની પાછળ આવતાં હતાં. ડુંગરા, ખીણો અને નદી નાળા ઓળંગી આગળ વધતા શંકર રાજાએ કુલપાક નગર પાસે પહોંચવા પછી શંકાશીલ નજરે પાછું વાળી જોવાથી ત્યાં જ સ્થિર થઇ ગયા. તેથી અહીં શંકર રાજાએ પ્રાસાદ બંધાવી સં. ૬૮૦ માં પ્રતિષ્ઠા કરી.[2]

કલ્યાણનગરી વિ. સં. ૧૨૦૮ સુધી જૈન રાજધાની[3] હતી. જૈન રાજા બીજલરાજે પોતાની બ્રાહ્મણ સ્ત્રીના આગ્રહથી પોતાના સાળા વાસવને મંત્રી નીમ્યો. તેણે વિશ્વાસ ઘાતથી બીજલરાજને મારી નાખી રાજ્યાસન મેળવ્યું. તે પછી વાસવે ત્યાં લીંગાયત ધર્મ રાજ્યધર્મ તરીકે જમાવતાં જૈનોની વસ્તી રહી નહિ એટલે આ તીર્થની સંભાળ હૈદ્રાબાદના સંઘે રાખી હોય તેમ ત્યાંના શીલાલેખોમાં મોટા ભાગે ભાગાનગર ( અત્યારનું હૈદ્રાબાદ ) નું નામ આવે છે તેથી સમજાય છે.

---

[1] कन्नाडदेसे कल्लाण नयरे संकरो नाम राया जिण भत्तो हुत्था
જીનપ્રભસૂરિકૃત પ્રાકૃત તીર્થકલ્પ

જૈનગ્રંથકારો જેને શંકર રાજા માને છે તેને જૈનેતર વિદ્વાનો શંકરગણ માને છે. એ શંકરગણનો પુત્ર ૬૪૮-૬૬૭ લગભગમા હતો એમ ઇન્દુ માસિકમા સાહિત્યાચાર્ય વિશ્વેશ્વરરાવ શાસ્ત્રીનો ઉલ્લેખ છે.

૧ ભરતચક્રવર્તિએ આ રકતમણિના પ્રતિમા ભરાવ્યાં હતાં અને પુંડરીક સ્વામીએ પ્રતિષ્ઠિત કર્યાં હતાં. આ પ્રતિમાજીને વિદ્યાધરો વૈતાઢ્ય પર્વત ઉપર લઇ ગયા. ત્યાંથી ઇંદ્રલોકમાં પૂજાયા. ત્યાંથી રાવણે પ્રાપ્ત કર્યાં. તે રામ-રાવણના યુદ્ધ પ્રસંગે રાણી મંદોદરીએ સમુદ્રમા પધરાવેલા હતા તેવો ઉલ્લેખ છે.

૨ षडशताशीति ( ૬૮૦ ) वर्षाणी तत्र बिंबं गगने स्थितं ॥ ૨૮ ॥ ઉપદેશ સપ્તતિ.

૩ સં. ૧૨૦૮ લગભગમા બિડનગરથી ચાલીશ ગાઉ દૂર કલ્યાણ નામની જૈનોની રાજધાની હતી. તે મંડલમાં બિજ્જલ નામનો સાર્વભૌમ રાજા પરમ જૈન હતો. તેની સ્તુતિ રૂપે જૈનોએ બિજ્જલ કાવ્ય બનાવ્યું છે.

સિદ્ધાંત શિરોમણિ.

એક વખતની આ કલ્યાણનગરી અત્યારે નિઝામ સરકારના જાગીરદારની રાજધાનીનુ શહેર છે આજુબાજુ ખંડેરો અને પથ્થરો નજરે પડે છે આસપાસ ખોદતા ઘણે સ્થળે મહાદેવજીના લિંગ નિકળે છે એનુ મુખ્ય કારણ એજ છે કે લીંગાયતોમા શબને દાટે છે ત્યારે તેના ઉપર મહાદેવ જીનુ પિંડ પધરાવે છે લાંબા સમયે શરીર માટીમા મળી જવાથી પધરાવેલા પિંડો પુનઃ નિકળી આવે છે કોઇ કોઇ જગાએ ખોદતા જીનમંદિરના મોટા અને મજબુત પથ્થરના સ્થંભો, દરવાજાના બારણા ઉપર મુકવાની મોટી શીલાઓ, જીનમૂર્તિઓના આસનો–ગાદી અને બીજા લક્ષણોથી યુક્ત પથ્થરો, વાવો, કુવાઓ અને નાની મોટી જીનમૂર્તિઓ, આચાર્યની મૂર્તિઓ તેમજ પુતળા હાથ આવે છે વાવો એટલા વિપુલ પ્રમાણમા જડી આવે છે કે પૂર્વે આ એક મહાન્ શહેર હશે એમ જણાઇ આવે થોડા વખત ઉપર એક કસોટીની રમ્ય મહાવીર પ્રભુની મૂર્ત્તિ તથા જૈનાચાર્યની મૂર્ત્તિ હાથ લાગી છે તેનો લેખ કનડી ભાષામા છે

અત્યારનુ મંદિર નાજુક દેવભુવન જેવુ છે જૂનુ મંદિર હતુ તે મૂળ ભાગમા કાયમ જ છે ને બહાર વધારો કરી હાથ લાગેલી બીજી મૂર્ત્તિઓ પધરાવી છે છેલ્લો જીર્ણોદ્ધાર હૈદ્રાબાદના સંઘે કરાવ્યો છે બહારની મદદ પણ સારી મળી છે અત્યાર સુધીમા એક લાખ અને એંશી હજાર રૂપિયા લાગ્યા છે હજી થોડુ કામ બાકી છે



કુલ્પાક તીર્થના શિલાલેખ સાથે શ્રી માણિક્ય પ્રભુ.

આ પૂનિત તીર્થને આપણા ગ્રંથોમા દક્ષિણની વાણારસી ( કાશી ) તરીકે ઓળખાવ્યુ છે અત્યારે આપણે તો આ કાશી નગરીને ભૂલી ગયા છીએ, પરન્તુ અહીંની અજૈન પ્રજા તો તેને કાશી તરીકે જ ઓળખે છે અહીંની નદીને ગંગા નદી તરીકે ઓળખે છે અહીં ન્હાઇ શ્રાદ્ધ પણ સરાવે છે મહારાષ્ટ્રનુ આ અજોડ તીર્થ છે

મૂળનાયક માણેકસ્વામીનુ મહાત્મ્ય અદ્દ્ભુત છે જેમ કેશરીયાજીને ત્યાની દરેક પ્રજા કાળાબાવા તરીકે પૂજે છે, તેમ અહીંની કનડી અને તૈલીંગી પ્રજા, હિન્દુ અને મુસલમાન માણેકદેવ તરીકે ખૂબ માનથી પૂજે છે દરરોજ ગાડીઓ ભરાઇને તેના દર્શનાર્થે આવે છે અને પ્રભુના દર્શન કરી પૈસા ભંડારમા કે પ્રભુ સન્મુખ દૂરથી નાખે છે અહીં અજૈનોનો શીવરાત્રીનો મેળો ભરાય છે ત્યારે ત્યા આવનાર બધા માણેકદેવના દર્શન કરે છે અને જ્યારે આપણો મેળો ચૈત્રીપૂર્ણિમા ઉપર ભરાય છે ત્યારે જૈનો તો આજુબાજુમાથી થોડા આવે છે પણ અજૈનો-કનડી લોકો હજારોની સંખ્યામા આવે છે અને માણેકદેવના દર્શન કરી આત્માને પુનિત કરે છે અહીંના જાગીરદાર જેઓ મુસલમાન છે, તેઓ અમુક વર્ષો સુધી સો રૂપિયા વર્ષાસન આપતા હતા ખુદ નિઝામ સરકારે પણ અહીં આવતી દરેક ચીજ ઉપરની જકાત માફ કરી છે

અહીં શિલાલેખો પુષ્કળ સંખ્યામા મોજુદ છે જેમા વિક્રમની ચૌદમી શતાબ્દીથી માંડી અઢારમી શતાબ્દી સુધીના લેખો જોયા તે ઉપરથી સમજાય છે કે અહીં ૧૪૮૩ મા તપાગચ્છાધિરાજ સોમસુન્દરસૂરિનો સમુદાય તેમના શિષ્ય શાંતિગણિ સાથે પધારેલ હતો તેમજ ૧૬૬૭ મા સેનસૂરિ પધાર્યા હતા તેમ અત્રે સ્થાપેલા શ્રી વિજયદેવસૂરિ તથા શ્રી ભાવવિજયજી ગણીની ચરણપાદુકા અને લેખોથી ખાત્રી થાય છે એક દર આ તીર્થોદ્ધારો તપાગચ્છાચાર્યોના ઉપદેશથી જ થયા છે અહીંના પ્રદેશના દરેક પ્રાચીન મંદિરોમા મણિભદ્રજીની સ્થાપના છે એ પણ એક તપગચ્છનુ વિશિષ્ટ લક્ષણ છે જો કે હમણા હમણા દાદાજીના પગલા સ્થપાતા જાય છે ને અહીં પણ સ્થપાયા છે

રેલ્વે માર્ગે કુલપાક જનારે મનવાડ જંકશનથી હૈદ્રાબાદ ગોદાવરી લાઇનમા શીકંદરાબાદ જાય છે ને ત્યાથી વરંગલ લાઇનના અલીર Alir સ્ટેશને ઉતરે છે અહીંથી ચાર મૈલ શ્રી કુલપાક તીર્થ સુધી પાકી સડક છે

# જૈન દૃષ્ટિએ



રાયસી શાહ ( ચોરીવાળા )નું જિનાલય પાછળનું દૃશ્ય.

**મ**નોહર શિલ્પ અને અનુપમ સૌંદર્યનો ખ્યાલ આપતા જૈન જિનાલયો આજે જેમ જામનગરની જાહોજલાલીમાં અગ્રસ્થાન ભોગવે છે તેમ જામનગરના સ્થાપન કાળથી જ તેના ઇતિહાસમાં જૈનોનું અગ્રસ્થાન લેખાતું આવ્યું છે. જામ–કચ્છના કિનારેથી જામ શ્રી રાવળ નવાનગર ( જામનગર ) ને કાંઠે ઉતર્યા, અને વિ. સં. ૧૫૯૬ ( શાકે ૧૪૬૧, ઈ. સ. ૧૫૪૦ ) ના શ્રાવણ શુદિ ૭ બુધવારના મંગળ પ્રભાતે જામ શ્રી રાવળ સાહેબે નવાનગરની સ્થાપના કરી ત્યારે જ તેમની સાથે વિશા શ્રીમાળી જ્ઞાતિના ભણશાળીગોત્રના આણંદશેઠ તથા અબજીશેઠના વડીલ અને મકીમ કુટુંબ નવાનગર આવેલ અને પ્રતિષ્ઠા સમયે આરોપવામાં આવેલ ત્રણ સ્થંભોમાંથી પ્રથમ સ્થંભે જામસાહેબનો ભવ્ય દરબાર બંધાયો, બીજા સ્થંભે, દરબારગઢની નજીકમાં જ શેઠ કુટુંબના નિવાસ-સ્થાનો યોજાયા અને ત્રીજા સ્થંભે મકીમને સ્થાન અપાતા માંડવીનો વહીવટ તેમના હસ્તક સોંપાયો. આ જામનગરનો પ્રાથમીક ટુંક ઇતિહાસ કહે છે કે જામનગરના પ્રારંભ-કાળમાં પણ જૈન–સમાજનું અગ્રસ્થાન હતું. હવે વર્ત્ત-માનદૃષ્ટિએ જામનગરને અવલોકીએ

* * *

જામનગરનો ઇતિહાસ કંઈ બહુ પ્રાચીન નથી એટલે પુરાતત્વ પ્રેમીઓને તેમાંથી બહુ અગત્યનું સાહિત્ય–તત્વ ન મળી શકે. એમ છતાં કાઠીયાવાડમાં જામનગર જૈનોને માટે યાત્રાનું એક ધામ તો અવશ્ય કહેવાય છે. અને જામનગરને જૈનોના યાત્રાના એક ધામ તરીકે પ્રખ્યાતિમાં લાવવાનું માન અહિંના આકર્ષક જિનાલયો ખાટી જાય છે. શત્રુંજયની પ્રાચીન ટુંકનું ભાન કરાવતા અહિંના જિનાલયો દૃષ્ટિએ પડતાં જ કોઇપણ યાત્રિક જામનગરની ભવ્યતાનો અનોખો જ ખ્યાલ બાંધવાને પ્રેરાય છે અને એટલું પણ ચોક્કસ છે કે ' જામનગર ' ને કાઠીયાવાડનું પેરીસ કહેવરાવવામાં જૈન મંદિરો અગત્યનો ભાગ ભજવે છે. એટલે આપણે અહીંના જિનાલયોના ટુંક ઇતિહાસ તરફ દૃષ્ટિપાત કરીએ :

ત્રણસો વર્ષ પૂર્વના છ અને પચાસ વર્ષ પૂર્વેના છ–એમ બાર જિનાલયો આજે જામનગરમાં અસ્તિત્વ ધરાવે છે. શહેરની મધ્યમાં



લે૦ :—મોતીચંદ પાનાચંદ મહેતા.

## જા
## મ
## ન
## ગ
## ર



ચોરીવાળા જિનાલયનો અગ્રભાગ તથા તપગચ્છ ઉપાશ્રયનુ એક દૃશ્ય

આવેલ ચાર પૈકી શેઠનુ શિખરબધ જિનાલયનુ ખાત મુહૂર્ત જામશ્રી રાવળની સાથે આવેલ વિશાશ્રીમાળી જ્ઞાતિના આણદજી શેઠ તથા અબજી શેઠે સ ૧૬૩૩ મા જામ શ્રી શત્રુશલ્ય ( સતાજી ) ના સમયમા કર્યુ અને સ ૧૬૫૧મા આચાર્યશ્રી વિજયદેવસૂરિના નેતૃત્વ નીચે તેમા આદિનાથની પ્રતિષ્ઠા કરવામા આવી આ શેઠ કુટુબમા સ ડાહ્યાભાઈએ વારસામા ચાલી આવતી નગર શેઠાઈને પ્રજા, જામ શ્રી ભીખાજી, અને અધિકારી વર્ગ તરફથી પ્રેમ મેળવી સારી રીતે દીપાવી હતી

જામનગર નજી કના ચેલાગામ મા આ શેઠ જિન -ચૈત્યનુ ખાત મુહૂર્ત કરી તેજ રાત્રે, સ ૧૬૫૧ ના મા શુ ૧૨ના રોજ સ્વર્ગવાસ પામ્યા આજે જામનગર પણ ડા હ્યાશેઠની પ્રતિભા અને પ્રેમને સભારી તેમની પ્રશસા કરે છે

### નિખાલસ સેવા

"જૈન" રજત મહોત્સવનો પ્રસગ વિશ્વોદ્ધારક સેવાધર્મના આદર્શો ચરિતાર્થ કરે છે આ પત્રની નિખાલસ સેવા લગભગ તમામ જૈન–પત્રોથી આગળ વધે છે 'જૈન'ના અધિપતિ શ્રી દેવચદભાઈ કુડનાકર તથા તેમના સહચારી ગ્રસ્તીનની કાર્યદક્ષતાથી પ્રસ્તુત પત્ર લોકપ્રિય થયુ છે આ પત્રની નિરતર ઉન્નતિ થાઓ એમ હૃદયથી ઇચ્છીએ છીએ

શ્રીનપુત્ર આનદ સાગર
તથા મહેન્દ્ર સાગર.

બીજુ જિનાલય વર્ધમાનશાહ (શ્રી શાન્તિનાથ) નુ કચ્છ–આરીખાણા નિવાસી ઓસવાળ શ્રીમત ગૃહસ્થ વર્ધમાનશાહે (જેમનો જન્મ સ ૧૬૦૬ મા થયો હતો) પોતાના બન્ધુ પદ્મસિહ સાથે કચ્છ–ભદ્રેશ્વરમા વ્યાપાર શરૂ કર્યો, તેમા સારો લાભ મળતા વિધિપક્ષ ગચ્છીય આ શ્રી કલ્યાણસાગરસૂરિના ઉપદેશથી ૫૬૨ હજારના પરિવાર સાથે સ ૧૬૫૦ મા શ્રી શત્રુજયનો સઘ કાઢયો, યાત્રા કરી સઘ જામનગર પહોચતા, જામ શ્રી [1]જસવત સિહજીએ વર્ધમાન શેઠને વ્યાપાર અર્થે જામનગરમા વસવાનુ કબુલાવી, શહેર સણગારી રાજ્ય તરફથી અપૂર્વ સ્વાગત કર્યું વર્ધમાનશાહ તથા પદ્મસિહ વિગેરે પાચ હજાર ઓશવાળ કુટુબો તે સમયે જામનગરમા વસ્યા અને સઘના બાકીનાઓને શીરપાવ આપી વિદાય કરવામા આવ્યા અને કચ્છમાથી શ્રીમદ્ કલ્યાણસાગરજી મહારાજને આમત્રી સ ૧૬૬૮ શ્રા શુ ૫ ના દિને વિશાળ જિનચૈત્યનુ શેઠના હસ્તે ખાતમુહૂર્ત કરવામા આવ્યુ ચૈત્યના શિખરો અને ઘુમટવાળો ભાગ તૈયાર થતા સ ૧૬૭૬ મા વૈ શુ ૩ બુધવારે શ્રી શાન્તિનાથ પ્રભુની તેમા પ્રતિષ્ઠા કરવામા આવી, અને બાવન દહેરીઓ વિગેરે તૈયાર થતા સ ૧૬૭૮ વૈ શુ ૫ ના દિને શ્રીમદ્

[1] "જામનગરનો ઇતિહાસ' સ ૧૬૫૦ મા જામસતાજીની ગાદી હોવાનુ જણાવે છે

## સુવર્ણમાલીની વસત

તોલા એકની કી રૂા. સાત

પુરેપુરા શાસ્ત્રીય પાક પ્રમાણે લોકહિતાર્થે બનાવેલી છે જેની વૈદો તથા બીજી ફાર્મસીઓ વિગેરે તોલા એકની કીંમત રૂપીયા ૫૬૨–વીશ લે છે, તેની અમોએ ફકત કીંમત તોલા એકના રૂા ૭–૦–૦ રાખેલી છે સુવર્ણમાલીની વસતના ગુણો સર્વ કોઇ જાણે છે તેના માટે વંધુ લખવાની જરૂર નથી. મુખ્યત્વે જીર્ણ-જ્વર, ક્ષય, ખાસી, દમ, અશક્તિ, પ્રદર, નબળાઇ, ઉન્માદ, અપસ્માર વિગેરે અનેક રોગોમા અસરકારક ફાયદો કરે છે અમો તદ્દન શાસ્ત્રીય પાક પ્રમાણે સોનુ, મોતી, સફેદ મરી, શુદ્ધ હીંગળોક અને ખાપરીયુ ( જસત ભસ્મ ) નાખી તૈયાર કરીએ છીએ કોઇ પણ ગૃહસ્થ એમ સાબીત કરશે કે આ સુવર્ણમાલીની વસત શાસ્ત્રોકત પાક પ્રમાણેની નથી તેઓને રૂા ૫૧) એકાવન ઇનામ આપવામા આવશે પસદ ન પડે તો છમાસ સુધી પૈસા પાછા આપવામા આવશે ઠડીની મોસમમા રોગી, નિરોગી દરેકને વાપરવાને ભલામણુ છે પોસ્ટેજ અલગ

---

## બૃહત્ સુવર્ણ વસતમાલતી

સોનાનો વરખ એકભાર, પ્રવાલ ભસ્મ ત્રણભાર, શુદ્ધ હીંગળોક ( રસ સીંદુર ) પાચભાગ, ધોળા મરી સાતભાર કસ્તુરી એકભાર, ગુરૂચદન એકભાગ, નાગભસ્મ બેભાગ, બગભસ્મ ત્રણભાર, અભ્રકભસ્મ સોપુટી ત્રણભાર, કેસર એકભાર, સાચા મોતી સાતભાર, પીપર એકભાગ, જસતભસ્મ અગીયાર ભાર, આ બધી ચીજોમા માખણ મેળવી લીંબુના રસમા ઘુટી બનાવવામા આવે છે. માત્ર બે રતી સવારે અને બે રતી સાજે લેવાની છે. આથી જીર્ણજ્વર, પાડુ, શ્વાસ, પ્રદર, કામ અક્ષે, હરસ, મુત્રકૃચ્છ, સગ્રહણી, ક્ષીણતા, મુવારોગ વિગેરે ઘણા રોગોમા અનુપાનથી ફાયદા થાય છે .કીં તોલા એકના રૂા ૧૦) દસ પોસ્ટેજ અલગ

ઊંઝા ફાર્મસીની દવાઓ પણ અમારે ત્યાંથી મળશે.

# શ્રી વિજયકમળકેશર ગ્રંથમાળાના સર્વમાન્ય અપૂર્વ પુસ્તકો—

## શ્રીમદ્ આચાર્ય મહારાજ શ્રી વિજયકેશરસૂરીશ્વરજી કૃત પુસ્તકો—

**યોગશાસ્ત્ર**—આવૃતિ-૪ થી ૪૦૦ પૃષ્ટ ડેમી રેશમી પાકુ પુઠુ કી ૨-૦-૦ સમર્થ જૈનાચાર્ય કલીકાલ સર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્ય-શ્રીના મૂળ ગ્રંથનુ આ ભાષાંતર છે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધી, તથા પીંડસ્થાદિ ચાર પ્રકારના ધ્યાન તથા અનેક અપૂર્વ વિધાના ખજાનાથી ભરપુર આ પુસ્તક ગૃહસ્થથી માંડી ત્યાગસુધીની સર્વ સ્થીતિવાળા માટે ખાસ ઉપયોગીછે

**મલયસુંદરી**—આવૃતિ ૪ થી પૃષ્ઠ ૪૫૦-રેશમી પાકુ પુઠુ કીં ૧-૪-૦ પચીસસો વર્ષ પૂર્વેની આ કથામા સંપૂર્ણ સુખમા ઉછરેલી એક રાજકન્યાને પોતાનુ શીલવ્રત પાળવા માટે સહવા પડેલા દુ ખોનુ કરૂણાજનક ખ્યાન છે સ્ત્રીઓને ખાસ ઉપયોગી છે એકવાર હાથમા લીધા પછી પુસ્તક છોડવું ગમે નહીં

**આત્માનો વિકાસક્રમ અને મોહપરાજય**—પૃષ્ઠ ૪૦૦-પાકુ પુઠુ કીં ૧ ૪ ૦ આત્માનો વિકાસ ઓછામાઓછી ભૂમિકાવાળો એક જીવ પુરુષાર્થના બળથી આગળ વધતા આત્માના પુર્ણ વિકાસ લગભગની ભૂમિકામાં કેવીરીતે આગળ વધે છે-અને તેમા આવતાવિઘ્નરૂપ મહામોહાદિના સમુદાયસાથે વારંવાર યુદ્ધમા ઉતરવુ પડે છે, પરિણામે સદ્જ્ઞાનાદિથી તેનો નાશકરી પોતાના સત્ય સ્વરૂપનો અનુભવ કરે છે તેનો આબેહુબ ચિતાર આમા છે કોઈપણ દર્શનવાળાને એક ખરા ભોમીયાની ગરજ સારે છે

**પ્રભુના પંથે જ્ઞાનનો પ્રકાશ**—આ પુસ્તક ઉપરના પુસ્તકસાથે જોડવામા આવેલ છે પ્રભુના માર્ગે ચાલનાર પથિકને પોતાની અનેક ભુલોમાથી બચાવી પોતાના જીવને એક આદર્શરૂપ બનાવે છે-અનેક પુસ્તકોના સારભૂત અઢાર પ્રકરણો જુદા જુદા વિષયો ઉપર આપેલા છે આજ પુસ્તક એક જાતિસ્મરણવાન્ બ્હેનના જીવન તથા આત્મીક અનુભવ સાથે તેમની છબી સહીત એ ગી પૃષ્ઠનુ જુદુ બાધવામા આવેલ છે કીં ૦-૫-૦

**મહાવીર તત્વ પ્રકાશ**—આત્મવિશુદ્ધિ-નીતિવિચારરત્નમાળા આ ત્રણે પુસ્તકો લગભગ ૪૫૦-પૃષ્ઠના પાકા પુઠાની સાથે બાધવામા આવેલ છે કીં ૧-૦-૦ મહાવીર તત્વપ્રકાશમા પ્રભુ મહાવીરના સિદ્ધાતરૂપ કેટલાક તત્વોનું અધ્યાત્મિક શૈલીએ નિરૂપણ કરવામા આવેલ છે તત્વજ્ઞાનનું આ પુસ્તક જૈનધર્મમા પ્રથમ જ છે મહાવીરવિદ્યાલયમા દાખલ કરેલ છે

**મહાવીરતત્વ પ્રકાશ**—સંસ્કૃત ગદ્યબંધ કીં ૨-૦-૦ સંસ્કૃતભાષાના જાણનાર સાધુ-સાધ્વીને પણ ખાસ ઉપયોગી થઈ પડે તેવો સરલ-આ ગ્રંથ ઉપરના ભાવાર્થવાળો છે

**આનંદ અને પ્રભુ મહાવીર**—આ ગ્રંથ ખલાસ થઇ ગયો છે, પણ ફરીથી છપાશે કીં ૦ ૮-૦

**આત્મવિશુદ્ધિ**—આત્માને વિશુદ્ધ કરવા ઈચ્છતા જીવોને આ પુસ્તક અતિ ઉપયોગી છે જુદા જુદા વિષયોવાળા ૧૯ પ્રકરણો આમા આવેલ છે

**નીતિવિચારરત્નમાળા**—નીતિ તથા તત્વજ્ઞાનના જુદા જુદા અનેક પુસ્તકોમાથી આત્માને જાગૃતિ આપે એવા ૧૦૮ ઉપરાંત વચનામૃતોનો સંગ્રહ છે

**શાંતિનો માર્ગ**—આ૦ ૬ ઠી પૃ૦ ૨૦૦ પાકુ પુઠુ અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા, તથા વૃતિ સંક્ષેપ, યોગો ધ્યાનોપયોગી વિષયોથી ભરપુર છે

**આત્મજ્ઞાન પ્રવેશીકા**—આ ૩ જી પૃ ૧૪૦ કીં ૦-૩-૦ મત મતાંતર વગર આત્મજ્ઞાનના વિકાસ માટે ૨૮ પાઠો છે

## શ્રીમદ્ મહોપાધ્યાય શ્રી દેવ વિજયજી કૃત પુસ્તકો.

**રેખાદર્શન**—પૃ ૧૧૨ રેશમી પાકુ પુઠુ કીં ૧-૦-૦ સ્ત્રીપુરુષોના પગથી મસ્તક સુધીના સર્વ લક્ષણો-હાથપગની રેખાઓ-આયુષ્ય-લક્ષ્મી-સંતતિ-વિગેરે ભાવિને બતાવનાર હાથના ફોટાસાથે બીજો ભાગ છપાવવાનો છે તેમા અનેક બીનાઓ આવશે ભા ૧-૨ ભેગાની કીં રૂા ૧-૦-૦

**દેવવિનોદ**—રેશમી પાકુ પુઠુ પૃ ૧૪૪ કીં ૧-૦-૦ ધ્યાન-સ્વરોદય-પ્રાણાયામથી રોગ મટાડવાની રીત જ્યોતિષ્ય, આયુષ્ય, ભજન પદો વિગેરે ૭૭ વિષયોથી ભરપુર

**દેવભક્તિ માળા**—પૃ ૧૪૦ પાકુ પુઠુ કીં. ૧-૦-૦ પાંચ પ્રકારની ભક્તિ, દિશાનું સ્વરૂપ. વિગેરે બીના અને શાસ્ત્રોના પાઠો સાથે-

**પુસ્તકો મળવાનુ ઠેકાણું**
- દેહગામ-માતીજલેન તલાટી-ભીખાભાઇ મગનલાલ
- અમદાવાદ-શા સકરાભાઇ તલકચંદ ઠે૦ રતનપોળમા વાઘણપોળ
- વઢવાણકંપ-શા ખોડીદાસ માધવજી ઠે૦ જૈન દેરાસરજી સામે ડેલામા

## —: तमारी मददनी खरी कींमत :—

તમો યોગ્ય ઠેકાણે કે જ્યાં મદદની ખરી અને અત્યંત જરૂર છે ત્યાંજ કરો ત્યારે અંકાય. જૈન શ્વેતાંબર કોમમાં ઘણી બોર્ડીંગો છે; એનું કારણ જૈનો સ્વભાવતઃ દયાળુ અને ધાર્મિક પ્રકૃતિના હોય છે. અને તેથીજ કોઇ પણ ભાગની વ્યવસ્થિત સંસ્થાને સબળ હાથે મદદ કરે છે. આવીજ રીતે દક્ષિણ દેશના શ્વેતાંબર જૈનોએ પણ પોતાની સાંપત્તિક સ્થિતિના પ્રમાણમાં એક સંસ્થા:—

### श्री दक्षिण महाराष्ट्र जैन श्वेतांबर वोर्डींग—सांगली.

એ નામથી આજ લગભગ ૧૫ વર્ષથી શરૂ કરેલ છે; જેમાં ધાર્મિક કેળવણી સાથે શારીરિક અને વ્યવહારિક કેળવણી આપવામાં આવે છે. હાલ ઇંગ્લીશ પહેલા ધોરણથી કૉલેજમાં B. A (બી. એ.) સુધીના વિદ્યાર્થીઓ લાભ લે છે. આજ સુધીનું વાર્ષિક પરીક્ષાનું પરીણામ સેંકડે ૭૦-૯૦ થી ઓછું આવેલું નથી. તેની વ્યવસ્થા મૅનેજીંગ કમીટિ મારફત હોવાથી તેના રીપોર્ટો વ્યવસ્થિત રીતે પ્રસિદ્ધ કરવામાં આવેલા છે સાંગલી એ તેનાં સારાં હવાપાણી, વ્યાપાર, હાઇસ્કૂલો અને કૉલેજ માટે વખણાતું હોવાથી મહારાષ્ટ્રના દૂરના વિભાગોમાંથી વિદ્યાર્થીઓની અરજી આવતી રહે છે, પરંતુ સંસ્થાની સાંપત્તિક સ્થિતિના પ્રમાણમાં જ વિદ્યાર્થીઓ મંજુર કરવામાં આવતા હોવાથી **ઘણા બુદ્ધિવાન અને ચાલાક વિદ્યાર્થીઓને નાસીપાસ થવું પડે છે.** હજી સંસ્થાને પોતાની ઇમારત ન હોવાથી ભાડાની જગ્યામાં રાખવી પડી છે. દૂરના દેશમાં પોતાના જૈન બાળકોને મદદ કરવાની સાથે અને **સંસ્થા સાથે કાયમનું નામ જોડવા ધનીકો માટે આ સોનેરી તક છે.** તો સર્વ ધનીકોને વિનંતિ છે કે આપની દૃષ્ટિ આ દક્ષિણ ભાગની સંસ્થા તરફ લંબાવો; કારણ તેમાંથી બહાર પડતા વિદ્યાર્થીઓ પણ સાચા વીરપુત્ર જૈનો છે. વધારે માહિતિ માટે સંસ્થાના રીપોર્ટ મંગાવો. સંસ્થાને મળેલાં નાણાંની પહોચ સેક્રેટરીની સહિથી મોકલવામાં આવે છે. મદદની ખરી આવશ્યકતા જે ભાગની સંસ્થાને હોય ત્યાંજ વખતસર મદદ મોકલવાથી તેનું ખરૂં શ્રેય, કીંમત, અને પુન્ય છે. એજ વિનંતી

ठे० सेक्रेटरी—श्री दक्षिण महाराष्ट्र जैनश्वेतांवर वोर्डींग, गणपतिपेठ—**सांगली**

શેઠ ચતુરભાઇ પીતાંબરદાસ
ઑન. સેક્રેટરી.

---

## प्राचीन तीर्थोद्धार के लिये दान कीजिये !

विश्वविख्यात काशी जैसे प्रधान तीर्थक्षेत्र में जैनो का कीर्तिस्तंभरूप गणिवर पूज्यश्री कुशलाजी महाराज के अचिन्त्य परिश्रम व प्रभाव से बना हुआ अश्वसेन महाराज की राजधानी का सूचक मध्य काशी में गंगा के तीर रामघाटपर १६ शिखरियों से वेष्टित गगनचुंबी शिखरबद्ध विशाल मनोहर श्रीचिंतामणि पार्श्वनाथ प्रभु का जैन श्वेतांबर बडा मंदिर है। मंदिर मे १५० श्री जिनबिंब विराजते हैं। इसके साथ उपाश्रय और ज्ञानभंडार है।

यह स्थल शास्त्रविशारद श्री बालचंद्रसूरिजी व मुनिप्रवर शांतमूर्ति श्री मोहनलालजी महाराज ऐसे नररत्नो का उत्पादक और स्मारक है. इस से इस स्थल का महत्व स्वयंपरिचित होता है. इस मंदिर के ताल्लुक श्री तीर्थ सिंहपुरीजी का भी व्यवस्था होती है, यह तीर्थ श्रीश्रेयांस प्रभु के ४ कल्याणकों का धाम है। जो कि काशी से २॥ कोश दूर जंगल में रहा हुआ है.

उपरोक्त स्थल के मंदिर व उपाश्रय प्राचीनता के कारण अति जर्जरित स्थिति में हो रहे हैं जिसका जिर्णोद्धार करना वहोत जरूरी है. वार्षिक आवक के लिये कोई स्थायी प्रबंध न होने से तथा स्थानिक संघ व यात्रियों की वहोत ही अल्प आवक से केवल वार्षिक खर्च भी मुश्किल से निकलता है अतएव ऐतिहासिक इस स्थल के जिर्णोद्धारार्थ अवश्य ही जैनसंघ लक्ष्य देकर यथाशक्य नीचे लिखे ठिकाने पर आर्थिक मदद करेंगे ऐसी नम्र विनंती है—

ठि. रामघाट जैन मंदिर,
बनारस सिटि.

व्यवस्थापक,
श्रीनेमिचंद्रसूरि.
शेठ सोमचंद धारसी (सतना)
बा. आणंदचंद राय सुराणा.

# દક્ષિણમાં જૈનો

ખાનદેશ, નાશિક, વગડ વિગેરે દક્ષિણ તરફના તમામ પ્રદેશના છેક નાના ગામડા સુધીમા રહ્યા નહ્યા સ્થાનિક અને વિશેષ ગુજરાત, મારવાડ, કચ્છ વિગેરે પ્રદેશોમાથી વર્ષોથી આવી વસેલા જૈન સમુદાયનો વસવાટ છે ખાનદેશમા તેમજ સોલાપુર બેલગામ જીલ્લાઓમા દીગબરી બધુઓની વસતિ ઠીક છે તેમા કેટલાક ભાગમા હાલ સ્થાનકવાસીનો પ્રચાર થવા લાગ્યો છે અને કેટલાક સ્થળે મારવાડી ઘરો શ્વેતાબર કે સ્થાનકવાસી શ્રદ્ધામિશ્ર જોવામા આવે છે શ્વેતાબરોમા રોટી વ્યવહાર માટે અડચણ જણાતી નથી, પરતુ બેટી વ્યવહાર માટે ઘણા લોકો મૂળ વતન ગુજરાત સાથે સીધો સબધ ધરાવે છે ને કેટલાએક જૈનો મૂળ ગુજરાતના છતા અત્રે કાયમ થઈ જવાથી બધો વ્યવહાર આ ભાગ સાથે જ કરે છે હૈદ્રાબાદ, મહિસુર, મદ્રાસ વિગેરે ભાગોમા પણ જૈન વસતિ સારા પ્રમાણમા છે જેમા મહિસુર ભાગમા દીગબરો વિશેષ છે અને મદ્રાસ ભાગમા શ્વેતાબર મારવાડી ભાઈઓની વસ્તી છે ગામડામા વસતા જૈનો મોટા ભાગે અભણ હોવાથી સાર્વજનિક હિતદૃષ્ટિથી અલગા પડી ગયા છે આ પ્રમાણે દક્ષિણના વિશાળ પ્રદેશમા જૈનોની વસતિ છુટી છવાઈ હોવાથી ડીરેક્ટરીની જરૂર છે

જૈન મદિરો દરેક જીલ્લામા છે તેમા કેટલાક શીખરબધ અને દારૂ-નિક છે તેમા ખાસ કરીને અતરીક્ષજી, કુલપાકજી (માણિક્ય પ્રભુ)ના પ્રાચીન તીર્થો સુપ્રસિદ્ધ છે તેમજ વર્ધા જીલ્લામા ભાડકજીનુ તીર્થ આવેલુ છે ત્યાનુ મદિર ભવ્ય, વિશાળ અને ધર્મશાળા વિગેરેની સારી વ્યવસ્થાવાળુ છે ખાનદેશમા જલગામ, અમલનેર, ધુલીઆ, શીરપુર, નેર, બાહાદરપુર, શીરસાલા વિગેરે ગામોમા સારા મદિરો છે નાશિક વિગેરે ગામોમા મોટા મદિરો છે પૂનામા તીર્થભૂમિ જેવા મદિરો છે ને ત્યા જૈનોની વસતિ વધારે હોવાથી ત્યાની જાહોજલાલી પણ સારી છે નગર જીલ્લામા નગર શીવાય બીજા ગામોમા થોડાક મદિરો છે સોલાપુર, બેલગામ, ધારવાડમા પણ શ્વેતાબરી તેમજ દીગબરી મદિરો છે ને મહિસુર–મદ્રાસ સુધી પણ જૈન મદિરોની હારમાળા લાગેલી છે દીગબરોનુ ગોમઠ સ્વામીનુ પ્રાચીન તીર્થ મહિસુર પાસે છે આ તીર્થ શ્રવણ બેલગોલા ગામ પાસે આવેલુ છે ત્યા ડુગરના ઉચા ભાગમા ૬૦ ફીટ ઉચા પ્રતિમાજી કોરવામા આવેલ છે

વરાડમા એલીચપુર ગામ પાસે મુકતાગિરિ નામનુ તીર્થ છે તે એલીચપુરના ઇલ રાજાએ સ્થાપન કરેલ છે ત્યા સ ૧૯૩૮ ની સાલ સુધી કરજ ગામના શ્વેતાબર ઓસવાળો વહીવટ કરતા પરતુ તેના વશમા કોઈ નહી રહેવાથી દીગબરી લોકોએ ત્યા પોતાનો કબજો કરેલો છે અને શ્વેતાબરી મૂર્તિઓ ઉત્થાપી ત્યા દીગબરી મૂર્તિઓ સ્થાપન કરી છે

સતારા જીલ્લામા કુતલગિરિ અને કુભોજના બે ડુગરો છે ત્યા દિગબરી અને શ્વેતાબરી બન્ને ફીરકાઓના મદિરો હાલ છે

વિજાપુરમા તેરમા સેકાની સહસ્રફણા પાર્શ્વનાથની પ્રતિમા હાલમા વિરાજમાન છે તે પ્રતિમા ખોદકામ કરતા ભોયરામાથી નિકળેલી છે અને તે પ્રત્યક્ષ શ્વેતાબર મૂર્તિ છે

નિજામ સ્ટેટમા જાલના નામનુ મોટુ ગામ છે ત્યા કુમારપાળના વખતની પ્રતિમા વિરાજમાન છે અને મદિર ઘણુ પ્રાચીન છે ત્યા પટવા લોકો રહે છે અને તેઓ બધા શ્વેતાબરી જૈનો છે ત્યા જુની પટાવલીઓ મળી આવે છે



ભાડક તીર્થ–શ્રી પાર્શ્વનાથજી.



લેખક —શા બાલચદ હીરાચદ તની–ભૂતપૂર્વ 'મહારાષ્ટ્ર જૈન.'

# દક્ષિણના જૈનોનો ભાગ્યરવિ

લેખક:—
લક્ષ્મણ રઘુનાથ ભીડે

સંગ્રાહક અને પ્રેરક—
પોપટલાલ રામચંદ શાહ.

**જૈન** સમાજનો વિકાસ અને જાહોજલાલી અત્યારે ગુજરાતમા દેખાય છે તેનાથી પણ વિશેષ એક વખત દક્ષિણમા પ્રસરેલી હતી. એ દક્ષિણના પ્રાચીન જૈન ભાગ્યરવિનું અવલોકન કરતાં જોવાશે

આ લેખમાં શ્વેતાંબર-દીગંબર કે દક્ષિણી મારવાડીના ભેદને મહત્વ આપતો નથી. કેમકે દક્ષિણમાં તેવા ભેદનું મહત્વ નથી. તેમજ જૈન પ્રાચીન સંસ્કૃતિના ઉદ્ધારમા સમગ્ર જૈન શાસનનો ઉદ્ધાર અને વિકાસ રહેલો છે તેમ માનું છું.

ઇતિહાસ ઉપરથી જોવાય છે કે હાલના મધ્યપ્રાંત, નિઝામ, મહારાષ્ટ્ર, કર્ણાટક, મ્હૈસૂર, આદિ દેશોપર ઇ. સ પૂર્વે કેટલાએક સૈકાઓથી ઇ. સ ૫૫૦ સુધી કદંબ વંશના જૈનોનું રાજ્ય હતું. પછી બસો વર્ષ સુધી બાદામી ચાલુક્યોનું, ૯૭૭ સુધી રાષ્ટ્રકૂટોનું, અને ૧૧૫૦ સુધી કલ્યાણ ચાલુક્યોનું સામ્રાજ્ય હતું. આ બધા વંશો જૈન હતા. મહારાષ્ટ્રપર ઇ. સ. પૂર્વે બે સૈકાઓથી કેટલાક સમય સુધી આંધ્રોનું રાજ્ય જામ્યું હતું. પરંતુ તે સંયોગોમાં પણ મહારાષ્ટ્રપર અને બીજા પ્રાંતોપર અખંડપણે જૈનોનું જ રાજ્ય હતું. ઇ. સ. ૧૧૫૦ થી ૧૩૦૦ સુધી દેવગિરિ યાદવોનું રાજ્ય હતું. અને પછી મુસલમાની અમલ શરૂ થયો. આ સમયમા પણ દક્ષિણ કર્ણાટકમાં ગંગ, હોયસાલ, પલ્લવ, રટ્ટ, કલચૂરી આદિ જૈનવંશના રાજાઓ રાજ્ય કરતા હતા. અને તેથી જ લગભગ હૈદર અને ટીપુના જમાના સુધી ત્યાં જૈન વાઙ્મય અને સંસ્કૃતિનું વર્ધન થતું રહ્યું. અને મુસલમાનો અમલ શરૂ થયા પછી પણ રાજધાનીના આસપાસના પ્રદેશના શિવાય બાકી પ્રાંતમા જૈન મંદિરો સુરક્ષિત રહ્યાં છે. શૈવ કે વૈષ્ણવોના બલાત્કારને લીધે આ

ચાંદવડ ગામ પાસે ડુંગરની ગુફામાં આવેલું એક શ્વેતાંબર જીનમંદિર અત્યારે કાલિકાના મંદિરના નામથી ઓળખાય છે. હોલકર રાજ્ય તરફથી ચાંદવડ અંગ્રેજ સરકારના હાથમાં ગયું ત્યારથી અમુક સરકારી નીમણુંક (વર્ષાસન) આ મંદિર માટે અપાય છે. મૂર્તિઓ અખંડ કોતરેલ છે. મૂળનાયક શ્રી ચંદ્રપ્રભુ વિરાજે છે. બાજુ ઉપર આવેલ ચક્રેશ્વરી દેવીનેજ કાલિકા મંદિર ઠરાવ્યું છે: પરંતુ દાર્શનિક સ્થિતિએ જોતાં તે જીનમંદિર હોય એમાં શંકા નથી. 'આ મંદિરની સંભાળ-કબજા માટે પ્રયત્ન કરવાની જરૂર છે.



ભોંયરામાં પ્રતિષ્ઠિત કરવામાં આવેલ શ્રી અંતરીક્ષજી પાર્શ્વનાથજીની પ્રાચીન પ્રતિમાજી.

દક્ષિણમાં પંઢરપુર તીર્થ હાલમાં અન્યધર્મીઓનું એક મોટું ધામ ગણાય છે. તે મંદિરની મૂર્તિ બારીકીથી જોતાં પુંડરિક ગણધરની હોય તેમ જણાય છે.

કોલ્હાપુરમાં માતાજીનું એક પ્રસિદ્ધ મંદિર છે. સ્થાપત્ય જોતાં તે જૈન મંદિર જ હોવું જોઇએ તેમ જણાઇ આવે છે; પરંતુ અત્યારે તો એ અંબામાતાનું મંદિર બની ગયું છે; છતાં દક્ષિણમાં પ્રાચિન જીનાલયો અને પવિત્ર ભૂમિકાઓ એટલી બધી છે કે તેના સંરક્ષણ અને સંભાળ માટે ખાસ નાના ગામોમાં પણ સેંકડો જીનમંદિરો આવેલાં છે. તેમાંનાં કેટલાકનો હમણાં પુનરૂદ્ધાર પણ થવા માંડયો છે.

મંદિરોમાં વિકૃત કે નષ્ટ તેમજ બીજી પ્રતિમા થઇ છે એ ખરૂ, પરન્તુ તેમાં રહેલી જૈન શિલ્પકલા તેમજ મળી આવતા શિલાલેખો તથા તામ્રપત્રો અત્યારે પણ દક્ષિણમાં જૈનધર્મની પ્રાચીન આબાદીનો પ્રત્યક્ષ પુરાવો આપી રહેલ છે

**કારવાર જીલ્લામાં** ( North Canara ) ઈ સ પૂર્વે કેટલાક સૈકાઓથી સોળમી સદી સુધી જૈનોનુ જ રાજ્ય હતુ ઇ સ પૂર્વે ત્રીજી સદીમાં અશોકરાજાએ જયંતીપૂર ( હાલનુ બનાવસી ગ્રામ )મા દૂત મોકલ્યો હતો કદંબ વંશની એ જૈન રાજધાની હતી ગામની પશ્ચિમ દિશામા હવે એક મંદિર છે ત્યા બીજી સદીથી સત્તરમી સદી સુધીના શિલાલેખો મળે છે ( ૨ ) બીજુ મહત્વનુ ગામ મણીપુર ( હાલનુ નામ ભટકલ ) છે ચૌદમી અને સોળમી સદીમા આ નગરમા ઘણો વ્યાપાર થતો હતો સાર્વભૌમ સત્તાના અંતરાય દૂર થાય તો મ્હૈસૂર મહારાજા ફરીથી આ બંદર શરૂ કરવા ધારે છે હાલમા


ફોટો—પોપટલાલ રામચંદ શાહ

અહીંઆ ઘણા વિસ્તીર્ણ મંદિરો જિનાલયો છે તેમા તેરમી સદીના શિલાલેખો છે ( ૩ ) ત્રીજુ મહત્વનુ સ્થાન ગેરસપ્પા છે ધોધને લીધે હાલમા પણ એ સ્થાન પ્રસિદ્ધ છે જૈનોની જાહોજલાલી સૂચક અહીં એક લાખ વસ્તી અને ૮૪ જીનાલયો હતા હાલમા માત્ર ત્રણ છે ૧૪૦૯ થી ૧૬૧૦ સુધી અહીંઆ એક નાનુ જૈન રાજ્ય હતુ ૧૬૨૩મા આવેલ ઇટાલીયન યાત્રીએ ( Dellavella ) આ નગરીનુ ઘણુ વર્ણન કરેલુ છે ( ૪ ) બિનગી ગામમા એક જીનાલય છે તેનો જીર્ણોદ્ધાર ૧૬૫૦ મા થએલો છે પ્રાચીન નામ વેનપુરમ્ હતુ ત્યા બે શિલાલેખો છે આ ઉપરાંત મુરડેશ્વરમા કેટલાએક મંદિરો અને પંદરમા સૈકાના કેટલાએક શિલાલેખો છે વળી કુંતેટાર, કનગીગુંડ, હોન્નાવર, કુમઠા, હાડવળી, વિરકની, મનકી, ચિતકુલ આદિ ઘણા સ્થળો જૈન ઇતિહાસને માટે પ્રસિદ્ધ છે

**ધારવાડ જીલ્લામાંનુ** બંકાપુર ગામ ગંગવંશના જૈન રાજાઓની રાજધાની હતી અહીંઆ એક જૈનમંદિર અને કેટલાક શિલાલેખો છે અહીંઆ જૈન વિદ્યાલય હતુ શ્રી ગુણભદ્રાચાર્યે એજ ગામમા ઇ સ ૮૯૮મા ઉત્તરપુરાણ પૂર્ણ કર્યું ( ૨ ) બીજુ મહત્વનુ ગામ લક્ષ્મેશ્વર છે તેનુ પ્રાચીન નામ પુલીકિરી હતુ ત્યા ત્રણ ચાર વિસ્તીર્ણ જીનાલયો છે કેટલાએક શિલાલેખો પણ છે ( ૩ ) લકુંડીમા પચાસ જીનાલયો અને ૩૫ શિલાલેખો છે બધા જખણાચાર્યે બનાવેલા છે તેઓ રાજપુત્ર હતા ત્યારે અજાનપણે એક મુનિની હત્યા તેમણે કરી હતી, તેના પ્રાયશ્ચિત્ત માટે તેમણે એવા ઘણા જીનાલયો બંધાવ્યા હતા હોયસાલ વંશના જૈન રાજાઓની રાજધાની અહીંઆ જ હતી ( ૪ ) ગદગ શહેરનુ પ્રાચીન નામ ક્રતુક હતુ ત્યા બે-ત્રણ મંદિરો ને સાત શિલાલેખો છે ( ૫ ) હુબ્બળીમા ૩૬ સ્તંભોનુ જીનાલય છે અને ઇ સ. ૧૧૭૪ થી ૧૫૫૦ સુધીના શિલાલેખો છે ( ૬ ) હુમી ગામમા જૈન રાજાઓની રાજધાની હતી. ૭ જીનાલયો હતા, પણ હવે એક છે ( ૭ ) તુંગભદ્રા નદીપર બૈરવગઢ નામનુ ગામ છે સીંધુવંશ વંશના જૈન રાજાઓ અહીંઆ રાજ્ય કરતા હતા ( ૮ ) મૂળગુંદમા બે જીનાલયો છે ઇ સ. ૯૦૨, ૧૦૫૩ અને ૧૨૭૫ ના ત્રણ શીલાલેખો છે વળી ધારવાડ, હાનગલ, હુબળી, રોણ, અમીનભાવી, આરકુંચી, સોગાનુર, અરનાલ, કનકેરી, ચનવત્રી આદૂર, ડંબળ, દેવગિરિ, કુંદી વિગેરે ઘણા ગામો જૈન ઇતિહાસ માટે મહત્વના છે

**વિજાપુર જીલ્લામા** ( ૧ ) બાદામી ગામ ચાલુક્યોની રાજધાની હતી ત્યા ઇ સ. ૬૫૦ ની જૈનગુફા છે ઇ સ ૫૭૯ નો શીલાલેખ છે આ ગામનુ પ્રાચીન નામ વાતાપી છે સાતમી સદીના ચીની યાત્રી હ્યુએનસંગે આ ગામનુ ઘણુ વર્ણન કરેલુ છે (૨) ત્યાથી ૧૪ માઇલપર એહોલી નામનુ ગામ છે તેનુ પ્રાચીન નામ આર્યપુર હતુ ઇ સ ૬૩૪ માનો શીલાલેખ અહીંઆ છે ત્યા ઘણા શીલાલેખો અને ગુફાઓ છે ( ૩ ) ત્રીજુ મહત્વનુ સ્થાન પટ્ટદકલ છે ત્યા સાતમી અને નવમી સદીના શીલાલેખો છે ( ૪ ) બાગનકોટમા પ્રાચીન જીનાલય છે જૈન બજાર છે, પાસે જૈનાપુર નામનુ ગામ છે. (૫) સતનગીમા ૧૦ મા સૈકાનો એક શિલાલેખ છે ત્યા એક જૈન વિદ્યાલય હતુ એવુ એના ઉપરથી જણાય છે ( ૬ ) વિજાપુરમાની મલીક કરીમની મસજીદ તે પ્રાચીન જીનાલય હતુ કીલ્લામા ઘણી જીન પ્રતિમાઓ છે ( ૭ ) હુનગુંદ ગામ પાસે પહાડ ઉપર એક ઘણુ પ્રાચીન સુંદર જીનાલય છે ( ૮ ) કરડી ગામમા ત્રણ જીનાલયો અને ત્રણ શીલાલેખો છે વળી બાબાનગર, તલાચેબાડ, શીરૂર, સીંગી, સંગમ, મુદેબીહાળ, કુરીહાળ, હેબ્બાળ, વાસુકોડ, બાગેવાડી તાલીકોટ, હુનગુંદ, અગ્ગીબીડી. વિગેરે ગામો જૈન ઇતિહાસ માટે મહત્વના છે

**બેલગામ જીલ્લામા** સૌદત્તી ગામમા એક જીનાલય અને રટ્ટવંશના ( ૮૭૫-૧૨૨૯ ) છ શિલાલેખો છે પ્રાચીન નામ સુગંધવર્તિ હતુ ( ૨ ) બેલગામના કીલ્લામા કમલબસ્તી નામનુ જીનાલય છે ગામમા બે જીનાલયો છે ( ૩ ) હલસી ગામમા ૯૮૦ થી ઇ સ ૧૨૫૦ સુધી કદંબવંશની રાજધાની હતી. ત્યા એક મંદિર ને શીલાલેખો છે પાંચમી સદીના તામ્રપત્રો અહીંઆ મળે છે ( ૪ ) કલહોલ ગામમા એક જીનાલય ને શીલાલેખ છે વળી હોગલ, હુલી, કોન્નુર, નદગડ, નસર્ગી, દેગુલવળ, મનોળી, સ્તવનિધિ, કોકટનૂર, કાગવાડ, રાયબાગ,

સંખેશ્વર આદિ ઘણા સ્થળો જૈન ઇતિહાસ માટે પ્રસિદ્ધ છે. હન્નીકેરીમા બ્રહ્મદેવનું મંદિર છે. તે જીનાલય હતું. કડરોલી ગામમા અગીઆરમી સદીના શીલાલેખો છે. બુકકુંડ ગામની પાસે મુક્તેશ્વર મંદિર છે. પણ તે જીનાલય હતું.

**હૈદરાબાદ રાજ્યમા** (૧) કુંથલગિરિ નામનું જૈન સિદ્ધક્ષેત્ર છે. (૨) બીજું કુલપાક તીર્થ છે. ત્યા આદિનાથ મહારાજની પ્રતિમા છે. માણિકયસ્વામીના નામે પણ ઓળખાય છે. આ બન્ને તીર્થો પ્રાચીન છે. (૩) ત્રીજું મહત્ત્વનું સ્થાન માલખેડ છે. પ્રાચીન નામ મલીયાદ્રિ છે. હાલમા અત્રે એક જીનાલય છે. બાકી કીલ્લામા દટાઇ ગયા છે. જૈનસમ્રાટ અમોઘવર્ષની અહીંઆ રાજધાની હતી. જીનસેનાચાર્યે પાર્શ્વાભ્યુદય કાવ્ય અહીંયાંજ પુરૂં કર્યું હતું. રાજવાર્તિક ગ્રંથના કર્તા અકલંકદેવ અહીંઆના જ હતા. ઇ સ. ૮૬૭મા અહીંઆ રાજા શુભતુંગ રાજ્ય કરતા હતા. (૪) એલોરા (વેરૂળ) ની જૈન ગુફાઓ ઘણી પ્રેક્ષણીય છે. ત્યા બૌદ્ધ અને શૈવ ગુફાઓ પણ છે (૫) પાટનચેરૂમાં જ્યાં ત્યાં ઘણી જીન મૂર્તિઓ છે. આ પ્રદેશમા સાતમી સદીથી દશમી સદી સુધી જૈન રાજાઓ રાજ્ય કરતા હતા પછી શૈવ અને વૈષ્ણવોએ જીનાલયો નષ્ટ કર્યાં (૬) કલ્યાણપટ્ટણમા કલચૂરી વંશના રાજાઓ રાજ્ય કરતા હતા જ્યારે બીજ્જિલ રાજા રાજ્ય કરતા હતા ત્યારે તેમના સચીવ વસવદેવે લીંગાયત પંથનો પુનરૂદ્ધાર કર્યો. ચેન્નબસવના બલાત્કારથી બીજ્જળનો પુત્ર શૈવ બન્યો અને જીનાલયો શીવાલયો બન્યા. ત્યારપછી એજ ધર્મનો પ્રચાર કર્ણાટકમાં થયો. અને જૈનો લીંગાયત બન્યા. અસ્તુ. આતનૂ, અષ્ટા, ઉખલદ કચનેર, તેર ધારાશિવ, વંકૂર, સાવરગામ, હોનસલગી, ઓધાન આદિ સ્થાનો જૈન ઇતિહાસમા ઘણા મહત્ત્વના છે.



'જૈન' ની પચીશ વર્ષની ન્યુબીલી ઉજવવાનો શુભ દિન પ્રાપ્ત કર્યો એ આપનુ સદ્‌ભાગ્ય છે × × તે પચીશ વર્ષની યુવાનીનો સમય જોવે તે મારે માટે પણ આનંદનો વિષય છે. હવે તે યુવાનીને દિવાની નહિ બનાવતાં જે "જીન" મહાવીરના શાસનમા પોતે આગળ વધે છે તેનું અનુકરણ કરે, તેના જેવા મહાવીરપણાને પ્રાપ્ત કરે. જ્યા જ્યાં તેના પગલાં થાય ત્યા ત્યા શાતિ અને અહિંસાનું રાજ્ય સ્થાપે અને કેવળી ભગવાનની દેશનાનો પ્રચાર કરે એવી જ ઇચ્છા. "જૈન" નું શાસન રજત્ મહોત્સવ જ માત્ર નહિ પણ 'શતાબ્દિ' મહોત્સવ પણ ઉજવશે.

**સાકરચંદ મા. ધડીઆળી.**

**સતારા જીલ્લામાં** ધૂમલવાડી પાસે પહાડપર પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ છે. (૨) ફલટણમા બે હજાર વર્ષનું પુરાણું જીનાલય છે. હવે તે જગેશ્વર મહાદેવનું મંદિર બન્યું છે. (૩) કુંડલ પાસેના પહાડમાં પણ જૈન મૂર્તિઓ છે. વળી કરાડ, વાઇ, પાટણ વિગેરે સ્થળોમા જૈન અને બૌદ્ધ ગુફાઓ ઘણી છે.

**પુના જીલ્લાના** નેડસા ગામની પાસે બે ગુફાઓ છે. ત્યા પહેલા સૈકાનો શીલાલેખ છે. (૨) જુન્નેર પાસે પણ ગુફાઓ છે. વળી ભવસારી, શીવનેર, બાલચંદ્ર આદિ સ્થળોમાં ઘણી ગુફાઓ છે.

**રત્નાગિરિ જીલ્લાના** ખારે પાટણ ગામમાં એક જીનાલય છે. ત્યાં રાષ્ટ્રકૂટ વંશના તામ્રપટો મળ્યા છે. (૨) ખરવારમા અગીઆરમી સદીમા જૈન રાજાઓ રાજ્ય કરતા હતા આ સમયનો એક શીલાલેખ પણ મળ્યો છે. (૩) દામલમાં ચંડીનું મંદીર છે; પણ તે સાતમા સૈકામાં જીનાલય હતું.

**ઠાણા જીલ્લાના** સોપારા ગામમા ઇ. સ પૂર્વે ૫૦૦ થી ૧૩૦૦ સુધી કોકણની રાજધાની હતી. પ્રાચીન નામ સુર્પારક હતું. સોપારક કે સોપારાય એવા નામથી તે ગામ બુદ્ધોના ગ્રંથોમાં પ્રસિદ્ધ છે. (૨) કન્હેરીમાં ઇ. સ. પૂર્વે પહેલા સૈકાથી છઠા સૈકા સુધીની ગુફાઓ છે. ૫૪ શીલાલેખો છે. (૩) કલ્યાણ પહેલા સૈકાથી છઠ્ઠા સૈકાસુધી વ્યાપારનું મથક હતુ. વળી અમરનાથ, બોરીવલી, તારાપુર. વજ્રાબાઇ, વશાલી આદિ ગામો ઇતિહાસપ્રસિદ્ધ છે. કુલાબા જીલ્લાનું રેવદંડાગામ ઈ. સ. પૂર્વે ઘણા સૈકાઓથી પ્રસિદ્ધ છે. પ્રાચીન નામ રેવતીક્ષેત્ર છે. અહીંઆ ગ્રીક પ્રવાસી ટીસમાઇસ ઈ. સ. પહેલા સૈકામાં આવેલો. તે પછી ખ્રીસ્તી પાદરી પંટેનસ, અરબ યાત્રી, ચીની યાત્રી તથા ફ્રેંચ યાત્રીઓ આવેલા હતા: તેઓના લખાણ ઉપરથી એમ જણાય છે કે, ત્યાના લોકો માંસાહારી નહોતા.

આ ઉપરાત કુડા ગામની પાસે પાચમી અને છઠ્ઠી સદીની ગુફાઓ છે. તથા મહાડ (મહીકાવતી) પાસે, કોલ, રામધરણ પર્વત, ગોરેગામની નજીકમા પણ ઘણી ગુફાઓ છે

એક વખત ઉપરના પ્રદેશમાં બધી વસ્તી જૈનોની હતી અને બધા મંદિરો જીનાલયો હતા. તેનો ઇતિહાસ ઉકેલતાં આ નજરમાં ફક્ત તરી આવતી જ નોંધ છે.

**સોલાપુરજીલ્લામાં** દહીગામ અને એલાપુરમા જીનાલયો છે. વલી બાવી, મોહાળ, માલશીરસ નાતાપુતા, પંઢરપુર, પુલમેજ, કાસેગામ આદિ ગામોમા હેમાડપંથી કારીગરી ઘણી છે

**નાસીક જીલ્લામાં** અંજનેરી પહાડમા ઘણી જૈન ગુફાઓ છે. (૨) ચાદવડ ગામની પાસે જૈન ગુફા છે. અહીંઆ યાદવવંશના રાજાઓની રાજધાની ૮૦૧ થી ૧૦૭૩ સુધી હતી. પ્રાચીન નામ

ચન્દ્રાદિત્યપુર હતુ અહીંયા પહાડ ઉપર ડુંગરાની અંદર જૈન મૂર્તિઓ કોરેલી છે હવે તે મૂર્તિઓને જૈનેતરો પોતાની જ છે એમ સમજી તેલ, સીંદૂર લગાવે છે (૩) ત્રીંગલવાડીમા પણ જૈન ગુફાઓ છે (૪) નાશક પાસે જૈનોનુ શ્રીગજપંથજી તીર્થ છે ઇ સ. પૂર્વે ૨૫૦ થી ૬૦૦ વર્ષ સુધીની બૌદ્ધ ગુફાઓ પણ અહીંયા છે (૫) માગીતુંગી સિદ્ધક્ષેત્રમા પાચ ૭ ગુફાઓ છે (૬) અનકાઇના પહાડમા સાત જૈન ગુફાઓ છે સિન્નરમા પણ જૈન મૂર્તિઓ છે

**અહમદનગર જીલ્લામા** મેહેકરી ગામ પાસે પહાડમા એક જીનાલય છે (૨) ઘોટાન ગામમા પ્રાચીન જીનાલય છે (૩) સગમનેરમા જીનાલય છે અને ત્યા બે તામ્રપત્રો મળ્યા છે (૪) પેડગામમા ભૈરવનાથનુ મદિર છે, પણ તે જીનાલય હતુ (૫) મીરીગામની પાસે પણ ઘણા જૈન અવશેષો મળ્યા કરે છે

**ખાનદેશ જીલ્લામા** અડ્ઢા ગુફાઓ પ્રેક્ષણીય છે ઇ સ પૂર્વે બીજા સૈકાથી આઠમા સુધીની ગુફાઓ ત્યા છે (૨) એરંડોલમા બાવન જીનાલયો હતા હાલમા એક છે પ્રાચીન નામ અરુણાવતી (૩) પીતળખોરામા એક જૈન મદિર દેખાય છે પશ્ચિમ ઘાટમા નાગાર્જુન કોટરી છે ત્યા ઘણી જૈન મૂર્તિઓ છે (૪) નીજામપુરમા પાર્શ્વનાથનુ પ્રાચીન મદિર છે સત્તરમા સૈકામા આ ગામનો સુરત અને આગરા સાથે એક વેપારી સબધ હતો (૫) ભામેરમા જૈન ગુફાઓ ઘણી છે વળી નંદુરબાર, તુરનમાળ, યાવલ વિગેરે ગામોમા જૈન અવશેષો મળી આવે છે

**કોલ્હાપુર રાજ્યમા** શિલાહાર વશના રાજાઓ રાજ્ય કરતા હતા કોલ્હાપુર શહેરમાં હવે જે મઠો છે અને આસપાસ ઘણી ખડિત જૈન મૂર્તિઓ મળે છે ત્યાનુ અબાબાઈનુ પ્રસિદ્ધ મદિર પદ્માવતીનુ મદિર હતુ બારમા સૈકાના શિલાલેખો ત્યા મળે છે (૨) ખીદ્રાપુરમા શ્રીઋષભદેવનુ મદિર છે અહીં કોપેશ્વર મહાદેવનુ મદિર છે તે પણ જીનાલય હતુ (૩) કુભોજ ગામના પાસે અડધો માઇલ ઉંચો એક ડુગર છે ત્યા બાહુબળી મુનિની ચરણ પાદુકાઓ તથા મોળ સ્થળોનુ એક જીનાલય છે (૪) અલટાગામ પાસે પહાડપર શિવજીનુ મદિર છે તે જીનાલય હતુ (૫) કોલ્હાપુરથી પાચ માઇલ ઉપર જ્યોતીબાનો પહાડ છે ત્યા એક મોટી ગુફા છે ત્યા જૈન વિદ્યાલય હતુ વળી હેરલા, સાવગામ, બમની, વડગામ અને બીડ વિગેરે સ્થળોમા જૈન અવશેષો ઘણા જોવામા આવે છે

**ગોવા** (પ્રાચીન ગામ—ગોવનચલ) ની સરહદ ઉપર ઇ સ. પૂર્વે કેટલાએક સૈકાઓથી ૧૩૧૨ ઇ સ સુધી કદબ વશનુ રાજ્ય હતુ ત્યા તેમજ સાગલી, મીરજ, જમખીંડી, મુધોળ, જત વિગેરે દક્ષિણી સસ્થાનોમા પણ ઘણા જૈન અવશેષો મળે છે

**મ્હૈસૂર** રાજ્ય તો ગુજરાત જેવુ જ જૈનોનુ મદનુ મથક છે હાલમા પણ ત્યા જૈન સરાગી, પડિતો, વેપારીઓ અને કારીગરો વસે છે શ્રમણ બેલગોલ નામનુ એક ઘણુ પ્રાચીન જૈન તીર્થ છે ત્યા ભદ્રબાહુસ્વામી મોક્ષે ગએલા છે સમ્રાટ ચક્રવર્તિ પણ ત્યાથીજ શુભગતિ પામેલા હતા આ ઘણા પ્રાચીન કારીગરીના જીનાલયો છે બાહુબળીસ્વામીની એક પ્રતિમા ૫૪ ફીટ ઉંચી છે તેને ગોમટસ્વામી કહે છે એવીજ જાતની બે—ત્રણ પ્રતિમાઓ આ પ્રાતમા છે મુડબીદ્રીમા ઘણા વિસ્તીર્ણ જીનાલયો છે તે જૈનપ્રવાસીઓએ જોવાલાયક છે અહીં ગામે ગામ જીનાલયો છે ને શિવાલયો કે વિષ્ણુમદિરો પણ છે કે જે પહેલા જીનાલયો હતા મ્હૈસૂર સરકારે શિલાલેખોના અને મદિરોના ફોટાઓ લઇ ઇતિહાસના સશોધનને ઘણી મોટી મદદ આપેલી છે

આ પ્રમાણે દક્ષિણના મહત્વના પ્રદેશો ઉપરાત મધ્યપ્રાત અને મદ્રાસ ઇલાકામા પણ પ્રાચીન કાળમા જૈનોનો ભાગ્યરવિ જૈનશાસનના કિરણો ફેલાવી રહ્યો હતો, પરન્તુ સમય જતા જૈન સસ્કૃતિનો લોપ કેવી રીતે થવા માડ્યો તે હવે જોઇએ

ઇ સ પૂર્વે બીજા કે ત્રીજા સૈકામા અને ખાસ કરીને આઠમી સદીમા જ્યારે વૈદિકો તથા બૌદ્ધો વચ્ચે ઉત્તરમા ધર્મયુદ્ધો થવા લાગ્યા ત્યારે બૌદ્ધ ભીક્ષુઓએ દક્ષિણમા આવી આશ્રય લીધો એટલે જૈનો સાથે બૌદ્ધોનુ પણ સવર્ધન થતુ ચાલ્યુ તેમા જૈન પતાકાને ઉની આચ આવી નહોતી પરતુ મહમદીઓ આવ્યા ત્યારે વૈષ્ણવો અને શૈવો પણ દક્ષિણમા આવવા માડ્યા તે પછી બારમી સદીથી જૈન ક્ષત્રિઓનો કબજો આ લોકો લેવા માંડ્યો અને શૈવ તેમજ વૈષ્ણવોના પ્રાબલ્યથી જીનાલયો હતા તે શિવાલયો કે વિષ્ણુમદિરમા ફરવાતા ગયા અને જૈનો પણ શૈવ અને વૈષ્ણવ બની ગયા તેમજ મુસલમાનોનુ જોર વધતુ ગયુ ત્યારે કેટલાક મુસલમાનો પણ થયા અને જીનાલયો પણ મસજીદોના રૂપમા ફેરવાઇ ગયા હતા, છતા ઠેઠ અગીઆરમી સદી સુધી કર્ણાટકમા જૈન સસ્કૃતિનુ જે વર્ધન થતુ રહ્યુ તે રત્નાસલા જૈન રાજવશીઓને જ આભારી છે અને હજુપણ ઉપરોક્ત જૈન તથા, મદિરો અને શિલ્પકળાના અવશેષો દક્ષિણમા ઝળકી ગયેલ ભાગ્યરવિની પ્રત્યક્ષ ખાત્રી આપી રહેલ છે

હાલમા જૈનોનો ભાગ્ય રવિ પશ્ચિમ તરફ ઢળતો લાગે છે કેમકે જૈન કોમ વિદ્યામા, વેપારમા અને કળાકૌશલ્યમા પાછળ પડતી જાય છે અને અનેક આઘાત પ્રત્યાઘાતોથી ઘણા જૈનો ક્રીશ્ચીયન કે મહમદી અથવા વૈષ્ણવ કે શૈવ બન્યા છે અને બનતા જાય છે પણ એટલાથી નિરાશ નહીં થતા દક્ષિણના ભાગ્યરવિને પુન પ્રકાશ કરવાને જૈન મુનિરાજો તેમજ જૈન સસ્થાઓનો આ ઇતિહાસ અવશ્ય ઉત્સાહ પ્રેરશે તેમ આશા રાખુ છુ

# ભિક્ષુ આનંદ



લેખક:—સુશીલ.

જૈન ઇતિહાસ અથવા જૈન આચારવિધિનો અભ્યાસી, બૌદ્ધ ઇતિહાસ અને બૌદ્ધ આચારવિધિના અભ્યાસની ઉપેક્ષા ન કરી શકે. અઢી હજાર વરસ ઉપરતું ઐતિહાસિક વાતાવરણ–તે સમયની ધાર્મિક તેમજ રાજકીય પરિસ્થિતિ બરાબર સમજવા બૌદ્ધ તેમજ જૈન વ્યતિકરો આગ્રહ રહિતપણે વિચારાવા જોઇએ. ખાસ કરીને બૌદ્ધ સાહિત્યના અભ્યાસ વિના જૈન ઇતિહાસ અપૂર્ણજ ગણાય અને તેજ પ્રમાણે જૈન સાહિત્યના સમર્થન વિના બૌદ્ધ ઇતિહાસ પણ પ્રાય: નિરાધાર રહે. પરંતુ આજે આપણે કોઈ ઐતિહાસિક સંવત કે એવાજ કોઇ વિષયની ઝીણી ગુંચ ઉકેલવાની માથાકૂટમાં નહીં પડીએ. સામાન્યત: તે સમે ધર્મજીજ્ઞાસુઓના અંતર શ્રદ્ધાના રંગથી કેટલા રંગાયેલા હતા, આત્મકલ્યાણની સાધનામાં તેઓ કેટલા ઉગ્ર અને જાગૃત રહેતા; તેમજ ત્યાગમાર્ગ વિષે કેટલી તાલાવેલી ધરાવતા તે આપણે ભિક્ષુ આનંદ જેવા બુદ્ધદેવના એક શિષ્યના ઉપલબ્ધ થતાં ચરિત્રમાં જોઇ શકીએ છીએ. ગુરૂ-જનોનો વિનય, કેવળ નિરભિમાનતા અને અન્યાયને પણ પચાવી જવાની શિષ્યોની શકિત અને આજ્ઞાધીનતા એ બધું આપણને આ ચરિત્રમા થોડે-ઘણે અંશે સ્પષ્ટ થાય છે. ભિક્ષુ આનંદના સામાન્ય પરિચય ઉપરથી તે વખતના જૈન નિગ્રંથો વિગેરે કેટલા ભક્તિભાવવાળા અને આત્મકલ્યાણરત હશે તેની તો વાચકોએ પોતે જ કલ્પના કરી લેવાની રહે છે. એ પરિસ્થિતિ વટાવ્યા પછી આખા યે મંડળમા પ્રકાશ રેલાવનાર મૂળ મહાપુરૂષના નિર્વાણ સાથે ધીમે ધીમે શી રીતે અંધકારના ઓળા ઉતરતા ચાલ્યા અને આખરે શું પરિણામ આવ્યું તે પણ કોઈ વિચારકને થોડા શ્રમથી સમજાશે.

આનંદ એ બુદ્ધદેવનો એક શિષ્ય અને સેવક હતો. બૌદ્ધ ધર્મમાં તેનું સ્થાન ઘણુ ઉંચે છે. એક રીતે તે બુદ્ધદેવનો પિતરાઇ ભાઈ પણ થાય. તેણે ગોતમ બુદ્ધ પાસે જ બૌદ્ધ ધર્મની દીક્ષા લીધી હતી.

બુદ્ધત્વ મેળવ્યા પછી ગોતમે ૪૫ વરસ સુધી ધર્મપ્રચાર કર્યો તેમા પહેલાં વીસ વરસ સુધી તો કોઇ ખાસ શિષ્ય તેમણે પસંદ ન કર્યો. જૂદે જૂદે વખતે જૂદા જૂદા શિષ્યો તેમની સાથે રહેતા અને સેવા-સુશ્રુષા કરતા

૫૫ વરસની તેમની વય થઇ ત્યારે તેમણે એક દિવસે ભિક્ષુઓને સંબોધી કહ્યુ કે-"આજ સુધી જૂદા જૂદા શિષ્યોએ મારી પરિચર્યા કરી; પણ હવે હું વૃદ્ધ થયો છું. ભિક્ષુસંઘમાં કોઇ એવો નથી કે જે હંમેશા મારી સાથે ને સાથે જ રહે!"

સારિપુત્રે કહ્યું:—"હું પોતે આપના સેવક તરિકે રહેવા ખુશી છું" પણ ગોતમે એ માગણી કબૂલ ન કરી.

તે પછી ઘણા ઘણા મુખ્ય શિષ્યોએ પોતાની ઇચ્છા બતાવી, પણ ગોતમ બુદ્ધ કંઈ ન બોલ્યા એ વખતે આનંદ એક ખૂણામાં મુંગો મુંગો બેઠો હતો. પેલા શિષ્યોએ આનંદને કહ્યું.—"આનંદ, તમે પણ ભગવાનની પાસે જાઓ અને સેવક તરિકે રહેવા યાચના કરો." એ જ વખતે ગોતમ પોતે જ બોલી ઉઠયા:—"નહીં, એ પ્રમાણે કોઇને પરાણે કહેવાની જરૂર નથી. આનંદે શું કરવું જોઇએ તે પોતે બરાબર સમજે છે."

છતાં ભિક્ષુઓએ આનંદને ખૂબ ભલામણ કરી. એટલે તે ઉઠીને ભગવાન્ પાસે જઇને બોલ્યો: "જો આપ મારી આઠ સરતો સ્વીકારો તો હું આપની સેવામા રહેવા તૈયાર છું."

(૧) ભગવાન્ મને સુંદર વસ્ત્ર પહેરવા ન દે.
(૨) ભગવાનને તેમના ભકતો જે ભોજન આપે તેમાંથી મને કંઇ ન મળે.
(૩) મારા માટે ઉતારાની ખાસ સગવડ ન જોઇએ
(૪) ભગવાનને કોઈ ભકત ભિક્ષા માટે આમંત્રણ કરે તો હું એ ભોજનમા ભાગ ન લઉં.
(૫) મને જે સ્થળે નિમંત્રણ થાય ત્યાં ભગવાન પધારે.
(૬) ભગવાનના દર્શને જેઓ આવે તેમને હું ભગવાન પાસે લઇ જઉં.
(૭) મારૂં મન જ્યારે ચંચળ બને અને કંઇ પૂછવા જેવું હોય ત્યારે હું ભગવાન પાસે જઇ શકું.
(૮) ભગવાને પહેલાં ઉપદેશ આપ્યો હોય તે જો હું ભૂલી ગયો હોઉ અને બીજીવાર પૂછું તો ભગવાને તે ફરીથી સંભળાવવો

બુદ્ધદેવે આનંદની ઉપરની આઠે સરતો સ્વીકારી. તે પછી પચીસ વરસ સુધી આનંદ, બુદ્ધદેવની છાયાની જેમ અનુસર્યો.

સૌને થયું કે આનંદની નીમણુક બરાબર હતી. તે જેટલો નિરભિમાની હતો તેટલો જ નિસ્વાર્થ અને કાર્યદક્ષ હતો. ગમે તેવા વિકટ પ્રસંગે પણ તે મનની પ્રફુલ્લતા જાળવી શકતો.

## આનંદની કોમળતા

બુદ્ધદેવના મહાપરિનિર્વાણ પહેલાં થોડા દિવસે આનંદ એકવાર રડી પડ્યો. બુદ્ધદેવ જો ચાલ્યા જાય તો પાછળ પોતાની અને સંઘની શી દશા થાય તે વિષે તે ભારે વ્યથા અનુભવવા લાગ્યો. એ વખતે તેણે જે ઉદ્ગાર કહાડ્યા છે તે ઉપરથી આનંદ પોતાને હજી વિદ્યાર્થી અને બીજી અનેક રીતે અપૂર્ણ માનતો હોય એમ જણાય છે. બુદ્ધદેવે જ્યારે તેના આ આક્રંદ વિષે સાભળ્યું ત્યારે તેમણે આનંદને બોલાવી આશ્વાસન આપતા કહ્યું:

"હે આનંદ! તેં તથાગત પાસે રહીને ઘણા વખત સુધી મૈત્રીપૂર્ણ, હિતકર, સુખકર અને અદ્વિતીય, અપરિમિત એવા મન વચન ને કાયવડે બજાવી છે. તું કૃતપુણ્ય છે."

બીજા ભિક્ષુઓને સંબોધી ગોતમે કહ્યું—"હે ભિક્ષુઓ! આનંદ પંડિત અને મેધાવી છે. તથાગતના દર્શન માટે ભિક્ષુઓને આવવાનો કયો સમય છે, ભિક્ષુણીઓનો તેમજ ઉપાસક અને ઉપાસિકાઓનો આવવાનો કયો સમય છે તે બધું આનંદ બરાબર સમજે છે. રાજાઓ, રાજાના અમાત્યો, અન્ય સંપ્રદાયના આગેવાનો તથા શ્રાવકો ક્યારે આવે છે તે પણ આનંદ જાણે છે.

"હે ભિક્ષુઓ! આનંદમાં ચાર આશ્ચર્ય અને ચાર ગુણ છે.

"ભિક્ષુઓ જ્યારે આનંદને મળવા આવે છે ત્યારે પહેલાં તો આનંદને જોઈને જ ભિક્ષુઓ આનંદ પામે છે. આનંદના મ્હોની ધર્મવ્યાખ્યા સાભળવાથી પણ ભિક્ષુઓને આનંદ થાય છે. પછી આનંદ જ્યારે મૌન ધારે છે ત્યારે તેઓ અતૃપ્ત રહે છે.

"એજ પ્રમાણે ભિક્ષુણીઓ ... ઉપાસકો અને ઉપાસિકાઓના વિષયમાં પણ એમ જ બને છે.

"હે ભિક્ષુઓ! ચક્રવર્તીઓના ચાર આશ્ચર્ય અને અદ્ભુત ગુણ ગણાય છે. ક્ષત્રિયો, બ્રાહ્મણો, ગૃહસ્થો તથા શ્રમણો જ્યારે તેમના દર્શનાર્થે આવે છે ત્યારે તેમને પહેલાં તો દર્શનમાત્રથીજ આનંદ થાય છે. પછી તેમની વાણી સાભળવાથી આનંદ થાય છે અને જ્યારે તેઓ મૌન ધરે છે ત્યારે તેઓ અતૃપ્ત રહે છે.

ભિક્ષુઓ! આનંદમાં પણ એજ પ્રમાણે ચાર ગુણો છે."

## ભિક્ષુણી-સંપ્રદાય

આનંદના નામ સાથે ભિક્ષુણી સંપ્રદાયની કથા સંકળાયેલી છે. મહાપ્રજાપતી ગોતમીએ ગોતમની પાસે, સ્ત્રીઓને દીક્ષા આપવાની અને ભિક્ષુણી સંઘ સ્થાપવાની જ્યારે અનુમતિ માગી ત્યારે બુધ્ધે તે મંજુર ન રાખી. પછી એક દિવસે મહાપ્રજાપતીએ માથું મુંડાવી નાખી, કાષાય વસ્ત્ર પહેરી, કેટલીક શાક્ય સ્ત્રીઓ સાથે ગોતમબુદ્ધના વિશ્રામ-કાનનમાં આવી ઉભી રહી. ગોતમીનો દેખાવ ખરેખર દયાજનક હતો. તેના પગમાથી લોહી નીકળતું હતું. આખા શરીરે ધૂળ છવાયેલી હતી, આંખોમાથી દડ દડ આંસુ વહી રહ્યા હતા. કરુણાજનક રીતે તે આમ ને આમ બ્હાર ઉભી રહી.

આયુષ્માન આનંદે આ સ્થિતિ જોઇ તેણે પૂછ્યું:

"હે ગોતમી! આવી રીતે આવીને ઉભા રહેવાનું શું કારણ છે?

"કારણ એજ કે સ્ત્રીઓને દીક્ષા લેવાની ભગવાન અનુમતિ નથી આપતા."

"ગોતમી! તમે ઘડીવાર થોભો. ભગવાનને એ વિષે પૂછી જોઉં."

એ પ્રમાણે વાતચિત થયા પછી આયુષ્માન આનંદ ભગવાનની પાસે ગયો અને તેમને વંદના કરી એક બાજુ બેઠો. પછી તેણે કહેવા માડ્યું —

'મહાપ્રજાપતી ગોતમી, જેના તળીયામાથી લોહી નીકળે છે, જેનું આખું શરીર ધૂળથી છવાયેલું છે, જેનું મન ખિન્ન છે અને જેની આંખમાથી આંસુ ઝરે છે તે, સ્ત્રીઓને દીક્ષા લેવાની આપની પાસેથી રજા માગે છે. ભગવાન રજા આપે તો ઠીક છે."

ભગવાને કહ્યું "આનંદ! એ વાતમાં તમારે વચ્ચે આવવાની જરૂર નથી." એટલું છતાં આનંદે બે-ત્રણ વાર આગ્રહ કર્યો અને ગોતમે એનો એ જ જવાબ વાળ્યો.

આનંદે વિચાર કર્યો કે આ રીતે તો ભગવાન દીક્ષાને માટે અનુમતિ નહીં આપે. કંઇ બીજી યુક્તિ કરું.

"ભગવાન્! હું જાણવા માગું છું કે સ્ત્રીઓ જો દીક્ષા લે તો તેઓ સ્રોતાપત્તિ-ફલ, સકૃતાગામી-ફલ, અનાગામી-ફલ અને અર્હત્વ-ફલ શું ન મેળવી શકે?"

આ પ્રશ્નો અહીં સ્પષ્ટ રીતે સમજી લેવાની જરૂર છે. બુદ્ધદેવ સાધનામાર્ગને સ્રોત-ઝરણની સાથે સરખાવે છે. જેઓ એ પ્રવાહમાં પડે છે તેઓ સ્રોતાપન્ન ગણાય. એ અવસ્થાનું નામ સ્રોતાપત્તિ. સાધકની બીજી અવસ્થાનું નામ સકૃતાગામી. તેને બીજીવાર સંસારમાં જન્મ લેવો પડે છે. ત્રીજી અનાગામી અવસ્થા. તેને બીજીવાર જન્મ લેવાની જરૂર નથી રહેતી. ચોથી અવસ્થાએ જે પહોંચે છે તેનું નામ "અર્હત". નિર્વાણ પણ તે જ પામે છે.

સ્ત્રીઓ જો દીક્ષા લે તો તેઓ ઉપર કહ્યા તે ચારે પ્રકારના ફળ મેળવી શકે કે કેમ એજ આનંદના પ્રશ્નનો સામાન્ય આશય છે.

"આનંદ! સ્ત્રીઓ પણ એ ફળ મેળવી શકે." ભગવાને ઉત્તર આપ્યો.

"માતૃજાતિ એ ફળ જો મેળવી શકે અને મહાપ્રજાપતિ ગોતમી, કે જે ભગવાનની માશી અને ભગવાનની માતાના મૃત્યુ પછી જેણે સ્નેહથી ભગવાનને ઉછેરીને મોટા કર્યા છે તેમને તથા માતૃજાતિને દીક્ષા લેવામાં શાસારૂ કોઇ પ્રકારનો બાધ હોય?" આનંદના આ શબ્દોમાં કેવળ યુક્તિમત્તા જ નહીં, પણ હૃદયસ્પર્શીતા રહેલી હતી.

ભગવાને કહ્યું—"આનંદ! મહાપ્રજાપતી ગોતમી જો આઠ પ્રકારના ગુરુધર્મ પાળવા તૈયાર હોય, તો તેમને ઉપસંપદા-દીક્ષા આપી શકાય."

આનંદે એ વાત મહાપ્રજાપતીને પૂછી ખાત્રી કરી વાળી. તેણીએ એ આઠે મુખ્ય નિયમો પાળવાની પોતાની તૈયારી બતાવી.

ભિક્ષુણી સંઘની એ રીતે શરૂઆત થઇ. મહાપ્રજાપતી ગૌતમી પહેલી ભિક્ષુણી બની. આનંદે જો આ રીતે પોતાની લાગવગ, યુક્તિ ન વાપરી હોત તો માતૃજાતિ આ પ્રમાણે બૌદ્ધધર્મમાં દીક્ષાનો અધિકાર મેળવી શકત કે કેમ એ એક શંકા છે.

### આનંદ અને ઉદેન :

આનંદ એક દિવસે ફરતા ફરતાં કોસાંબી જઇ ચડયો. ત્યાં વૃક્ષની છાયા નીચે તેણે આશ્રય લીધો. ગામમાં જ્યારે એ સમાચાર ફેલાયા ત્યારે ઉદેન રાજાના અંતઃપુરની સ્ત્રીઓ આનંદના દર્શન કરવા દોડી આવી. આનંદે ઉપદેશ આપ્યો. તેનાથી સર્વ સ્ત્રીઓને સતોષ થયો. જતી વખતે તેમણે પાચસો જેટલા વસ્ત્ર આનંદને અર્પણ કર્યાં.

રાજાને જ્યારે આ વસ્ત્ર–અર્પણની ખબર પડી ત્યારે તેનો મીજાજ ગયો. તે બોલી ઉઠયો–" શ્રમણ આનંદ એટલા બધા વસ્ત્ર લઇને શું કરશે? શું તે વસ્ત્રની દુકાન ખોલવા માગે છે ?"

રાજા પોતે આનંદની પાસે ગયો. કેટલીક વાત પછી રાજાએ પૂછ્યુઃ—" અંતપુરની સ્ત્રીઓ અહીં કંઇ ઉપહાર દઇ ગઇ છે ? "

" હા. પાચસો વસ્ત્ર દાનમા આપ્યાં છે. " આનંદે જવાબ આપ્યો.

" આપ એટલા બધા વસ્ત્ર લઇને શું કરશો ? "

આનંદે કહ્યું " જે ભિક્ષુઓના વસ્ત્ર જીર્ણ થઇ ગયા હશે તેમને વહેંચી આપીશ. "

" તોપછી ભિક્ષુઓના ઉતરેલા–જૂના કપડાનું શું કરશો ?"

" ઉતરેલા બહિર્વાસ, ઉત્તરાસ્તરણ તરીકે વપરાશે."

" તો પછી ઉતરેલાં ઉત્તરાસ્તરણનું શું કરશો ?

" ઉતરેલા ઉત્તરાસ્તરણ, પડ તરિકે વપરાશે "

" તો પછી ઉતરેલા પડનું શું કરશો ?

" ઉતરેલાં પડ પાથરવાના કામમાં વપરાશે. "

" તો પછી પાથરવાનાં જુના કપડાનું શું કરશો ? "

" તે કપડા પગ લૂંછવામાં વપરાશે "

" ઉતરેલા લૂછણાનું શું કરશો ? "

" તેમાથી રજોહરણ બનાવાશે. "

" તો પછી જુના રજોહણનું શુ કરશો ? "

" પુરાતન રજોહરણને કાપી કૂપી, માટી સાથે મેળવી દઇ, આગણા લીંપવામા તેનો ઉપયોગ થશે "

વસ્ત્રોનો એક પછી એક આપોઆપ ઉપયોગ થતો સાભળી ઉદેન રાજાને ભારે સંતોષ થયો " શાક્યપુત્રીય શ્રમણો વસ્તુમાત્રનો સારામાં સારો ઉપયોગ કરી જાણે છે–તલભાર પણ કોઇ વસ્તુનો દુરૂપયોગ નથી થતો તે જાણી રાજાને આશ્ચર્ય થયું. તેણે પોતે બીજાં પાંચસો વસ્ત્ર આનંદને અર્પણ કર્યાં.

### આનંદ અને ભિક્ષુસંઘ :

બુદ્ધ પોતે તો મહાકસ્યપને સર્વમા શ્રેષ્ટ શિષ્ય સમજતા. બુદ્ધના મહા-પરિનિર્વાણ પછી ભિક્ષુઓએ પોતાના સરદારરૂપે મહાકસ્યપની જ પસંદગી કરી હતી.

બુદ્ધના પોતાના સમયમાં તેમનો ઉપદેશ કંઠ–પરંપરાએ શિષ્યો સ્મરણમા રાખતા. તેમના મહા-પરિનિર્વાણ પછી એ ઉપદેશ સંઘરી રાખવાની સૌને જરૂર જણાઇ. એક સંમેલન ભરવાની અને એ સંમેલનનું નેતૃત્વ મહાકસ્યપના હાથમાં મુકવાને સૌ સંમત થયા. સંમેલન માટે ૪૯૯ ભિક્ષુઓની પસંદગી કરવામા આવી. પરંતુ તેમાં આનંદનો ઉલ્લેખ ન હોવાથી ભિક્ષુઓએ મહાકસ્યપને પ્રશ્ન કર્યો:—" આયુષ્મન્ આનંદ હજી હૈયાત છે. તેમજ તે આસક્તિ, દ્વેષ, મોહ, કે બીકને લીધે ખોટે માર્ગે ગયો હોય એમ પણ નથી. ભગવાનની પોતાની પાસે રહીને તેણે ધર્મ અને વિનયના સબંધમા સારી તાલીમ મેળવી છે. તો પછી આ સંમેલનમા આનંદની શા સારૂ ચુંટણી ન થાય ?" મહાકસ્યપે આનંદની ચુંટણી ખુશીથી કબૂલ રાખી.

બુદ્ધના ઉપદેશના સામાન્યતઃ બે ભેદ પાડવામાં આવ્યા છે. (૧) વિનય અને (૨) ધર્મ. ભિક્ષુ અને ભિક્ષુણીઓના આચાર –વહેવારના જે ખાસ નિયમો હોય તે વિનય અને બૌદ્ધધર્મના મતામત તથા ધર્મજીવન વિષે જેમાં ઉહાપોહ હોય તે ધર્મ. ઉપાલિ વિનયના વિષયમાં અને આનંદ ધર્મના વિષયમાં સત્તારૂપ ગણાતા. તેમને પૂછીને જ વિનય તથા ધર્મના વિષે સિદ્ધાત રૂપે સ્વીકારાતા.

### આનંદના અપરાધ :

એજ વખતે મહાકસ્યપ વિગેરે ભિક્ષુઓએ આનંદને સજા કરી હોય એમ જણાય છે. આનંદના અપરાધ તથા સજા વિષે એક નીચેનો પ્રસંગ પ્રસિદ્ધ છે :—

મૃત્યુ પૂર્વે બુદ્ધદેવે આનંદને કહેલું કે " જો સંઘની ઇચ્છા હોય તો તે ન્હાના–મ્હોટા નિયમો રદ કરી શકે. હવે કયો નિયમ ન્હાનો ગણાય અને કયો નિયમ મ્હોટો ગણાય એ વાતનો ખુલાસો પૂછવાનું આનંદને એ વખતે ન સૂઝયું. મહાકસ્યપ વિગેરે ભિક્ષુઓએ આનંદને કહ્યું:—

" આયુષ્મન્ આનંદ ! કયો નિયમ ન્હાનો અને કયો નિયમ મ્હોટો એ વિષે તમે બુદ્ધદેવને કેમ કંઇ ન પૂછયું ? તમારે કબૂલ કરવું જોઇએ કે તમે સંઘનો ભારે અપરાધ કર્યો છે. "

આનંદે જવાબ આપ્યો —" પૂછવાનું રહી ગયું એ મારી ભૂલ થઈ, પણ એમા કંઈ મારો અપરાધ હોય એમ નથી

માનતો છતાં મને આપને વિષે જે શ્રદ્ધા છે તે ઉપરથી આપના કહેવા પ્રમાણે મારો અપરાધ હું કબૂલ કરૂં છું "

અપરાધના બીજા આરોપ આ પ્રમાણે છે —

એક વખતે આનંદ, વર્ષાકાળને સારૂ બુદ્ધદેવને માટે એક વસ્ત્ર સીવતો હતો. વસ્ત્રનો એક છેડો તેણે પગ નીચે દાબ્યો હતો. આનંદનો આ બીજો અપરાધ છે એમ પણ ભિક્ષુસંઘે જાહેર કર્યું.

બુદ્ધના મૃત્યુ પછી સૌ પહેલાં બુદ્ધના મૃતદેહના દર્શન કરવાની સ્ત્રીઓને રજા આપી, એ આનંદનો ત્રીજો અપરાધ.

એક વખતે બુદ્ધે આનંદને કહ્યું કે સિદ્ધ પુરૂષો તેમજ તથાગત પણ જો ધારે તો મૃત્યુના દૂતને પણ પાછો વાળી શકે. એ વખતે આનંદે ભગવાનને કહેવું જોઈતું હતું કે "ભગવન્! દેવો અને મનુષ્યોના કલ્યાણ માટે આપ એ મૃત્યુદૂતને પાછો કહાડો અને આ પૃથ્વી ઉપર વધુ વખત રહી જાઓ." પણ મૃત્યુ આડે ત્રણ મહિના જ બાકી રહ્યા ત્યારે જ આનંદને એવી પ્રાર્થના કરવાનું સુઝયું. તેણે ઉપરા ઉપરી ત્રણ વાર થોડો વખત વધુ રહેવાની પ્રાર્થના કરી પરંતુ બુદ્ધદેવે કહી દીધું કે "પહેલવહેલા મેં જ્યારે તને એ વાત કહી ત્યારે જો તેં આ પ્રમાણે પ્રાર્થના કરી હોત તો તથાગત કંઇક પણ કરી શકત. પણ હવે કંઇ બની શકે તેમ નથી."

આ પ્રસંગ ઉપરથી ભિક્ષુઓએ આનંદને કહ્યું—"ખરે વખતે ભગવાનને પ્રાર્થના નહીં કરવામાં તમે ભારે ભૂલ કરી છે." આનંદ ભિક્ષુનો આ ચોથો અપરાધ.

આનંદની જ ભલામણથી બુદ્ધદેવે માતૃજાતિને દીક્ષા લેવાની સંમતિ આપી હતી. ભિક્ષુઓએ માન્યું કે આ પ્રકારની ભલામણ કરવામાં આનંદે અન્યાય કર્યો હતો. આનંદનો આ પાંચમો અપરાધ.

આ બધા આરોપો કહી—સંભળાવી ભિક્ષુઓએ આનંદને પૂછ્યું "તમારાથી આટલા અપરાધ થયા છે એ વિષે તમારે કંઇ કહેવું છે?"

પ્રત્યેક અપરાધ વિષે આનંદે એમ એક કારણ રજુ કરી જણાવ્યું કે "મને પોતાને એમાં અપરાધ જેવું કંઇ લાગતું નથી. છતાં આપને વિષે મને એટલી શ્રદ્ધા છે કે આપ કહો છો તે ઉપરથી મારા અપરાધ હું કબૂલ કરૂં છું."

### મહાકશ્યપ અને આનંદ

મહાકશ્યપ જો કે ભિક્ષુસંઘના આગેવાન અને સરદાર હતા, પણ તેઓ આનંદ તરફ જરા જેટલી નજરથી નીહાળતા. આનંદની કોઈ પ્રશંસા કરે તો તે સહન કરી શકતા નહીં. એક દિવસે ભિક્ષુણીઓના મઠમાં મહાકશ્યપે ધર્મકથા વિષે એક વ્યાખ્યાન આપ્યું, પણ આનંદના કરતાં એ વ્યાખ્યાન કંઇ સારૂં હોય એમ ન લાગ્યું. એક ભિક્ષુણી તો એટલે સુધી બોલી કે "આનંદ જેવા પંડિત મુનિની પાસે કશ્યપ ધર્મોપદેશ આપે એ તો સૂતરનો વેપારી સુઇ બનાવનારને સુઇ વેચે એના જેવું જ હાસ્યાસ્પદ છે." આ વાત ઉડતી ઉડતી જ્યારે મહાકશ્યપના કાને પડી ત્યારે તેમનું અભિમાન ઘવાયું. આનંદને પૂછતાં તેણે તો મધુરભાવે કહી દીધું કે "અબોધ સ્ત્રીઓની એવી વાતો આપે દરગુજર કરવી જોઇએ." પરંતુ મહાકશ્યપે આનંદનો સંઘમાંથી બહિષ્કાર કર્યો. એ વખતે આનંદ સીત્તેર અથવા એ કરતાં પણ અધિક વયનો હતો.

એક વખતે આનંદના ત્રીસ શિષ્યો બૌદ્ધધર્મનો ત્યાગ કરી સંસારને માર્ગે ચાલ્યા ગયા. એ વખતે મહાકશ્યપે આનંદને સખત ઠપકો આપ્યો. જે શિષ્યો જીતેન્દ્રિય ન હોય, જેઓ ઉદ્યમશીલ ન હોય, તેમને દીક્ષા આપવી એ કુળનો જ ઘાત કરવા બરાબર છે એમ કહ્યું. એટલું છતાં આનંદના ચિત્તમાં ક્રોધ કે દ્વેષનો સંચાર સરખો પણ ન થયો.

### આનંદની ઉક્તિઓ.

"જે વ્યક્તિ અલ્પશ્રુત હોય છે તે બળદની જેમ વૃદ્ધિ પામે છે—તેનું માંસ વધે છે, પણ પ્રજ્ઞા નથી વધતી."

"જે બહુશ્રુત જ્ઞાન મેળવ્યા છતાં, પોતાનાથી નાનેરા-અલ્પશ્રુતોની અવજ્ઞા કરે તેનામાં અને હાથમાં દીવો લઇ ચાલનારા આંધળા માણસમાં કંઇ તફાવત નથી."

•

"હું પચીસ વરસ લગી મન, વચન અને કાયાથી મૈત્રી પરિપૂર્ણ ભાવે બુદ્ધદેવને અનુસર્યો. એથી મારી જ્ઞાનદૃષ્ટિ ખુલી. એટલું છતાં હજી પણ હું એક વિદ્યાર્થી છું—મારી બુદ્ધિ અપક્વ છે અને હજી મારે ઘણું ઘણું કરવાનું બાકી છે."

•

"થેર ગાથા" ની આ ઉક્તિઓ પોતે જ આનંદ ભિક્ષુની સરળતા અથવા ભક્તિતા સિદ્ધ કરે છે.

---

## પુષ્પાંજલી

ગુજરાતના સાક્ષર શ્રી મનસુખરામભાઈ એક વખતે એક ચિત્રકળાનું પ્રદર્શન જોવા માટે ગયા. ત્યાં એક ભારે કીંમતનું ચિત્ર જોઇ તેમણે કહ્યું કે "આની આટલી બધી કીમ્મત?" આ સાંભળી પ્રદર્શનના સેક્રેટરીએ તેમને એક ખાસ જગ્યા ઉપર લઈ જઈ કહ્યું કે સાહેબ! એ ચિત્ર અહિંથી જુવો—મનસુખરામભાઈ જોઇ સ્તબ્ધ થયા અને બોલ્યા "આ ચિત્રની આટલી જ કીમ્મત?"

"જૈન" પત્રના આદ્યસ્થાપક ભગુભાઇને જેલમાં મોકલનાર અને છાપનારને છાપવાર દેવચંદ ભાઇ ઉપર ગાળો વરસાવનાર એક જગાએ ઉભા રહીને "જૈન" પત્રનું નિરીક્ષણ કરે છે, તેઓ જો પોતાનું દ્રષ્ટિબિંદુ બદલીને "જૈન" પત્રના સેવાક્ષેત્ર ઉપર ઉભા રહીને ઝાંખી કરી લેશે તો તેમને "જૈન" પત્રની સેવાઓની અમોલી કીમ્મત સમજાયા સિવાય રહેશે નહિ.

ગયા પચીસ વરસની જૈન કોમની નવા-જુની જોનાર માટે અને પચીસ વરસના સમાજના ઇતિહાસનું નિરીક્ષણ કરવા માટે જૈન કોમને "જૈન" પત્ર સિવાય બીજું સબળ સાધન નથી. "જૈન" પત્રે કોમના હિતના કોઇપણ પ્રસંગને જતો કર્યો નથી એટલું જ નહીં પરંતુ આક્રમણ સમયે તેણે બહાદુરીથી સામનો કર્યો છે. જૈન સાહિત્ય ઉપર થતા હુમલાઓ વખતે, યાત્રાત્યાગ પ્રસંગે અને એવા જ બીજા અણીના પ્રસંગોએ તેણે કરેલી સેવા ઇતિહાસમાં ચીરસ્મરણીય રહી જશે. કોમની સેવા કરવાની પ્રબળતાના પરિણામે તેમના સદાકાળ ગવાતા રહો તે સીલ્વર જ્યુબીલી જ નહીં પરંતુ ગોલ્ડન અને ડાયમંડ જ્યુબીલી ઉજવવા ભાગ્યશાળી બને એજ શાસનદેવો પ્રત્યે પ્રાર્થના.

ઝવેરી મુળચંદ આશારામ વૈરાટી.

# कोशल देश की कल्याणक भूमि



श्री वालचंद्रसूरि–काशी.



श्री नेमिचंद्रसूरि–काशी.

वाराणसी और अयोध्या नगरी यह दोनों क्षेत्र कोशल देश की कल्याणक भूमि कही जाती है। वाराणसी नगरी आजकाल काशी ( वनारस ) के नामसे प्रसिद्ध है. यहा (१) भेलुपुर नामक मुहल्ले में श्री पार्श्वनाथ प्रभु के चार कल्याणकों का पवित्र तीर्थ है मंदिर व तीर्थ की व्यवस्था श्वेतांम्बर जैनों के हस्तगत है इस मंदिरमें वेदी के नीचे के भाग में एक कोने में ३–४ दिगंवराम्नाय की जिनप्रतिमायें कुछ अर्से से रखी हुई है दोनो ही दिगंवर श्वेतांवरो का यहा संगम होता है. वाग में श्री जिनदत्तसूरिजी महाराज की चरणपादुका है, मंदिर की वेदि के पीच्छे के गोख मे प्राचीन श्वेतावराचार्य प्रतिष्ठित कुच्छ प्रतिमायें और चरणपादुकायें है. वाग के चारों तरफ घीरी हुई यात्रियों के उतरने के लिये धर्मशाला है .—

(२) भेलुपुर से आधा माईल के करीव गंगा के तटपर भदेनी मुहल्ले में श्री सुपार्श्वप्रभु के ४ कल्याणकों का पवित्र तीर्थधाम है जो कि गंगा के उछळते हुए तरंगों से प्रतिदिन जिनमंदिर का नीचे का भाग टकराता रहता है. मंदिर पर खडे होकर देखने से गंगा की और उस पार की सघन वनभूमि की शोभा आल्हादक मालुम पडती है। काशी नरेश की राजधानी रामनगर और उनका निवासस्थान–राजमहेल का दृश्य अलौकिक दिख पडता है यह मंदिर व घाट दोनों ही पूज्य कुशलाजी[1] महाराज के ही सदुपदेश व उनके ही नेतृत्व में श्रीमान् राजा वच्छराजजीने अपना अगणित द्रव्य खर्च कर बनाया है. इसी कारण आजतक इस घाट को वच्छराज घाट के नामसे पुकारा जाता है. इस मंदिर के पास १ श्वेतावर धर्मशाला भी है. इस तीर्थ के स्थापन हो जाने के वहोत काल बाद दिगंबर जैनोंने भी इसी तीर्थ के पास एक नयी जमीन लेकर अपना तीर्थ और एक आदर्श स्याद्वाद महाविद्यालय भी स्थापन कीया है.

( ३ ) काशी से २॥ कोश दूर पर सुंदर आम्रवन में श्री श्रेयांसनाथ स्वामी के ४ कल्याण का पवित्र धाम है. इस तीर्थ की शोभा सव तीर्थक्षेत्रोंसे वढी चढी है, ५ वींघा के वाग के मध्य में चारों तरफ घीरा हुवा चतुष्कोण एक कोट है जिसके चारो कोणमें चारों ही वुर्जोपर की छत्रियो में श्री श्रेयांस प्रभु के मनमोहक कल्याणकों के भावों को वतलानेवाले भाव बनाये



ले० विद्यालंकार यतिश्री
**हीराचंद्रजी–वनारस.**

१ श्री कुशलचंद्रसूरि–जो कुशलाजी कहे जाते है उन्होंने काशी की सभी कल्याणक भूमि का जीर्णोद्धार के लीये अच्छा प्रयत्न कीया है। श्री मोहनलालजी महाराजने संवेगव्रत लेकर सुरत–मुंबइ पर बहोत उपकार कीया है यह यति अवस्था में आप ही के शिष्य थे. वनारस में यति परंपरा की गादी पर आपके शिष्य श्री वालचन्द्रजी आये. जो अच्छे विद्वान् थे. आपने गुजरात–दक्षिण और मारवाड में चातुर्मास कीया था. आपके शिष्य श्री नेमीचन्द्रसूरि आज गादीपति होकर बनारस के कई एक कल्याणक भूमि व मंदिरों की सार-संभाळ कर रहे है. लेखक आप ही के शिष्यरत्न है।



આ ત્રુવી 'જૈન' પત્ર જૈન સમાજમા વૃદ્ધિ પામતુ ચાલ્યુ આવે છે એથી જ તમારી મર્હુમ પ્રભુલી સમય સૂચકતા તથા 'જૈન' પત્રની ઉપરો તાનો પરિચય જનતાને થઇ રહ્યો છે શાસનદેવ તમને સહાયક થાઓ, જેથી તમે દિન-પ્રતિદિન શાસનસેવા તેમજ સમાજસેવાનો લાભ અધિકાધિક પ્રાપ્ત કરી શકો.

પ્રવર્તકશ્રી કાન્તિવિજયજી

'જૈન' પત્રના પિતા સ્વ ભગુભાઇ કારભારીએ અનેક મુશ્કેલીના વચ્ચે 'જૈન' પત્રને ટકાવી રાખ્યુ હતુ ના દુરસ્ત તબીયત તેમજ તેમને પેરીસ જવાનુ થવાથી, જ્યારે તેમણે જૈન પત્રનો સબધ છોડયો ત્યા સતોષ સાથે કહેતા ગયા કે મારા પર મે મર્હુમ ભાઇ દેવચદભાઇના હાથમા સોપ્યુ છે એટલે મને ખાત્રી છે કે તેઓ તેને સારા ભોગ આપી રૂપપુષ્ટ બનાવશે અને તેઓનો આત્મા સતોષથી જોઇ શકશે કે તેના વ્હાલા જૈન પત્રનો રજત મહોત્સવ ઉજવાયો છે

મોહનલાલ ખેટીદાસ શાહ



गये है जमे एक तरफ माता विष्णु राणीजी सुती हुई चतुर्दश स्वप्नों को देख रही है। एक तरफ मेरुपर भगवनको इन्द्रादिक जन्माभिषेक करा रहे है तीसरी तरफ अशोकवृक्ष के नीचे भगवान् पचमुष्टि लोच कर रहे ह और नम्र शिर से खडे हुए इंद्र महाराज अपने उत्तरीय वस्त्र के अचल म बाल ले रहे है कोट के मध्य चौक में १२ परषदा के भाव पुरस्सर समवसरण का मनमोहक दृश्य दिखाया गया है। जिस के मध्य म परमात्मा के ४ चरण पादुकायें चारा दिशाभिमुखी रही हुई है। कोट के मध्य म एक तरफ बहोत ही मनोहर शिखरबद्ध १ जिन मंदिर है। जिस में मुलनायक भगवान् श्रेयासनाथस्वामी की प्रतिमा विराजमान ह कोट के एक कोने की छत्री में पूज्य श्री कुशलाजी महाराज की भव्य प्रतिमा विराजमान है, वतमान म इस तीर्थ का जिर्णोद्धार हो जानेसे बहोत ही सुदर और मनोहर दृश्य मालुम पडता है। मंदिर के सदर दरवाजा के सामने भगवान् का एक नजरबाग ह जिस के दोनों तरफ धमशालायें ह, यहांसे थोडे ही दूरपर सिंहपुर नाम का गाव भी है, यहांसे आधा मैल पर महात्मा बुद्ध का एक अति उच्च स्तूप है जो कि सारनाथ इस नाम से प्रसिद्ध है, यह बौद्धों का अति महत्व का तीर्थक्षेत्र ह-सारनाथ नाम का रेलवे स्टेशन भी है।

(४) यहांसे ४ कोश दूर और काशी से ७ कोश दूर चद्रपुरी नामक तीर्थक्षेत्र है यह गाव भी चद्रपुरी नाम से अभी तक प्रसिद्ध है। यहां चद्रप्रभुजी के चार कल्याणक हुए है गगा के किनारे एक उच्च टीले पर जीस को राजा का किल्ला भी कहते हैं वहां पर श्री चद्रप्रभुजा का एक मनोहर शिखरबद्ध जिनमदिर है और मदिर के बगल म दादाजी की चरण पादुकाओंसे सुशोभित एक छत्री है वर्षाकाल म गगा के भयकर प्रवाहों के आघातों से तीर्थक्षेत्र का उच तट का भाग दिन प्रतिदिन टूटता जा रहा है जिससे तीर्थक्षेत्र भविष्य में शोचनीय स्थिति को प्राप्त न हो इस के पूर्व ही श्री सघ का ध्यान आकर्षित होना आवश्यक है यह स्थान परमशान्त और निस्तब्ध होने से मानो-एक दिव्य तपोवन भूमि का दृश्य दीख रहा है

(५) काशी के मध्य म रामचद्रजी के तीर्थक्षेत्र के उपर रामघाट उपर श्री अश्वसेन महाराजा की राजधानी का द्योतक और कमठ प्रतिबोधक स्थल का सूचक श्री भगवान् चिंतामणि प्रभु पार्श्वनाथस्वामी का अति उच्च शिखरबद्ध जिनमदिर है जिसम बहोत मनोहर १०० जिनप्रतिमाआ करीब विराजमान है इस के पास ही शहर म और ६ मंदिर (पाठशाला के मंदिर सहित) है। १ पाठशाला है जो कि हाल म धमशाला का काम कर रही ह, इस तरह काशी के परतीर्थों की यात्रा पूर्ण होती है

काशी से ६० कोश दूर पर अयोध्याजी है जहां पर ऋषभादि ५ तीर्थंकरो के १६ कल्याणक है। इस विनीतानगरी पूर्व में महाराजा भरत, सगरादि महाराजाओं की प्रसिद्ध राजधानी थी। यहां भी १ मंदिर और एक धर्मशाला है यहां से फेजाबाद जाना होता है। वहा भी १ मंदिर है। वहांसे सोहावल स्टेशनसे उतर कर रत्नपुरी तीर्थ को जाना पडता है जो कि स्टेशन से आधा मैल दूर है। यहांपर श्री धर्मनाथ प्रभु के ४ कल्याणक हुए है। यहांपर भी तीर्थ सिंहपुरीजी के समान भाव प्रदर्शित कीये गये है। हाल में इस तीर्थ के सरक्षक कार्यकर्ता मिर्जापुर निवासी श्रीमान् बाबु मिश्रीलालजी रायबहादुर है। आप के हाथ म आने बाद इस तीर्थ की कुच्छ तरकी जरूर हुइ है।



# સાહિત્ય સંરક્ષણ.

લેખક :—
મુનિ શ્રી પુણ્યવિજયજી.

પૂર્વકાલીન શ્રૃંખલાબદ્ધ ઇતિહાસ જળવાઇ શકે તેમ પૂર્વ પુરૂષોની અમુલ્ય વાણી સંભાળવામાં જૈન સમાજે વાપરેલી દીર્ઘદર્શિતા માટે પૂર્વ અને પશ્ચિમના સાક્ષરો મુકતકઠે પ્રશંસા કરી રહ્યા છે. કેમકે જૈન સાક્ષરોએ ઇતિહાસ સંરક્ષણની શરૂઆત શીલાલેખો, તામ્રપત્રો અને સંજ્ઞાસૂચક ચિત્રપટોથી સદીઓ પહેલાં કરી અને તે સાથે સાહિત્ય સંરક્ષણ અર્થે તાડપત્રો તથા ભોજપત્રોનો[1] ઉપયોગ શરૂ કરી દીધો અને શોધકદૃષ્ટિએ આગળ વધીને કાપડ[2] તથા જાડા કાગળોમાં શાસ્ત્રપ્રાસાદને હાથે લખાવીને સેંકડો ગમે સાહિત્યનો વિકાસ કર્યો. તથા તે સાધનો યાવતચંદ્ર દિવાકરો જળવાઇ રહે તે માટે તેને આગ, પાણી કે જીવજંતુ સ્પર્શ ન કરી શકે તેવી સલામત યોજનાથી ડાબડા તથા ભંડારોમાં સંરક્ષણ આપ્યું. એ વાતની અગમ્ય ભંડારો, ભોંયરાઓ અને થાંભલાઓમાં છુપાએલો ગ્રંથસંગ્રહ અત્યારે પણ ખાત્રી આપે છે.

મળેલાં સાધનો ઉપરથી જાણી શકાય છે કે સૈકાઓ પહેલાંથી સાહિત્ય લેખન અને સંગ્રહ માટે દરેક ગચ્છના સમર્થ આચાર્યાદિ મુનિવર્ગના ઉપદેશથી કે પોતાના આંતરિક ઉલ્લાસથી અનેક રાજાઓ, મંત્રિઓ તેમજ ધનાઢય ગૃહસ્થોએ તપશ્ચર્યાના ઉદ્યાપન નિમિત્તે, જિનાગમશ્રવણ નિમિત્તે, પોતાના અથવા પોતાના પરલોકવાસી સ્વજનના કલ્યાણ અર્થે, સાહિત્ય પ્રત્યેની પોતાની અભિરૂચિને કારણે અગર તેવા કોઈ પણ શુભ નિમિત્તે નવીન પુસ્તકાદર્શો લખાવીને અથવા પુરાતન જ્ઞાનભંડારો મેળવીને મોટા મોટા જ્ઞાન–ભંડારોની સ્થાપના કરીને જ્ઞાનનો પ્રચાર કર્યો છે. આ સ્થળે ધ્યાનમાં રહેવું જોઇયે કે— સાધારણમાં સાધારણ વ્યકિતઓએ પણ ઉપરોકત શુભ નિમિત્તોમાંનું કોઇ પણ નિમિત્ત પ્રાપ્ત થતાં મહત્ત્વપૂર્ણ ફાળો આપવામાં પાછી પાની નથી કરી.

પૂજ્યપાદ શ્રીમાન દેવર્ધિગણી ક્ષમાશ્રમણે ગ્રંથનો આરંભ કરાવ્યો ત્યારે અને તે પછી અનેક સમર્થ તેમજ સાધારણ વ્યકિતઓએ વિશાળ જ્ઞાનભંડારોની સ્થાપના કરી છે. એનું સંપૂર્ણ સંશોધન કરવું અશકય છે. પરંતુ ઉપલક નજરે જોતાં સાહિત્યરસિક મહારાજા સિદ્ધરાજ જયસિંહે ત્રણસો લહીઆ એકઠા કરી સર્વ દર્શનના ગ્રંથો લખાવી રાજકીય પુસ્તકાલયની સ્થાપના કર્યાનો તથા આચાર્ય હેમચંદ્રકૃત સવાલાખ વ્યાકરણ ગ્રંથની સેંકડો પ્રતિઓ લખાવી તેના અભ્યાસીઓને દેશ–પરદેશમાં ભેટ મોકલાવ્યાનો ઉલ્લેખ ‘પ્રભાવક ચરિત્ર’ તથા ‘કુમારપાલ પ્રબંધ’ માં છે. મહારાજા કુમારપાલને માટે પણ કુમારપાલ પ્રબંધાદિમાં એકવીશ જ્ઞાન–ભંડાર સ્થાપ્યાનો તથા પોતાના રાજકીય પુસ્તકાલય માટે જૈન આગમ ગ્રંથો અને આચાર્ય શ્રી હેમચંદ્ર વિરચિત યોગશાસ્ત્ર–વીતરાગ સ્તવની હાથપોથી સ્વર્ણાક્ષરે લખાવ્યાની નોંધ છે.

મંત્રિઓમાં જ્ઞાનભંડાર લખાવનાર મહામાત્ય વસ્તુપાલ–તેજપાલે નાગેંદ્ર ગચ્છીય આચાર્ય વિજયસેન તથા ઉદયપ્રભસૂરિના ઉપદેશથી જ્ઞાનભંડારો લખાવ્યાની નોંધ જિનહર્ષ ગણિકૃત ‘વસ્તુપાલચરિત્ર’ ‘ઉપદેશ તરંગણી’ આદિમાં નજરે પડે છે. તેમજ માંડવગઢના મંત્રી પેથડ

---

૧ માત્ર યતિઓના જમાનામા અર્થાત્ સત્તરમી અને ખાસ કરીને અઢારમી–ઓગણીસમી સદીમા અવ્યવસ્થિત રીતે લખાયેલ કેટલાક મંત્રો ભોજપત્ર પર જોવામાં આવે છે.

૨ પાટણના સંઘના ભંડારમા કપડા ઉપર લખેલા બે પુસ્તકો છે. જેમાનું એક સંવત ૧૪૧૮ મા લખેલું ૨૫×૫ ઈંચના કદવાળા ૯૨ પાનાનું છે સામાન્ય ખાદીના કપડાના બે ટુકડાને ચોખાની લહીથી ચોડી તેની બન્ને બાજુએ લહી ચોપડી અકીકના અગર તેવા કોઇ પણ ઘુટાથી ઘુંટી તેના ઉપર લખવામા આવેલ છે આ સિવાય ચોમાસાની વિજ્ઞપ્તિ, સાવત્સરિક ક્ષમાપના, કર્મ ગ્રંથના યંત્રો, અનાનુપૂર્વી આદિ પણ એકવડા કપડા ઉપર લખાએલ મળે છે.

શાહે તપગચ્છીય આચાર્ય ધર્મઘોષસૂરિ પાસે આગમ શ્રવણ કરતા ભગવતી સૂત્રમા આવતા વીર–ગૌતમ નામની સોનામહોરથી પૂજા કરી, તે એકઠા થયેલ દ્રવ્યથી પુસ્તકો લખાવી ભરૂચ આદિ સાત સ્થાનોમાં ભંડાર સ્થાપ્યા હતા આ ઉપરાંત ગૂર્જરેશ્વરના, ખરતર ગચ્છીય આચાર્ય જિનભદ્રના આદેશથી ધરણા શાહે, મહોપાધ્યાય શ્રી મહીસમુદ્રગણીના ઉપદેશથી નંદુરબાર નિવાસી સં૦ ભીમના પૌત્ર કાલુએ, આગમ ગચ્છીય–શ્રી સત્યસૂરિ જયાનંદસૂરિ વિવેકરત્નસૂરિના ઉપદેશથી પેથડશાહ, મંડલીક તથા પર્વત–કાન્હાએ નવીન ગ્રંથો લખાવી જ્ઞાનભંડારો સ્થાપ્યા હતા

આજ સુધીમા આવા સેંકડો જ્ઞાનભંડારો ઉભા થયા અને કાળની કુટીલતાને બળે, રાજ્યની ઉથલપાથલને લીધે, કે જૈન સમાજની અજ્ઞાનતાને લીધે તેમાના ઘણા શીર્ણ–વિશીર્ણ થઈ ગયા અને ઘણા માલેકીના મોહમા કે અજ્ઞાનતાથી ઉધઈના મુખમા અદૃશ્ય થયા કે જીર્ણદશાને પામ્યા આ ઉપરાંત પાણીથી ભીંજાઈને ચોટી જવાથી અથવા તો બગડી જવાને કારણે, ઉંદર આદિએ કરડી ખાધેલ હોવાને લીધે, ઉથલપાથલના સમયમા એક બીજા પુસ્તકોના પાનાઓથી ખીચડારૂપ થઈ અવ્યવસ્થિત થવાને કારણે અગર તેવા અન્ય કોઈ પણ કારણે વહેતી નદીઓમા, દરીઆમા અથવા જૂના કુવાઓમા પધરાવીને સેંકડો ગ્રંથો ગુમાવી દેવાયા તેની તો બહુ થોડાઓને જ ખબર હશે આવા જ ફેંકી દેવાને તૈયાર કરાયેલ અનેક સ્થળના કચરારૂપ મનાતા પાનાઓના સંગ્રહમાથી વિજ્ઞ મુનિવર્ગે કેટલાયે અશ્રુતપૂર્વ, લભ્ય તેમજ મહત્ત્વના સેંકડો ગ્રંથો શોધી કાઢયા છે એ વાત જો ધ્યાનમા રહે તો એવા નષ્ટ થતા અનેક કીમતી ગ્રંથો હજુ પણ મળી શકે

જેમ જૈન સંઘે મોગલોની ચડાઈના જમાનામા પ્રતિમાઓના રક્ષણ માટે મંદિરની અંદર ગુપ્ત અગમ્ય માર્ગવાળા તેમ જ અકલ્પ્ય ઉંડાણવાળા ભૂમિગૃહો–ભોંયરાની સંકલના વિચારી હતી, તેમ જ્ઞાનભંડારોની રક્ષા માટે જેસલમેરનો કિલ્લો જોવાથી ત્યાંના ભંડારને કેવી રીતે સુરક્ષિત રાખવામા આવતા હતા તે સમજાશે આચાર્ય સિદ્ધસેન માટે એમ માનવામા આવે છે કે–તેમણે ગુપ્ત સ્થંભને ઔષધિવડે ઉઘાડી તેમાથી સંપ્રદાયના કેટલાક ઉપયોગી પુસ્તકો બહાર કાઢ્યા અને સ્તંભ અચાનક જમીનમા ઉતરી ગયો આવા (તીલીસ્માતી) ગુપ્તસ્થંભો કે મકાનોમા કેટલું યે મંત્રસાહિત્ય નહાને માટે અદૃશ્ય પડયુ હશે તે કલ્પના બહાર રહે છે

પ્રાચીન સાહિત્યને આ રીતે પ્રકાશન કરીને તેના સંરક્ષણ માટે પુસ્તક મૂકવાની પેટી, સંજૂસ કે કબાટ આદિ જમીનથી અધર રાખવાનો રીવાજ છે કે જેથી ધૂળ, ઉધઈ કે ઉંદર ઉપદ્રવ કરી શકે નહિ તેમજ હસ્તલિખિત પુસ્તકોની શાહીમા ગુંદર પડતો હોવાથી શરદી લાગતા તે ચોટી ન જાય તે માટે ગ્રંથભંડારનું સ્થાન ભેજરહીત તેમજ ચોમાસાનું પાણી ન ઉતરે તેવું પસંદ કરવા તથા દરેક ગ્રંથને મજબુત રીતે બાંધીને રાખવામા આવે છે જૈન હસ્ત–લિખિત ભંડારના કાર્યવાહકો ચોમાસામા ભંડારને ઉઘાડતા નથી તેનું કારણ પણ પુસ્તકોને હવા ન લાગે એ છે

આટલી સંભાળ છતા જો કોઈ પાના શાહીના દોષથી ચોટીને રોટલા જેવા થઈ ગયા હોય તો તેવા પુસ્તકને ઉખાડવા માટે પાણીઆરામાની સૂકી જગ્યામા અથવા પાણી ભર્યા બાદ ખાલી કરેલ ભીનાશ વિનાની પણ પાણીની હવાવાળી માટલી કે ઘડામા જલમિશ્રિત શરદી લાગે તેમ મૂકવા અને તે હવાની અસર થવા પછી ચોટી ગયેલ પાનાને ધીરે ધીરે ઉખાડવા જો વધારે ચોટી ગયેલ હોય તો તને વધારે પ્રમાણમા શરદી લાગ્યા પછી ઉખાડવા પણ ઉખાડવા માટે ઉતાવળ ન કરવી ચોમાસામા પુષ્કળ વરસાદના ભેજની અસર પણ એ કામ કરે છે આવા પાના ફરીથી ચોટી ન જાય માટે તેવા દરેક પાના ઉપર ગુલાલ છાંટી દેવો આ ઉપાય કાગળના પુસ્તક માટે છે

જો તાડપત્રીય પુસ્તક ચોટી ગયું હોય તો એક કપડાને નીતરે તેમ પાણીમા ભીંજાવી તેને પુસ્તકની આસપાસ લપેટવુ અને જેમ જેમ પાના હવાતા જાય તેમ તેમ ઉખાડતા જવુ તાડપત્રીય પુસ્તકની શાહી પાકી હોવાથી તેના આસપાસ નીતરતુ કપડું લપેટતા તેના અક્ષરો ભૂંસાવાનો કે ખરાબ થવાનો ભય રાખવો નહિ

વર્ષાઋતુમા જ્ઞાનભંડારોમા પેસી ગયેલ સ્નિગ્ધ હવા ઉડાડવાને કાર્તિક માસમા શરદઋતુની પ્રૌઢાવસ્થા હોઈ સૂર્યનો પ્રખર તાપ અનુકૂળ છે તેથી કાર્તિક શુક્લપંચમી (જ્ઞાનપંચમી) માટે જ્ઞાનભક્તિનુ માહાત્મ્ય જણાવ્યુ છે પરંતુ અત્યારે આ પર્વના હેતુને સમજીને પુસ્તક ભંડારો તપાસવા ત્યાનો કચરો સાફ કરવો, પુસ્તકોને તડકો દેખાડવો, બગડી ગયેલ પુસ્તકો સુધારવા, તેમા જીવડા ન પડે તે માટે મૂકેલ ઘોડાવજના ભૂકાની પોટલીઓ બદલાવવી, આદિ કશુ જ ન કરતા માત્ર જૈનોની વસ્તીવાળા ઘણાખરા નાના–મોટા નગરોમા થોડાઘણા જે હાથમા આવ્યા તે પુસ્તકોની આડંબરથી સ્થાપના કરી તેની પૂજા–સત્કાર આદિથી જ કૃતકૃત્યતા માનવામા આવે છે તો આશા છે કે જ્ઞાનના ઉપાસકો અને જ્ઞાનભંડારના સંરક્ષકો જ્ઞાનભક્તિનો મર્મ સમજી યથાવિધ જ્ઞાનોપાસનાનો અપૂર્વ લાભ લેશે.

# यूरोप में जैन मंदिर



लेखक: — मुनि श्री ज्ञानसुंदरजी महाराज

वर्त्तमान समय में वहुत से लोगों का यह ख्याल है कि जैनीझम का प्रचार केवल आर्यावर्त्त में ही है, परन्तु इतिहास गवेषीयों से और जैन इतिहास से यह बात स्पष्ट हो चूकी है कि पूर्व ऋषि-महर्षियोंने अपने अनेकानेक प्रयत्न से सारे जगत में जैन धर्म का प्रचार किया है। शत्रुंजय माहात्म्य में लिखा है कि संवत् १०८ में जावडशाहने शत्रुंजय का उद्धार किया और वहां पर जो प्राचीन बिंब स्थापन किया था वह अफघानिस्थान—यवन प्रदेश से प्राप्त किया हुआ था। अढाई द्विप का भौगोलिक वर्णन से एवं और २ देशो की सरहद का हिन्दु इतिहास से इरान, ग्रीक आदि देशों का सबंध हिन्द से होने का वहोत कुछ संभव मालुम पडता है। अष्टापद आदि महान् तीर्थ जो कि आज अपने को उपलब्ध नहीं है तथापि शास्त्रों से अनुमान किया जाता है कि प्रायः वह हीमालय के प्रदेश में अन्तर्हित है। परन्तु आज उस तीर्थ को खोजने की किस को पडी है?

जिस समय जैन समाज अनेक क्लेशदायक घटनाओंमे व्यग्र हो उस समय पूर्वोपार्जित शासन प्रभावक कार्यों की खोज कहांसे कर सके? जिस समाज को समीपवर्त्ति तीर्थभूमियों की संभाल रखने का व व्यवस्थित प्रबंध रखने का ख्याल नहीं उस समाज के पास सारे जगद्व्यापी तीर्थों के प्रबंध की आशा कैसे कि जाय?

इतिहास से देखा जाता है कि श्री संप्रति नरेश की विनंती से आचार्य श्री सुहस्तिसूरिने अपने वहोत से शिष्य संप्रदाय को अनार्यदेश मे जैनीझम का प्रचार के लीये भेजे थे, जिन्होंने अर्वस्थान, अफघानीस्थान, तुर्कस्थान, इरान, मिश्र, तिब्बत, चीन, ब्रह्म, आसाम, लंका, आफ्रिका और अमेरीका तक जा कर जैनधर्म का प्रचार कीया था. वलकी जगह २ पर कइ मंदिर भी कराये थे

याद रखें कि उस समय तक महमद ईसा व महमद पेगम्बर का जन्म भी नहि हुआ था. क्या आर्य और क्या अनार्य सब लोग मूर्त्ति को मानते थे. उस समय जैनीओं की संख्या चालीस करोड[1] की मानी जाती थी।

यह प्रचार इतना संगीन और विराट् था कि विक्रम की चौदहवीं शताब्दि तक युरोप में मूर्त्तिपूजा विद्यमान थी. आस्ट्रेलीया और अमेरीका मे तो भूमि के खोदने पर अब भी कइ मूर्तियां निकल रही है.

उपर दिया गया चित्र अन्तिम तीर्थंकर श्री महावीर स्वामी का है। यह मूर्त्ति हाल ही में आष्ट्रिया के अन्तर्गत हंगरी प्रान्त मे बुडापेस्त नगर के निकट एक अंग्रेज खेडुत को अपने बगीचे में खोदकाम करनेपर प्राप्त हुइ है। यह प्रत्यक्ष प्रमाण से सिद्ध होता है कि पूर्वकाल से जैन धर्म का प्रचार सारे जगतमें था। इस प्रसंग से जैनधर्म के उपदेशक व प्रेरक महानुभाव संशोधन की प्रवृत्ति में सुप्रबंधपूर्वक आगे बढेंगे तो जगद्व्यापी जैनशासन का अलभ्य प्रकाश हो सकेगा।

---

१ "बाबू कृष्णालालजी बनर्जीने लिखा है कि भारत में पहिले चालीश करोड जैन थे, यह धर्म अति प्राचीन है। इस धर्म के नियम सब उत्तम होने से देश को असीम लाभ पहुंचा है।"

અને અત્યાચારી હતો. તે એક વખત આ સુરૂપવતી બાલ-બ્રહ્મચારિણી સાધ્વીને જોઇ તેના ઉપર રાગી બન્યો. અને કંઈ પણ વિચાર કર્યા વિના પોતાના સેવકોદ્વારા તેને ઉપાડી અંતેઉરમા લઈ ગયો. ઉપાડી જતાં ‘ સરસ્વતી ’ એ કારમી ચીસો પાડી અને રુદન કર્યું. તેની સાથેની બીજી સાધ્વીઓ એકદમ કાલકાચાર્ય પાસે ગઈ અને સરસ્વતીના સંકટની વાર્તા નિવેદન કરી. કાલકાચાર્યની આંખોમા ખૂન ભરાઇ આવ્યું. “પ્રજાનો પાલક એક રાજા જગતનું કલ્યાણ કરનારી બાલ બ્રહ્મચારિણી સાધ્વી ઉપર આટલો અત્યાચાર કરે ?” તેઓ એકદમ રાજા પાસે ગયા. પહેલા તો શાન્ત ચિત્તથી રાજાને ખૂબ સમજાવ્યો પરન્તુ રાજા ન માન્યો કાલકાચાર્યે ઉપાશ્રયે આવી સંઘને એકત્રિત કર્યો. અને બધી હકીકત કહી સંઘ ઘણું ભેટણું લઇ રાજા પાસે ગયો અને બહુ વિનયપૂર્વક સાધ્વીને છોડી દેવા રાજાને વિનવ્યો પરન્તુ સંઘનું વચન પણ ન માન્યું હવે તો કાલકાચાર્યને રોમ રોમ ક્રોધ વ્યાપ્ત થયો. તેમણે સંઘની સમક્ષ પ્રતિજ્ઞા કરી.—“ ગર્દભિલ્લ રાજાને એના ગચ્છની સાથે ઉખાડી ન નાખું, તો હું કાલકાચાર્ય નહિં. ”

કાલકાચાર્ય એક ત્યાગી, સંસારથી વિરકત સાધુ હતા. છતા એક અત્યાચારી, દુષ્ટ રાજાને એના પાપનું પ્રાયશ્ચિત આપવું, નહિં નહિં, કંઇપણ પ્રયત્ન દ્વારા પ્રજા ઉપરનો અત્યાચાર દૂર કરાવવો. એ આ ત્યાગી, વૈરાગી સાધુએ પોતાનું કર્ત્તવ્ય જાણ્યું.

ઉપરની પ્રતિજ્ઞા કર્યા પછી પણ કાલકાચાર્યે રાજાને પોતાના કર્ત્તવ્યનું ભાન કરાવવા એક ઓર પ્રયત્ન કર્યો અને તે એ કે— તેઓ એક ગાડા સાધુની માફક જેમ તેમ બકતા ગામમા ફરવા લાગ્યા. આચાર્યનું આ પાગલપણું રાજાના કાન સુધી પહોચ્યું છતાં એ નિર્દય રાજાના હૃદયમાં દયાનો અંકુરો ઉત્પન્ન ન થયો.

આખરે કાલકાચાર્યને પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવા તે દેશ છોડવો જ પડયો. તેમણે પોતાના ગચ્છનો ભાર એક ગીતાર્થને સોંપ્યો અને પોતે–સિંધુનદીના તીરે પાર્શ્વકુલ નામના દેશમા ગયા, કે જે દેશના બધા રાજાઓ “સાખી[1]” ના નામથી પ્રસિદ્ધ હતા.

આચાર્યશ્રી જતા હતા ત્યાં માર્ગના એક ગામ પાસેના મેદાનમાં કેટલાક કુમારો દડો–ગેડી રમતા હતા. કિંમતી દડો કુવામાં પડી ગયો. તેથી યુવકો કુવા પાસે આવી પોતાનો દડો કાઢવાની ચિંતામાં બેઠા હતા. ત્યાંથી પસાર થતા આચાર્યે પૂછ્યું. “કુમારો, તમે શું જુઓ છો ? કુમારોએ પોતાના વ્હાલા દડાની વાત કરી. આચાર્યે કહ્યું: તમે ઘરેથી ધનુષ્ય-બાણ લાવો. ” એક યુવક ઘરેથી ધનુષ્ય–બાણ લઇ આવ્યો. આચાર્યે લીલા છાણથી વેષ્ટિત બળતું ઘાસ નાખવાપૂર્વક ધનુષ્યને ખેંચી એક બાણ ફેંકી દડો વિંધ્યો. પછી બીજા બાણથી પહેલું બાણ વિંધ્યું ત્રીજાથી બીજું બાણ. એમ પરંપરાથી બાણોને વિંધવાપૂર્વક કુવાના તળીએ પડેલા દડાને બહાર કાઢ્યો.[1] કુમારો હસતા–આનંદ કરતા–આચાર્યની વિદ્યાની તારીફ કરતા ઘરે ગયા અને પોતપોતાના પિતાઓને બધી વાત કરી. આ વાત ફેલાતા ફેલાતાં બાદશાહના કાને પહોચી. ( બાદશાહ એટલે ત્યાના ‘ સાહી ’ અથવા ‘ સાખી ’ રાજા ) રાજાએ પોતાના પુત્રોને મોકલી કાલકાચાર્યને સમ્માનપૂર્વક પોતાના દરબારમાં બોલાવ્યા. સૂરિએ રાજાને આશિર્વાદ આપ્યો.

‘ સાખી ’ રાજાએ આચાર્યના કળાચાતુર્યથી પ્રસન્ન થઇ બહુમાનપૂર્વક તેમને પોતાની પાસે રાખ્યા.

કાલકાચાર્ય ત્યાં રહે છે. જ્યોતિષ નિમિત્તાદિ વિદ્યાઓથી રાજાને ચમત્કૃત કરે છે. આમ કેટલાક દિવસો વ્યતીત થયા.

એક દિવસની વાત છે. આ ‘ સાહી ’ રાજાની પાસે એક દૂતે આવી રાજાની સ્હામે એક કચોળું, એક છરી અને એક લેખ–પત્ર મૂકયો. રાજા પત્ર વાંચી સ્તબ્ધ થયો. એનું મુખ પડી ગયું. શ્યામ થઇ ગયું. રાજાની આ સ્થિતિ જોઇ ત્યા બેઠેલા કાલકાચાર્યે કહ્યું. “ રાજન્ ! તમારા સ્વામીનું ભેટણું આવ્યું છે. એને જોઇને હર્ષ થવો જોઇએ. ત્યારે તમે એકાએક સ્તબ્ધ-ઉદાસ કેમ થયા ? ”

રાજાએ કહ્યું:—“અહો મહા પુરૂષ ! આજે મરણરૂપ મહા ભયનું કારણ મને ઉપસ્થિત થયું છે. ”

કાલકાચાર્યે કહ્યું—“ કેમ વારૂ ? ”

રાજાએ કહ્યું—‘ અમારા વૃદ્ધ સ્વામીએ ક્રોધિત થઇને હુકમ લખ્યો છે કે–આ છરીથી તમારૂં મસ્તક કાપી આ કચોળામાં મૂકી જલદી મોકલવું. અને જો તેમ નહિ કરવામા આવે તો તમારા આખા કુટુંબ સાથે તમારો ક્ષય થશે. આ પ્રમાણે મને જ નહિં, પરન્તુ મ્હારા જેવા બીજા બધા ‘સાખી’ રાજાઓને તેમ લખવામાં આવ્યું છે. ”

---

રાજા હતો. એના મરણ પછી બીજો કોઇ શક્તિશાલી નહિં હોવાથી વિદેશી રાજાઓ હુમલો કરતા હતા અને **વિષ્ણુ પુરાણ**ના કથન પ્રમાણે અભીર, **ગર્દભિલ્લ**, શક, યવન અને વાહલિક વગેરે લોકો અને એના રાજાઓ હિંદુસ્થાનમાં સમ્રાટ થયા હતા. આ બધુ ઇ. સ. ની ત્રીજી શતાબ્દિમાં થયું ”

આ ઉપરથી એમ જણાય છે કે ગર્દભિલ્લ રાજા પણ હિંદુસ્થાનનો નહિ; પરન્તુ બહારનો આવેલો જ રાજા હોવો જોઇએ.

[1] સંસ્કૃત કથામાં સાખી રાજાઓ તરીકે ઓળખાવ્યા છે. જ્યારે પ્રાકૃત કથામાં **सगकुल** ( શકકુલ ) કહેલ છે.

**अह सूरी सगकुले वच्चइ, इग साहिणो समीवंमि ॥ ३७ ॥**

પરંતુ આ શકકુલના રાજાઓને ‘સાહિ’ (શાખી) રાજાઓ કહેતા હતા, એ તો ખરૂં જ.

‘સાખી’ કે ‘શાહી’ એ નામ હિંદુ અથવા પાશ્ચાત્ય ઇતિહાસકારે કયાંય આપ્યું જોવાતું નથી બેશક, ‘શક’ નો ઉલ્લેખ સર્વત્ર જોવાય છે. **મનુસ્મૃતિ** માં કહ્યું છે : “ શક, પૌંડ્રક, આદ્રે, દ્રવિડ કામ્બોજ, યવન, પારદ, પહલ્વ, ચીન, કિરાત, દરદ, ખશ, એ બધા ભ્રષ્ટ થયેલા ક્ષત્રિયો છે. અને જે દેશમાં તે રહેતા હતા, તે દેશનું નામ તેમણે જાતિ તરીકે રાખ્યું. જુઓ **મનુ**૰ ૧૦–૪૪ પ્રાકૃતમા ‘**सगकुल**’ ( શકકુલ ) કહેવામાં આવ્યું છે, તે વસ્તુતઃ બરાબર છે

**ફોન ગ્લાસનપે** પોતાના “ દેઅર જૈનીસ્–મુસ ” નામના જર્મન પુસ્તકમાં આ સાહી–સાખી ( શાહી ) રાજાઓ માટે લખ્યું છે:

“ શાહનશાહી, કે જે શક અર્થાત્ સીથિયન લોકોના નાયક હતા, તેમની પાસે કાલકાચાર્ય ગયા હતા. ” પૃ. ૪૩

[1] કુવામાં પડેલા આ દડા સંબંધી હકીકત કોઇપણ પ્રાકૃત મૂળમાં નથી.

કાલકાચાર્યને પોતાની કાર્યસિદ્ધિ માટે આ સુયોગ લાગ્યા તેમણે રાજાને હિમ્મત આપી અને કહ્યું—' તમે બધા એકત્રિત થઈને મારી સાથે ચાલો ' હિંદુક દેશમાં જઈને ઉજ્જૈનીના ગર્દભિલ્લ રાજાનો ઉચ્છેદ કરી એ રાજ્યના વિભાગ કરીને તમને સોંપુ "

મુનિના વચન ઉપર વિશ્વાસ રાખી આ રાજાએ બીજા ૯૫ રાજાઓને તેડાવ્યા અને તેમની સાથે પ્રયાણ કર્યું સિંધુ ઉતરીને આગળ વધતા તેઓ [1]સૌરાષ્ટ્રમાં આવ્યા અહિં આવતા વર્ષાકાલ આવી પહોંચ્યો એટલે કાલકાચાર્યના કથન પ્રમાણે સૌએ પોતપોતાના પડાવ નાખ્યા ચોમાસુ પૂરું થતા [2] સૌ આગળ વધ્યા ત્યાંથી લાટદેશમાં પ્રવેશ કરતા ત્યાંના બે રાજાઓ **બલમિત્ર** અને **ભાનુમિત્ર** કે જેઓ આ આચાર્યના ભાણેજ થતા હતા-તેમને પણ સાથે લીધા [3]

બીજી તરફથી ગર્દભિલ્લ રાજાએ પોતાના ઉપર આવતા આ દુશ્મનોની ખબર પડતા તેણે પણ પોતાનું સૈન્ય તૈયાર કરી સામે જ આવીને પડાવ નાખ્યો [4]

એક રવિવારે આ બન્ને સૈન્યો વચ્ચે યુદ્ધ જામ્યું એમાં ' સાખી ' રાજાઓના સૈન્યે સારું જોર બતાવ્યું ગર્દભિલ્લનું સૈન્ય નાસવા લાગ્યું અને ગર્દભિલ્લ પોતે પણ નગરના દરવાજાઓ બંધ કરાવી નગરમાં પેસી ગયો કાલકાચાર્યનું સૈન્ય નગરને ઘેરો ઘાલી ત્યાંજ પડ્યું

૧ સિંધુ નદીને ઉતરીને સૌરાષ્ટ્રમાં આવ્યાની હકીકત મૂળ પ્રાકૃતમાં પણ છે —

उत्तरिओ सिंधु नई कमसो सोरठमंडल पत्तो ॥ ५७ ॥

સિંધુ નદી ઉતરીને ક્યાં પડાવ નાખ્યો એ વાત સંસ્કૃતકથામાં નથી, પરંતુ મૂલ પ્રાકૃતમાં છે —

ते ढंकगिरिसमीवे ठिया दिणा कइवि मतवसा ॥

અર્થાત્ ઢંકગિરિની પાસે તેમણે મુકામ નાખ્યા હતા

૨ અહીં દ્રવ્ય ખૂટી જતા શાસનદેવીની સહાયથી સુવર્ણસિદ્ધિ પ્રયોગ સાધ્ય કરીને તે અગવડ દૂર કર્યાનું જણાવ્યું છે

૩ આ બલમિત્ર અને ભાનુમિત્રને લાટદેશમાંથી (ભરૂચ)થી સાથ લીધા હતા, એ હકીકત સંસ્કૃતમાં છે પ્રાકૃતમાં નથી પ્રાકૃતમાં તો તેમને ઉજ્જૈનીના યુવરાજો તરીકે ઓળખાવ્યા છે

बलमित्त भानुमित्ता आसी अवंतीइ रायजुवराया ।

नियमाणिज्जत्तिनिया तत्थगओ कालगायरिओ ॥

બલમિત્ર અને ભાનુમિત્રે વીરનિર્વાણ ૩૫૩ થી ૪૧૩ સુધી રાજ્ય કર્યું હતું, એ વાત પ્રારંભમાં આપેલા રાજાઓના રાજ્યકાળ ઉપરથી સ્પષ્ટ થાય છે તે પછી લગભગ ૫૩ વર્ષે કાલકાચાર્ય શકોને લઈ ઉજ્જૈની ઉપર ચઢી આવે છે અને તેમાં બલમિત્ર અને ભાનુમિત્રને સાથ લેવાનું કહેવામાં આવે છે એ કેમ સંભવિત હોઈ શકે ? સંભવ છે કે એ ઘટના શકોના લવ્યા પહેલા બની હોય

૪ ભાગવામાં પડાવ્યા પછી યુદ્ધની પહેલા પાસ આવ્યા । એક દૂતને મોકલી કહેવરાવ્યું કે હે રાજન્ ! હજુ પણ સરસ્વતીને મુક્ત કર નહીંતર તારું તારણ તૂટી જાય છે સંસ્કૃતમાં આ વાત નથી પ્રાકૃત મૂળમાં આ અર્થને કહેનારી ગાથા આ છે

दूसमइ पेसइ गुरु, अज्जवि नरनाह ! गरमइ मुयस ।

मइ तारियं हि तुइ, फुइस्स देव ! मइमरिय ॥ ६६ ॥

ઘણા વખત સુધી ગર્દભિલ્લના સૈન્યનો એકપણ માણસ કિલ્લા ઉપર દેખાયો નહીં અને બધું વાતાવરણ શાંત દેખાયું, ત્યારે એક ' સાખી ' રાજાના પૂછવાથી આચાર્યે ઉપયોગ આપી જોયું, આ લોકોને ચેતવ્યા કે—" ગર્દભિલ્લરાજા અત્યારે ગર્દભીવિદ્યા સાધી રહ્યા છે જરા જૂઓ, કિલ્લા ઉપર કોઈ ગર્દભી દેખાય છે ?

તપાસ કરતા માલૂમ પડ્યું—એક સ્થળે એક ગર્દભી મોં ફાડીને ઉભી છે

આચાર્યે આનો પરમાર્થ સમજાવતા કહ્યું—" જ્યારે રાજાને ગર્દભીવિદ્યા સિદ્ધ થશે ત્યારે તે ગર્દભી શબ્દ કરવા માંડશે તે શબ્દો રાજાના જે શત્રુઓ સાંભળશે તેમને લોહીની ઉલટીઓ થશે અને જમીન ઉપર પડી મરી જશે '

'સાખી' રાજાઓને તો ઉલટો ભય ઉત્પન્ન થયો પરન્તુ આચાર્યના કહેવા પ્રમાણે પોતપોતાના સૈન્યો ત્યાંથી પાંચ કોસ ઉપર લઈ ગયા અને સારામાં સારા ૧૦૮ બાણાવળીઓને આચાર્યની પાસે રાખ્યા જ્યારે ગર્દભીએ શબ્દ કરવા માટે મોઢું પહોળું કર્યું, તેજ વખતે તેઓએ એક સાથે એવી રીતે બાણ છોડ્યા કે-બધા તે ગર્દભીના મુખમાં જ પ્રવેશ કરવાથી ગર્દભી શબ્દોચ્ચારણ કરી શકી નહિ પરિણામે તે ગર્દભી ખુદ ગર્દભિલ્લ રાજા ઉપર કોપાયમાન થઈ અને તેના મસ્તક ઉપર વિષ્ટા કરી, તેને લાત મારીને આકાશમાર્ગે ચાલી ગઈ

' સાખી ' રાજાઓના સુભટો કિલ્લાની દીવાલ તોડી અંદર પેઠા અને ગર્દભિલ્લને બાંધી કાલકાચાર્યની પાસે લાવી મૂક્યો આચાર્યને દેખતાંજ ગર્દભિલ્લ રાજા શરમાઈ ગયા

આચાર્યે તેને ઉપદેશ આપતા કહ્યું—" એક સતી સાધ્વીના ચારિત્રના ભંગના પાપનું આ તો એક પુષ્પમાત્ર પ્રાયશ્ચિત્ત છે, હજુ તેનું ફળ તો તને ભવિષ્યમાં-પરલોકમાં મળશે '

તદનન્તર ગર્દભિલ્લને પોતાના આત્માની હજુ પણ શુદ્ધિ કરવા સંસારથી વિરક્ત થવાનો—દીક્ષા લેવાનો ઉપદેશ આપ્યો પરંતુ તે ઉપદેશ વ્યર્થ ગયો ઠીક જ છે अङ्गार शतधौतेन मलिनत्वं न मुञ्चति । અસ્તુ, આ પ્રસંગે પેલા ' સાખી ' રાજાઓ તેને મારવા લાગ્યા પરન્તુ આચાર્યે પાપી પાપના ફળને સમજે એ ખાતર તેને છોડાવ્યો અને પછી તેણે તે દેશનો ત્યાગ કર્યો.

આચાર્યે આ રાજ્યના વિભાગ પાડતા, જે ' સાખી ' રાજાને ત્યાં તેઓ રહ્યા હતા, તેને ખાસ ઉજ્જૈનીનું રાજ્ય આપ્યું [1] અને બીજા ૯૫ રાજાઓને માળવા દેશના વિભાગો

૧ ઉજ્જૈનની ગાદી ઉપર આવેલા શક (સાખી) રાજાઓના સંબંધે કેટલાક ઇતિહાસકૃતો કહે છે કે-શક કાળની શરૂઆત ઇ. સ. ૭૮ માં થઈ હતી તેનો મુખ્ય રાજા શાલિવાહન હતો ' અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડિયા ' માં પ્રસિદ્ધ ઇતિહાસકાર વિન્સેન્ટ એ સ્મીથ કહે છે કે ' ભૂમકક્ષહરાત ' એ નામના એક રાજાએ આ વંશ સ્થાપિત કર્યો હતો જેનું ઉપનામ ક્ષત્રપ હતું એ પહેલી શતાબ્દિની અંતમાં હતો હિંદુઓ શકોને સ્લેચ્છ સમજતા હતા ' નહપાન ' રાજા પણ એક શક હતો તેના પછી ચષ્ટન નામનો રાજા અગત્યનો થયો, જેની રાજધાની ઉજ્જૈનમાં હતી તે પછી

કરીને વ્હેંચી આપ્યા.[1] (૨)

સરસ્વતી સાધ્વીઓને પણ ગચ્છમા લીધી. તેણીએ પરાધીનતામા પણ લાગેલા પાપોના પ્રાયશ્ચિત્તરૂપે તપશ્ચર્યા કરી. આલોચના લીધી અને કાલકાચાર્યે પોતે પણ કેટલીક આલોચના કરીને નિરતિચાર ચારિત્ર પાળવા સાથે ગચ્છનો ભાર ધારણ કરવા લાગ્યા.[2]

પાચમની ચોથ કરનાર કાલકાચાર્યના બીજો કંઇ જીવનપરિચય નથી મળતો. માત્ર એક પ્રતિમા ઉપરના વૃત્તાન્તથી ચોથનું વૃત્તાન્ત જુદું પાડવામા આવ્યું છે. પાંચમની ચોથ કરવા સંબધી હકીકત આમ છે.

કાલકાચાર્ય વિચરતા વિચરતા **પ્રતિષ્ઠાનપુર**[3]માં આવ્યા. કે જે પ્રતિષ્ઠાનપુર દક્ષિણ દેશમા હતું. ત્યાંનો રાજા સાતવાહન શ્રાવક હતો. અને સાધુભક્ત હતો. તેણે ભક્તિપૂર્વક આચાર્યને ચોમાસું રાખ્યા. પર્યુષણાપર્વ નજીક આવતાં રાજાએ આચાર્યને પૂછ્યું—" મહારાજ ! પર્યુષણાપર્વ ક્યારે થશે ? " આચાર્યે કહ્યું. " ભાદ્રપદ શુક્લ પંચમીએ. " રાજાએ કહ્યું. તે દિવસે જ અમારે કુલક્રમાગત ઇંદ્રમહોત્સવ આવે છે. મારે તેમાં અવશ્ય જવું જોઇએ. આમ એકજ દિવસે બે ઉત્સવો સભાળવા અશક્ય છે. માટે કૃપા કરીને પાંચમના બદલે છઠ્ઠે પર્યુષણાપર્વ રાખો તો હું પૂજા સ્નાત્ર-પૌષધાદિ કાર્યો સારી રીતે કરી શકું. "

ગુરૂએ પાચમની રાત્રિનું ઉલ્લંઘન કદાપિ ન થઇ શકે, એમ જણાવ્યું ત્યારે રાજાએ ચોથ રાખવા માટે પ્રાર્થના કરી.

રાજાના આગ્રહથી અને કલ્પસૂત્રના अंतरावियसे...એ પાઠનો આધાર લઇને કાલકાચાર્યે પર્યુષણાપર્વનો દિવસ પાચમના બદલે ચોથનો રાખ્યો. અને તે પ્રમાણે ચોમાસી, પૂર્ણિમાના બદલે ચોદશે કરી. આ દિવસથી લઇને સમસ્ત સંઘે પણ આ પ્રવૃત્તિ આદરી. (૩)

ઉપરના વૃત્તાન્તની સાથે જ ઇંદ્રને નિગોદનુ સ્વરૂપ સમજાવનાર કાલીકાચાર્યનું વૃત્તાન્ત મેળવી દેવામા આવ્યું છે. હકીકત આમ છે:—

કાલકાચાર્ય સુખથી સંયમ પાળતાં ત્યા રહ્યા છે. પરન્તુ એમના શિષ્યો પ્રમાદી થયા. ગુરૂએ ઘણી પ્રેરણા કરી: પરન્તુ તેઓ સારી રીતે ક્રિયાનુષ્ઠાન કરતા નથી. એક વખત આવા પ્રમાદી શિષ્યોની સાથે રહેવા કરતાં એકલા રહેવું સારૂં, એમ માની શય્યાતરને (ઘરના માલીકને) બધી વાત કરીને શિષ્યોને સૂના રાખી આચાર્ય ચાલતા થયા અને સ્વર્ણપુર ગયા. ત્યાં **સાગરચંદ્ર** નામના આચાર્ય રહેતા હતા, કે જેઓ કાલકાચાર્યના પ્રશિષ્ય થતા હતા. તેમના ઉપાશ્રયમા ગયા અને પરિચય ન આપતાં એક ખુણો માગીને રહ્યા. પ્રાતઃકાલમા **સાગરચંદ્રે** સભા સમક્ષ મધુરધ્વનીથી વ્યાખ્યાન આપ્યું અને પેલા વૃદ્ધ સાધુ ('કાલકાચાર્ય') ને પૂછ્યું. " હે વૃદ્ધ મુને! કહો, મેં કેવું વ્યાખ્યાન કર્યું ? કાલકાચાર્યે કહ્યું: " બહુ સુંદર કર્યું " તે પછી **સાગરચંદ્રે** અહંકારપૂર્વક કહ્યું: " અહો વૃદ્ધ સાધો! તમને કોઇ સિદ્ધાન્તાદિનો સદેહ હોય તો પૂછો. "

કાલકાચાર્યે સાગરચંદ્રના ગર્વનું ભાન કરાવવા વિવાદ ઉઠાવતા કહ્યું: " આચાર્યજી ! ધર્મ છે કે નહિં ? " **સાગરચંદ્રે** " ધર્મ અવશ્ય છે. " કહ્યું. ત્યારે કાલકાચાર્યે એનો નિષેધ કર્યો.

બસ, બન્નેનો ખૂબ વિવાદ થયો, ખૂબ તર્ક-વિતર્ક થયા, આખરે **સાગરચંદ્ર** નિરૂત્તર થયા—ત્યારે તેમણે વિચાર્યું કે આ કોઇ સામાન્ય વૃદ્ધ સાધુ નથી. પરન્તુ કોઇ પ્રતાપી, વયોવૃદ્ધની સાથે જ્ઞાનવૃદ્ધ અને અતિશયશાલી મહાપુરૂષ જણાય છે.

બીજી તરફ પેલા પ્રમાદી શિષ્યો સ્હવારમા ઉઠીને જુએ છે તો ગુરૂ ન મળે. તેઓ લજ્જિત થયા. આખરે શય્યાતર દ્વારા એમને માલુમ પડ્યું કે એમના જેવા પ્રમાદી કુશિષ્યોથી કંટાળીને ગુરૂ **સાગરચંદ્રસૂરિ** પાસે સ્વર્ણપુર ગયા છે.

---

રૂદ્રદામા અને રૂદ્રસિંહ રાજાઓ અનુક્રમે આજ વંશમા થયા. આ રૂદ્રસિંહ ઉપર બીજા ચંદ્રગુપ્તે—એટલે ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે હુમલો કર્યો હતો. આ વાત ઈ સ ૪૦૦ લગભગની છે.

આ હિસાબે તો ઉજ્જૈનના રાજ્યાધિપતિ તરીકે શક લોકો લાંબા કાળ સુધી રહ્યા હોવા જોઇએ. પરન્તુ બીજી તરફથી 'ફોન ગ્લાસનપ' પોતાના " દેઅર જૈનીસ્-મુસ " નામના જર્મન પુસ્તકમા લખે છે કે—

" થોડા વખત પછી વિક્રમાદિત્યે એ શકોનું રાજ્ય નષ્ટ કર્યું. આ વિક્રમાદિત્ય, કે જે ગર્દભિલ્લ રાજાનો એક પુત્ર કહેવાય છે. "

જો વિક્રમાદિત્ય, ગર્દભિલ્લ રાજાનો પુત્ર હોય તો શકરાજા ઉજ્જૈનની ગાદી ઉપર થોડોકજ સમય રહ્યો હોવો જોઇએ. કારણ કે ગર્દભિલ્લ પાસેથી રાજ્ય છીનવી લેનાર જ શક રાજાઓ હતા. અને એજ ગર્દભિલ્લનો પુત્ર જો શકોને હાંકી કઢે છે તો પછી **શકનું** રાજ્ય ઉજ્જૈનમા નામમાત્ર વર્ષો સુધી જ રહ્યું હોવું જોઇએ

મિ **ફોન-ગ્લાસનપ**ના શબ્દોમા કહીયે તો " ગર્દભિલ્લ, શક, અને વિક્રમાદિત્ય ( મારા તરફથી ઉમેરૂં તો ' **કાલકાચાર્ય** ' પણ ) સંબંધી કથાઓમા શું ઐતિહાસિક છે ને શું નથી, એનો નિર્ણય હજી થયો નથી એમ લાગે છે કે-આ વિક્રમાદિત્યના ઇતિહાસનું બીજા ચંદ્રગુપ્ત-વિક્રમાદિત્ય ( ક્રાઇસ્ટ પછી ૩૯૦ વર્ષે ઉજ્જૈન જીત્યું હતું, અને જે **કાલીદાસ** મહાકવિના ઉત્તેજક હતા ) ની સાથે સંમિશ્રણ થયું હોય.

[1] શક રાજાઓને કાલકાચાર્યે જે જુદા જુદા પ્રાન્તો વ્હેંચી આપ્યા, તેમાં કોઇને સૌરાષ્ટ્ર પણ આવી જાય છે. કારણ કે વિન્સેંટ એ સ્મીથ ' અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડીયા ' ના પૃ ૧૩૭ ની નોટમા લખે છે :

" સૌરાષ્ટ્રમાં જે **શક** હતા **તેમને** બીજા ચંદ્રગુપ્ત-વિક્રમાદિત્યે હરાવ્યા હતા. ઇ. સ. ૩૯૦ " આજ નોટમાં ' શક ' ને **ક્ષત્રપ** કે **સત્રાપ**ના નામથી પણ ઓળખાવ્યા છે.

[2] સંસ્કૃત કથામાં આજ સંબંધને આગળના સંબંધમાં મેળવવામા આવ્યો છે. અર્થાત્ ઉપર વર્ણવેલા **કાલકાચાર્ય**, એજ બલમિત્ર-ભાનુમિત્રના નિમંત્રણથી ભરૂચ ગયા, પુરોહિતે વિરોધ કર્યો, વિગેરે છે. અને તે વર્ણન પૂરૂં કરીને એક આચાર્યનો સંબંધ સમાપ્ત કરવામા આવેલ છે. અને પછી ' પાચમની ચોથ કર્યા ' નુ વર્ણન શરૂ થાય છે. જ્યારે પ્રાકૃત કથાઓમા બલમિત્ર અને ભાનુમિત્રને ત્યાં જનાર **કાલકાચાર્ય**ના સંબંધમાં જ પાચમની ચોથ કરનારનો સંબંધ મેળવવામાં આવ્યો છે.

[3] સંસ્કૃત કથામાં **પ્રતિષ્ઠાનપુર**ના રાજાનું નામ **સાતવાહન** આપ્યું છે, જ્યારે પ્રાકૃતમા **સાલવાહણ** નામ આપ્યું છે, સંભવ છે લખતામાં ગલતી થઇ હોય.

અસ્તુ !

સાધુઓએ સ્વર્ણપુર તરફ પ્રયાણ કર્યું મ્હોટો સમુદાય હોવાથી ત્રણ ટુકડીઓ કરી નાખી એક પછી એક વિહાર કરતી આ ટુકડીઓ જાય છે રસ્તામા લોકો પુછે છે કે—" કાલકાચાર્યજી કોણ છે ?" જવાબમા પાછળની ટોળી ' આગળ ગયા ' બતાવે છે ને આગળની ટોળી 'પાછળ આવે છે' એમ બતાવે છે આ મડળી સ્વર્ણપુર નજીક આવી ત્યારે સાગરચંદ્રાચાર્ય, —એમ જાણીને કે ગુરુદેવ પધારે છે—સ્હામે આવ્યા પૂછ્યુ " ગુરુદેવ ( કાલકાચાર્ય મહારાજ ) કોણ છે ? " ત્યારે જવાબ મળ્યો તે તો તમારી પાસે પહેલા જ આવ્યા છે "

સાગરચંદ્ર વિચારમા પડી ગયા અરે, જેની સાથે મે શાસ્ત્રાર્થ કર્યો અને જેમણે મને હરાવ્યો, તે પોતે જ ગુરુ પ્રભાકર શ્રી કાલકાચાર્ય છે શુ ?

બધાઓની સાથે ઉપાશ્રયે આવી સાગરચંદ્રાચાર્યે પણ ગુરુને વદણા કરી અને પોતાના અપરાધની ક્ષમા યાચી

કહેવાય છે કે આ અવસરે સૌધર્મેન્દ્રે સીમધરસ્વામી પાસે જઇને નિગોદનો વિચાર સાભળ્યો અને પછી પૂછ્યુ " હે સ્વામીન્ ! આવા પ્રકારનુ નિગોદનુ સ્વરૂપ ભરતક્ષેત્રમા કોઈ જાણે છે કે ?" ભગવાને શ્રીમુખે ફરમાવ્યુ પ્રતિષ્ઠાનપુરમા કાલકાચાર્ય છે તેઓ જાણે છે "

ઇદ્ર બ્રાહ્મણનુ સ્વરૂપ લઇને પ્રતિષ્ઠાનપુરમા[1] આવ્યા, અને કાલકાચાર્યની પાસે આવી નિગોદનુ સ્વરૂપ પૂછ્યુ અહિ ગુરુએ બહુ જ સૂક્ષ્મ રીતિથી નિગોદનુ સ્વરૂપ પ્રકાશ્યુ જે સાભળી પેલો બ્રાહ્મણ હર્ષિત થયો પછી પોતાનો હાથ લાબો કરી પૂછે છે મહારાજ ! મ્હારૂ આયુષ્ય કેટલુ છે ? જો થોડુ હોય તો કઇક સાધના કરી લઉ ?

ગુરુને હાથ જોતા માલૂમ પડ્યુ કે આનુ આયુષ્ય તો સાગરોપમનુ છે તત્કાળ કાલકાચાર્ય સમજી ગયા કે આ તો ઇંદ્ર છે તેથી આયુષ્ય બતાવવાને બદલે કહ્યુ —" હે ઇન્દ્ર ! ધર્મલાભોઽસ્તુ । " તે પછી ઇદ્રે પ્રકટ થઇને દશે દિશામા ઉદ્યોત કર્યો વદન કરીને સ્તુતિ કરી અને સીમધરસ્વામી પાસે જવા સબધી બધી હકીકત કહી

તે પછી કાલકાચાર્ય લાબો કાળ નિર્મળ ચારિત્ર પાળીને અનશન કરી સમાધિપૂર્વક દેવલોક પધાર્યા

## ઉપસહાર.

કાલકાચાર્યની કથા ઉપરથી એટલુ તો અવશ્ય તારવી શકાય કે-કાલકાચાર્ય એક ઐતિહાસિક પુરુષ અવશ્ય હતા તેઓ અનેક વિદ્યાઓના પારગામી હતા. શાસનના પ્રભાવક હતા બાણવિદ્યા વિગેરેને જાણતા હતા. સ્થાન માત્ર એજ છે કે-આ ત્રણે ઘટનાઓ[2] જુદા જુદા સમયમા થયેલા કાલકાચાર્યો દ્વારા બની હોય કે એક, અથવા એક કાલકાચાર્યે ઉપરની ઘટનાઓમાની કોઇ પણ બે કરી હોય ? એ પ્રશ્ન ઉભો રહે છે

એક વાત અવશ્ય કહી શકાય કે ગર્દભિલ્લરાજાને ઉખેડી નાખી શક લોકોને સ્થાપન કરનાર કાલકાચાર્ય થયા, તે વીર નિર્વાણ પછી પાચમી શતાબ્દિમા થયેલા હોવા જોઇએ કારણ કે યુરોપીયન ઇતિહાસકારોની શોધ પ્રમાણે શક લોકો હિંદુસ્થાનમા ઈ સ ની પહેલી શતાબ્દિમા આવ્યા હતા અને વીર નિર્વાણ પછીનો ક્રમ જોતા વીરથી ૬૦ વર્ષ પાલકરાજાનુ રાજ્ય રહ્યુ ત્યારબાદ ૧૫૫ વર્ષ નવ નદનુ રાજ્ય ચાલ્યુ તે પછી ૧૦૮ વર્ષ મૌર્યવંશ, પછી ૩૦ વર્ષ પુષ્પમિત્રનુ રાજ્ય, ૬૦ વર્ષ બલમિત્ર-ભાનુમિત્રનુ રાજ્ય, ૪૦ વર્ષ નભોવાહનનુ રાજ્ય, ૧૩ વર્ષ ગર્દભિલ્લનુ રાજ્ય, અને ૪ વર્ષ શકલોકોનુ રાજ્ય ચાલ્યુ એટલે વીર નિર્વાણના ૪૭૦ વર્ષ વ્યતીત થતા શક પછી વિક્રમાદિત્ય રાજા થયા છે એ હિસાબે વીર નિર્વાણથી ૪૫૩ મા વર્ષ ગર્દભિલ્લ ગાદી ઉપર આવે છે અને તેના ગાદીએ આવ્યા પછી થોડા જ સમયમા ઉપર્યુક્ત ઘટના બનેલી હોવી જોઇએ અને તેથી સરસ્વતી સાધ્વીને ગર્દભિલ્લ રાજાએ ઉપાડી જવાની ઘટનાનો સમય ૪૫૩ કે તેથી આસપાસનો માનવો એજ ઠીક લાગે છે ગર્દભિલ્લે ૧૩ વર્ષ રાજ્ય કર્યું છે, એટલે શકનુ રાજ્ય ૪૬૬ મા કાલકાચાર્યે સ્થાપન કરાવ્યુ, અને ૪૭૦ મા વિક્રમાદિત્ય થાય છે એ રીતે ચાર વર્ષ જ ઉજ્જૈનીમા શક રાજ્ય રહ્યુ હોય એ પણ નિર્વિવાદ છે આગળ ઉપર ' શક લોકોના રાજ્ય સબધી આપેલી નોટમા શકોએ થોડા જ સમય ઉજ્જૈનીમા રાજ્ય કર્યુ, એ વાતને પણ આ પ્રમાણ ટેકો આપે છે

જ્યારે બીજા કાલકાચાર્ય સવત્સરી પર્વ પાચમના બદલે ચોથે પ્રારભ કરનાર વીર સવત્ ૯૯૩ વર્ષ એટલે એક હજારમી શતાબ્દિમા થયા છે આટલો ઉકેલ જો માન્ય થતો હોય તો પછી—

૧ બલમિત્ર અને ભાનુમિત્રને ભરૂચથી સાથે લેવા

૨ બલમિત્ર અને ભાનુમિત્રના નિમત્રણથી ભરૂચ જવુ અને પેલા પુરોહિતની સાથે શાસ્ત્રાર્થ કરવો

૩ બ્રાહ્મણના વેશે આવેલા ઇદ્રને નિગોદનુ સ્વરૂપ સમજાવવુ

૪ પ્રમાદી શિષ્યોના કારણે શિષ્યોને મૂકી ચાલ્યા જવુ

આ વિગેરે ઘટનાઓ કયા કાલકાચાર્યના સમયમા, ક્યારે અને કયા બની ? એનો નિર્ણય કરવાનો રહે છે

આ ઉપરાન્ત કાલકાચાર્યની દીક્ષાના સબધમા તેઓ ગુણાકરસૂરિ પાસે દીક્ષા લે છે એ ગુણાકરસૂરિ તથા એક કાલકાચાર્ય, પ્રમાદી શિષ્યોને મૂકી પોતાના પ્રશિષ્ય સાગરચદ્રસૂરિ પાસે જાય છે, એ સાગરચદ્રસૂરિ કોણ ? ક્યારે થયા ? વિગેરે સબધી શોધ કરવી પણ આવશ્યક છે

[1] કાલકાચાર્યનુ વર્ણન સ્વર્ણપુરનુ ચાલી રહ્યુ છે અને તેટલામા ઇદ્ર આવે છે પ્રતિષ્ઠાનપુરમા, અને કાલકાચાર્યને મળે છે સીમધરસ્વામીએ પણ પ્રતિષ્ઠાનપુરમા હોવાનુ જણાવ્યુ છે સભવે છે કે સ્વર્ણપુરથી વિહાર કરીને પાછા પ્રતિષ્ઠાનપુર ગયા પછીનો આ બનાવ હોય

[2] દરેક કથાનકોમા કાલકાચાર્યના માતા, પિતા દીક્ષા વિગેરે વૃત્તાન્ત તો લગભગ સરખુ જ મળે છે, છતા એક સસ્કૃત પ્રતિની અદર જણાવ્યુ છે કે—

तिरियपणवीस इदो, चउसयतिपन्न सरस्सईगहिया ।
नवसय तिनवइ वीरा चउत्थिए जो कालगायरिया ॥

અર્થાત્ (૧) મહાવીરનિર્વાણથી ૩૨૫ વર્ષે ઇદ્રપ્રતિબોધક, (૨) ૪૫૩ વર્ષે સરસ્વતીને ( પોતાની બહેન સાધ્વીને ) મદદ કરનાર, અને (૩) ૯૯૩ વર્ષે પાચમની ચોથ કરનાર કાલકાચાર્ય થયા.

# અંગ-કસરત અને આત્મબળ

લેખક:—પ્રોફેસર કે. કે. શાહ.

શરીરબળ ઉપર મનોબળનો આધાર છે. અને મનોબળ મજબુત હોય તો જ આત્મબળ ટકી શકે છે. તેથી જ શાસ્ત્રકારોએ વજ્રઋષભ નારાચ સંઘયણ બળવાળાને મોક્ષના અધિકારી થવાને લાયક કહ્યા છે.

પ્રભુ મહાવીર સ્વામીનું જીવનચરિત્ર સાંભળતા તેમા પ્રભુ બાળ વયના હતા ત્યારે ગામને પાધર રમતા, ઝાડો કુદતા અને મુષ્ટીબળની તાકાદ ધરાવતા બતાવ્યા છે અને તે પછી પણ વિમળશાહ, કુમારપાળ. વસ્તુપાળ-તેજપાળ, ભામાશા વગેરે સમર્થ ધર્મપ્રેમી પુરૂષોના લડાયક બળની વાતો સાંભળીને અંગબળની મહત્વતા તરફ મારૂં ધ્યાન ખેંચાયું.

આ જુની વાત જવા દઇએ તો હજુ પચાસ વર્ષ પહેલાના માણસોને પાચ દસ મણ વજન ફેરવી નાખવું તે રમત હતી. અને પાચશેર ખોરાક હોઇયા કરી શકતા. આ શરીરબળ, અને પાચનશક્તિની ખીલવણીનો યશ ખાસ કરીને કુદરતી હવા-પાણી, ખોરાકનો નિયમીત વપરાશ અને નાનપણથી જ અંગકસરતની ટેવને આભારી ગણી શકાય.

ગામડાના ખેડુતો મળસકે ઉઠીને ખેતર દોડે, જમીન ખેડતા તાપ સહે, વાવણી કરતા વરસાદ અને કાદવ ખુંદે અને મોડીરાત સુધી મહેનત મજુરી કરી સવા શેર પરસેવો ઉતારે તેના શરીરબળ સામે કોઇ રોગને મીટ માડતા પણ બેઘડી થંભી જવું પડે તેમા શું આશ્ચર્ય !

વેપારી વર્ગમા પણ રમતના બ્હાને અંગ કસરતનો લાભ લેવાતો ન્હાનાં ન્હાના બાળકો સવાર સાંજ ગેડી-દડા ખેલવા નીકળે. માનીંકામણી રમે, ઝાડવા ઓળંગે અને મોઇ દાંડીયો, ભગડતુતી. આંધળીયો-ખીલો પાડો એવી એવી રમતો રમીને અંગેઅંગની ખીલવણી કરી લેતા. પુરૂષોને પાચ-પચીશ ગાઉનો પંથ કાપવો તે રમત વાત હતી. સ્ત્રીઓને કુવાના પાણી ખેંચવા, બેડા ઉચકવા. દરણું દળવું, છાશ વલોવવી, છાણ-વાશીદા અને એવાં ગૃહકાર્યોમા અંગકસરતનો લાભ મળતો. અજવાળી રાત્રે શેરીના ચોકમાં સ્ત્રીમંડળ મળીને રાસડા લલકારાતી હોય ત્યારે અંગના મરોડ, કુદકી, ઉછાળ, તાળીઓથી વિવિધ અંગકસરત સાથે હૃદયવિકાસ થતો. એટલું જ નહિં પણ સંગીતના સુર-તાલનો પણ અનુભવ મળતો હતો.



જૈન સમાજનો ઉગતો

બાળસેન્ડો સી. કે. શાહ.

દિવસાનુદિવસ એ રમતો અને એ ભાવના ભુંસાવા લાગી. અંગ-કસરત એ વેઠ ઉતારવાનો વિષય હોય તેમ નિશાળોમા રહ્યા સહ્યા પ્રયોગ કરાવવાને માસ્તરોના ઉત્સાહ ઉપર રહ્યું. ગામોગામ નળ-ઘંટીના કારખાના ખુલવાથી સ્ત્રીઓએ દરણા-પાણી ઘરે કરવામા લાંછન માન્યું. ઢોરઢાંખર સાચવવાની તાકાદ ગુમાવી બેસવાથી દૂધ-ઘીનાં પૌષ્ટિક ખોરાકનું સ્થાન ચા-સીગારેટે લીધું. અને તેવા માદક ખાણાં-પીણાં અને બે લગામ રહેણી કરણીના પ્રતાપે બ્રહ્મચર્યનું મહત્વ ભુલાવા લાગ્યું: ત્યા પછી શરીરબળની આશા ક્યાંથી રહી શકે ?

દશ વર્ષની ઉમ્મરે મને શરીરબળની અગત્યના સ્વપ્ના આવવા લાગ્યા. પરંતુ તે માટે ગામના પાધરમા ખેલનારી હેડી નહોતી. તેમ ગુજરાતી નિશાળમા અંગ-કસરતની યોજના નહોતી. તે અંગ્રેજી સ્કુલમાં જોઈ. અહીં દોડવાથી અંગ-કસરતની શરૂઆત થઇ અને ધીમે ધીમે દંડ, બેઠક, સીંગલબાર, ડબલબાર, મલખમ, લાઠી, કુસ્તી વગેરેનો લાભ મળ્યો. જેમ જેમ હું દંડ પીલવામા ગતિ કરતો ગયો તેમ તેમ શરીરબળ વધવા લાગ્યું. તાકાદથી સ્ફૂર્તિ અને મનોવેગને સંગીન લાભ થતો જોયો. અને પરીણામે અંગ-કસરત એ અંગ વિકાસનું ઉચામાં ઉચું અને આવશ્યક સાધન છે તેમ ખાત્રી થઇ.

પંદર વર્ષની ઉમરે અમારા નામદાર રાધનપુર નવાબ સાહેબનું મારા તરફ ધ્યાન ખેંચાયું. તેમણે ઇનામ-ઉત્તેજનથી મારા ઉત્સાહને વેગ આપ્યો અને રાજ્યના પંજાબી પહેલવાન પાસે સોંપી મને આગળ વધાર્યો.

સત્તર વર્ષની ઉમ્મરે ચાર-પાંચ માઇલ દોડવા, છાતી ઉપર ત્રણ હજાર રતલનો પથરનો ભાર ઝીલવા અને તે પથ્થરના ટુકડા થતાં સુધી તેના ઉપર ઘણના પ્રહાર સહવાની શક્તિ કેળવી શક્યો, તે પછી તો લોઢાની મજબુત સાંકળ કાંડાના બળથી તોડી નાંખવી, શરીરના કોઇપણ ભાગ ઉપરથી ભાર-

તીપુ ગાડું ચલાવવું વગેરે વિવિધ પ્રયોગોમાં સફળતા મળી, અને બાવીશ વર્ષની ઉમ્મરે છાતી ઉપર નાણું પાટીયું મુકી તેના બન્ને છેડા ઉપર એકેક હાથી ઉભો રાખીને તેનું વજન ઝીલી શકયો

આવા પ્રત્યક્ષ પ્રયોગોની જાતામાં સારી અસર થવા લાગી રાધનપુરના નામદાર નવાબ સાહેબ મોટા ઇનામો આપી ઉત્સાહ પ્રેરતા રહ્યા અને પાટણ, મુંબઈ, કરાચી તેમજ ગુજરાત-કાઠિયાવાડના ઘણા શહેરી સમાજે મને માનાના ચાંદ આપી અંગબળની મહત્વતાનો સત્કાર કર્યો છે તે માટે આ તકે હું તેમનો ઉપકાર માનું છું

અંગ-કસરતના કાર્ય જોઇને ઘણા યુવકો અંગ-કસરત તરફ આકર્ષાવા લાગ્યા છે આવા ઉત્સાહી ઉમેદવારોને કોઇ ભેદ વિના પડખે રાખી અંગ-કસરતમાં આગળ વધારવાથી આજે ઘણા યુવકો સમર્થ સેન્ડો તરીકે માન પ્રતિષ્ઠા મેળવી રહ્યા છે

અંગ-કસરત અમુક ઉમ્મરે જ શરૂ થઇ શકે તેમ માનવાનું નથી બે મહીનાનું બાળક પારણામાં પડયું પડયું હાથ પગ ઉછાળીને કુદરતી રીતે જ કસરતમાં પ્રવેશ કરે છે ઉંધા પડીને વાંખોડીયાભેર થવાની કોશીશ કરવી, ઉંમર આળોટવા એ બધા અંગ-કસરતના પગથીયા છે મારી પુત્રી ચંદ્રાવતી અને પુત્ર ચંપકલાલની કુદરતી અંગ-કસરતની રમતોને પદ્ધતિસર ખીલવવાથી તે બાળા અને બાળક સાડા ત્રણ વર્ષની ઉમ્મરે લોઢાની મજબુત સાંકળ પગના જોરથી તોડી નાખવા જેટલી શક્તિ કેળવી શક્યા છે અને તેના પરિણામે ચંપકલાલ આટલી બાળવયમાં જ 'બેબી જૈન-સેન્ડો' ના માન સાથે સુવર્ણપદક, માનપત્ર તથા ઇનામો મેળવી શકેલ છે

અંગ-કસરતના લાભ તરફ પાટણના યુવક મંડળનું ધ્યાન ખેંચાતા તેમણે જૈન બાળકો માટે કસરતશાળાની વ્યવસ્થા કરવાથી પાટણ જૈન મંડળ બોર્ડીંગના વિદ્યાર્થીઓ તથા જૈન યુવકોને અંગ કસરતના શિક્ષણ આપવાની મને તક મળી છે જેનો એકજ વર્ષમાં થયેલો વિકાસ નજરે જોવાથી સમજાશે

મુંબઇ, અમદાવાદ, વડોદરા, નડીઆદ, ભાવનગર વગેરે ઘણા શહેરોમાં અખાડા થયા છે અને થતા જાય છે તેનો લાભ જૈન યુવક સમાજ લેશે તો જ મંદિનગીના જમાનામાં ઉભા રહેવાશે

અંગ-કસરતમાં દંડ બેઠક મુગદળ, વેઇટલીફ્ટીંગ, આદિ પ્રયોગોથી પેટ ભેર પણ અંગબળની સારી ખીલવણી થાય છે પાણીની કસરત માટે તરવાની મહત્વતા જે રીતે ઉંચેથી નદીના ઉંડા વહેણમાં, સમુદ્રમાં કે તેવા કુદરતી સાધન ન હોય ત્યાં હોજમાં તરવાની કસરત પણ કિંમતી છે તો આશા છે કે—જૈન સમાજ અંગ-કસરતની મહત્વતા સમજી વીરપુત્રના બિરૂદની સાર્થકતા કરશે.



લેખક—
ગુલાબચંદ મૂળચંદ બાવિશી.
ઓન સેક્રેટરી લીટરરી સોસાયટી
જામનગર

# બોર્ડિંગો

બોર્ડિંગોની અસ્તિ, એ તો ભાવના પ્રવાહના મોજા જેવી છે ભાવના પ્રવાહનું આન્દોલન, ગષ્ટ્ર ઉપર એકવાર કરે એટલે તેની દરેક ક્રિયા-વિક્રિયાને નવી સ્ફુર્તિ અને નવું બળ આપ્યા વિના ન રહે તેમજ લોક-માનસના પ્રત્યેક અંગને પ્રફુલ્લ અને સત્વશાળી બનાવે તે મુજબ બોર્ડિંગો સ્થાપવાની ઉર્મિ અને તેના વ્યવહારૂ પગલા, જો તેની દ્રષ્ટિ, ઉજ્વલ દર્શન કરાવે તો, ઇતિહાસમાં અમરતા પ્રાપ્ત કરે અને લોકમાનસની સુની લાગણીઓને જાગ્રત કરે

બોર્ડિંગના ક્ષેત્રમાં કે તેની કૃતિમાં ક્ષણભર તલ્લીન થઇએ-તન્મય બની જઇએ તો જ તરૂણોના હૃદય સુધી પહોંચી શકાય અને એ શિલ્પકારના શ્રમ થકી બોર્ડિંગોની "રંગભૂમિ" કોઇ જુદું જ સ્વરૂપ ઉભું કરે ત્યારે સમસ્ત લોકકલ્યાણનો માર્ગ જડી આવે.

સૌથી સુન્દર કોટિની તે સંસ્થા કહેવાય કે જેની દેખરેખ સારી, સુઘડ અને સજ્જની હોય, જેનો ગૃહપતિ સેવા અભિલાષી અને સદ્ચારિત્ર શાળી હોય જ્યાં એક હથ્થુ સત્તા ન હોય

કોઇ પણ બોર્ડિંગના મકાન આગળ ખડા રહીશું એટલે, ત્યાના વ્યવસ્થાપકો અને વિદ્યાર્થીઓના અંતર્નાદથી એ સંસ્થાનું આતર વાંચી શકે!

કોમની સંસ્કૃતિમાં ઉત્ક્રાન્તિવાદ લાવવો હોય અથવા તો કોમમાં નવું જ જીવન રેડવું હોય તો, સંસ્થાદ્વારા રેડી શકાય છે પરન્તુ ધનવાન ધગશ અને અલૌકિક બુદ્ધિધન જોઇએ બુદ્ધિધનને ઝીલનાર જોઇએ અને ઝીલીને તેનો સદુપયોગ કરનાર ભાવીક આત્મા જોઇએ દરેક કોમમાંથી નો મો આત્માઓ આવા નીકળી પડે તો બોર્ડિંગોના જીવનમાં-બોર્ડિંગોના ઇતિહાસમાં નવોજ યુગ પ્રગટે જાગશે અને એકાદ-બે દાયકા પછી, આજે જે વસ્તુ ભાવનામાં છે, તે કર્તવ્યમાં અને દર્શનમાં વ્યવહારૂ પણે જોઇ શકાશે-માણી શકાશે



# દેવમંદિર.



લેખકઃ–રવિશંકર મહાશંકર રાવળ.

દેવમંદિરનું નિર્માણ સંપ્રદાયમાં આવેલાં મનુષ્યોને કોઇ અંધપરંપરાની જાળમાં ગુંચવવાને નથી: પરંતુ જગતના મહાતપસ્વી અને સાધક મહાત્માઓએ જીવનનાં પરમ આદર્શો કેળવી જે આત્મસંપત્તિ પ્રાપ્ત કરી તે ઉદારતાપૂર્વક જગતના બીજા વારસોને વહેંચવાને તેના કેંદ્રરૂપે દેવમંદિર બન્યાં છે. એ દેવમંદિરો એ મહાસિદ્ધોના આદર્શોનું પ્રચારકાર્ય કરવામાં નિષ્ફળ નીવડે તો દેવમંદિરની સાર્થકતા નથી એ સુસ્પષ્ટ છે.

જીવનક્રમની અનેક દશાઓ વટાવી આત્મા પરમ-કોટીએ પહોંચે ત્યાં સુધી તેને હમેશાં ચોક્કસ દિશા સૂચવનાર, દોરનાર કે પ્રેરનાર સ્વરૂપો જાળવવાને દેવમંદિરો સરજાયાં છે. દેવમંદિરનું અંતર–બાહ્ય જનસમુદાયના વિવિધ માનસને લક્ષ્યમાં રાખી દરેક જણ યોગ્યતા પ્રમાણે સંસ્કાર અને સદ્‌બોધ ઝીલી શકે એવી રચના શિલ્પશાસ્ત્રે કરી છે. આથી જ દેવમંદિરમાં દૂરથી પણ દર્શન થઇ શકે માટે શિખર, ધ્વજા વિગેરેને સ્થાન મળ્યું છે. નગરજનો દિન-રાતના વ્યવહારમાં પણ જીવનનો પરમ આદર્શ વીસરી ન જાય અને થોડો સમય પણ દેવકાર્યમાં ગાળે એ સ્મૃતિ દેવમંદિર કરાવી શકે.

દેવમંદિરનો ચોક માનવસંગમનું એક પ્રધાન સ્થાન બને છે. એક જ માર્ગે ઉપાસકના કે સાધના કરી રહેલા અનેક જીવનનો ત્યાં મેળો થાય છે અને એકબીજાથી ભાવનાનું બળ અને શ્રદ્ધા મેળવે છે. ત્યાં દરેક જણ પોતાનું કે સમાજનું વ્યકિતત્વ બાજુએ મૂકી કોઇ મહદ્‌ ભાવમાં લીન થવા યત્ન કરે એ હેતુ જણાય છે.

ગરીબ અને તવંગર દેવમંદિરના ચોકમાં એકસરખી છૂટ ભોગવે છે. દેવમંદિરના શોભા કે ઉત્સવ એ–સંગીત, સંસ્કાર અને કળાની પરબો નહિં તો બીજું શું છે? અનેક લોકોના આનંદ અને વિશ્રામનું ધામ, સંસ્કાર અને શિક્ષણનું કેંદ્ર દેવમંદિર બન્યાં હતાં. ત્યારે જ જનતાએ પોતાની સંપત્તિનાં દાન અને સ્વાર્પણનો પ્રવાહ ત્યાં રેલાવ્યો હતો. અજંટા, ઇલોરા કે દેલવાડાનાં મંદિરો, દેવ મંદિરની આ શકિતનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરાવી શકે છે. મોટા વિદ્વાનોનાં પ્રવચનો કે લાંબી કથાઓ અનેક ગ્રામ્યજનોના હૃદયમાં ઉતરતાં વાર થાય; પણ દેવની પ્રભાવશાળી ધ્યાનમગ્ન મૂર્ત્તિ અથવા મંદિરની પ્રદક્ષિણાની દિવાલો પર કોરેલી કે ચીતરેલી કથાઓ માત્ર થોડી જ ક્ષણોમાં જીવનના અનેક રસોમાં પસાર કરાવી મૂળ ભાવના પ્રત્યક્ષ કરાવી દે છે.

ચિત્ર અને શિલ્પને બહુ ઉદાર આશ્રય આપવામાં દેવમંદિરોએ આખી જનતાની સેવા કરી છે. પ્રાચીન હિંદમાં આજના કરતાં કળા અને શિલ્પનો પ્રસાદ વધુ ઉતર્યો અને પ્રજાએ વધુ રસ માણ્યો હોય તો તેનો યશ દેવમંદિરોને જ મળે. પુસ્તકોના ભંડાર, સાધુ–સન્યાસીઓના અખાડા અને પ્રવચનો દેવમંદિરની છાયાને પવિત્ર રાખતાં.

એ સાધુઓએ, સંન્યાસીઓએ અને આચાર્યોએ જ્યારથી દેવમંદિરને વ્યકિતગત સંસ્થા કે સંપ્રદાયના ઈજારા બનાવ્યા ત્યારથી દેવમંદિરની છાયામાં મલીનતા, ગુંગળાટ અને વિકૃતિ પેદા થયાં છે. મિથ્યાગ્રહ, વૈમનસ્ય, અધિકારની હરિફાઇ, શ્રીમંતની હરિફાઈ, લક્ષ્મીનું પ્રદર્શન, ગરીબ, વિદ્વાન્ કે કળાકાર શિલ્પીની અવગણનાએ ત્યાં આંધી પ્રસારી છે.

હિંદના દેવમંદિરો આજે તેની પ્રાચીન પ્રતિષ્ઠા ગુમાવી બેઠાં છે. દેવ મંદિરના પૂજારીઓ નિરક્ષર, વાસના લુબ્ધ અને દ્રવ્યાર્થી હોય છે. દેવમંદિરના ઉત્સવોમાં સોનાં-રૂપાના ઝળકાટ માત્ર દેખાય છે. ત્યાગ, પ્રેમ, ઉપશાન્તિ અને સરળ વ્યવહારને બદલે ત્યાં દંભ, પાખંડ અને દેખાવ માત્ર પ્રવર્તે છે.

જ્યાં અનેક લોકોનો અવરજવર હોય ત્યાંની હવા શુદ્ધ રાખવા ખાનપાનની વ્યવસ્થામાં અચુક વિશુદ્ધિનો આગ્રહ રાખવો જોઇએ તેને બદલે ગંદવાડ અને એંઠાપણું સામાન્ય સ્થિતિ બની છે. માનસિક સ્વાસ્થ્ય અને ઉન્નતિ માટે પણ બહુ ઉચ્ચ વાર્તાલાપ, વાચન, ચર્ચા કે સંગીત અને શિલ્પ પ્રવૃત્તિઓ કાળજીપૂર્વક રક્ષાવી જોઇએ; તેને બદલે ગંદા એંડવાળાઓના ચાવની પોશાકનું ટોળું ઘોંઘાટીયાં કે શૃંગારોત્તેજક ગાયનોના સ્વરો, માનવચિત્તમાં વિક્ષોભ અને વિકૃતિ પેદા કરી રહ્યાં છે. આખી કોમને લાંછનરૂપ આ સ્થિતિ ઉપરાંત મંદિરના શીલ્પમાં પરદેશી ચિતરામણ, લાદીઓ અને સીલીંગો વાતાવરણને વધુને વધુ ભ્રષ્ટ અને કુસંગત કરે છે. નાથદ્વાર, કાંકરોલી, અને જગન્નાથપુરીનાં વૈષ્ણવ મંદિરો અને દેલવાડા મંદિરની ધર્મશાળા આ હકીકતોના મોજૂદ પુરાવા છે.

દેવમંદિર મનુષ્યને ઉચ્ચ સંસ્કાર, પ્રેરણા કે જ્ઞાન આપવા અસમર્થ બનશે તો તેનો નાશ થશે અને બીજાં મંદિરોની પ્રતિષ્ઠા થશે. પરંતુ યુગોથી સંચાયેલી શિલ્પ કળાની સમૃદ્ધિ અને સંઘરેલી સાહિત્ય સમૃદ્ધિનો વિનાશ તેના જ વારસોને હાથે થતો જોવો એ કરૂણાજનક છે.

જાપાને આજે તેવાં દેવમંદિરોને સમાજના હૃદયસ્થાને રાખી મંદિરની છાયામાં યુનીવર્સીટીઓ વિકસાવી છે. કળાકારો, વૈજ્ઞાનિકો, વિદ્વાનો મંદિરની દીક્ષા લઇ લોકસેવા આપી રહ્યા છે. દેવમંદિરમાંથી રાષ્ટ્રદેવતાની પૂજાનો પ્રચાર થઇ રહ્યો છે. **આપણે કંઇ શીખીશું ખરા?**



શ્રી રવિશંકર મહાશંકર રાવળ.
તંત્રી 'કુમાર' અમદાવાદ.



શેઠ ભાણાભાઇ ભુખણજી—બીલીમોરા.
( શેઠ કેસરીચંદ ભાણાભાઇની પેઢીવાળા )



માસ્તર કાનજી કરમશી શાહ–મુંબઇ.
મુંબઇ મ્યુનીસીપલ કોરપોરેટર.



સિદ્ધારથ કુમાર ગુલાબચંદ ઢઢ્ઢા–જયપુર.
જેના બુદ્ધિ વૈભવ, અને ત્રણ વર્ષની વયે શત્રુંજયની ચાલીને મતપૂર્વક યાત્રા કરવા માટે પૂર્વ જ્ઞાનની વાતો ચાલતી હતી

A P Press



શ્રીયુત પુરૂષોત્તમ ગીગાભાઇ શાહ—ભાવનગર.
તંત્રી—ભૂતપૂર્વ "જૈન શાસન"



શ્રીયુત કકલભાઇ ભૂદરદાસ વકીલ—મુંબઇ.

A. P Press-Bhavnagar.

# આર્ય રમણીની આત્મજ્યોતિ.

જગતભરમા પૂજાતી આર્યમાતાદેવીઓ
અત્યારે કઇ પદવીએ વિરાજે છે ?

ગૌરવભર્યા મહાલયોના શીખરેથી ભુ-ઉતરી !! આગણે આજોટતી એ દયાજનક દેવી કા દેખાય ?

એક વખતની વીર વીરાંગના
સબળા બની અત્યારે અબળા કેમ કહાવે ?

પૂર્વે રણક્ષેત્રમા લડી શત્રુગનના સુર છાડી-સંગ્રામના મેના પતિને સ્વાધીન કરી-
જયધ્વજ ફરકાવતી-
તેજ તેજોમય પાત્રની પીંડ-
શકતીની પાખો કાપી નાખી
પાળેલા પશુ જેવી જ નિરા
ધાર બની,
નિર્બળતા કાં બનાવે ?

શરમ છે, એ આર્ય-મ
હિનાની માનીતી પુત્રીઓને !

ઝાખપ છે, એ ઝગઝગતી
જ્યોતના મોગરાને !

રાજ્યસભાની અધિષ્ટાત્રી
દેવીઓ !

મતાધિકારી માનીની
માતાઓ !

કાર્યકુશળતામા પ્રવિણ
ગણાતી ચપળાઓ !

અત્યારે માત્ર મૃત્યુ પામ્યા
કાયરા વચ્ચે છાણ્યાની ધમ
પછાડના બ્યુગલો ફુંકતામા—

અને રુઢીના ફરમાનોની
પુજારણ બની ખોટી બેડીઓમા
બંધાઈ રહેવામ જ !

મહામુલી શક્તી તેરી
શાતન ખપાવી રહી છે
એ

અપૂર્વ મમતાળુ આર્ય
માતાને ઓળખવા-

ગૌરવશાળી બખ્તર સજ્યા-
ભણેલી ભામીનીનો દાવો
ધરાવવા ક્યાર સદ્ભાગી થશે ?

પણ એ પુરાતન પુછ
પચાવવા ને—

તેના વાગ્મદાર બનવાને
નસીબ ક્યા ટેરી છે !

છતી શક્તીને મતાડી બેસીએ પછી તે દેખાય કેમ ?

મનુષ્ય, વિચારોના પુદ્ગલો ઘડીનેજ
જીત-હારની બાજી રમી રહ્યો છે

સોનાના સિંહાસને પૂજાતી
ભાગ્યશાળી નરોત્તમની જગદંબની

પોતાના ઉપકાર નીચે દબાએલા તેના આભારી
બાળકના જ પગ તળે કચરાવાનો ભોગ બની એમે

તે કેવુ શોચનીય !
કેટલુ ખેદજનક !!

શુ તે પ્રેમાળ પીંડ !
પવિત્ર માતાનો રૂણી બાળક-
ઉપકારના બ નામા દંગો દેશે ?

પુજનીય જગદંબા ગુના
મીની ઝંઝીરો પહેરી પરવશ થશે ?

નહિ, નહિ, તે ફરી
નહિ બને !

તે તો જગત બાગની
માનણ બનવા સર્જાએલ છે

જગત બાગના ખીલતા
ફુલો જોઈ

તે રક્ષીકા રાચશે-મહાલશે,

અને તેનો અણમૂલો
ગજરો બનાવી જગતને ખોળે
અર્પશે

તેથીજ તે જગમાલીણી
ઉપર જગતમા સોહી રહેલા
ફુલ-ગજરાનો આધાર છે

× ×

આ ઉંચા આસને વિરા-
જતી મારી ‘ બહાદુરી બ્હેનોનુ
પતન કેમ થયુ ? તે ગુચ
વાએલુ કોકડુ ઊકેલવા

એ ગરીબ ગૌરી ભગિ-
નીનો દોષ કાઢુ ?

કે ભાવભીના ભાઇઓનો ?

સમયનો દોષ કાઢુ ?
કે પુરુષ સામ્રાજ્યનો !

હા, બરાબર સમજાયુ
સ્ત્રી સમાજ ઉપર પુરુષ સામ્રાજ્ય
જામ્યુ



શુભેચ્છા

જૈન ધર્મે “ અહિંસા પરમોધર્મ ” સ્વીકારી સર્વને જે અહિંસાનો ઉપદેશ કર્યો છે, તે અહિંસા જૈન ધર્મી પુરૂષો પોતાની સ્ત્રીઓ સાથેના વર્તનમા લાવે એમા જૈન ધર્મના ઉપદેશની સાર્થકતા છે

પ્રભુ “જૈન” કોમનુ અને “જૈન” પત્રનુ કલ્યાણ કરે !

લે૦ રમા પટણી

સ્ત્રી-શક્તીનો અવતાર-તેજના અંબારને
પુરૂષો ન જીરવી શક્યા.
તેથીજ સ્ત્રીસમાજને ત્યાગની મૂર્તિ જોવાને બદલે માત્ર રમવાના રમકડા બનાવી બેઠા !
પુરૂષનો સયમ જાળવવાની ઢીલી લગામ-સ્ત્રી-શક્તીને વાસના પુરી પાડવાની ઇચ્છા શક્તિને સ્વાધીન બનાવી
જગતમા નરવીરોની અણમુલી ખોટ પડી,
કાળ ચોઘડીએ જન્મેલી નબળાઇએ ઉચ્ચ વિચારો ઉખેડી નાખી, સ્ત્રી જીવનના ખીલેલા પુતળા સર્જ્યાં.
જ્ઞાનરૂપી વાડીમા રમતી મોહલી કલગીઓને ચુંટી-કચરી નાખી.
અજ્ઞાનતાના અંધકારમા અથડાવી મોંઘું જીવન કાકરાની માફક વેરી નાખ્યુ
સ્ત્રી કેળવણીમા ભડવીરોને બોહ્ય લાગી.
ગૌરવશાળી આર્ય મૈયાના ઓજસમા આળોટતાં તેમને લાન્છન લાગ્યુ

× × ×

નથી એ આર્ય મૈયાના અપમાનમા તમારૂં સન્માન,
નથી મળવાનું સ્ત્રીઓને પરતંત્રતાની શૃંખલામા જકડી રાખવાથી સામ્રાજ્ય સ્ત્રીઓની સહાય વિના સ્વરાજ્ય તે કેમ મળશે?
સ્ત્રીસમાજને સરસ્વતિ દેવીની ગાઢ મૈત્રીથી વિખુટા પાડી,
તમે નથી રહ્યા તેજોમય જ્ઞાનના ઉંચા આસને બેસવાને અધિકારી,
આમ અવિચારી પગલું ભરી સાચો સલાહકાર ખોયો.
દુઃખમા દિલાસા રૂપે ઉભી રહેતી ભાગિયણ ખોઇ !
સુખના સૂત્રો ઉકેલી તેમાં લ્હાણુ માણતી મનમંત્રી ખોઇ !
તમારૂં રખવાળું કરતી એક અંગરક્ષીકા ખોઈ.
તમારી ગુહ્ય ને ગંભીર વાતો ઝીલતી સહચરી ખોઇ.
સાથે સાથે જમણો હાથ ખોયો અને
અર્ધું અંગ ખોટું કરી પક્ષઘાતથી ઘવાયા.
તો યે એ આનાદિત દેવીએ હદ ઓળંગી નથી.
સેવાના ફરમાનો સ્વીકારી તેઓને સંતોષ છે.
પુરૂષોને રાજી રાખવાનો ધર્મ સમજે છે.
**એજ આર્ય રમણીની આત્મ જ્યોતિ !**

× × ×

તે જગદંબાના પૂજન તમને પૂજનીય બનાવશે.
જડ બનાવશો તો તેમા જડતા આવશે.
કળાકારો પીંછીનો સદ્ઉપયોગ કરશે તો અદ્ભુત ચિત્ર ખડું કરશે
શીલ્પી ધારે તો પત્થરમાથી મનોરંજક મૂર્તિ ઘડી શકે છે.
પણ તે માટે સમાજ ક્યારે જાગશે !
અધોગતિને આરે ઉભેલા સ્ત્રીસમાજને સજીવન ક્યારે કરશે ?
માનભંગ થયેલી માતાઓના માન-પ્રતિષ્ઠા ક્યારે સમજશે ?
અજ્ઞાનતાના અંધારા કોણ ઉલેચશે.
છે કોઇ હિંદમાતાનો માડી જાયો ?

હંસી.

# नवयुग की क्रान्ति

( लेखक—तत्त्वद्रष्टा मुनि श्री कर्पूरमुनिजी )

वर्त्तमान समय में अपनी २ कोम और स्वदेश की उन्नत्ति के लीये नवयुवकों और देशभक्तों प्रबल जोर शोर से प्रयत्न कर रहें है—चारों और घूम २ कर लेक्चरें देते हुए अनर्थकारी पुराने वातावरण को बदल कर नूतन और शुद्ध वातावरण फैला रहें है । ऐसे समय में हमारी जैन समाज और खास कर के हमारी मरुधर ( मारवाड ) वासी जैन समाज अज्ञानरूप घोर निद्रा मे सो रही है । इस देश में कुरीवाजोंने-कुरुटीयोंने इतना तो जोर पकडा हुआ है कि उनके अवलम्बनसे जैन प्रजा दिन प्रतिदिन दु खरूप अवनति के कूप में गीरती जा रही है और परिणाम में जैन संख्या का ह्रास हृदय को व्यथित कर रहा है ।

नवजवान वीरो ! निद्रा का त्याग करो ! उठो, और विचारो कि जैन समाज की उन्नति के लीये जैन समाज की संख्या का जो ह्रास हो रहा है उसे बंध कर संख्यावृद्धि के लिये अपने को क्या २ उपाय करना चाहिये ? समाज का आंतर सडा कैसे नष्ट हो ? आदि अनेक प्रश्न आप के सामने पडे हैं । जब तक इस बात पर विचार कर सक्रिय प्रयत्न न किया जायगा समाज का अभ्युदय की आशा दूर २ गमन करती जायगी ।

मेरी मान्यतानुसार अब नवजवान कहलानेवाले वीरों को निडर होकर जगत के मैदान में आना चाहिये और वहा दृढतापूर्वक खडे होकर संगठ्ठन और शुद्धि के लिये जोर शोरसे धूम मचानी चाहिये । समाज में वर्षों से घूसी हुई कुप्रथायें जैसी कि—बाल्यविवाह, विद्धविवाह, लग्न में रंडीयों का नचाना, मारवाड में लग्नादि प्रसंगपर अपने २ घर के आंगन में अच्छे २ घराने की ओरतों का नाचना, स्त्री समाज में शिक्षण का बीलकुल अभाव, देशकालानुसार उजमणा, प्रतिष्ठा, उपधान और स्वामिवात्सल्यादि में हदसे ज्यादा खर्च का करना, आपसी क्लेश में लाखो रुपिया कोर्टद्वारा, बिगाडना विगेरह अनेक प्रश्नो पर व्याख्यान द्वारा लोगों को समझाकर उस समाजहित घातक प्रवृत्ति से कोमको बचा लेनी चाहिये । और स्थान २ पर केलवणी विषयक संस्थाएं, हुन्नर—उद्योगशालाएं, गुरुकुल—बार्डींगे, कन्याशालायें, आपस में प्रेम बढाने के लिये मंडलों, शारीरिक विकास के लिये व्यायामशाला—अखाडा, विधवाओं का आदर्श जीवन बनाने के लिये विधवाश्रम, महिलाश्रम, आरोग्य के लिये औषधालयें विगेरे खोलकर समाज को प्रचंड घोषणा से जगाओगे तब ही समाज का श्रेय साध्य हो सक्ता है ।

नवयुवको ! इस बातपर खूब ख्याल करो कि इस वर्त्तमान जमाने में समाज का उज्वल भविष्य उन्ही नवजवान वीरों के हाथ मे है जो निस्वार्थ—निर्दंभ समाज सेवा के लिये विजयध्वज उठाकर जगत्भर में महावीर का संदेश फैलावेगा ।

# જિનપ્રભસૂરિ અને સુલતાન મહમ્મદ

મહાન સમ્રાટના ઉપર અપૂર્વ પ્રભાવ પાડીને તીર્થો અને શાસનસમૃદ્ધિનું સંરક્ષણ કરનારા ધુરંધરાચાર્ય—જૈન જ્યોતિર્ધર શ્રી હીરવિજયસૂરિના પ્રસિદ્ધ ઇતિહાસથી પણ લગભગ ૨૫૦ વર્ષ પહેલાં એટલે વિક્રમની ચૌદમી સદીના ઉત્તરાર્ધમાં મુસ્લીમ આક્રમણના વિષમ યુગમાં પરમ પ્રભાવક શ્રી જીનપ્રભસૂરિએ સુલતાન મહમ્મદ ઉપર પાડેલી અજબ પ્રભાનો અપ્રગટ ઇતિહાસ આ લેખમાં બહુ ઉણવટથી અને વિસ્તારપૂર્ણ ટીપ્પણ—ટીકા સાથ પ્રગટ કરવામાં આવ્યો છે. જો કે આ લેખ છેક અસુર મળવાથી તેનો કેટલોક ભાગ છોડી દેવો પડ્યો છે, છતાં લેખકના સંસ્કૃત–પ્રાકૃત અભ્યાસ અને વડોદરાના ઓરીએન્ટલ ખાતા દ્વારા સંશોધનના મેળવેલ ઊંડા અનુભવનો લાભ સમાજને આ લેખથી મળશે તેમ ખાત્રી છે.



લેખક—
પં. લાલચંદ ભગવાનદાસ ગાંધી

**પરિચય—**

જિનપ્રભસૂરિ નામ ધારણ કરનારા બે વિદ્વાન્ આચાર્યો જાણવામાં આવ્યા છે. તેમાં પહેલા આગમિક ગચ્છના જિનપ્રભસૂરિ વિક્રમની તેરમી સદીના ઉત્તરાર્ધમાં તથા ચૌદમી સદીના પૂર્વાર્ધમાં વિદ્યમાન હતા. જેઓ પોતાને શત્રુંજય-સેવક તરીકે ઓળખાવે છે અને જેમના અપભ્રંશ ભાષામાં રચેલા અનેક ગ્રન્થો પાટણ વિગેરેના જૈન ભંડારોમાં મળી આવે છે.

બીજા જિનપ્રભસૂરિ ખરતરગચ્છમાં થયેલા જિનસિંહસૂરિના પટ્ટધર હતા. જેઓ વિક્રમની ચૌદમી સદીના બીજા ચરણથી ચોથા ચરણ સુધી વિદ્યમાન હતા. આ આચાર્યનો પરિચય કરાવવા આ લેખનો ઉદ્દેશ છે. ખાસ કરીને તેમના ગ્રંથોમાં મળી આવતા ઉલ્લેખોના આધાર પર આ રચના છે.

પ્રસ્તુત જિનપ્રભસૂરિનો અંગત પરિચય મળી શક્યો નથી, છતાં તેઓ વિક્રમની ચૌદમી સદીના પૂર્વાર્ધમાં—બીજા ચરણમાં[1] વિદ્યમાન હોવાનું જણાય છે.

સમાન નામ ધારણ કરનારા લગભગ સમકાલીન બે વિદ્વાન જિનપ્રભસૂરિ થયેલા હોવાથી કેટલેક સ્થળે એક-બીજાના ગ્રન્થોને ભ્રમથી એક-બીજાના નામપર ચડાવી દેવામાં આવ્યા છે. તો પણ આન્તરિક અન્વેષણ કરવાથી તેનું નિરાકરણ થઈ શકે છે. આ જિનપ્રભસૂરિએ ઘણા ગ્રન્થો રચ્યા હોય તેમ જણાય છે અને તેમાં ઘણુંખરા નામ, સ્થળ, સમયાદિનો ખાસ ઉલ્લેખ કરેલા હોય છે. અત્યાર સુધીમાં તેમની જે જે કૃતિઓ જાણવામાં આવી છે, તેમાં પ્રથમ વિ. સં. ૧૩૫૨ માં યોગિનીપુર (દિલ્લી) માં માથુરવંશીય ઠક્કુરકુલીન કાયસ્થ ખેતલની અભ્યર્થનાથી રચેલી કાતન્ત્રવિભ્રમ (વ્યાકરણ વિષયક) પર ગ્રં. ૨૬૧ શ્લોક પ્રમાણ ટીકા[1] છે.

આ ગ્રંથમાં 'અપ્રૌઢધીરપિ' (અપ્રૌઢ બુદ્ધિવાળા) એવું વિશેષણ જો કે પોતાની લઘુતા બતાવવા વાપર્યું હશે, છતાં તે વખતે તેમનું વય લગભગ પચ્ચીશ વર્ષનું કલ્પીએ તો તેમનો જન્મ વિ. સં. ૧૩૨૫ ની લગભગમાં માની શકાય અને વિ. સં. ૧૩૫૨ માં અથવા તે પહેલાં તેઓ સૂરિપદ પર પ્રતિષ્ઠિત થઈ ગયેલા હોવા જોઈએ એ સ્પષ્ટ છે. અને એ સમયમાં ન્યાય તથા વ્યાકરણાદિ વિષયોમાં વિદ્વત્તા મેળવી લીધી હતી તેમ સમજી શકાય છે.

**સાહિત્ય આલેખન—**

જિનપ્રભસૂરિ પ્રતિદિન નવું સ્તોત્ર[2] રચ્યા પછી આહાર લેતા એવી

---

૧ શક સંવત ૧૨૧૪–વિ. સં. ૧૩૪૯ માં નાગેન્દ્રગચ્છના ઉદયપ્રભસૂરિના પટ્ટધર મલ્લિષેણસૂરિએ સુપ્રસિદ્ધ હેમચંદ્રાચાર્યની અન્યયોગ–વ્યવચ્છેદદ્વાત્રિંશિકા પર વિસ્તૃત વિવૃતિ (સ્યાદ્વાદમંજરી) રચી છે. તેમાં સહાયભૂત જિનપ્રભસૂરિની સહાયતા સૂચવી છે.

૧ આ સૂચન અમે સાતવર્ષ પહેલાં જેસલમેર ભાંડાગારીય–ગ્રંથસૂચી [ગા. ઓ. સિરીઝ તરફથી પ્રકાશિત પૃ. ૪૮–૪૯] માં કર્યું છે અને નં. ૪૪ સૂચીમાં અપ્રસિદ્ધગ્રન્થ–ગ્રંથકૃત્ પરિચય [પૃ. ૫૮] માં જિનપ્રભસૂરિ સંબંધી મેં મારો સંક્ષિપ્ત પરિચય આપ્યો છે.

૨ જિનપ્રભસૂરિએ રચેલા સિદ્ધાન્તસ્તવ પર વિવરણ કરનાર સાધુસોમ શિષ્ય રચિત સિદ્ધાન્તસ્તવાવચૂરિ માં લખે છે કે— જિનપ્રભસૂરિ પ્રતિદિન નવીન સ્તવ નિર્માણ કર્યા પછી નિરવદ્ય આહાર ગ્રહણ કરતા એવા અભિગ્રહવાળા હતા. તેમને પદ્માવતી દેવી પ્રત્યક્ષ થયા હતા. તે દેવીના વચનથી તપાગચ્છને અભ્યુદયવાળો જાણી, પૂજ્ય શ્રી સોમ

રીતે તેઓએ સંસ્કૃત, પ્રાકૃત. અપભ્રંશાદિ વિવિધ ભાષામા, વિવિધ છંદોમા, વિવિધ અલંકારોમા, ચિત્રમય. મંત્રાદિગર્ભિત કાવ્યોદ્વારા સાતસો સ્તોત્રો રચ્યા હતાં. તીર્થંકરો, ગણધરો. તીર્થો, તીર્થરક્ષકો, ગુરુ. શારદાદેવી વિગેરેને ઉદ્દેશીને રચાયેલા એ સ્તોત્રોમાથી લગભગ સીત્તેર સ્તોત્રો[1] હાલ મળી આવે છે.

આ સિવાય જિનપ્રભસૂરિએ વિ. સં. ૧૩૫૬ મા શ્રેણિકચરિત્ર ( **દ્વ્યાશ્રયકાવ્ય** ), વિ. સં. ૧૩૬૩ મા **વિધિપ્રપા** ( **સામાચારી** ), વિ. સં. ૧૩૬૪ મા કલ્પસૂત્રવૃત્તિ ( **સંદેહ વિષૌષધિ** ), વિ. સં. ૧૩૬૫ મા પોષમા દાશરથિપુર ( **સાકેતપુર–અયોધ્યા** )મા **અજિતશાન્તિસ્તવવૃત્તિ** ( બોધદીપિકા ગ્ર. ૭૪૦ ), ઉપસર્ગહરસ્તોત્રવૃત્તિ ( **અર્થકલ્પલતા** ). ભયહર ( નમિઊણ ), સ્તોત્રવૃત્તિ ( અભિપ્રાયચન્દ્રિકા. ) વિ. સં. ૧૩૮૦ મા પાદલિપ્તસૂરિકૃત **વીરસ્તોત્રવૃત્તિ**, સં. ૧૩૮૧ મા રાજાદિ-ચાદિ ગણવૃત્તિ, **સાધુપ્રતિક્રમણસૂત્રવૃત્તિ**, સૂરિમંત્રામ્નાય ( સૂરિવિદ્યાકલ્પ ) એ વિગેરે ગ્રન્થો રચ્યા હતા.

**વિહાર પરિચય—**

ઉપર જણાવેલ સ્તુતિ, સ્તોત્રો, વૃત્તિયો અને અન્ય ગ્રન્થો સિવાય જિનપ્રભસૂરિનો **તીર્થકલ્પ** ગ્રન્થ ઐતિહાસિક[2] દૃષ્ટિએ અતિ મહત્ત્વનો છે. જેમા ૧ શત્રુંજય, ૨ ઉજ્જયંત ( ગિરનાર ). ૩ **પાર્શ્વ–( સ્તંભન–ખંભાત )**, ૪ **અહિચ્છત્રા**. ૫ **અર્બુદ ( આબૂ )**, ૬ મથુરા, ૭ **અશ્વાવબોધ ( ભરૂચ )**, ૮ **વૈભારગિરિ** ( રાજગૃહ ), ૯ કૌશામ્બી ૧૦ અયોધ્યા. ૧૧ **પાવાપુરી**, ૧૨ કલિકુંડ. ૧૩ હસ્તિનાપુર. ૧૪ **સત્યપુર ( સાચોર )**, ૧૫ અષ્ટાપદ, ૧૬ મિથિલા, ૧૭ રત્નપુર, ૧૮ કન્નાનયનયર ( કન્નાનૂર, દક્ષિણ ) વીર. ૧૯ પ્રતિષ્ઠાન ( પેઠણ ) પત્તન. ૨૦ નન્દીશ્વર, ૨૧ કાંપિલ્યપુર, ૨૨ **અરિષ્ટનેમિ ( શૌરીપુર, )** ૨૩ **શંખપુર**, ૨૪ **નાસિક્યપુર**, ૨૫ હરિકંખી–પાર્શ્વ, ૨૬ શુદ્ધદંતી, ૨૭ અભિનંદન, ૨૮ **ચંપાપુર**, ૨૯ **પાટલિપુત્ર** ( પટણા ), ૩૦ **શ્રાવસ્તી**, ૩૧ **વારાણસી**, ૩૨ **કોકા** ( પાટણ ) **પાર્શ્વ**, ૩૩ કોટિશિલા, ૩૪ ચેલ્લણ પાર્શ્વ ( ટિપુરી ). ૩૫ કુડંગેશ્વર ( ઉજ્જયિની ) ૩૬ **માણિક્યદેવ** ( કુલ્પાક દક્ષિણ ), ૩૭ **અંતરિક્ષપાર્શ્વ**, ૩૮ **ફલવર્ધિ ( ફલોધી ) પાર્શ્વ** એ વિગેરે **જૈનોના પ્રાચીન તીર્થો**. **સમવસરણ**–રચના, **મહાવીરના** ગણધરો તથા એ તીર્થોના ભક્તો કપર્દિયક્ષ. કોહંડિયદેવી. **અંબિકાદેવી, આરામકુંડ**, પદ્માવતી દેવી, વ્યાઘ્રી ( શત્રુંજય પરની ). મંત્રીશ્વર વસ્તુપાલ–**તેજપાલના** સંક્ષેપ–વિસ્તારથી કલ્પો જોવામાં આવે છે. એ અને અન્ય જૈન તીર્થોના નામોનો સંગ્રહ પણ તેમા છે, તેમાના કેટલાક તીર્થોના સ્તોત્રો પણ છે. આ વિશિષ્ટ ગ્રન્થ પરથી જૈનોના તીર્થોનો પ્રાચીન–અર્વાચીન ઇતિહાસ જાણી શકાય છે. તે સાથે તે તે દેશો, નગરો અને રાજાઓ સંબંધી પણ બહુ ઉપયોગી જાણવા લાયક પ્રાચીન ઘટનાઓનું વર્ણન છે. જિનપ્રભસૂરિએ અનેક દેશોમાં પર્યટન કર્યું હતું. અનેક તીર્થોની યાત્રા–પ્રતિષ્ઠા કરી હતી. અનેક પંડિતોના પરિચયમા આવ્યા હતા. અનેકવાર રાજ–સભાઓમાં પ્રવેશ કર્યો હતો, અનેક શાસ્ત્રોનું અવલોકન કર્યું હતું. અનેક ભાષાઓમાં પ્રવીણતા મેળવી હતી. કાવ્ય–સાહિત્યકલામા અપૂર્વ વિચક્ષણતા–સિદ્ધહસ્તતા પ્રાપ્ત કરી હતી. એ બધું એમના ગ્રન્થ **સંચયમાથી** પદે પદે ઝળકી રહે છે.

**મુસ્લીમ સત્તા—**

સં. ૧૨૪૮ મા શહાબુદ્દીન ઘોરીના હાથે પૃથ્વીરાજ ચોહાણનો અસ્ત થયો ત્યારે જૈન મંત્રી રામદેવ શેઠે શ્રાવક સમુદાયને તુરક સત્તાથી દેવમંદિરોને સંભાળવાને[1] લેખ મોકલી દીધા

આ પ્રસંગે દક્ષિણ દેશના કન્નાણયપુર[2] (કાનાનૂર) મા

તિલકસૂરિને તેમના શિષ્યો વિગેરેને ભણવા અને જોવા વિગેરે માટે યમક, શ્લેષ, ચિત્ર, છંદોવિશેષ વિગેરે નવા નવા પ્રકારોથી સુંદર સાતસો જેટલા પોતાના નામથી અંકિત કરેલા સ્તવો ( સ્તુતિ–સ્તોત્રો ) ભેટ કર્યાં હતા. " ઉપરાંત વી સં. ૧૫૦૩ માં પં. સોમધર્મગણી રચિત ' ઉપદેશ સપ્તતિ ( પ્રકાશક આત્માનંદ સભા—ભાવનગર ) મા પણ એજ ઉલ્લેખ નીકળે છે.

૧ જેમાના કેટલાક નિ સા **કાવ્યમાલાના** ગુચ્છક ( ૭ ) મા, **પ્રકરણ** રત્નાકરના ભા. ૨, ૪ મા **જૈનસ્તોત્ર** સંગ્રહોમાં, **જૈનસ્તોત્ર** સમુચ્ચયમા પ્રકાશિત થયેલાં છે અને કેટલાંક પુસ્તક–ભંડારોમાં છે તે પ્રકાશમા લાવવા યોગ્ય છે. તેમ પ્રગટ થયેલ **પારસી**–ભાષ્યમય ઋષભજિનસ્તોત્ર જોવાથી જણાશે.

૨ આ **તીર્થકલ્પની** શરૂઆત **શત્રુંજયકલ્પથી** વિ સં. ૧૩૮૫ મા માઘ શુ. ૭ શુક્રવારે કરતા **રાજાધિરાજ** ( સુલતાન હમ્મીર મહમ્મદ તઘલખ ) સંઘ પર પ્રસન્ન થયા હતા, તેથી એનું નામ ' **રાજ–પ્રસાદ** ' એવું રાખવામાં આવ્યુ છે એ ૩૫૦૩ શ્લોક પ્રમાણ **તીર્થકલ્પ** ( કલ્પપ્રદીપ ) ની પરિપૂર્ણતા, વિ. સં. ૧૩૮૯ મા ભાદ્રપદ વ. ૧૦ ને દિવસે **યોગિની**પત્તન ( દિલ્લી ) માં થઇ હતી; એમ તેઓએ ગ્રન્થના અન્તામાં સૂચવ્યું છે.

૧ જિનપ્રભ સૂરિકૃત તીર્થકલ્પના કન્નાણયનયર (કન્નાપૂર) મહાવીરના આધારે તથા તેજ અરસામાં **વિદ્યાતિલક** મુનિ રચિત એ જ કલ્પના પ્રાકૃત ભાષામય પરિશિષ્ટના આધારે આ હકીકત લખેલી છે. સદરહુ કલ્પ અને પરિશેષ ભાગ, ' અભિધાન રાજેન્દ્ર ' નામના મહાકોષ [ ભા ૩ જો, પૃ. ૨૧૨ થી ૨૧૫ ] માં સં ૧૯૭૨ માં અશુદ્ધિયોની બહુલતા સાથે પ્રકાશિત થયા છે, તથા પ્રવર્તકજી શ્રી કાન્તિવિજયજી મહારાજના સંગ્રહની **તીર્થકલ્પની** નવીન લખાયેલી એક અશુદ્ધ પ્રતિમા છે.ઉપરાંત મહુમ પ્રોફેસર પિટર્સનના રિપોર્ટ ૪થામા ઉલ્લેખ થયા પછી આ **તીર્થકલ્પનું** પ્રકાશન કાર્ય, કલકત્તાની એશિયાટિક સોસાયટી ઓફ બેંગાલે હાથ ધર્યું છે, **પરંતુ** આજથી ૭ વર્ષ પર માત્ર તેનો એક ભાગ [ પૃ. ૯૬ ] પ્રકાશિત થયા પછી અ ગળનો ભાગ પ્રકાશિત થયેલો હોય તેમ જાણવામાં નથી

૨ આ નગરને **જિનપ્રભસૂરિ** તથા **વિદ્યાતિલક** મુનિના ઉલ્લેખોમાં કન્નાણયપુર, કણ્ણાણયનયર તથા કન્નાણય, કન્યાનયનીય વિગેરે નામોથી ઓળખાવેલ છે. ' **જૈન** ગ્રંથાવલી, ' માં કાત્યાયનીય નામ સૂચવેલ છે પ્રો પિ રિ ૪ ' **જૈનધર્મ**નો પ્રાચીન ઇતિહાસ ' વિ માં કલ્યાણ નામ સૂચવેલ છે; પરંતુ તપાસ અને વિચાર પછી આ સ્થળ દક્ષિણના **ચોલદેશમા શ્રીરંગમ** ટાપૂની ઉત્તરે પાચ માઈલ દૂર આવેલ **કન્નાનૂર** જણાય છે, જે એક વખતે **હોયસાલ** રાજાઓની રાજધાની તરીકે પ્રસિદ્ધિમાં આવ્યું હતું. વિશેષ માટે જૂઓ [ કેમ્બ્રીજ હીસ્ટ્રી ઓફ ઇન્ડિયા વો. ૩, પૃ. ૪૮૧, ૪૮૪, ૪૮૮ ] આ નામ નિશ્ચિત કરવમા સક્ષર શ્રીયુત કેશવલાલ હિં કામદાર બરોડા કોલેજના ઇતિહાસના પ્રોફેસરનો હું આભારી છું.



જિનપ્રભસૂરિ અને સુલતાન મહમ્મદના મિલન પ્રસંગને અનુસરતુ અનીસો વર્ષ પછીનુ દૃશ્ય

શ્રી જિનપતિસૂરિના કાકા માનદેવ શાહે ભરાવેલા અને ઉપરોક્ત સૂરીશ્વરે સં ૧૨૩૩ મા પ્રતિષ્ઠિત કરેલા ૨૩ પર્વ-પરિમાણના પ્રભાવિક મહાવીર બીબો શ્રાવકોએ ગુપ્તસ્થાનમા વિપુલ વેલુના પુરમા (!) સ્થાપ્યા હતા તે પછી સં ૧૩૧૧ મા જ્યારે આ પ્રદેશમા અતિ દારુણ દુર્ભિક્ષ ( દુષ્કાળ ) થતા આજીવિકા અર્થે જા જઓ નામના સુત્રધારે ત્યાથી કુટુબ સાથે પ્રયાણ મુહૂર્ત કર્યું અહીં દેવતાએ તે સ્થળે મહાવીર બિંબ છે તેનુ સ્વપ્ન આપવાથી જાગીને પુત્રો દ્વારા ખોદકામ કરતા પ્રતિમાજી દીઠા તેથી સતુષ્ટ થઇ નગરમા જઇને શ્રાવકસંઘને નિવેદન કર્યું શ્રાવકોએ ઉત્સાહપૂર્વક પરમેશ્વરને પ્રવેશ કરાવી ચૈત્યગૃહ-મંદિરમા સ્થાપ્યા ને તે સુત્રધારને વૃત્તિનિર્વાહ કરી આપ્યો

ચૌદમી સદીના ઉત્તરાર્ધમા એક વખતે ન્હવણ-સ્નાન થયા પછી ભગવતના શરીર પર પરસેવો વરસતો દીઠો તેથી ઉપદ્રવની શકા થઇ, એવામા પ્રભાતમા જદુય રાજપુતો (!) ની ધાડ આવી ( માનવાને કારણ છે કે મહમદ તઘલખનુ લશ્કર[1] ચઢી આવ્યુ હશે ) ઘોર પરિણામવાળાએ શ્રાવકો અને સાધુઓને નદી કરીને વિડ બ્યા શ્રી પાર્શ્વનાથનુ શૈલમય બિંબ ભાંગ્યુ અને મહાવીરની તે પ્રતિમાને અખડિત જ ગાડામા ચડાવી દિલ્હીપુરમા લાવી સુલ્તાનના ભડારમા સ્થાપી

**જિનપ્રભસૂરિનો પરિચય—**

આ પ્રસગે મહમ્મદ સુલતાન દેવગિરિ ( દોલતાબાદ ) મા રહેતા આ વાતને ૧૫ માસ પસાર થયા ત્યારે સુલતાન યોગિનીપુર (દીલ્લી) મા આવ્યા અને શ્રી જિનપ્રભસૂરિ જીના માદ ( શાખા ) પુર-પરામા આવ્યા

કાલક્રમે મહારાજ-સભામા પંડિતોની ગોષ્ટી થતા મહારાજાએ પૂછ્યુ કે–‘ અતિશય વિશિષ્ટ પડિત કોણ છે ? ’ જેથી ધારાધરે તેમના ( જિનપ્રભસૂરિના ) ગુણોની સ્તુતિ કરી ત્યાર પછી મહારાજે તે ( રાગધર ) ને જ મોકલી બહુમાનપૂર્વક જિનપ્રભસૂરિને તેડાવ્યા

પોષ શુ ૨ ની સાઝે સૂરિજી મહારાજાધિરાજને ભેટ્યા સૂરિજીને અત્યત પાસે બેસારી કુશલાદિ વૃત્તાન્ત પૂછ્યો સૂરિજીએ નવીન કાવ્ય રચી આશીર્વાદ આપ્યો લગભગ અર્ધી રાત સુધી એકાન્તમા ગોષ્ઠી કરી. રાતે ત્યા જ વાસ કરાવી પ્રભાતે તેમને ફરી બોલાવ્યા સતુષ્ટ થયેલા મહાનરેન્દ્રે ૧૦૦૦ ગાયો, દ્રવ્યસમૂહ, શ્રેષ્ઠ બાગ, ૧૦૦ વસ્ત્રો, ૧૦૦ કાબળ અને અગર, ચદન, કપૂર વિગેરે સુગધી દ્રવ્યો દેવા માંડ્યા પરતુ ‘ **સાધુઓને એ ન કલ્પે** ’ એમ મહારાજાને સમજાવી ગુરુજીએ એ સર્વ વસ્તુઓનો પ્રતિષેધ કર્યો ‘ રાજાધિરાજને અપ્રીતિ ન થાઓ ’ એમ વિચારી રાજાભિયોગ (અપવાદ) વડે ગુરુજીએ તેમાથી કબલ વસ્ત્ર વિગેરે કંઇક અગીકાર કર્યુ તે પછી દેશાતરમાથી આવેલા પડિતો સાથે વાદ-ગોષ્ઠી કરાવી સુલતાને શ્રેષ્ઠ બે હાથીઓ અણાવ્યા તેમાના એક પર ગુરુ–(જિનપ્રભસૂરિ) ને અને બીજા પર શ્રી જિનદેવ[1] આચાર્યને ચડાવી આઠ પ્રકારના સ્વરવાળી (?) ભેરીઓ વાગતા, યમલ શખો ફૂકાતા મૃદગ, મ ઇલ, કમાન, તાલ વિગેરેના ધ્વનિ થતા, ભટ્ટસમૂહ પાઠ કરતે છતે (બિરુદાવલી બોલતે છતે), ચાર વર્ણો સાથે ચાર પ્રકારના સંઘ સાથે સૂરિજીને પૌષધશાળાએ પધરાવ્યા શ્રાવકોએ પ્રવેશ-મહોત્સવ કર્યો મહાદાનો આપ્યા

પાતશાહે સકળ શ્વેતામ્બર દર્શનને ઉપદ્રવથી રક્ષણ કરવામા સમર્થ ફરમાન સમર્પણ કર્યું ગુરુજીએ તેની નકલો ચારે દિશાઓમાં મોકલાવી શાસનની ઉન્નતિ થઇ અન્યદા સૂરિએ શ્રી શત્રુંજય, ગિરનાર, ફલોધી વિગેર તીર્થોની રક્ષા માટે ફરમાન માગ્યુ, સાર્વભૌમે તે તેજ ક્ષણે આપ્યુ, તેને

1 સં ૧૩૮૪ મા દક્ષિણમા મુસલમાનોએ હુમલો કર્યો ને તેમા મોગલ અને તેની બહાદુર મુખ્ય કમાન્ડર મહમ્મદ તઘલખે કબજે કર્યાનુ વર્ણન છે ( જૂઓ, કેમ્બ્રીજ હિસ્ટ્રી ઓફ ઇંડિયા વૉ ૩ પૃ ૪૮૮ )

1 “ तओ नाणादेसनरागयपंडिएहिं सह वायगोट्ठिं कारवित्ता मयगलहत्थिजुअलं आणाविय एगंसि गुरुणो अन्नंमि य सिरिजिणदेवायरिया आरोवित्ता × × ” —તીર્થકલ્પ [ કા. પ ૪૭ ]

આ પ્રમાણે જૈન આચાર્ય હાથી પર ચડવુ એ એક વિચારણીય વિચિત્ર ઘટના છે, તે અપવાદથી ભવિષ્યના લાભાલાભને વિચાર કરી સમય-ધર્મ સમજી સ્વીકારી હશે ?

તીર્થોમા મોકલાવ્યું. ગુરૂજીનું વચન થતા જ રાજાધિરાજે બંદી ( કેદી તરીકે પકડેલા )ઓને મુકત કર્યા

**પાછાં મેળવેલાં મહાવીર બિંબ.—**

ફરી સોમ ( ? ) વારના દિવસે ગુરૂજી વરસતા વરસાદમા રાજકુલમા પહોચ્યા, સુલતાનને ભેટ્યા. મહારાજાએ ગુરૂજીના કાદવથી ખરડાયેલા પગને મલિક કાપૂ(ફૂ)ર પાસે શ્રેષ્ઠ વસ્ત્રખંડ વડે લુહાવ્યા. ત્યારપછી આશીર્વાદ આપતા અને વર્ણના કાવ્યનું વ્યાખ્યાન કરતા મહાનરેન્દ્રનું ચિત્ત અત્યંત ચમત્કાર પામ્યું. અવસર જાણીને સર્વ સ્વરૂપ કહેવા પૂર્વક ભગવંત **મહાવીર**ની તે પ્રતિમા માગી. એકછત્ર વસુધાના અધિપતિએ ( **મહમ્મદ** સુલતાને ) **તુગુલકાબાદ**ના ખજાનામાથી અસૂઅગ ( અસૂયા કરનારા ) મલિકોની ખાંધે કરી સકળ સભા સમક્ષ પોતાની આગળ અણાવી અને દર્શન કરી ગુરૂજીને સમર્પણ કરી. ત્યારપછી સકળ સઘે મહોત્સવ–પ્રભાવનાપૂર્વક સુખાસન ( પાલખી ) મા સ્થાપી તે પ્રતિમાને મલિક **તાજનસરાઈ**ના ચૈત્યમા સ્થાપી.[1] ગુરૂજીએ વાસક્ષેપ કર્યો. મહાપૂજાથી પૂજાવા લાગી.

ત્યારપછી મહારાજના આદેશવડે શ્રી **જિનદેવસૂરિ**ને અપ્પ-પનરસમે ( ? ચૌદ સાધુઓ સાથે, પોતાના પ્રતિનિધિ તરીકે ) **દિલ્લીમંડલ**મા સ્થાપી ગુરૂજીએ અનુક્રમે **મહારાષ્ટ્ર**–મંડલ તરફ પ્રસ્થાન કર્યું. રાજાધિરાજે શ્રાવકોના સંઘ સહિત ગુરૂજીને રથ, ઘોડા, ગુલયિણી ( તબૂ ), સુખાસન ( પાલખી ) વિગેરે સહાયક સામગ્રી આપી. વચ્ચે આવેલા નગરોમા પ્રભાવના કરતા, પદે પદે, સંઘોવડે સન્માન કરાતા અને અપૂર્વ તીર્થોને નમતા સૂરિજી અનુક્રમે **દેવગિરિ** ( **દોલતાબાદ** ) નગરે પહોચ્યા. સંઘે પ્રવેશ–મહોત્સવ કર્યો. સંઘ–પૂજા થઇ.

ભટ્ટારક શ્રી **જિનપ્રભસૂરિ**એ **દોલતાબાદ** નગરમા શાહ [2]**સહજા** અને ઠ. **અચલ**ના કરાવેલાં ચૈત્યોનો **તુરક્કો**દ્વારા કરાતો ભંગ ફરમાન દર્શાવીને નિવાર્યો હતો. તેવી રીતે જિન-શાસનની અતિશય પ્રભાવના કરતાં, પ્રાતીચ્છકો ( ગ્રહણ કરવા ઇચ્છતા શિષ્યો )ને સિદ્ધાન્તની વાચના આપતાં, તપસ્વીઓને અંગપ્રવિષ્ટ અને અનંગપ્રવિષ્ટ આગમનાં તપો કરાવતા, શિષ્યોને તથા અપરગચ્છના મુનિયોને[1] પણ પ્રમાણ, વ્યાકરણ, કાવ્ય, નાટક, અલંકાર વિગેરે શાસ્ત્રો ભણાવતા, ઉદ્ભટ વાદ કરનારા વાદિવૃંદોના અતિદર્પને અપહરતા સૂરિજીએ ત્યા લગભગ ત્રણ વર્ષ વ્યતીત કર્યાં

**સુલતાનનો પુનઃ સત્કાર—**

આ તરફ **યોગિનીપુર** ( **દિલ્લી** ) મા શકાધિરાજ શ્રી **મહમ્મદશાહે** કોઇ અવસરે સભામા પંડિતોના ગોષ્ઠીપ્રસંગે શાસ્ત્ર–વિચારમા સંશય થતા ગુરુ ( **જિનપ્રભસૂરિ** ) ના ગુણોને સંભારી કહ્યું કે—' જો તે ભટ્ટારક આ સમયે મ્હારી સભાને અલંકૃત કરતા હોત. તો મ્હારા મનમાં રહેલા સંશય–શલ્યને સહજમા ઉદ્ધરત. ખરેખર બૃહસ્પતિ પણ તેમની બુદ્ધિથી પરાજિત થઇ આ ભૂમિને તજી શૂન્ય આકાશમાં છૂપાઈ ગયો જણાય છે.' આવી રીતે રાજાવડે ગુરૂ ( **જિનપ્રભસૂરિ** )ના ગુણોની વર્ણના કરાઇ રહી હતી; તે જ વખતે **દોલતાબાદ**થી આવેલા અવસરના જાણ **તાજલમલિકે** ભૂમિતલ પર ભાલપટ્ટ લગાડી વિજ્ઞપ્તિ કરી કે—' મહારાજ ! તે મહાત્માજી ( **જિનપ્રભસૂરિ** ) ત્યા ( **દોલતાબાદ**મા ) છે, પરંતુ તે નગરના નીર ( પાણી ) ને સહન ન કરી શકવાથી અત્યંત કૃશ શરીરવાળા થઇ ગયા છે.' ત્યારપછી ગુરુ ( **જિનપ્રભસૂરિ** ) ના ગુણોને સંભારતાં ભૂમિનાથે ( સુલતાન **મહમ્મદે** ) એજ મીરને આદેશ આપ્યો કે—'મલિક ! જલદી જઇને દુવીરખાને ફરમાન લખાવ અને ત્યા તેવી સામગ્રી સાથે મોકલાવ, કે ભટ્ટારક ફરી અહિં આવે. ત્યારપછી તેણે ( મલિકે ) તેવીજ રીતે કરીને ફરમાન મોકલ્યું. અનુક્રમે **દોલતાબાદ** દીવાન પાસે પહોચ્યું. નગરનાયક **કુતુહલખાને**[2] વિનયપૂર્વક ભટ્ટારકને **દિલ્લીપુર** પ્રતિ પ્રસ્થાન કરવાનું પાતશાહનું આવેલું ફરમાન જણાવ્યું. ત્યારપછી ૭ (૧૦) દિવસમાં સજ્જ થઈ જેઠ શુ. ૧૨ ના રાજયોગમા સંઘ સાર્થિકોની પરિષદ્‌થી અનુગમન કરાતા ગુરુ ( **જિનપ્રભસૂરિ** ) મોટા આડંબર પૂર્વક ચાલ્યા.

અનુક્રમે સ્થાન સ્થાનમા સેંકડો મહોત્સવો પ્રકટ કરાવતા, વિષમ–દુઃષમ કાળના દર્પને દળતા, વચ્ચે આવતા સકળ દેશોના

---

[1] પાછળ **દિલ્લી**મા **જિનદેવસૂરિ**એ **વિજયકટક**માં મહારાજ ( **સુલતાન** ) ને દીઠા–મળ્યા. મહારાજે બહુમાન આપ્યું. એક સરાઇ આપી ' **સુલતાન–સરાઇ** ' એવું તેનું નામ સ્થાપ્યું, ત્યાં વાસ કરવા માટે ચારસો શ્રાવકકુલોને આદેશ કર્યો. કલિકાલ–ચક્રવર્તીએ ( સુલતાન **મહમ્મદે** ) ત્યા પોસહ–શાલા અને ચૈત્ય કરાવ્યું. તે ચૈત્યમાં તે જ દેવ શ્રી **મહાવીર**ને સ્થાપ્યા. ભગવંતને પરતીર્થિકો–અન્ય મતાનુયાયીઓ તથા શ્વેતાબર અને દિગંબર ભકત શ્રાવકો ત્રિકાળ મહામૂલ્ય પૂજા–પ્રકારોથી પૂજે છે.

[2] આ **સહજા**, સુપ્રસિદ્ધ સંઘપતિ **સમરસિંહ**ના વડિલબંધુ જણાય છે, જેણે દક્ષિણમંડલના **દેવગિરિ** ( **દોલતાબાદ** ) મા ચોવીશ જિનવાળું મંદિર બંધાવી તેમાં મૂલનાયક તરીકે **પાર્શ્વબિંબ** સ્થાપ્યાનું વર્ણન, **અંબદેવસૂરિ**એ વિ. સં ૧૩૭૧ માં રચેલા જણાતા સંઘપતિ **સમરસિંહરાસ** ( ભાષા ૨, ક. ૧૨–૧૩ ) મા કર્યું છે. આ **સહજપાલ** પણ વિ. સં. ૧૩૭૧મા થયેલા **શત્રુંજયોદ્ધાર** પ્રતિષ્ઠા વખતે **દેવગિરિ** ( **દોલતાબાદ** ) થી આવીને હાજર થયા હતા; તેમ ઉપર્યુક્ત **રાસ**માં તથા ' **નાભિનંદનોદ્ધાર પ્રબંધ** ' નામના સં. ગ્રન્થમાં વર્ણવ્યું છે. ( જૂઓ જૈન ઐ. ગૂ કાવ્યસંચય પૃ. ૨૪૬ તથા રાસસાર પૃ. ૧૩૮ )

[1] **આકૃતદ્વયાશ્રયવૃત્તિ** [ વિ૦ સં૦ ૧૩૮૭ ], **ષડ્દર્શન** સમુચ્ચય, **રત્નાકરાવતારિકાપંજિકા**, **ચતુર્વિંશતિ પ્રબંધ** ( **પ્રબંધ કોષ** સં. ૧૪૦૫ ), **ચતુરશીતિ પ્રબંધ** ( **વિનોદ** કથા સંગ્રહ ), **નેમિનાથફાગ** વિ૦ અનેક ગ્રન્થો રચનાર, **હર્ષપુરીયગચ્છ**ના મલધારી **રાજશેખરસૂરિ**એ **શ્રીધર**ની **ન્યાયકંદલી**નો અભ્યાસ **જિનપ્રભસૂરિ** પાસે કર્યો હતો–એવું સૂચન **રાજશેખરસૂરિ**એ પોતે જ **ન્યાયકન્દલી** પર સંક્ષિપ્ત વિવરણ પ્રારંભ કરતા પ્રકટ કર્યું છે.

[2] ઇતિહાસના પુસ્તકોમા જેને કુતુલઘખાન મલિક કયર્વામુદીન તરીકે વર્ણવ્યો છે, તેનેજ અહિં કુતૂહલખાન નામથી ઓળખાવ્યો જણાય છે. ( આનો વિશેષ પરિચય, કેમ્બ્રીજ હીસ્ટ્રી ઓફ ઇન્ડિયા વૉ. ૩, પૃ. ૧૩૦, ૧૫૪, ૧૫૬, ૧૬૫ વિ. મા મળી આવે છે. )

મનુષ્યોના નયનોને કુતૂહલ ઉપજાવતા, ધર્મ-સ્થાનોનો ઉદ્ધાર કરતા, દૂરથી ઉત્કંઠિત થઈને સામે આવતા આચાર્યવર્ગવડે વંદન કરાતા ગુરુજી ( જિનપ્રભસૂરિ ) રાજાની ભૂમિના ભૂષણરૂપ અલ્લાવપુર દુર્ગે પહોંચ્યા

વિહારમા ગુરુ પ્રભાવનાના પ્રકર્ષને સહી ન શકતા અસહિષ્ણુ મ્લેચ્છોએ વિપ્રતિપત્તિ કરી હતી, તે જાણીને તે જ ગુરુ ( જિનપ્રભસૂરિ ) ના ઉત્તમ શિષ્ય, ગુરુ-ગુણોથી અલંકૃત, રાજસભાને શોભાવનાર જિનદેવ સૂરિએ[1] સુલતાનને વિજ્ઞપ્તિ કરી એટલે સુલતાને બહુમાનપૂર્વક સામે ફરમાન મોકલી મલિક મારફત સાર્થિકોની સઘળી વસ્તુઓ પાછી અપાવી હતી. એવી રીતે વિરોધનાશથી જિનશાસનની પ્રભાવના કરતા દોઢ માસ રહીને અલ્લાવપુરથી સૂરિજી વિહાર કરી આગળ વધતા ધરણીનાથે ફરી પાછા સિરોહ (?) નામના મહાનગરમા અતિકોમળ અને ચીકાશવાળા દેવદૂષ્યપ્રાય દસ વસ્ત્રો સામે મોકલી સૂરિજીનો સત્કાર કર્યો

અનુક્રમે સૂરિજી હમ્મીરવીર ( મહમ્મદ સુલતાન ) ની રાજધાનીના પરિસર પ્રદેશમા પહોંચ્યા આ તરફ લાંબા વખતથી પુષ્ટ થયેલા ભક્તિરાગવડે સામે આવેલા, માત્ર દર્શનથી પણ જાણે અમૃતકુંડમા ન્હાયા હોય તેમ પોતાના આત્માને ધન્ય માનતા આચાર્ય, યતિ-સંઘ અને શ્રાવકોના સમૂહથી પરવરેલા યુગપ્રધાને ( જિનપ્રભસૂરિજીએ ) ભાદરવા શુદ ૨ ને દિવસે રાજ-સભાને શોભાવી તે વખતે અતિશય આનંદિત થયેલી આંખોવડે અભ્યુત્થાન આચરતા હોય તેમ ધરણિરાજ મહમ્મદપાતશાહે કોમલ વાણીથી કુશલ-પ્રવૃત્તિ પૂછી સ્નેહ-પૂર્વક ગુરુના હાથને ચુમ્બ્યો અને અત્યંત આદરપૂર્વક પોતાના હૃદય પર ધર્યો ગુરુજીએ પણ તત્ક્ષણ નવીન શ્લોક કાવ્યવડે આશીર્વાદ આપ્યો એથી નરેશ્વરનુ મન ચમત્કાર પામ્યુ, અને મહોત્સવપૂર્વક વિશાલ પૌષધશાલાએ મોકલ્યા મહીનાથે ગુરુજીની સાથે જવા માટે પ્રધાન પુરુષોને, હિંદુ રાજાઓને દીનાર વિગેરે મોટા મલિકોને આજ્ઞા કરી લાંબા વખતથી



સ્નેહી ભાઈશ્રી દેવચંદભાઈ !

આપને આપના 'જૈન' પત્રનો રજત્ મહોત્સવ ઉજવવાનો ભાગ્યશાળી પ્રસંગ પ્રાપ્ત થયો છે તે જાણી બહુજ આનંદ થયો છે

બાળકને પાળી-પોષીને મોટુ કરવુ તે કેટલુ કઠણ કાર્ય છે તે તો તેની માતા જ માત્ર જાણી શકે તેમ એક પત્ર અથવા સંસ્થાને સ્થાપી પોષી-ઉછેરી મોટી કરવી તે કેટલું કઠણ કાર્ય છે તે તો જે અનુભવી હોય તેજ જાણી શકે

આપે જૈન બંધુઓની-આપના જૈન પત્ર દ્વારા જે સેવા આટલા વર્ષોથી કરી છે તે બદલ ખરેખર આપને ઘણા ધન્યવાદ ઘટે છે

હવે પછીના વર્ષોમા નિષ્પક્ષપાત પણે નિડરતાથી પણ નિખાલસપણે દિક્ષા, તીર્થક્ષેત્રો, પાંજરાપોળો, હુનર-ઉદ્યોગની કેળવણી સાચા શહેરીઓની ફરજ વિગેરે વિષયો ઉપર ચર્ચા કરી-કરાવી જૈન તેમજ અન્ય કોમી બંધુઓની સેવા કરવાને પરમાત્મા આપને લાંબુ આયુષ્ય શક્તિ અને સામર્થ્ય અર્પે એવી અંતઃકરણની પ્રાર્થના સાથે જય વીર  લી૦ સેવક

ગોપાળજી ઓધવજી.

વ્યવ.-સનાતન ઇંગ્લીશ સ્કૂલ-ભાવનગર

ઉત્કંઠિત થયેલા શત-સહસ્ર ( લાખો ) પ્રજાજન પ્રણામ કરતા હતા લાંબા વખતથી દર્શનાતુર થયેલા નગરના લોકો મળ્યા પ્રકૃતિ ( પ્રધાનમંડળ ) અને દેશના માણસો કુતૂહલથી એકઠા થયા ત્યારપછી બંદી ( ભાટ, ચારણો ) ના સમૂહવડે બિરુદાવલીથી સ્તવાતા અને રાજાએ પ્રસાદિત કરેલ ભેરી, વેણુ, વીણા, મંદલ, મૃદંગ, પટુપટહ, યમલ શંખ, ભૂંગલ વિગેરે ઘણા પ્રકારના વિપુલ વાદ્યોના ધ્વનિવડે દિશાઓના અન્તરાલને વાચાલ બનાવતા વિપ્રવર્ગવડે વેદધ્વની દ્વારા સ્તવાતા ગંધર્વો અને સુભગ-સધવાઓથી મંગળ ગીતવડે ગવાતા સૂરિજી 'સુલતાન-સરાઈ' પૌષધશાલાએ પહોંચ્યા. સંઘના પુરુષોએ વધાપન-મહોત્સવો કર્યા

ભાદરવા શુ ૩ ને દિવસે સકળ સંઘે શ્રેષ્ઠ મહોત્સવ કરીને શ્રી પર્યુષણા-કલ્પ[1] વંચાવ્યો આગમન-પ્રભાવનાના લેખો સ્થાને સ્થાનમા પહોંચ્યા સકળ દેશના સંઘો રંજિત થયા રાજાના બંદી તરીકે બંધાયેલા અનેક શ્રાવકો અને ઇતરલોકોને લાખોના રાજદેય ( દંડ, કર વિ. )થી મુક્ત કરાવ્યા કરુણાવડે કેદખાનામાથી મુક્ત કરાવ્યા અપ્રતિષ્ઠિત થયેલાઓને પ્રતિષ્ઠા આપી-અપાવી અનેક પ્રકારે જૈનધર્મની પ્રભાવના કરી-કરાવી. એવી રીતે હમેશા રાજસભામાં જવાથી તથા પંડિતો અને વાદીઓ પર વિજય મેળવવાથી પ્રભાવના પ્રવર્તતા અનુક્રમે વર્ષારાત્ર ચોમાસી વીતી

દીક્ષા-પ્રતિષ્ઠાદિ કાર્યો—

ચૈત્ર શુ ૧૨ ને દિવસે રાજયોગમા મહારાજાની રજા મેળવી પાતશાહે આપેલ સાહિમાણ ( ? શાહીબાગ ) ની છાયામા નંદી કરી, ત્યા પાંચ શિષ્યોને દીક્ષિત કર્યા માલારોપણ સમ્યક્ત્વારોપણ વિગેરે ધર્મકૃત્યો કર્યાં વિરદેવના નંદન બંભ ( ? ) ઠક્કુરે ) વિત્ત વાપર્યુ આષાઢ શુ ૧૦ ને

---

1 જૈન ગ્રન્થાવલી ( જૈન શ્વે કો૦ ઓફીસ તરફથી પ્રકાશિત પૃ ૩૨-૭૯ ) મા જિનદેવસૂરિને આ કલ્પ-પરિશેષ રચનાર આ વિદ્યાતિલક અપર નામ સોમતિલકસૂરિના શિષ્ય સૂચવ્યા છે તે ઉપર જણાવેલા શબ્દોથી અપ્રમાણિક ઠરે છે ખરુ જોતા તે જિનપ્રભસૂરિના શિષ્ય હતા

1 આ પર્યુષણાકલ્પના દુર્ગમ પદો પર વિવરણરૂપ પંજિકા કે જેનુ અપર નામ સન્દેહ વિષૌષધિ છે, એ પ્રસ્તુત જિનપ્રભસૂરિએ રચેલ છે જામનગરવાસી પં૦ હીરાલાલ હંસરાજ દ્વારા આ ગ્રંથ પ્રકટ થયેલ છે ત્યા તેનો રચના સમય જોવામા આવતો નથી પરંતુ અન્ય પ્રતિ પરથી તેની રચના વિ સં ૧૩૬૪ મા થયેલી જણાય છે ત્યારે હાલમા પ્રચલિત કલ્પ-કિરણાવલિ કલ્પસુબોધિકા કલ્પ-દીપિકા વિગેરે કલ્પસૂત્રની ટીકાઓ આ જિનપ્રભસૂરિની સન્દેહ વિષૌષધિ પછી લગભગ અઢીસો વર્ષ પછી રચાયેલી છે

દિવસે નવાં કરાવેલા ૧૩ બિંબો મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠિત કરાવ્યા. તેમા બિંબ કરાવનારાઓએ અને ખાસ કરીને સાહ મ (સ)હરાજના પુત્ર અજયદેવે બહુ વિત્ત વાવર્યું હતું.

અન્યદા 'ગુરુજીને દૂરથી હમેશા પાસે આવવામા કષ્ટ છે' એમ વિચારી સુલતાને ખુદ પોતે જ પોતાના પ્રાસાદ (મહેલ) પાસે શોભના ભવનોવાળી સરાઇ આપી. શ્રાવકસંઘને ત્યા વસવા માટે ફરમાવ્યું. ખુદ સુલતાને તેનું 'ભટ્ટારકસરાઈ' એવું નામ કર્યું પાતશાહે ત્યાં જ વીર-વિહાર અને પોસહ-શાલા કરાવી ત્યારપછી વિ. સં. ૧૩૮૯ આષાઢ વ. ૭ ને દિવસે સુમુહૂર્તે મહીપતિએ ફરમાવેલ ગીત, નૃત્ય, વાદ્ય વિગેરે વિભૂતિદ્વારા મહાન્ ઉત્સવપૂર્વક, ખુદ સુલતાનવડે અપાતા મહા દાનપૂર્વક, મંગલગીત ગવાતા ભટ્ટારકે (જિનપ્રભસૂરિએ) પોસહશાળામા પ્રવેશ કર્યો. પ્રીતિદાનવડે વિદ્વાનોને સંતોષ્યા. દાનદ્વારા દીન, અનાથ આદિનો ઉદ્ધાર કર્યો.

## જયયાત્રામાં સૂરિજીનાં સત્કાર્યો—

તે પછી માગશિર માસમાં પૂર્વ દિશાતરફ જય-યાત્રા માટે પ્રસ્થાન[1] કરતા મહારાજાએ સૂરિજીને પોતાની સાથે ચલાવ્યા હતા. સૂરિજીએ બન્દિ-મોચનાદિદ્વારા જિન-ધર્મની પ્રભાવના કરી હતી મથુરાતીર્થનો ઉદ્ધાર[2] કર્યો દાનાદિવડે બ્રાહ્મણો, ગરીબો વિગેરેને સતુષ્ટ કર્યા. 'નિત્ય પ્રવાસમા સ્કંધાવાર (પડાવ)મા ગુરુજીને કષ્ટ થાય છે.' એમ માનતા મહીનાથે ખાજેજહા મલિક[3] સાથે સત્યપ્રતિજ્ઞ ગુરુજીને આગરા નગરથી રાજધાની તરફ પાછા મોકલ્યા.

યાત્રાથી આવતા જ ગુરુજીએ વૈશાખ શુ. ૧૦ ના દિવસે સકળ દુરિત દૂર કરનાર, અતિ તેજસ્વી તે જ શ્રી મહાવીરના બિંબને સાહિરાજે (સુલતાને) કરાવેલ વિહારમા શ્રેષ્ઠ મહોત્સવ પૂર્વક સ્થાપ્યું, ત્યારથી સંઘદ્વારા વિશેષે કરી પૂજાય છે.

## હસ્તિનાપુર યાત્રા પ્રતિષ્ઠાદિ—

હસ્તિનાપુરની યાત્રાનું ફરમાન લઇ મુનિપતિ પોતાના સ્થાનમા આવ્યા. ચતુર્વિધ સંઘ મેળવી વાહડપુત્ર[4] સાથે શાહ બોહિત્થને સંઘપતિનું તિલક કરી, આચાર્ય વિગેરે પરિવાર સાથે ગુરુજીએ શુભ મુહૂર્તે હસ્તિનાપુરની યાત્રામાટે પ્રસ્થાન કર્યું. સંઘપતિ બોહિત્થે સ્થાને સ્થાનમાં મહોત્સવો કર્યા. તીર્થ-ભૂમિએ પહોંચ્યા. વદ્ધાવણું કર્યું. નવાં કરાવેલાં શાંતિ, કુંથુ અને અરજિનનાં બિંબોને ગુરુજીએ ત્યાં પ્રતિષ્ઠિત કર્યાં. અંબિકાની પ્રતિમા સ્થાપી. સંઘપતિએ ચૈત્યસ્થાનોમાં સંઘ-વાત્સલ્ય વિગેરે મહોત્સવો કર્યા. સંઘે વસ્ત્રો, ભોજન, તાંબૂલ વિગેરે દ્વારા યાચકો વિગેરેને સંતોષ્યા.

## ચમત્કારો—

જિનપ્રભસૂરિ એક વખતે યોગિનીપુર (દિલ્લી) માં ચોમાસું રહ્યા હતા, જ્યા પીરોજ[1] સુલતાન રાજ્ય કરતો હતો. સૂરીશ્વર ધર્મપ્રવચનપૂર્વક અવસરોચિત વાક્યોથી રાજાને હંમેશા પ્રસન્ન કરતા હતા. એકદા રાજાએ વિજયયંત્રનો આમ્નાય પૂછ્યોઃ સૂરિએ તેને જણાવ્યું કે-તે અગોચર છે. રાજન્! જેની પાસે તે હોય, તેને દૈવી અસ્ત્ર પણ ન લાગે અને અત્યંત રુષ્ટ થયેલો વૈરી પણ પીડા ન કરી શકે. એ પ્રમાણે સાંભળી રાજાએ તે યન્ત્ર બનાવરાવી પરીક્ષા માટે એક બકરાની ડોકે બાંધ્યો, તેણે તરવાર વિગેરે અસ્ત્રોના પ્રહારો મુકાવ્યા, પરંતુ જાણે બખ્તર ધારણ કર્યું હોય તેમ તેને અંગે લાગ્યા નહિ. કૌતુકી તે રાજાએ છત્રદંડ પર એ વિજયયંત્ર બાંધી તેની નીચે ઉંદરને સ્થાપી બીલાડીને પ્રેરી—હંકારી. ઉંદરને જોતાં ઉત્પન્ન થયેલા વૈરથી બીલાડી તે તરફ દોડી, પાસે રહેલાઓએ પ્રેરી છતાં તે છત્રની છાયામાં આવી શકી નહિ. એ અંને અદ્ભૂત જોઇ તામ્રમય (તાંબાના) બે યંત્રો કરાવી તેમાનું એક તેણે પોતાની પાસે રાખ્યું અને એક ગુરુજીને ભેટ કર્યું ત્યારથી માંડીને એ ગુરુજીને સ્થાન, યાન, ઘર, ગામ, સભા, વિજન કે વનમાં ક્યાય મૂકતો નહિ.

---

૧ ઇસ્વીસન ૧૩૩૩-વિ. સ. ૧૩૮૯ માં મહમ્મદ તઘલખે પૂર્વ દેશમા જય-યાત્રામાટે પ્રયાણ કર્યાનું વર્ણન કેમ્બ્રીજ હિસ્ટ્રી ઑફ ઇન્ડિયા વૉ ૩ પૃ ૧૪૭-૧૪૮ માં મળી આવે છે.

૨ જિનપ્રભસૂરિના તીર્થકલ્પમાં મથુરા-કલ્પ પણ છે (જૂઓ. એ. સો. બેંગાલ પ્રકાશિત પૃ. ૫૫-૬૪)

૩ મહમ્મદ તઘલખના એક પ્રધાનપુરુષ તરીકે 'ખાનજહાન' નું નામ ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. (જૂઓ કેમ્બ્રીજ હિસ્ટ્રી ઑફ ઇન્ડિયા વૉ ૩ પૃ ૧૩૪, ૧૪૦, ૨૪૩, ૧૪૮, ૧૫૨, ૧૫૮, ૧૭૨)

૪ વિ સં. ૧૩૭૧ માં શત્રુંજય તીર્થના ઉદ્ધારક સમરસિંહે પાતશાહ (ગ્યાસુદીન) ના ફરમાનથી મથુરા અને હસ્તિનાપુરમાં સંઘપતિ થઇ ઘણા સંઘપુરુષો અને જિનપ્રભસૂરિ સાથે તીર્થ-યાત્રા કરી હતી; એમ વિ સં ૧૩૯૩ માં રચાયેલા કક્કસૂરિના નાભિનંદનોદ્ધાર પ્રબંધ [પ્ર૦ ૫, શ્લો૦ ૧૦૧૬] મા જણાવ્યું છે (જુઓ જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય સંચય, આત્માનંદ સભા, ભાવનગરથી પ્રકાશિત; રાસ સાર પૃ ૧૬૩). એ જ પુસ્તકના અંતિમ ભાગમા જણાવ્યા પ્રમાણે પાતશાહ ગ્યાસુદીને આ સમરને પોતાના પુત્ર તરીકે અને ગ્યાસુદીનના પુત્ર ઉલ્લ[ગ]ખાને તેને વિશ્વાસપાત્ર પોતાના ભાઇ તરીકે સ્વીકાર્યો હતો અને તિલંગદેશનો સ્વામી (સૂબો) બનાવ્યો હતો. કેમ્બ્રીજ હિસ્ટ્રી ઑફ ઇન્ડિયા [વૉ. ૩, પૃ ૧૨૯-૧૩૪] માં જણાવ્યા પ્રમાણે ઉલ્લગખાન એ જ મહમ્મદ તઘલખ જણાય છે.

૧ તપાગચ્છીય પં. સોમધર્મગણિએ વિ. સં. ૧૫૦૩ માં રચેલી ઉપદેશ સપ્તતિમા જિનપ્રભસૂરિને ૧૩૩૨ માં વર્ષમાં થયેલા જણાવ્યા છે, તે જ વિદ્વાને તે જ ગ્રન્થમાં જિનપ્રભસૂરિને યોગિનીપુર (દિલ્લી)મા પીરોજ સુલતાનના રાજ્ય સમયમાં ચાતુર્માસ રહેલા સૂચવી તેમના કેટલાક ચમત્કારી વૃત્તાન્તો વર્ણવ્યા છે; પરંતુ આ પહેલાનું વૃત્તાન્ત વાંચતા સહજ સમજી શકાય તેમ છે કે—આ નામને બદલે મહમ્મદ સુલતાનનું નામ હોવું જોઇએ. મહમ્મદ તઘલખ પછી ગાદીએ આવનાર પી (ફી) રોજ સુલતાનનો રાજ્ય-કાળ વિ સ. ૧૪૦૭ (ઇ. સન ૧૩૫૧) થી વિ સં. ૧૪૪૪ (ઇ. સ ૧૩૮૮) સુધી હતો. એ વખતે જિનપ્રભસૂરિની વિદ્યમાનતા શકિત છે, બીજું જિનપ્રભસૂરિએ અને તેમના અનુયાયીએ મહમ્મદ સુલતાન સાથેના જ સમાગમ-પરિચયનું કરેલું વર્ણન વિશેષ વિશ્વાસપાત્ર છે.

## શુભાશીર્વાદ.

લસત વિશેષ લમે જ્ઞાનિનકા સત્ય લેખ,
મહાજન છાપા દેખ સદા મગરૂર હે
દેશ સેવા કરને કા નિત્ય ઉપદેશ દેગો
પાપ વૃત્તિ હરને કા બોધ ભરપૂર હે
સ્નેહપુર ચત્રાવય ક્રમ અતિ સુંદર હે
દેખો અરૂ બાંચો નિત્ય મોભ નહીં દૂર હે
પીંગલ વિદેશ દગ મે પ્રસિદ્ધ જગ પાવો,
જગત મે હમેશ "જૈન પત્ર" કી જરૂર હે

રાજ્યકવિ પાગલશી પાતાભાઇ.
ભાવનગર.



## અભિનંદન

વર્ષોથી વસુધા વિષે, પ્રગટ જૈનનું પત્ર
ધન્ય એ સેવા-વ્રમને અભિનંદન છે અત્ર
છાપું અધરૂં ચલવવું જ્ઞાતિ તણું ગણાય
સત્ય શ્રદ્ધા ને સ્નેહથી 'જૈન' રહ્યું જળવાય
પ્રગતિ રંગ પંથમાં, ભલો 'જૈન'નો ભાગ
એથી ઉત્સવ ઉજવવા, અભિલાષા અનુરાગ ।
વમ અહિંસા વારવા, કરવાને શુભ કાજ,
જૈન' પત્ર રહો જીવતું, એ ઉદ્ધાર ઇલાજ

રાજ્યકવિ હુંનભાઈ પાગલશી
ભાવનગર.

એક વખતે સુલતાને ગુજરાતમા જવાની ઇચ્છાથી ગામની બહાર એક વડનાની નીચે પ્રસ્થાન કર્યું શીતળ લીલી છાયા વાળા ઘટાદાર તે ઝાડને વારવાર જોતા સુલતાને ગુરુજીને હેદ યો અભિપ્રાય પૂછયો કે—' સૂરિ ! આ વડ સારો છે ? તેના મનોભાવને જાણનારા આચાર્ય બોલ્યા કે—' જો તમારી ઇચ્છા હોય તો, એને સાથે ચલાવીએ' સુલતાને ' હા ' કહી અને ચાલવા માડયુ, ત્યારે સૂરિના પ્રભાવથી વડલો પણ સેવકની જેમ ચાલ્યો તે વડલાને જોઇ લોકો પ્રફુલ્લ નેત્રવાળા થઈ સૂરીન્દ્ર અને સુલતાનની પગલે પગલે પ્રશસા કરતા હતા કેટલોક માર્ગ ઓળગ્યા પછી સુલતાને ગુરુજીને કહ્યુ કે—' આ વડનાને વિસર્જન કરો-રજા આપો એને ઘણો શ્રમ થયો એટલે સૂરિજીએ વડલાને કહ્યુ કે—' રાજાને નમીને પોતાના સ્થાન પર જા વડે પણ સુશિષ્યની જેમ તે પ્રમાણે જ કર્યું

ત્યારપછી રાજા અલ્લપતી (આરસાડ) મા આવતા ત્યાના નગરવાસી જનો હાથમા ભેટણા લઇ ઠેકાણે ઠેકાણે સામે આવ્યા તેઓને સામાન્ય વેષવાળા જોઇ રાજાએ તે ગુરુજી ( જિનપ્રભ સૂરિ ) ને પૂછ્યુ કે—' આ લોકો આવા પ્રકારના લુટારાના જેવા કેમ જોવાય છે ? ' સૂરિજીએ જણાવ્યુ કે—' દેશાચારથી અને બહુ ધનના અભાવથી અહિ લોકો પ્રાયે એવા પ્રકારના હોય છે, બીજુ કઇ કારણ નથી ' તે પછી પ્રત્યેક પુરુષોને દિવ્ય પાચ પાચ વસ્ત્રો અપાવ્યા અને દરેક સ્ત્રીઓને મધ્યે સૌવર્ણટક ( સોનૈયા-તે વખતનું ચલણી નાણુ ) અને એકેક સાડી અપાવી

એ પ્રમાણે મેઘની જેમ લોકની આશા પૂરતા એ ( આચાર્ય ) અનુક્રમે પાટણ પાસે જયધરાવન નામના મહા નગરમા પહોચ્યા ત્યા પહેલા થી સોમપ્રભસૂરિ[1] આવેલા હતા,

[1] આ સોમસૂરિનો જન્મ વિ સ ૧૩૧૦ મા દીક્ષા વિ સ ૧૩૨૧ મા, સૂરિપદ વિ સ ૧૩૩૨ મા અને સ્વર્ગવાસ વિ સ ૧૩૭૩ મા થયો હતો, તેમ મુનિસુન્દરસૂરિએ રચેલી ગુર્વાવલી [પૃ ૨૮] પરથી જણાય છે, જિનપ્રભસૂરિને તેમના સમકાલીન સમજવા સ ૧૩૩૭ મા થયેલા જણાવ્યા હોય તો તે સબંધિત છે

તેમને મળવા માટે સૂરિજી ( જિનપ્રભસૂરિ ) નગરમા ગયા અભ્યુત્થાન આસન વિગેરેથી તેમનુ ત્યા બહુમાન કરવામા આવ્યુ, એટલે જિનપ્રભસૂરિ તેમના પ્રત્યે બોલ્યા કે—' તમે આરાધ્ય છો, કે જેમની આવા પ્રકારની ક્રિયા છે ' સોમપ્રભસૂરિએ પ્રત્યુત્તર આપ્યો કે-' પ્રભો ! અમારી પ્રશસા શા માટે કરવામા આવે છે ? તમે ધન્ય છો કે જેમના આધારે જિનશાસન જાગે છે ' એ પ્રમાણે પ્રીતિપરાયણ થઇ તે બન્ને સૂરિ પ્રવરો પરસ્પર વાતો કરતા હતા, તેવામા શાળા ( ઉપાશ્રય ) મા એક કૌતુક થયુ .—

એક સાધુની સિક્કિકા ઉદરે બગાડી, તે મુનિએ ગુરુજી આગળ આવી રાવ કરી ત્યારે જિનપ્રભસૂરિજીએ વિદ્યાથી શાળામા રહેલા સવ ઉદરોને આકર્ષ્યા અને તે હાજર થયા વિનીત શિષ્યોની જેમ ભયભીરુ એ ઉદરો મુખ ઉચુ કરી બે હાથ ( આગળના બે પગ ) જોડીને ગુરુજી આગળ ઉભા રહ્યા સૂરિજીએ તેમને જણાવ્યુ કે-' અરે ઉદરો ! સાભળો, જે કોઈ અપરાધી ( ગુન્હેગાર ) હોય, તે રહો અને બીજા બધા પોતાની ઇચ્છા પ્રમાણે ચાલ્યા જાઓ આચાર્યના એ વચનને સાભળી બીજા સૌ એક મ કૂદીને ચાલ્યા ગયા, એક ઉદર ચોરની જેમ આગળ રહ્યો સૂરીન્દ્ર તેને કહ્યુ કે— તુ ડર નહિ, ધીરજ રાખ, અમે તો સાધુઓ છીએ, કોઇને પણ પીડા કરતા નથી એમ કહી તેને શાળાની બહાર કાઢી મૂક્યો

એ વિગેરે કૌતુકોથી જિનપ્રભસૂરિએ લાબા વખત સુધી સાધુવર્ગને પ્રસન્ન કર્યો ત્યારપછી સૂરિજીના ઉપદેશથી સઘ અને સઘ સાથે સુલતાન શત્રુજય પર્વત પર ગયો ત્યા સઘપતિ તરીકેના કૃત્યો કરનાર રાજાપર સૂરિજીએ રાયણના ઝાડને દૂધથી વરસાવ્યુ એવી રીતે રૈવતક ( ગિરનાર ) મા પણ યાત્રા કરી સુલતાન ગુરુજી સાથે ઉત્સવપૂર્વક યોગિનીપુર ( દિલ્લી ) મા પહોચ્યો

# સુર્યપૂરનો સુવર્ણયુગ.

લેખક.—પોપટલાલ પૂંજાભાઇ પરિખ.
ગૃહપતિ–જૈન વિદ્યાર્થીઆશ્રમ—સુરત.

**ભા**રતવર્ષના નંદનવન સમા મહાગુજરાતમા સૂર્યપુર ( આજનું સુરત. ) એક વખત સ્વર્ગપુરી ગણાયેલું. એક વખત તો એને આગણે વસંત પૂરબ્હારથી ખીલેલી. વસંતનો સ્વભાવ 'ખીલવું અને ખીલાવવું' એ મુજબ સૂર્યપુર ખીલેલું અને તેણે અનેકને ખીલવેલા. હિંદુત્વના તારણહાર શિવાજી મહારાજને સાત સાતવાર લુંટ આપી સમૃદ્ધ કરનાર સૂર્યપુર અને આજે ભારતના માલીક બનનાર અંગ્રેજોનું પ્રથમ આતિથ્ય કરનાર અને સ્થાન આપનાર પણ આ જ સૂર્યપુર.

પણ આટલામા જ સુરતની સુંદરતા આવી નથી જતી. સુરતનું સૌંદર્ય નિહાળવા તેના આતરપટ ઉકેલવા જોઇએ. સુરતે અનેક જલપ્રલયો નિહાળ્યા છે, અનેક દાવાનળો અનુભવ્યા છે, અનેક લુંટો આપી છે, એવા અનેક કારી 'ઘા' ઝીલ્યાં છે અને તે છતાય આજે પડકાર આપતુ–પોતાનું ધન્ય નામ દીપાવતું ઉભું છે તેમાંજ સુરતની સુંદરતા છે.

સુરત એટલે એક વખત ચોરાશી બંદરનો વાવટો. કળા અને કારીગરીનો ઉત્તમ નમુનો. સંસાર સુધારાની જ્વલંતમૂર્તિ, રાજકીય ઉથલ પાથલોનું કેન્દ્રસ્થાન, એથીજ સુરતની સુરત ભારતવર્ષમાં બે–નમુન ગણાયેલી અને આજે એ ગૌરવ યથાશક્ય સુરત જાળવી રહ્યું છે.

સૂર્યપુરની સુંદરતા વધારવામાં, તેનું ગૌરવ મહિમાવંતુ કરવામા જૈન જનતાનું સ્થાન અગ્રસ્થાને હતું અને આજે પણ તેનું સ્થાન કેટલેક અંશે જળવાઈ રહ્યું છે. સૂર્યપુરના ઇતિહાસના પાના ઉકેલીએ અને આજના વૃદ્ધોને પૂછીએ કે 'સુરતની સુંદરતા અને દાનપ્રિયતા કયાં વસે છે ?' તો તુરત પ્રત્યુત્તર મળશે કે 'નાણાવટ અને ગોપીપુરામાં.'

અને એ નાણાવટ અને ગોપીપુરાના માલીકો કોણ ? જેમણે સુરતને ધન્ય મનાવ્યું ? ઇતિહાસ સાક્ષિભૂત છે કે 'તેમા જૈનોનું સ્થાન અદ્વિતીય છે' આજે એ નાણાવટ અને ગોપીપુરામા દાખલ થતા ગગનચુંબી જીનમંદિરો, ઉપાશ્રયો, જ્ઞાનભંડારો, છાત્રાલયો, પાંજરાપોળો, અને સ્કૂલોના રમ્ય દર્શન થાય છે અને આ વૈભવ અને જાહોજલાલીની શરૂઆત આજકાલની નહિ પણ જૈન મેઘકૃતો રચાયા ત્યારથી છે.

લાંબે નજર ન દોડાવીએ તો પણ મોગલ બાદશાહીને નમતુ ન આપનાર અને અણીને પ્રસંગે ઇસ્ટ ઇન્ડીયા કંપનીને મદદ કરી પેઢી દર પેઢી નગરશેઠાઈ મેળવનાર શ્રી જગન્નાથભાઇ જૈન હતા. મ્હોટી આગ વખતે એકેક ગાગર પાણીનો એકેક રૂપીયો આપી જાહેર જનતાને આશ્વાસન આપનાર શ્રી ભણશાલીજી જૈન હતા. ભયંકર દુષ્કાલોમાં મફત અને અર્ધી કિંમતે અનાજ આપવાની ગંજાવર દુકાનો જૈનોએજ કાઢેલી. સર્વત્ર પૂનમે ઉજવાતો બળેવનો તહેવાર ક્ષયતિથિને અંગે એકમે ઉજવવાની પ્રથા પાડનાર શ્રી લક્ષ્મીદાસ જૈન હતા. સૂર્યપુરે સુરત નામ ધારણ કર્યું તે વિષેની લોક કથાઓમાં એક આ પણ છે કે–ગોપીપુરામાં શ્રી સુરજ મંડન પાર્શ્વનાથની પ્રતિમા ભવ્ય અને ચમત્કારી છે. અમદાવાદવાળા શ્રી શાંતિદાસ શેઠની જાહોજલાલી શ્રી સુરજ મંડન પાર્શ્વનાથના ચમત્કારોમાની એક છે. આ સો જોતાં જાહેર જનતામાં સુરતમાં જૈનોનું કેટલું મહત્વનું સ્થાન હતું તે સહેજે સમજી શકાશે.

વર્તમાન સદી વિચારીએ તો પણ મુંબઇને રાજાબાઇ ટાવર. અમદાવાદને ટ્રેઇનીંગ કોલેજ આપનાર અને સારાય ભારતમાં પ્રસિદ્ધિને પામેલાં શેઠ પ્રેમચંદ રાયચંદ, તેમ સુરતને ટાઉન હોલ જેવો નગીનચંદ ઇન્સ્ટીટયુટ જે ડગલે ને પગલે જૈનોની જાહોજલાલીનું સ્મરણ આપે છે તે આપનાર શેઠ નગીનચંદ ઝવેરચંદ સુરતના જૈન જ હતા.

ત્યારે સુરતની આ જૈન જનતામાં એવું શું છે, ? એવી કઈ વિશિષ્ટતા છે કે તે આટ આટલી મહત્તાને પામી ? ધર્મશ્રદ્ધા અને દાનપ્રિયતા આ પ્રજાના વિશિષ્ટ સદ્ગુણો છે. આ સદ્ગુણો જન્મતા સંસ્કારોમાં જ મળેલા હોય છે. જ્યાં જન્મતાં આ સંસ્કારો હોય ત્યાં લક્ષ્મીદેવીને ખેંચાઇને પણ આવવું પડે છે. જ્યારે સુરત જાહોજલાલીની ટોચે હતું ત્યારે નાણાવટના એટલા દુકાનો અને બેન્કો હતી. સાહસપ્રિય જૈનો અરબીયા, ફ્રાન્સ અને ઈંગ્લેન્ડમાં પોતાના થાણા નાખી ચુક્યા હતા. જરી અને મોતીનો વ્હેપાર તો સુરતી જૈનોનો જ હતો. એમ મેળવેલી લક્ષ્મીનો ઉપયોગ કરતાં જૈનોએ દાન આપવામાં પાછી પાની નથી કરી તેમ સુખ-વૈભવ ભોગવવામાં પણ બાકી નથી રાખી.

આજે પાલીતાણા જાવ કે આબુજી–ગીરનાર કે સમેતશિખર–પાવાગઢ કે કેશરીયાજી જ્યાં ત્યા સુરતનું જૈનત્વ ઝળકતું દેખાશે. એટલે સુરતના આંગણેથી કોઇ પણ વિલા મ્હોયે પાછું ગયું નથી. સુરતે તેનું મુખ ખૂબસુરત રાખ્યું છે તેમ અન્યનું રાખવામા યથાશક્ય ફાળો જરૂર આપ્યો છે.

---

કોમી પત્રકારિત્વના ઔચિત્ય સંબંધી આપનો ઉલ્લેખ મને વ્યાજબી લાગ્યો છે કોઇપણ દેશ–કાળમાં અમુક કોમના કે ધર્મના વિશિષ્ટ વાજીત્રથી થતાં શુભ કાર્યો એ પણ દેશહિતના જ કાર્યો હોય એ દેખીતું છે. ગઇ પચીશીમાં સ્વધર્મની સેવા કરી × × ગુર્જર પ્રજાની સેવા કરવા જૈન દીર્ઘાયુઃ થાઓ એ અંતિમ ઇચ્છા.

**વિજયરાય કલ્યાણરાય**
તંત્રી "કૌમુદી"

\+ + +

'જૈન' પત્રે પચીશ વર્ષ દરમિયાન જૈન કોમની ઉન્નતિ અર્થે, જૈન તીર્થોના રક્ષણ માટે, જૈન સાહિત્યના ઉદ્ધાર માટે અને ટુંકમાં જૈન ધર્મના ઉત્કર્ષાર્થે જે નિડર નિ.પક્ષ અને સતત્ સેવા બજાવી છે તે બદલ જૈન કોમ આપની ઋણી છે, આપના પત્રનો બહોળો ફેલાવો એજ જૈન કોમની વિશ્વાસભરી કદરનો પુરાવો છે.

**મહાસુખ હરગોવન દોશી.**

સમજાતા હોય તો પણ તેઓ એક-બીજાની દષ્ટિએ 'સમ્યગ્દષ્ટિ' તો અવશ્ય મનાવા જોઇએ: કેમકે એક-બીજાથી વિપરીત શ્રદ્ધાન ધરાવવાથી તેમનામાથી સમ્યગ્દૃષ્ટિપણું નથી ખસી જતું એમ ઉપરની ગાથાથી ચોખવટ થઇ ગઇ છે અજાણપણે અથવા તથાવિધ પરમ્પરા વશાત એક-બીજાથી વિપરીત માન્યતા બધાઇ જવાનો પૂરો સંભવ છે. એમ છતા પણ તે બન્ને પરિવારો જિનભક્ત અને જિનશાસન પૂજક છે અને પોતપોતાની વિભિન્ન માન્યતાઓને જિનમતાનુયાયિની સમજીને સમર્થે છે. એટલા માટે તે બન્ને પરિવારો સમ્યક્ત્વશાલી છે.

આ જ પ્રમાણે કોઇ સ્થાનકવાસીના ગળે મૂર્તિપૂજા અવિધેય ઠસી ગઇ હોય, પણ તેણે જો સામ્યભાવ ન છોડ્યો હોય અને અર્હન્ના પ્રવચન પર તેને રોમે રોમ રાગ વ્યાપ્યો હોય તો તે શાસનની અન્દર છે મૂર્તિપૂજા તેને જે નથી રૂચતી તેનું કારણ તેના મગજમા તેવા સંસ્કારો ભરાઇ ગયા છે, કે જેને લીધે " તે શ્રુત-વિહિત નથી " એમ તેને ઠસી ગયું છે. શ્રુતવિહિત નહિ હોવાની સમજથી જ મૂર્તિવાદ તેને અરોચક થઇ પડ્યો છે. અનેકાન્ત દર્શનનુ રહસ્ય જો તે સમજી લે અને આત્મસાધક અસંખ્ય યોગો પૈકી મૂર્તિવાદ પણ એક યોગ છે અને તે અમુક હદ સુધી ઉમદા સાધન છે એ વાત તેના સમજવામાં આવી જાય તો પછી તે વિષેની તેની અરૂચી ઉડી જ જાય. પણ ભોળા પ્રાણીઓને એવી લાંબી દષ્ટિ ન હોય એ શુ બનવાજોગ નથી કે ? ઉંચી પાયરી પર આવેલાઓને પણ જ્યારે એટલો વિચાર નથી આવતો કે એવા ભોળા પ્રાણીઓને ગાળો ન ભડાય, તો પછી તેવા પ્રાણીઓ, કે જેઓ જ્ઞાનદષ્ટિથી હજુ વેગળા છે તેમની સમજણ ભૂલ ભરેલી હોય એમા શુ આશ્ચર્ય ?

શાસનભક્ત સુજ્ઞોએ પૂર્વોક્ત ગાથાર્થ-રહસ્ય લોકોના ગળે ઉતારવાની ખાસ જરૂર છે. એ ઉદાર તત્ત્વ સઘળા જૈન ફિરકાઓમા ફેલાવવાની જરૂર છે. એ મહાન્ ભાવનાને કેળવ્યા વગર જૈન ધર્મનો ઉદ્ધાર કદી થવો નથી એ નક્કી વાત છે. મેલ અને વેર વધાર્યાં વધે અને ઘટાડ્યા ઘટે. સમન્વયની દષ્ટિ હોય તો સમન્વય કરવાનો રસ્તો શોધાય અને વિરોધી મનોદશા હોયતો વિરોધની દીવાલ ખડી કરાય. દષ્ટિ તેવી સૃષ્ટિ!' વેરથી વેર વધે છે, અને મધ્યસ્થદષ્ટિ તથા પ્રશમવૃત્તિ વેરને શમાવીને સૌમનસ્યભાવને પ્રગટાવે છે. શાસ્ત્રોના હથોડા એક-બીજાનાં માથા ભાગવા માટે નથી, પણ એનો સદુપયોગ તો એક-બીજા વચ્ચે ઉભી કરાયલી વિરોધની દિવાલને તોડી પાડવામાં છે. શાસ્ત્રોની તો એ સ્થિતિ છે કે, આકરી વૃત્તિવાળો એમાંથી આકરૂં લેશે અને એક-બીજા વચ્ચે ઝગડા વધારી મૂકશે અને સુજ્ઞ દષ્ટિવાળો એમાંથી સાર્વભૌમ સિદ્ધાન્તો ગ્રહણ કરીને વિશ્વમા પ્રેમના વહેળા વહેરાવશે, શાસ્ત્ર સુદષ્ટિને શિષ્યામણરૂપ બને છે ત્યારે કુદષ્ટિને શસ્ત્રરૂપ નિવડે છે. બુદ્ધિભેદે, અભ્યાસભેદે વિચારભેદે, સંસર્ગભેદે મતભેદ પ્રચલિત થવા સ્વાભાવિક છે. કિન્તુ મતભેદની હાલતમા સૌમનસ્ય તો ન જ ખોઇ બેસીએ ત્યારે વૈમનસ્ય તો વધારીએ જ કેમ ?

---






લેખક:—
કરશનલાલ વનમાળી શાહ.

છેલ્લા કેટલાક મહીના મારે દક્ષિણમા મુસાફરી કરવાની તક મળી. ગુજરાત અને વરાડ જીલ્લામાં જૈનોની વસ્તીના પ્રમાણમાં સ્થળે સ્થળે જીનાલયો અને છુટા છવાયાં તીર્થોનો લાભ મળ્યા કરે; પરંતુ દક્ષિણમાં પુના છોડીને જેમ જેમ નીચેના પ્રદેશમાં જઇએ તેમ તેમ જૈન વસ્તી ઓછી દેખાય-છતાં જૈન પ્રાચીન ભૂમિઓની વાતો અને જૈન શિલ્પનું ભાન કરાવે તેવાં વિશાળ દેવમંદીરો જોઇને સહેજે કલ્પના થઈ જતી કે એક વખત દક્ષિણ દેશ જૈનોથી ગાજી રહ્યો હશે.

જો કે આ બધા ભાગમાં મારે જવાનું બન્યું નથી. પરંતુ એક વખત એક ભાઇએ મને હેમકૂટ તીર્થની વાત કરી. ચૈત્યવંદન કરતાં कर्णाटे हेमकूटे એ શબ્દો ઘણીએ વખત સાંભળેલા અને ગાયેલા; તેથી આતુરતાપૂર્વક પૂછતાં એટલું જાણવાનું મળ્યું કે કર્ણાટક દેશમાં કિષ્કિંધા નગરીની પચીશ કોશી વિશાલ પર્વતશ્રેણીમાં હેમકુટ નામે એક શીખર છે. ત્યાંની કિલ્લેબંધી શ્રી શત્રુંજયની પેઠે વિસ્તારવાળી ભૂમિમાં જીનાલયો પથરાયેલાં છે. છુટાછવાયા કુંડો પણ છે. આવાં લાખો બલકે કરોડોના ખર્ચે બંધાયેલ દેવનગર પ્રભુપ્રતિમા વિના સૂનું છે. સરકારનું તે તરફ ધ્યાન ખેંચાતાં તેનો કબજો બલારી કલેકટરને સોંપાએલ છે. અને તેમની દેખરેખ નીચે ચોકી પહેરો તથા મંદિરોની ( પ્રાચીન દશ્યના રક્ષણ માટે ) સારસંભાળ રખાય છે.

આ વાત ખરી હોય તો જૈન ભાઇઓનું તે તરફ અત્યાર સુધી કેમ લક્ષ ખેંચાયું નથી તે આશ્ચર્ય જેવું છે. પ્રાચીન તીર્થમાળાના સ્તવનો અને કાવ્યમાળામાં આવા વંદનીય થઇ ગયેલાં પવિત્ર તીર્થોની શોધખોળ માટે યોજના કરે તો વિચ્છેદ જતા આવા ઘણાં તીર્થનો પુનરૂદ્ધાર થઇ શકે.

---

# कोरटाजी तीर्थ का प्राचीन इतिहास.

२४०० वर्षका पुराना श्री महावीर मंदिर—श्री कोरण्ट तीर्थ



कोरटकेऽतिरमणीयपवित्रतीर्थ, वीरप्रभौ जिनवरौ सुविकल्पवृत्तौ ।
सन्तौ सदैव कुरुतामिह मङ्गलश्री,—सद्दे निलिम्पमनुजाऽसुरसेविताघ्री ॥१॥



प्रयोजक.—व्या० वा० उ० श्री यतीन्द्रविजयजी ।

**प्रवेशः—**

**मा**रवाड देश मे जिस प्रकार ओसिया, आबू, कुंभारिया, राणकपुर और जेसलमेर आदि पवित्र और प्राचीन तीर्थ माने जाते है, उसी प्रकार कोरटक (कोरटाजी) तीर्थ भी निज प्राचीनता दिखलाने मे किसी तरह कम नहीं है। यह पवित्र और पूजनीय स्थान जोधपुर रियासत के बाली परगने में एरनपुरा स्टेशन से १२ माइल पश्चिम है, जो किसी समय बड़ा आबाद शहर था। वर्तमान में यहाँ सभी जातियों की समुचित घर-संख्या ४०८ और जन-संख्या १७५० है। इनमें वीसा ओसवाल जैनों के ६७ घर है जिन में पुरुष १२२ और स्त्रियाँ ११३ है। इस समय यह एक छोटे गामडे के रूप में देख पडता है। इसके लगते ही एक छोटी, पर बडी विकट पहाडी है। पहाडी के ऊपर अनन्तराम सांकलाने अपने शासनकाल मे पक्का किला बनवाया था जो धोलागढ के नाम से प्रसिद्ध था और अब भी इसी नाम से पहचाना जाता है। इस समय यह किला नष्टप्राय है, इसके मध्यभाग मे पहाडी की चोटी पर 'वरवेरजी' नामक माता का स्थान और उसीके पास एक छोटी गुफा है। गुफा के भीतरी कमरे में किसी तपस्वी की धूनी मालुम पडती है, परन्तु इस गुफा में कोई रहता नहीं और न कोई आता-जाता है। कोरटाजी के चारों तरफके खंडेहर, पुराने जैनमन्दिर, आदि के देखने से प्राचीनकाल में कोई बडा भारी नगर होगा ऐसा सहज ही अनुमान हो सकता है। इसका पश्चिम-दक्षिण भाग कालोनी गाँव के पहाडसे दबा हुआ है।



विक्रम की १३ वीं शताब्दीमें बनाया हुआ श्रीऋषभदेव मंदिर—श्री कोरटा तीर्थ.

'। कोरिंट सिरिमाल धार आहडु नराणड' इस प्रथम चरण में कोरंट तीर्थ का भी नमस्करणीय उल्लेख किया गया है । तपागच्छीय सोमसुन्दरसूरिजी के समय में मेघ (मेह) कविने स्वरचित तीर्थमाला में 'कोरटउ' पन्यास शिवविजयजी के शिष्य शीलविजयजीने अपनी तीर्थमाला में 'वीर कोरटि मयाल' और ज्ञानविमलसूरिजीने निज तीर्थमाला में 'कोरटइं जीवितस्वामी वीर' इन वाक्यों से इतर तीर्थों के साथ साथ इस तीर्थ को भी वन्दन किया हैं । इस कथन से भी जान पडता है कि विक्रम की ११ वीं सीकी से १८ वीं सीकी तक यहां अनेक साधु, साध्वी, श्रावक, श्राविका यात्रा करने को आते थे । अतएव यह पवित्र पूजनीय तीर्थ है और २४०० वर्ष का पुराना है ।

## प्राचीन महावीर मंदिरः—

इस की प्राचीनता सिद्ध करनेवाला श्री महावीरप्रभु का मन्दिर है । यह धोलागढ पहाडी से, अथवा कोरटाजी से पौन माइल दक्षिण में 'नहरवा' नामक स्थान में स्थित है । श्री वीरनिर्वाण के बाद ७० वर्ष पीछे इस भव्य मन्दिर की प्रतिष्ठा हुई हैं । इसके चारो तरफ पक्का कोट और भीतरी दैलान मे जूने समय का मजबूत भूमिगृह (तलघर) बना हुआ है । कल्पसूत्रका कल्पद्रुमकलिका नामक टीका और रत्नप्रभाचार्यपूजा में लिखा है कि—" उपकेशवंशगच्छीय श्री रत्नप्रभसूरिजीने ओसिया और कोरंटक नगर मे एक ही लग्न में दो रूप करके महावीर प्रतिमा की प्रतिष्ठाञनशलाका की । " आत्मारामजीने भी स्वरचित 'जैनधर्मविषयिक प्रश्नोत्तर' के पृष्ठ ८१ मे लिखा है कि "एरनपुरा की छावनी से ३ कोश के लगभग कोरंट नामा नगर ऊजड पड़ा है जिस जगो कोरटा नामे आज के काल मे गाम वसता है, तहाँ भी श्री महावीरजी की प्रतिमा श्री रत्नप्रभसूरिजी की प्रतिष्ठा करी हुई है । विद्यमान काल मे सो मंदिर खड़ा है । "

इन उल्लेखों से हमे दो बातों के निर्णय पर आना पडता है-एक तो यह कि वि० सं० ४००) वर्ष पूर्व और वीरनिर्वाण से ७० वर्ष पीछे यह मन्दिर बना और इसकी प्रतिष्ठा आचार्य रत्नप्रभसूरिजी के हाथ से हुई । दूसरी बात यह कि इस नगर में सब से पहले यही मंदिर बना था और इसीके कारण यह स्थान सर्वत्र तीर्थ तरीके प्रसिद्धि में आया था और आया है ।

पंडित धनपालने वि० सं० १०८१ के लगभग 'सत्यपुरीयश्री महावीर उत्साह' बनाया है । उसकी १३ वीं गाथा के

## प्रतिमापरावर्त्तन—

आचार्य रत्नप्रभसूरि-प्रतिष्ठित महावीर प्रतिमा किसी कारण से खंडित, या विलोप हो जाने से उसके स्थान पर संवत् १७२८ में विजयप्रभसूरि के शासन काल में जयविजयगणि के उपदेश से दूसरी महावीर प्रतिमा स्थापन की गई थी । ऐसा इस मन्दिर के मंडपगत एक स्तंभे के लेख से पता लगता है। लेख इस प्रकार है—

"संवत् १७२८ वर्षे श्रावण सुदि १ दिने, भट्टारक श्रीविजयप्रभसूरीश्वरराज्ये, श्रीकोरटानगरे, पंडित श्री५श्रीश्रीजयविजयगणिना उपदेशथी मु० जेतापुरासिंगभार्या, मु०महारायसिंग भा०, सं०बीका, सावरदास, को०उधरणा, मु०जेसंग, सा० गागदास, सा०लाधा, सा०खीमा, सा०छाजर, सा०नारायण, सा०कचरा प्रमुख समस्तसंघ भेला हुईने श्रीमहावीर पबासण बइसार्या छे, लिखितं गणि मणिविजयकेसरविजयेन, वोहरा महवद सुत लाधा पदम लखतं, समस्तसंघनइ मांगलिकं भवति शुभं भवतु. "

इस लेखोक्त महावीरप्रतिमा भी शिखा, कान, नासिका, लंछन, परिकर, हस्तांगुली और चरणांगुलियों से खंडित हो गई थी । अतः पूजने और सुधराने लायक न होने से उसको उठा कर उसी जगह नवीन महावीर प्रतिमा वि०सं० १९५९ वैशाख सुदि १५ गुरुवार के दिन महाराज श्रीविजयराजेन्द्रसूरीश्वरजीने स्थापन की है जो विद्यमान है । और जयविजयगणि स्थापित



श्री शान्तिनाथ मंदिर—श्री कोरटा तीर्थ

खंडित प्रतिमा को प्राचीन स्मृति के लिये मंडप के एक ताक में कायम रक्खी है।

भगवान महावीर प्रतिमा कोरटा के ठाकुर विजयसिंह के समय में मियाणा (मारवाड) निवासी पोरवाड पोमाजी लुणाजीने भराइ है जो अंदाजन ७ फुट बडी और सुन्दर है। प्रतिष्ठा के समय एक छोटा प्रशस्ति लेख लगाया गया है उससे जान पडता है कि महावीर प्रतिमा को रटाना के रहनेवाले ओसवाल वस्तूरचंद यशराजने विराजमान करा। और हरनाथ टेकचन्दने वीर मंदिर पर कलशारोपण, पोमावा निवासी सेठ हरनाथ खमानीने ध्वजा और कलापुरा निवासी ओसवाल रतनाजी के पुत्राने दंडारोपण किया।

## कोरटकनगर की पूर्व जाहोजलाली—

कणयापुर कोलापुल, कोरटपुर, कोरंटक, और कोरटी ये इसके पुराने नाम हैं। वि० सं० १२४१ के लेखों में इसका कोरटा नाम हुआ मालूम पडता है। इसके प्रथम के लेखों में यह नाम नहीं पाया जाता। उपदेशतरंगिणी ग्रन्थ से पता चलता है कि 'संवत् १२५२ में यहाँ श्री वृद्धदेवसूरिजीने चौमासा करके मंत्री नाहड और सालिग के पांचसौ कुटुम्बों को प्रतिबोध देकर जैन बनाया था। इन के पहले भी कोरटनगर में वृद्धदेवसूरिजीने तीसहजार जैनेतर कुटुम्बों को जैन बनाया था, ऐसा वृद्धप्रवाद है। इस कथन से इसकी पूर्व जाहोजलाली का सहज अनुमान हो सकता है।

## कोरटगच्छ—

जिस समय यह नगर भरपूर जाहोजलाल था, उस समय इसके नामसे 'कोरटगच्छ' नामक गच्छ भी निकला था जो वि० १६ वीं शताब्दी तक विद्यमान था। इसके मूल उत्पादक आचार्य कनकप्रभसूरिजी माने जाते हैं, जो उएसवंश स्थापक श्रुतकेवली रत्नप्रभसूरिजी के छोटे गुरुभाइ थे। इस गच्छ के आचार्यों की प्रतिष्ठित जिनप्रतिमाएँ अनेक गाँवों में पाइ जाती हैं, जो इसके अस्तित्व को सिद्ध करता है। वि० सं० १५१५ के लग-भग इसमें 'कोरंटतपा' नामकी एक शाखा भी निकली थी। मालूम होता है कि यह गच्छ अपनी शाखा के सहित विक्रम की १८ वीं शताब्दी में भारत में विलीन हो गया। इस समय इसका नामशेष ही रहा जान पडता है।

## एक ताम्रपत्र का पता—

वि० सं० १६०१ में जब माडुगा निवासी इंगलिया मरेठा मारवाड को लूटने के लिये आया था, तब वह कोरटा से एक तांबा-पत्र और कालिकादेवी की मूर्त्ति ले गया था। कहा जाता है कि यह तांबापत्र अब भी माडुगा में एक महाजन के पास है। कोरटा के महाजन प्रतापजी की वही में उक्त तांबापत्र से चौदह ककार उतारे गये हैं। वे इस प्रकार हैं—कणयापुरपाटण १, कनकधर राजा २, कनकावती राणी ३, कनैयाकुँवर ४, कनकेसर मूता ५, कालिकादेवी ६, कांकावाव ७, केदारनाथ ८, कबुआता लाव ९, कलरवाव १० केदारिया बांभण ११, कनकावली वेश्या १२, किसनमंदिर १३, केसरियानाथ १४

इन चौदह ककारो में से किसन (चारभुजा) का मंदिर गाँव के बीच में, कालिकादेवी और कबुआतालाव गाँव से दक्षिण, कांकावाव और केदारनाथ गाव से पौन माइल पूर्व-दक्षिण कोण में, कलरवाव धोलागड और बामणेरा गाँव के मध्य में, और केशरियानाथ कोरटाजी के नये मंदिर में विराजमान हैं।

किंवदंति है कि 'आनन्दचोशला' के राज्यकाल में नाहड मंत्रीने कालिकामंदिर, केदारनाथ खेतलादेवल, महादेवदेवल और कांकावाव ये पांच स्थान मयभागभूमि के श्रीमहावीरप्रभु की सेवा में अर्पण किये थे परन्तु आज कांकावाव के सिवाय अन्य कोइ स्थान महावीरप्रभु के मंदिर के अधिकार में नहीं है।

## दूसरे दो प्राचीन जिनमन्दिर—

गाँव से पश्चिम धोलागड की ढालू जमीन पर पहला श्री शान्तिनाथ का और दूसरा गाव में उत्तर तरफ है। इन दोनों मंदिरों की स्तंभलताओं के एक स्तंभे पर 'ॐनाडा' अक्षर

उकेरे हुए देख पडते हैं। इससे जान पडता है कि ये मन्दिर नाहड के पुत्र ढाकलजीने अपने श्रेय के लिये बनवाये हों। नाहड और सालिग के कुटुंबियोंने कोरंटकादि नगरों में नाहड-वसहि प्रमुख ७२ जिनालय बनवाने का उल्लेख उपदेशतरङ्गिणी ग्रन्थकारने किया भी है। इनमें प्रथम जिनालय की मंडप स्तंभ-लताएँ यशश्चन्द्रोपाध्याय के शिष्य पद्मचन्द्र उपाध्यायने अपनी माता सूरी और ककुभाचार्य के शिष्य भट्टारक स्थूलिभद्रने निज माता चेहणी के श्रेयोऽर्थ बनवाई है, ऐसा दो स्तंभों के लेख से ज्ञात होता है। इन दोनों मन्दिरों की प्राचीन मूलनायक प्रतिमाएं खंडित हो जाने से, उन्हें इन्हीं मन्दिरों की भमती में भंडार कर, उनके स्थान पर एक में श्रीऋषभदेव प्रतिमा सं० १९०३ माघ सुदि ५ मंगलवार के दिन और दूसरे में श्रीपार्श्वनाथ प्रतिमा सं० १९५५ फाल्गुन वदि ५ मी की प्रतिष्ठित विराजमान की गई हैं। प्रथम के प्रतिष्ठाकार सागरगच्छीय शान्तिसागरसूरि और द्वितीय के सौधर्मबृहत्तपोगच्छीय श्री विजयराजेन्द्रसूरीश्वरजी हैं।

## प्राचीन मूर्त्तियों का प्रादुर्भाव—

सबसे प्राचीन जिस महावीर मंदिर का ऊपर उल्लेख किया गया है, उसके परकोटे का संभार काम कराते हुए बांयें तरफ की जमीन खोदते समय दो हाथ नीचे सं० १९११ जेठ सुदि ८ के दिन पांच फुट बडी सफेद पाषाणमय अखंडित श्रीऋषभदेव भगवान् की एक और उतने ही बडे कायोत्सर्गस्थ दो बिंब एवं तीन जिनप्रतिमा निकली थी। कायोत्सर्गस्थ प्रतिमाओं में एक संभवनाथ और दूसरी शान्तिनाथ भगवान् की हैं। इनकी प्रतिष्ठा सं० ११४३ वैशाख सुदि २ गुरुवार के दिन बृहद्गच्छीय श्री विजयसिंहसूरिजीने की है। इसी प्रकार सं० १९७४ में 'नहरवा' नामक स्थान की जमीन से १३ तोरण और ४ धातुमय जिनप्रतिमा निकली थीं। समय समय पर कोरटाजी की आसपास की जमीन से छोटी बडी ५० प्रतिमा उपलब्ध हुई हैं, जो सभी प्राचीन और सर्वाङ्गसुन्दर है। इनके प्रतिष्ठाकार देवसूरि, शान्तिसूरि और जज्जगसूरि आदि आचार्य हैं। कोरटावासियों का कहना है कि यदि दस–बीस हजार का खर्चा उठा कर यहाँ की जमीन का खोदकाम कराया जाय तो सैंकडों प्राचीन जिन प्रतिमाएँ निकलने की संभावना है।

## नया जैनमन्दिर—

यह मन्दिर कोरटाजी के पूर्व फला के ऊपर अतिविशाल और रमणीय शिखरवाला है। इसमें भूमि निर्गत उपरोक्त विशाल, प्राचीन और सर्वाङ्गसुन्दर श्री ऋषभदेवस्वामी की प्रतिमा दो काउसग्गियों के सहित विराजमान है। इस विशाल मन्दिर की प्रतिष्ठा, और उसी उत्सव में नवीन तीनसौ जिनबिम्बों की अंजनशलाका सं० १९५९ वै० सु० १५ गुरुवार के दिन श्रीमद् विजयराजेन्द्रसूरीश्वरजी महाराजने की है।

## राज्यपरिवर्त्तन—

कोरटाजी जागीर पर प्राचीन समय में किस किस राजा का अधिकार रहा? यह बतलाना अति कठिन है। परन्तु प्राप्त सामग्रियों से जान पडता है कि कुछ शताब्दियों के पहले इस पर भीनमाल के राजा रणहस्तीवत्सराज, उनके बाद जयन्तसिंह, उदयसिंह, और चाचिगदेव का; उसके बाद चन्द्रावति और आबू के परमार राजाओं का, उसके बाद अणहिलवाड (पाटण) के चावडा और सोलंकियों का, फिर नाडोल और जालोर के सोनगरा चौहानों का, बाद में सिरोही के लाखावत देवडा चौहानों का, बाद में आंबेर और मेवाड के महाराणाओं का अधिकार रहा। सं० १८१३ और १८१९ के दरमियान उदयपुर महाराणा की महरबानी से पांच गाँवों के साथ कोरटा जागीर वाकली के ठाकुर रामसिंह को मिली। गोडवाड परगना जब जोधपुर के तरफ आया, तब महाराजा विजयसिंहजीने सं० १८३१ जेठ वदि १२ के परवाने से ठाकुर रामसिंह को कोरटा १, बांभणेरा २, पोईणा ३, नारवी ४, पोमावा ५, जाकोडा ६, और वागीण ७. इन सात गाँवों की जागीर की सनंद करदी, जिससे रामसिंह के तरफ अपने वंशकी वांकलीगाँव की जागीर और कोरटा पट्टे की जागीर रही, जो अब तक उसीके वंशजो के अधिकार में है।

## कोरटाजी तीर्थ का मेला—

इस प्राचीनतम तीर्थ की समुन्नति के लिये कूणपट्टी के २७ गाँवों के जैनोंने विद्वान् मुनिवरों की सलाह मुजब कार्तिक सुदि १५ और चैत्र शुद १५ का दो मेला सं० १९७० से प्रतिवर्ष भरा जाता है। यहाँ यात्रियों के आराम के लिये एक विशाल धर्मशाला और एक प्राचीन उपासरा भी है।

## उपसंहार—

यहां तीन प्राचीन और एक नवीन एवं चार सौधशिखरी जिन-मन्दिर हैं, जिनमें सब से प्राचीनतम श्रीमहावीरप्रभु का मन्दिर है। तीर्थ एरनपुरारोड स्टेशन से १२ माइल पश्चिम में है। एरनपुरारोड से कोरटाजी तक मोटर, बेलगाडी, टांगा, ऊंट आदि सवारियाँ मिलती हैं। आबुराज और गोडवाड की पंचतीर्थी की यात्रा करनेवाले यात्रियों को इस प्राचीन तीर्थ की यात्रा का भी लाभ अवश्य लेना चाहिये। ॐ शान्तिः!

---

'जैन' पत्रने जिस प्रकार समस्त गुजरात में अपनी ललित भाषासे अमृत सिञ्चन किया है उस प्रकार हम चातकों की तृषाको ऐसे अमृतसे सिंचनेवाला आज तक कोई भी नहीं मिला और न हम किसी से समीप भविष्य मे आशा ही रख सकते हैं। आशा है कि यह सिलवर जुबिली संसार के सन्मुख उच्च आदर्श उपस्थित करेगी।

रोशनलाल चतुर–उदयपुर.

# આશાવલ



ઝવેરી મુળચંદ આશારામ વૈરાટી
તંત્રી "સુઘોષા" અમદાવાદ.

હાલ જ્યાં અમદાવાદ વસ્યુ છે તેની નજીકમા જ પૂર્વે આશાવલ નામનું એક મોટું નગર હતુ હિન્દુસ્તાનના તે વખતના વ્યાપારના રાજમાર્ગ ઉપર આ સ્થળ હોવાથી પરદેશોમા તે ઘણુ જાણીતુ હતુ ઇ સ ની દશમી સદીના પરદેશી મુસાફરોના લખાએલા વર્ણનોમા આશાવલનુ નામ આવે છે ઇ સ ૧૦૭૨ થી ૧૦૯૪ ની વચમા પાટણના ચૌલુક્ય વંશના મહારાજા કર્ણે ૭-લાખ ભીલોના સ્વામી આશાભીલને હરાવી તે નગરનો કબજો લીધો ત્યારપછી તેનુ નામ કર્ણાવતી[1] આપી પોતાની રાજધાની ત્યાં રાખી હતી પરંતુ લાંબા વખત સુધી તે આશાવલના નામથી જ પ્રસિદ્ધ રહ્યુ હતુ આ શહેર જો કે શ્રીનગર, રાજનગર, આશાપલ્લી, આશાવલ, કર્ણાવતી એમ જુદા જુદા નામોથી અલંકૃત થયુ છે, પરંતુ ગ્રંથોમા મોટે ભાગે આશાવલ અને કર્ણાવતીના નામો પ્રસિદ્ધ છે આશાવલ એ હાલના 'અસારવા'ની જગા ઉપર હતુ એમ અમદાવાદના ગ્રંથો કહે છે પરંતુ "મીરાતે અહમદી"મા આશાવલ અને અસારવા જૂદા બતાવે છે આશાવલના મૂળસ્થાન માટે "ગુજરાતનુ પાટનગર" ના લેખકનો મત જમાલપુર દરવાજા બહાર હોવાનો છે ઇ સ. ની ૧૩મી સદીના જૈનગ્રંથોમા આશાવલનુ વર્ણન કરતા ત્યા અનેક જૈનમંદિરો હોવાનુ જણાવે છે, તેમજ આ નગરમાં વસ્તુપાળ તેજપાળે પણ કળાપૂર્ણ દેરાસરો બંધાવ્યાના ઉલ્લેખો મળે છે જીનપ્રભસૂરિ આશાવલને ગુજરાતની બીજી રાજધાની તે વખતના પાટનગર પાટણ અને ખંભાતથી બીજે નંબરે-જણાવે છે આચાર્યશ્રી દેવસૂરિ આશાવલના શ્રી નેમીનાથના પ્રાસાદમા રહેતા હતા તે વખતે તેમણે કુમુદચંદ્ર નામના દિગમ્બર જૈનાચાર્ય સાથે વાદવિવાદ કરી તેને હરાવ્યાના ઉલ્લેખો મળે છે આ સિવાય અલ્લાઉદ્દીનના સમા ઉલુખાને[2] આશાવલના ઘણા જીનમંદિરો અને હિંદુ મંદિરોનો નાશ કર્યો અને તે પછી પણ ગુજરાતમા આવતા મુસલમાન બાદશાહોના આક્રમણથી એ નગર ધીરે ધીરે ઘસાઇ જવા પછી આશાભીલના વંશજો પાછા આશાવલના ઠાકોર બન્યા ત્યારબાદ અહમદશાહે એ આશાભીલના વંશજ પર ચઢાઇ કરી તેને હરાવ્યો અને તેની તેજા નામની પુત્રી (કે જે ઘણી ખુબસુરત હતી) ની માગણી કરી, બીજને લાચારીએ તેમ કરવાની ફરજ પડી, તેજા બાદશાહની બેગમ થઇ અને પાટણ ગઇ, પરંતુ તેને પાટણમા ગમતુ નહિ અને વાતવાતમા પોતાની જન્મભૂમિના હવાપાણીની પ્રશંસા કરતી બાદશાહ એક વખત શીકારે નીકળ્યો ત્યારે સાબરમતીના કાંઠે પોતાનો પડાવ નાખ્યો ત્યા એક જાળામાથી સસલાએ નીકળી બાદશાહના શીકારી કુતરા ઉપર તરાપ મારી તેની સામે ટક્કર ઝીલી કુતરાને નસાડયો આ દૃશ્ય જોઇ બાદશાહને જમીનના પ્રભાવનો ખ્યાલ આવ્યો અને બેગમ તેજાએ કરેલા વખાણમા શ્રદ્ધા વધવાથી તેજ ભૂમિ ઉપર એક સુંદર નગર વસાવી ત્યાં પોતાની રાજધાની સ્થાપવાનો નિશ્ચય કરી પાટણ ગયો અને તરતજ ત્યાથી પાંચ લાખ રૂપીયા અને મોટા રસાલા સાથે ઘણો સરંજામ લઇ અમદાવાદ આવ્યો અને જ્યોતિષ શાસ્ત્રના નિપુણ પુરૂષો પાસેથી મહૂર્ત લઇ સંવત ૧૪૬૮ના વૈશાખ શુદી ૭ ને વાર શનીવારે સૂર્યોદય પછી ૧૫ ઘડી ૩૯ પળે ગણેશવારીના દરવાજે અત્યારના માણેકબુરજના સ્થાને અહમદ-આબાદ (અમદાવાદ) નો પાયો ચાર અહમદોએ મળીને શુભમુહૂર્તે નાખ્યો અને બજાર માટે માણેકચોકની મુહૂરત પોળનુ મહૂરત[1] થયુ એ ગમે તેમ હોય પરંતુ શહેરની આબાદી જોતજોતામા વધવા લાગી અને શહેરના રક્ષણ અર્થે કોટ[2] બંધાવ્યો

આ કામમા માણેકનાથ નામનો બાવો ગુપ્ત વિદ્યાના પ્રયોગથી ખલેલ કરતો હતો તેને સાધકોની મદદથી ઘડામા પુરી પાયામા ચણી લઇ ત્યા માણેકબુરજ બાંધ્યો અને શહેરના મધ્ય બજારનુ નામ માણેકચોક પાડયુ તેમ કહેવાય છે ત્યારબાદ મહમદ બેગડાએ રસ્તાઓની વિશાળતા વધારી, રસ્તાઓ ઉપર છાયાદાર ઝાડો રોપ્યા, સંખ્યાબંધ બાગ-બગીચાઓ વધાર્યા

---

૧ કેટલાએક ગ્રંથકારો ખંભાતને કર્ણાવતી જણાવે છે પરંતુ હમીર મદમર્દન નાટક આશાવલને જ કર્ણાવતી હોવાનુ જણાવે છે તેમજ સાબરમતીના સપ્તરૂપીના આરેથી એક શીલાલેખ હાથ લાગ્યો છે જેમા કર્ણાવતી એવુ નામ આવે છે

૨ ઉલુખાને સોમનાથ મહાદેવ તથા જોધપુર રાજ્યના સત્યપુર (હાલનુ સાચોર) ના મહાવીરના પ્રાચીન તીર્થનો નાશ કરી મૂર્તિને દીલ્હી લઇ જઇ નષ્ટ કરી હતી ઉલુખાને આશાવલમા નિવાસ કર્યો હતો તેમ જીનપ્રભસૂરિ જણાવે છે

૧ કેટલાક ગ્રંથકારો બદ્રના કીલ્લાનુ મહૂરત થયુ જણાવે છે

૨ આ કોટને ૧૨ દરવાજા (પાછળથી ૧૭ દરવાજા થયા છે) અને ૧૬૯ બુરજો તથા ૬૭૦૯ જ ગોખવાળો બાંધવામા આવ્યો હતો જેમા ઇ સ ૧૭૮૦ મા અંગ્રેજોના મારાથી અને ત્યારપછી આવેલી પાણીની રેલના લીધે ભંગાણ પડયુ હતુ તે કલેકટર બાર્ન્ડેલે ઈ સ ૧૮૩૨ મા સમરાવ્યો છે

સુંદર અને ભવ્ય મકાનો, આરામગૃહો અને મસજીદો બાંધી શહેરનું સૌંદર્ય ઘણું જ વધાર્યું. વ્યાપારીઓ પણ આથી આકર્ષાઈ આ શહેરમા આવવા લાગ્યા અને તેથી આ શહેરમા વેપાર અને હુન્નર ઉદ્યોગો ઘણાજ વધવાથી વસ્તી ધીરે ધીરે વીશથી ત્રીસ લાખ સુધી પહોંચતા આસપાસ ૩૬૦ (મીરાતે અહમદીના અભિપ્રાય મુજબ ૩૨૦) પરાઓ વસ્યાં. એક એક પરૂં એક એક શહેર જેવું હતું. ઇ. સ. ૧૬૩૮ માં આવેલ પરદેશી મુસાફર મેન્ડેસ્લો તેના પ્રવાસ વર્ણનમા જણાવે છે કે–“શહેરના ફરતા ૨૧ માઇલ સુધી પરાનો વિસ્તાર પહોચ્યો છે. નવલાખ મકાનો અને ૨૦ થી ૩૦ લાખ મનુષ્યોની વસ્તી છે. પોણોસો ઉપરાત ક્રોડપતીઓ, સખ્યાબંધ લખપતીઓ, અને શરાફોની મોટી વસ્તી છે તેનો વ્યાપાર હીન્દની ચારે બાજુ ફેલાયો છે. અરબસ્તાન, મીસર, ચીન અને આફ્રીકાના જંગલી પ્રદેશો સુધી રેશ્મી, કસબી અને સુતરાઉ કાપડના માલનો જથ્થો જાય છે. અને બદલીમા ખંભાતના બંદરેથી સોનું, તેજાના, હાથીદાત–ઝવેરાત, ધાતુઓ, ઘોડા અને બીજી અનેક વસ્તુઓ આવે છે.” આ પ્રમાણે ઇ. સ ૧૫૧૧ સુધી ઉત્તરોત્તર તેનો વિકાસ થતો રહ્યો. ઈ સ. ૧૫૧૨ થી ૧૫૭૨ સુધીના કાળમાં સુલતાનોના નિર્બળ સમયને લઇને તે નિસ્તેજ થતુ ચાલ્યું. અને ઇ. સ. ૧૫૭૩ થી ૧૭૦૭ સુધીના મોગલ શહેનશાહતના સમયમા તે પરિપૂર્ણ વિકાસને પામ્યું. આ સમય તેના ખરેખરા સૌંદર્યનો મધ્યાહ્ન હતો ઇ. સ. ૧૭૦૮ થી ૧૮૧૮ના સમયમા માંહો માંહે લડતા મોગલ હાકેમો અને મરાઠા સરદારોના વિગ્રહે તેનું સૌંદર્ય, વેપાર અને વિસ્તાર નષ્ટપ્રાય થયા. વસ્તી બીજા શહેરોમાં જવા લાગી. પરાઓ ભાગવા માંડ્યા સ્વાર્થી હાકેમોના સ્વાર્થે મહોલ્લાઓના ચોગાનોમા મકાનો ઉભા થવા લાગ્યા, રસ્તાઓ સાંકડા થતા ચાલ્યા અને શહેરનું સૌંદર્ય, વિસ્તાર અને વ્યાપાર નષ્ટપ્રાય થયાં. ઇ. સ. ૧૭૩૮ થી ૧૭૫૭ના સમયમા અમદાવાદ મરાઠા અને મોગલ એમ બે સત્તાઓમા વહેંચાયું. આ સમયમા તેને ઘણું સહન કરવું પડ્યું. ત્યારબાદ ઇ. સ. ૧૭૮૦ સુધીના સમયમા પેશ્વા અને ગાયકવાડ એમ બે સત્તાની ભીંસમાં વધારે હાની પહોચી. ઇ. સ. ૧૭૮૦ મા ફતેસીંગ ગાયકવાડ જનરલ ગોડાર્ડની મદદ લઇ અમદાવાદ ઉપર ચઢી આવ્યો. આ લડાઇમા અંગ્રેજોને ઘણું સહન કરવું પડ્યું. આથી ચીડાઇને જનરલ ગોડાર્ડે ત્રણ દિવસ સુધી શહેર લુંટવાનો ઓર્ડર કાઢ્યો: પરંતુ શાન્તિદાસ શેઠના વંશજ નગરશેઠ નથ્થુશાહ શેઠ, બાદશાહી દીવાન અને શહેરના કાઝીએ મળી જનરલને મીઠા વચનોથી સમજાવી શહેર લુંટવાનો ઓર્ડર રદ કરાવ્યો. આ લડાઇ પછી એકજ વર્ષે ફોરબસ સાહેબ અમદાવાદ આવ્યા હતા. તે લખે છે કે–શહેર પુરે પુરૂં પાયમાલ થયું છે. મકાનોના ખંડેરો પડયાં છે. લોકો શહેર છોડી ચાલ્યા જાય છે. કોટની અંદર પણ જમીનોના પુષ્કળ ટેકરાઓ પડ્યા છે. કોટમા ભંગાણ પડેલા હોવાથી જંગલી જાનવરો શહેરમા આવી શીકાર કરી જાય છે આ પછી દુષ્કાળો, અતિવૃષ્ટિ અને મહામારીએ શહેરની બાકી રહેલી પાયમાલી પુરી કરી. મરાઠી રાજ્ય કાળમાં તે પુરૂં પાયમાલ થયું. છેવટે ઈ. સ. ૧૮૧૭ ના કોલ–કરારની રૂએ અમદાવાદનો સ્વતંત્ર કબજો અંગ્રેજોના હાથમાં આવ્યો, તે વખતે અમદાવાદની વસ્તી ૮૦૦૦૦ માણસોની હતી. ઇ. સ. ૧૮૨૯ મા શાહીબાગ પાસે લશ્કરી છાવણીનો કેમ્પ નંખાવ્યો. ઇ. સ. ૧૮૬૫ મા અમદાવાદ અને મુંબાઇ વચ્ચે રેલ્વે વહેવાર જોડાયો. લોકોએ શાન્તિનો શ્વાસ લીધો. ધીરે ધીરે તેની વસ્તી વધવા માંડી અને મીલ ઉદ્યોગથી ૧૯૨૧મા ૨૭૦૯૬૪ વસ્તી નોંધાઇ છે. એ રીતે આ પ્રસિદ્ધ નગરની સ્થાપના અને તેની ચડતી–પડતીના બદલાતા રંગોમા જૈનોનો ફાળો ઘણો મોટો છે. નગરના સૌંદર્યમાં જૈન મંદિરો અને જૈન સખાવતોથી તૈયાર થએલાં જાહેર મકાનો અગ્રસ્થાને છે. રાજ્યદારી ક્ષેત્રમા પણ જૈનોનો ફાળો મોટો છે. ઔરંગઝેબે સુબા ગિરીના સમયમા એક જૈન મંદિરને અપવિત્ર કરવા પછી તેની નુકશાનીનો બદલો સરકારી તીજોરીમાંથી લઇ તે મંદિરનો કબજો મેળવવા જેટલી પ્રભા જૈનોમાં હતી. હુન્નર ઉદ્યોગોમા પણ જૈનો સૌથી આગળ છે: ટ્રેનીંગ કોલેજ, સ્કૂલો, કન્યાશાળાઓ, બોર્ડીંગો, લાયબ્રેરીઓ, હોસ્પીટાલો આદિ સ્થાનોમા જૈન સખાવત અગ્રસ્થાને છે. રાષ્ટ્રીય શિક્ષણકાર્યમાં પણ જૈન પંડિતો અગ્રસ્થાને છે. આ રીતે એક વખતનું આશાવલ અને હાલના અમદાવાદના ઇતિહાસમાં જૈનોએ જાળવી રાખેલ અગ્રસ્થાન ચિરસ્થાયી બનો. શુભં ભવતુ.



## ઘણું જીવો “ જૈન ”

નિષ્પક્ષપાત અને નિર્દોષ લખાવટ, શુદ્ધ અને સરલ વિચારસરણી અને સત્ય અને અહિંસાભરી ભાવનાની ત્રિવેણી જેને જીવન આંગણે નિત્ય વહે છે એવું ‘ જૈન ’ ઘણું જીવો !

આજે પત્રકારની દુનિયામાં આસુરી આંધી જામી છે એ વખતે પ્રભુના પ્રકાશ ઝીલનારૂં ‘જૈન’ ઘણું જીવો !

ઠામ ઠામ વિરોધ અને વેરના થાણા બેસવાની શરૂઆત થઇ છે એ વખતે સુલેહ અને શાંતિના પયગામ આપનારૂં “ જૈન ” ઘણું જીવો !

વૈશ્યવૃત્તિ અને વાણીનો વ્યભિચાર આજનાં પત્રકારિત્વને અભડાવી રહેલ છે એ વખતે વિશુદ્ધિનું વાતાવરણ જમાવનાર “જૈન” ઘણું જીવો !

ઇન્દ્રિયોની ગુલામી સરીખી જીવન–જાળમાં સપડાતા જૈન સમાજને “ ઇન્દ્રિયો જીતે તે જૈન ” એ ‘જૈન જીવનનું મૂળતત્વ સમજાવનાર જૈન’ ઘણું જીવો !

જૈનધર્મનાં મૂળતત્વને કાયમ રાખી નવિ દુનિયાના વિકાસપંથને સત્કારનાર “જૈન” ઘણું જીવો !

વાણી, વિચાર અને વર્તનમા જૈન નામને શોભાવે તેવું જીવન જીવનાર “ જૈન ” ઘણું જીવો !

હિંદી રાષ્ટ્રના અંગ તરીકે જૈન સમાજને પ્રગતિનાં પરિયાણ કરાવનાર “જૈન” ઘણું જીવો !

—:ગોકળદાસ દ્વારકાદાસ રાયચુરા:—